# પ્રકાશકના બે બોલ.

શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સાહિત્યપ્રચારનો એક ઉદ્દેશ ગુજરાતના ઇતિહાસને તેમ તેના સંશોધનને લગતા વિષય સંબંધી ગ્રંથો અને વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવો એ છે, પ્રસ્તુત ગ્રંથ પ્રબંધચિંતામણિ, ગુજરાતના મધ્યકાલીન હિન્દુ–રાજપુતયુગના ઇતિહાસનાં પ્રબંધાત્મક સાધનોમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે એ સાધનોમાં પ્રબંધચિંતામણિ ઐતિહાસિક દૃષ્ટિએ ખાસ મૂલ્યવાન ગણાય છે. ગુજરાતના ચાવડા વંશી રાજા વનરાજ, સોલંકી વંશી મૂળરાજ, ભીમદેવ, કર્ણ, સિદ્ધરાજ, કુમારપાળ, અને વાઘેલા વંશી વીરધવલ એ રાજાઓના પ્રબંધો ઉપરાંત, શકવર્તી શાલીવાહન, પરમાર વંશી ભોજ આદિના પણ પ્રબંધો આ ગ્રંથમાં નિરૂપાયલા છે; એ તેનું ઐતિહાસિક મહત્ત્વ સિદ્ધ કરે છે.

સ્વ. શ્રી એલેક્ઝાન્ડર કિન્લૉક ફાર્બસ સાહેબે "રાસમાળા"માં ઉપયોગ સારૂ જે ઐતિહાસિક સાધનો એકત્રિત કરેલાં, તેમાંના સંસ્કૃત ઐતિહાસિક પ્રબંધાદિ સાહિત્ય ગ્રંથો મૂળ તેમ જ, તેના અનુવાદો પ્રકટ કરવાનું શ્રી ફાર્બસ ગુજરાત સભાએ ઠરાવેલું છે. એ શ્રેણીમાં શ્રી રાજશેખરસૂરીપ્રણીત ચતુર્વિંશતિપ્રબંધ ( મૂળ તેમજ અનુવાદ ) અત્યાર આગમચ પ્રકટ થઈ ચૂકેલ છે. શ્રી મેરુતુંગાચાર્યપ્રણીત પ્રબંધચિન્તામણિ એ બીજો ગ્રંથ છે. આ મૂળ સંસ્કૃત ગ્રંથ શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીજી પાસે સંશોધાવી સભાએ પ્રકટ કરેલ છે. તેમનો જ આ અનુવાદ છે. તેમણે પ્રસ્તાવનામાં સ્વ. શાસ્ત્રી શ્રી રામચંદ્ર દીનાનાથના અનુવાદ કરતાં પ્રસ્તુત અનુવાદમાં શી વિશિષ્ટતા છે તે દર્શાવેલું છે.



આશ્વિન વદિ ૮, વાર મંગળ
સં. ૧૯૯૦ તા. ૩૦–૧૦–૩૪
મુંબઈ

અંબાલાલ બુલાખીરામ જાની
સહાયક મંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# શ્રી ફાર્બસ ગુજરાતી સભા—મુંબઈ

## શાળા-પાઠશાળાઓને ઇનામ માટે, તેમ પુસ્તકાલયોના સંગ્રહ માટે અડધી કિમ્મતની ગોઠવણ

શ્રી ફા. ગુ. સભાએ, સરકારી, દેશી રાજ્યોના તેમજ મ્યુનીસીપલ અને લોકલ બોર્ડોના કેળવણી ખાતાઓ, અભ્યાસ, વાચન, તથા ઇનામો દ્વારા તેમજ તેમની નિશાળોની તથા સાર્વજનિક લાઇબ્રેરીઓ ગુજરાતી સાહિત્યનો પ્રસાર ઓછા ખર્ચે થઇ શકે તે માટે પોતાના પુસ્તકો (રાસમાળા ભાગ ૧-૨ સિવાય) અર્ધી કિમ્મતે, વેચાતા લેઇ શકે, એવી અનુકૂલતા કરી છે. રાસમાળા ભાગ ૧-૨ એ સંસ્થાઓને ૧૨॥ ટકા કમીશનથી મળશે.

**આ પુસ્તકો અર્ધી કિમ્મતે લેવાં હોય, તેમણે પત્રવ્યવહાર કરવો.**

**૧-૨ રાસમાળા (સચિત્ર) ૩ જી આવૃત્તિ ભાગ ૧-૨ દરેકનુ મૂલ્ય રૂ. ૫-૮**

**૪ માર્કસ ઓરલીઅસ એન્ટોનીનસના સુવિચારો મૂ. રૂ. ૨**

**૫-૬ શ્રી ફા. બ. ગુ. સભા, હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ, ભાગ ૧-૨ જો દરેકનુ મૂ. રૂ. ૨**

**૭ ગુજરાતનાં ઐતિહાસિક સાધનો-ભાગ ૧ ૨. મૂ. રૂ. ૧**

**૮ રસકલ્લોલ-સ્ત્રીજીવનના ગીતો. મૂ. રૂ. ૦-૧૦**

**૯ પ્રબોધબત્રીશી** (કવિશ્રી માંડણકૃત) અને **રાવણમંદોદરીસંવાદ** (કવિ શ્રીધરકૃત) ટીકા સાથે. **મૂ. રૂ. ૦-૧૨-૦**

**૧૦ પ્રાચીન કાવ્યવિનોદ** ભાગ ૧ લો-આખ્યાનો અને પદો. **મૂ. રૂ. ૧**

**૧૧ અહુનવર**-પારસી ધર્મતત્ત્વનુ વૈદિક દૃષ્ટિએ અવલોકન. **મૂ. રૂ. ૦-૮**

**१२ चतुर्विंशतिप्रबन्धः** प्रो हीरालालेन संशोधित । **मू. रु. २-८**

**१३ प्रबन्धचिन्तामणि शास्त्री दुर्गाशङ्करेण** संशोधितः । **मू. रु. १-८**

**૧૪ શાક્તસંપ્રદાય**-સિદ્ધાન્તો, ગુજરાતીમા તેનો પ્રચાર. **મૂ. રૂ. ૧-૮**

**૧૫ ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો**:-ભાગ ૧ લો, અશોકથી વાઘેલા વંશ પર્યન્ત પાના રોયલ ચાર પેજી ૪૦૦ **મૂ. રૂ. ૪-૮**

**૧૬ મહાભારત ભાગ ૧ લો**-(ગુજરાતી પ્રાચીન અનુવાદ) આદિપર્વ, અને સભાપર્વ, **મૂ. રૂ. ૧-૪**

**૧૭ ગુજરાતના કેટલાક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓ**: સ્વ. કવીશ્વર દલપતરામ **મૂ. રૂ. ૧-૧૨-૦**

**૧૮ ચતુર્વિંશતિપ્રબંધ**-(ગુજરાતી અનુવાદ) **મૂ. રૂ. ૧**

**૧૯ પંચદંડ (વાર્તા)** નરપતિકૃત **મૂ. રૂ. ૦-૧૦-૦**

**૨૦ મહાભારત ભાગ ૨ જો** (વનપર્વ નાકરકૃત) **મૂ. રૂ. ૧**

**૨૧ પ્રબંધચિંતામણિ** (ગુજરાતી અનુવાદ) **મૂ. રૂ. ૧**

**૨૨ રૂપસુન્દર કથા** (છંદોબદ્ધ શૃંગાર કાવ્ય) **મૂ. રૂ. ૦-૮-૯**

**૨૩ કૃષ્ણલીલા કાવ્યઃ**-(સં. ૧૫૨૯) પાટણના કાયસ્થ કવિ કેશવરામે રચેલ દશમસ્કંધ, **મૂ. રૂ. ૧-૮**

**મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું.,**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨

# પ્રસ્તાવના

આ પ્રબંધચિંતામણિ નામનો ગ્રન્થ નાગેન્દ્ર ગચ્છીય ચંદ્રપ્રભશિષ્ય મેરુતુંગ સૂરિએ, તે પોતે ગ્રન્થાન્તે કહે છે તેમ વર્ધમાનપુર (વઢવાણ) માં વિ સં ૧૩૬૧ માં રચ્યો છે આ ગ્રન્થની ઐતિહાસિક ઉપયોગિતા ૮૫ વર્ષ પહેલાં જ રાસમાળાના કર્તા શ્રી અલેક્ઝાંડર કિન્લૉક - ફાર્બસ સાહેબના ધ્યાનમાં બરાબર આવી હતી તેઓએ રાસમાળાના સાધન તરીકે પ્ર-ચિં-ની મૂળ પ્રત મેળવી, એટલું જ નહિ પણ તેનું અંગ્રેજી ભાષાન્તર ઈ સ ૧૮૪૯માં કરી પોતાને હાથે નોંધપુસ્તકમાં લખ્યું[1] અને પછી રાસમાળામાં એનો છૂટથી ઉપયોગ કર્યો એમની પછી મુંબઈ ગૅઝીટીઅરમાં ગૂજરાતનો ઇતિહાસ લખવામાં પં ભગવાનલાલ ઇન્દ્રજીએ પણ આ ગ્રન્થનો પૂરો ઉપયોગ કર્યો છે છતાં પ્રબંધચિંતામણિ નિર્ભેળ ઈતિહાસનો ગ્રન્થ નથી પણ પ્રબંધ છે એ પણ એ વિદ્વાનોને પૂરેપૂરું જાણવામાં હતું

મહાકાવ્ય રૂપે ઐતિહાસિક રાજપુરુષોના ચરિત્રગ્રન્થો લખવાની પદ્ધતિ તો શ્રી હેમચન્દ્રાચાર્ય પહેલાં જ આ દેશમાં પ્રચલિત થઈ ગઈ હતી અને એ પદ્ધતિને અનુસરી શ્રી હેમચન્દ્રાચાર્ય (વિ સં ૧૧૪૫ થી ૧૨૨૯) પણ સંસ્કૃતમાં દ્વયાશ્રય અને પ્રાકૃતમાં કુમારપાલચરિત નામનાં મહાકાવ્યો લખ્યાં છે અને તેની પાછળ ચાલી સોમેશ્વર, અરિસિંહ, બાલચંદ્ર, જિનમંડનગણિ વગેરેએ પણ એ ધોરણનાં કાવ્યો લખ્યાં છે આ મહાકાવ્યોમાં નાયકના પૂર્વજો વિષે પણ કાંઇક લખેલું મળે છે અને એ રીતે આ ગ્રન્થોમાંથી ઇતિહાસને લગતી થોડી સામગ્રી મળી આવે છે. પણ પ્રબંધચિંતામણિ, દ્વયાશ્રય કે કીર્તિકૌમુદી જેવું મહાકાવ્ય નથી. મહાકાવ્યમાં હોવું જોઇએ તે–ચંદ્રોદય સૂર્યોદયનું વર્ણન, ઋતુવર્ણન, કેલિવર્ણન વગેરે કશું ય પ્રબંધચિંતામણિમાં નથી પ્ર ચિં તો વચ્ચે વચ્ચે સુભાષિતો મૂકીને આકર્ષક બનાવેલી તથા સાદી ભાષામાં લખેલી ટુંકી ટુંકી કથાઓનો સંગ્રહ છે

---

[1] શ્રી ફાર્બસ સાહેબે પ્ર ચિં નું અંગ્રેજી ભાષાન્તર બે નોટોમાં લખ્યું હશે પણ તેમાંથી પ્ર ચિં ના ત્રીજા, ચોથા અને પાંચમા પ્રકાશના ભાષાન્તરવાળી પાછલી નોટ જ ફાર્બસ સભાના સંગ્રહમાં જળવાઈ રહી છે ટૉનીએ ૧૯૦૧ માં પ્ર ચિં નું અંગ્રેજી ભાષાન્તર છપાવ્યું, ત્યારે એને આ નોટની ખબર હોય એમ લાગતું નથી. જુઓ શ્રી ફા. ગુ. સભાના હસ્તલિખિત પુસ્તકોની નામાવલિ ભાગ ૧ લો પૃ. ૩૨૧.

જૈન લેખકોમા જૈન ધર્મના પ્રભાવક સૂરિઓ રાજાઓ, મન્ત્રીઓ વગેરેના ચરિત્રો લખવાનો રિવાજ પ્હેલાંથી ચાલ્યો આવતો હતો પણ પ્રબન્ધચિંતામણિના લેખકને લાગ્યુ કે 'જૂની વારવાર સાંભળેલી કથાઓથી હવે લોકોના મન જોઈએ તેવા પ્રસન્ન થતા નથી' એટલે તેણે 'નજીકના સમયમા થઇ ગયેલા સત્પુરૂષોના વૃત્તાન્તો' પસંદ કર્યા અને સાડા પાંચસો વર્ષ સુધી ભરપૂર જાહોજલાલીમા ચાલીને પોતાના દેખતા જ છિન્નભિન્ન થઇ ગયેલા ગૂજરાતના રાજપૂત રાજ્યના ઇતિહાસમાંથી કરેલી પસંદગી અત્યન્ત લોકપ્રિય થવાનો સંભવ તેણે યોગ્ય રીતે જ માન્યો. જૂની પ્રણાલીને વશ થઇને પ્રબન્ધચિંતામણિના પ્હેલા પ્રકાશમા મેરૂતુંગે વિક્રમપ્રબંધ અને શાલીવાહનપ્રબંધ તથા પાંચમા પ્રકીર્ણ પ્રકાશમા નાગાર્જુનપ્રબંધ વરાહમિહિરપ્રબંધ પુણ્યસારપ્રબંધ ગોવર્ધનનૃપપ્રબન્ધ વગેરે જૂના પ્રબંધો ટુંકામા આપ્યા છે ખરા પણ ગ્રંથનો મોટો ભાગ તો ગૂજરાતના ઇતિહાસને લગતા પ્રબંધોથી જ ભર્યો છે

**પ્રબન્ધચિંતામણિની વિશિષ્ટતા—**

દ્વયાશ્રય, કીર્તિકૌમુદી વગેરે ગૂજરાતના ઇતિહાસના સાધન તરીકે વાપરી શકાય એવા બીજા ગ્રંથો સાથે સરખાવતા પ્રબન્ધચિંતામણિમા ઐતિહાસિક દૃષ્ટિએ ખાસ મૂલ્યવાન ગણાય એવા બે ગુણો દેખાય છે

(૧) દ્વયાશ્રય વગેરે ગ્રન્થોના લેખકોનું ધ્યાન રૂઢશૈલીના મહાકાવ્યો લખવા તરફ છે, એટલે ઐતિહાસિક પાત્રોના ચરિત્રની કે તે તે પાત્રના જીવનમા બનેલા બનાવોની ઝીણી વિગતો આપવા તરફ તેઓનુ ધ્યાન નથી જ્યારે પ્રબન્ધચિંતામણિના લેખકનું ધ્યાન લોકરંજન ઉપર હોવાથી તેણે આગલા ગ્રંથો કરતા વધારે વિગતો આપી છે[1]

(૨) પોતે દૂર હોવાને કારણે કે પોતે લખતા હતા ત્યારે ગૂજરાતનું રાજપૂત રાજ્ય નાશ પામ્યુ હોવાના કારણે ગમે તેમ પણ એમના મનમાં રાજ્યનો ધાક નથી એટલે દ્વયાશ્રય કીર્તિકૌમુદી વગેરેમા ગૂજરાતના રાજાની હાર જેવા પ્રસંગનુ સ્હેજ સૂચન પણ નથી ત્યારે પ્રબન્ધચિંતામણિમા એવા વર્ણનો છે કુમારપાલચરિત સુકૃતસંકીર્તન વગેરે જેવો આશ્રયદાતાની પ્રશસ્તિરૂપ ગ્રંથ પ્રબન્ધચિંતામણિ નથી પણ પોતાના મોટે ભાગે જૈન ધર્મીય

---

૧ આમા એક અપવાદ છે કીર્તિકૌમુદી સુકૃતસંકીર્તન જેવા ગ્રંથો મહાકાવ્ય કરતા જૈન મન્ત્રીની પ્રશસ્તિરૂપ વધારે છે અને સમકાલીન હોવાથી વસ્તુપાલ મંત્રીના સત્કર્મોની તેઓએ કરેલી નોંધ પ્રબન્ધચિંતામણિ કરતા વધારે વિસ્તૃત અને હકીકતને વધારે અનુરૂપ છે

શ્રોતૃમંડળનાં મનને રંજન કરવા માટે લખાયેલો છે. એટલે આશ્રયદાતા નાખુશ થવાની બીક એને નથી, ત્યારે શ્રોતાઓ નાખુશ ન થાય એવી વૃત્તિ છે ખરી અને સ્વાભાવિક રીતે હોય જ. એટલે ગૂજરાતી શ્રોતાઓના ગર્વને ખંડિત ન કરવાના હેતુથી કે ગમે તેમ પણ તેણે ગૂજરાતનું ઘસાતું ન લખવાની બનતાં સુધી સંભાળ રાખી છે, એટલું જ નહિ પણ ગૂજરાતનું ગૌરવ વધારવા માટે, આપણને નિર્માલ્ય લાગે એવા પ્રયત્નો પણ કર્યા છે. ( જુઓ ભીમભોજપ્રબંધના અનેક પ્રસંગો ).

(૩) પ્ર. ચિં. પ્હેલાંના કોઈ ગ્રંથમાં કાલાનુક્રમ નથી. મૂળરાજ વગેરે રાજાઓનો વંશાનુક્રમ દ્વયાશ્રય વગેરેમાં છે, પણ કાલાનુક્રમ નથી; જ્યારે પ્ર. ચિં. માં વિ. સં. ૮૦૨ માં થયેલી પાટણની સ્થાપનાથી આરંભી વિ. સં. ૧૨૭૭ માં વસ્તુપાલે તીર્થયાત્રા કરી ત્યાં સુધીની વનરાજ આદિ પાટણના રાજાઓની ગાદીએ બેસવાની તથા મરણની તારિખો આપી છે. અને પાછળની તારિખો મેરૂતુંગે જ વિચારશ્રેણીમાં આપી છે. આ રીતે ગૂજરાતના ઇતિહાસની કાલાનુક્રમ જેવી અતિ ઉપયોગી સામગ્રી મેરૂતુંગે પૂરી પાડી છે. અને જેમ જેમ ઉત્કીર્ણ લેખો જેવાં સમકાલીન સાધનો મેરૂતુંગનાં કથનોની કસોટી કરવા માટે આપણને મળતાં જાય છે તેમ તેમ તેણે આપેલા કાલાનુક્રમની વિશ્વસનીયતા પુરવાર થતી જાય છે. એટલું જ નહિ પણ વિક્રમાર્કપ્રબંધ, ભર્તૃહરિપ્રબંધ, વરાહમિહિરપ્રબંધ, વગેરે જૂના પ્રબંધોને બાદ કરવામાં આવે તો-ફક્ત ભોજપ્રબંધમાં માઘ, બાણ, મયૂર વગેરે કવિઓને ભોજના સમયમાં મૂકવાની એણે જે ભૂલ કરી છે અને એ ભૂલ પોતાના સમયની દંતકથાને માની લેવાથી જ કરી છે, તે શિવાય બાકીનાં નામો તેણે કહ્યાં છે તે સમયનાં-કદાચ જરાતરા આગળપાછળ, પણ તે સમયનાં જ ઐતિહાસિક નામો છે. ડા. બુલ્હરે ઘણાં વર્ષો પ્હેલાં મેરૂતુંગનો આ ગુણ પકડયો હતો.

પ્ર. ચિં. નો મુખ્ય આધાર તો શ્રુતપરંપરા. મેરૂતુંગના પોતાના શબ્દોમાં સદ્ગુરુસંપ્રદાય જ છે. છતાં મેરૂતુંગે એના વખતમાં ઉપલબ્ધ લેખી સાધનોનો ઉપયોગ કર્યો હોવાનો સંભવ છે. હેમપ્રશસ્તિ, મુદ્રિત કુમુદચંદ્ર, કીર્તિકૌમુદી વગેરે ગ્રંથોમાંથી શ્લોકોના ઉતારા કર્યા છે, એ જોતાં એ ગ્રન્થોનો ઉપયોગ તો કર્યો જ હોવો જોઇએ, પણ એ ઉપરાંત જૈન ઉપાશ્રયોના ભંડારોમાં જાળવી રાખવામાં આવેલાં લખાણો ઉપરથી જ જૂની તારિખો મેરૂતુંગે આપી હોવી જોઇએ. એટલું જ નહિ પણ જૂદી જૂદી દંતકથા તથા જૂદાં જૂદાં લખાણોને ચાળી જોવાનો પણ આ ગ્રંથકારે

થોડો પ્રયાસ કર્યો છે એમ કેટલીક વાર દ્વયાશ્રય વગેરેથી એ જૂદા પડે છે, અને જૂદા પડે છે ત્યાં ઐતિહાસિક સંભવ એના પક્ષમાં હોય છે. એ ઉપરથી તથા ચાવડા વંશનો કાલક્રમ વિચાર શ્રેણીમાં પ્ર. ચિં. થી જૂદો આપ્યો છે, એ ઉપરથી જણાય છે.

વળી આ મેરૂતુંગસૂરિના સ્વભાવમાં જ કદાચ દભ ઓછો હશે એમ લાગે છે. આ બધા ગુણો સાથે જો એનામાં ઐતિહાસિક દૃષ્ટિ હોત તો કેટલો બધો લાભ થાત ! કાલાનુક્રમ આપવાની પદ્ધતિ મેરૂતુંગમાં નવી જ છે અને તેની પછીના લેખકોમાં એ ચાલુ રહી છે, એ જોતાં મુસલમાની લેખકોના ઐતિહાસિક ગ્રંથો મેરૂતુંગના જોવા સાંભળવામાં આવ્યા હોય, એમ લાગે છે. પણ એથી આગળ ઐતિહાસિક દૃષ્ટિ નથી જ ખીલી. એ જમાનામાં અહીં કોઈ હિન્દુમાં નહોતી ખીલી. અને એ કારણથી એક જ પ્રબંધમાં બનાવો કાલાનુક્રમમાં નથી લખ્યા પણ જેમ વાતો યાદ આવી તેમ લખી નાંખી છે. દા. ત. સિદ્ધરાજપ્રબંધમાં સિદ્ધરાજ સંબંધી જ બધું લખ્યું છે એટલું ખરૂં પણ તેના જીવનના જે બનાવો વર્ણવ્યા છે તે કોઈ ક્રમમાં નથી વર્ણવ્યા પણ આડાઅવળા ગમે તેમ લખી નાખ્યા છે.

પ્ર. ચિં. ના ઉપર ગણાવેલા ગુણોને પડછે (૧) ઐતિહાસિક દૃષ્ટિનો અભાવ એ એક તો મોટો દોષ છે જ; એ સાથે નીચેના બીજા દોષો પણ ગણાવી શકાય. (૨) પ્રબંધચિંતામણિ લોકકથાઓના સંગ્રહ જેવો લોકમનરંજનના હેતુથી લખાયેલો ગ્રંથ છે એટલે અતિશયોક્તિ દ્વારા ચિત્તરંજન કરે એવી, લોકમાં ચાલુ વહેમની પોષક હોય એવી કે માત્ર નવીનતાથી જ આકર્ષક એવી, વાતો સંગ્રહવા તરફ કર્તાનું લક્ષ્ય રહ્યું છે. પરિણામે ઐતિહાસિક ઉપયોગની અનેક મહત્ત્વની બાબતોનો પ્ર. ચિં. માં પત્તો જ લાગતો નથી, જ્યારે ગૌણ કે નિર્માલ્ય બાબતોનું લાંબું વર્ણન મળે છે. (૩) પ્રભાવકચરિત, સુકૃતસંકીર્તન, વગેરે ગ્રંથો સાથે સરખાવતાં મુખ્ય પ્રસંગનું વર્ણન બરાબર હોવા છતાં પ્ર. ચિં. માં વિગતોની ચોકસાઈ નથી એ દેખાઇ આવે છે. *(૪) સમગ્ર ગ્રંથ ભાષામાં, વાક્યરચનામાં, અવાંતર પ્રબંધોની ગોઠવણમાં* બધી રીતે શિથિલ રચનાવાળો છે અને એવો હોવાથી જ કદાચ એમાં પ્રક્ષિપ્તો પુષ્કળ દાખલ થઈ ગયાં છે. (૫) સૌથી મોટો દોષ–હાલની તટસ્થ દૃષ્ટિએ દોષ પણ જે જૈન શ્રોતાઓ માટે એ ગ્રંથ રચાયો છે તેની દૃષ્ટિએ મોટો ગુણ હશે–તે સંપ્રદાયદૃષ્ટિ છે. ખરી વાત એમ છે કે પ્રબંધ ચિંતામણિ કેવળ લોકનાં ચિત્તરંજન માટે–અને તે પણ સર્વ લોકના ચિત્તરંજન માટે નથી લખાયો, પણ મુખ્યત્વે જૈન સમાજના ચિત્તરંજન

માટે તથા તેઓમાં જૈનધર્મ તરફ રાગનો અને જૈનેતર–બ્રાહ્મણ ધર્મ તરફ દ્વેષનો પ્રચાર કરવા માટે લખાયો છે. અને એ કારણથી અતિશયોક્તિવાળી, ચમત્કારોવાળી તથા બ્રાહ્મણધર્મના દ્વેષથી પ્રેરાયેલી ઘણી વાતો પ્ર. ચિં. માં મળે છે. અલબત્ત એ કાળે બ્રાહ્મણધર્મીઓ અને જૈનો વચ્ચે તથા જૈનધર્મના જ શ્વેતાંબર તથા દિગંબર સંપ્રદાયો વચ્ચે પુષ્કળ ઝઘડા થતા હશે. આવી મોટી ગાળાગાળીમાં જૈનોની બ્રાહ્મણધર્મીઓ કઇ કઇ બાબતમાં નિન્દા કરતા હશે અને બ્રાહ્મણધર્મીની જૈનો કઈ કઈ બાબતમાં નિન્દા કરતા હશે તે પ્ર. ચિં. માંથી બરાબર જોવાનું મળે છે.

સામાન્ય રીતે આવા ગુણદોષવાળો હોવા છતાં ગૂજરાતના ઇતિહાસના સાધન તરીકે આ ગ્રન્થ એની પ્હેલાના કે પાછળના કોઈ પણ એક ગ્રંથ કરતાં વધારે મૂલ્યવાન છે, એમાં સંદેહ નથી.[૧] અને એ ઉપરાંત લોકકથા તરીકે પણ એમાં આપેલી કથાઓ મનોરંજક છે એટલું જ નહિ પણ એ વખતના લોકમાનસનું–એ માનસના વહેમો, અલ્પદર્શિતા, અજ્ઞાન વગેરેનું સારૂં પ્રતિબિંબ એમાં પડેલું દેખાય છે.

વિક્રમાદિત્ય, સાતવાહન, વનરાજ, મૂળરાજ, મુંજ, ભોજ, સિદ્ધરાજ, કુમારપાલ, હેમચન્દ્ર, વસ્તુપાલ, તેજપાલ વગેરેનાં આ પ્રબંધચિંતામણિમાં આપેલાં વૃત્તાંતોમાંથી જેટલાં ઇતર પ્રબંધોમાં મળે છે તેનું તુલનાત્મક સૂચન અને બીજાં ઐતિહાસિક સાધનોની કસોટીથી તપાસતાં એ વૃત્તાંતોમાંથી કેટલો અંશ ઐતિહાસિક જણાય છે અને કેટલો દંતકથા રૂપ જ છે એ બે ય બાબતનો વિચાર મોટી નાની પાદટિપ્પણીઓમાં તથા પરિશિષ્ટોમાં કર્યો છે, એટલે અહીં એ વિષયને સ્પર્શવાની જરૂર નથી રહેતી.

પ્રબંધચિંતામણિનું આ ભાષાન્તર તૈયાર કરવામાં મને સૌથી વધારે મહેનત આ ઐતિહાસિક ટિપ્પણીઓએ તથા પરિશિષ્ટોએ આપી છે, છતાં જોઇએ તેવી સંપૂર્ણતા એમાં લાવી શકયો નથી. ક્વચિત્ શરતચૂક પણ થઇ હશે.

પ્ર. ચિં. નું ભાષાન્તર પ્હેલાં શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથે બ્હાર પાડયું હતું. એ ભાષાન્તરનું લક્ષ્ય મૂળની કથા બ્હારથી સુધારાવધારા કરીને પણ

૧ રાજતરંગિણીની તોલે તો પ્ર. ચિં. વગેરે કોઈ ગ્રન્થ ન આવે, પણ એને બાદ કરતાં એ મધ્યકાળના સાડા પાંચસો વર્ષ જેટલા લાંબા ગાળાનો ઇતિહાસ ઉકેલવામાં ઉપયોગનું પ્ર. ચિં. જેવું કોઈ પણ પુસ્તક હિંદુસ્તાનના બીજા પ્રાંતમાં મળ્યું હોય–એવું મારા જાણવામાં નથી. રાજપૂતાનામાં ખ્યાતો છે, તે પ્ર. ચિં. પછી ઘણે વખતે લખાયેલ છે.

રોચક તથા સુબોધ રૂપમા આપવા તરફ હતું. વળી એ જમાનાની ભાષા જ આજે ન ચાલે એટલે મારે તો એ ભાષાન્તર નથી જ એમ ગણીને, નવુ જ ભાષાન્તર લખવુ પડયુ છે અલબત એ જૂના ગુજરાતી ભાષાન્તરની તથા ટોનીના અંગ્રેજી ભાષાતરની મદદ મેં આમા જરૂર લીધી છે, છતા જૈન પરિભાષા બરાબર ન સમજાવાથી કે મૂળના પાઠની સંદિગ્ધતાને પરિણામે ક્યાક ખોટો અર્થ થયો હોય, એવો સભવ છે કોઇ સુજ્ઞ વાચનારના ધ્યાનમા એવી ભૂલો આવે તો જણાવવાની કૃપા કરવી, જેથી બીજી આવૃત્તિ વખતે સુધારો થઇ શકે

શાસ્ત્રી રામચદ્ર દીનાનાથે, પોતે પ્રકટ કરેલી પ્ર ચિં ની આવૃત્તિને આધારે ભાષાન્તર કર્યું હતુ જ્યારે મેં સપાદન કરેલી અને ફાર્બસ ગુજરાતી સભા ગ્રથમાળા નં ૧૪ મા પ્રગટ થયેલી મૂળ પુસ્તકની આવૃત્તિનો આધાર રાખ્યો છે

## સુભાષિતો

લોકકથામાં જેમ વચ્ચે દુહા આવે છે તેમ પ્ર-ચિં-મા સુભાષિતો આપેલા છે આ સુભાષિતોને ખરી રીતે વૃત્તાન્ત સાથે કશો સબધ નથી અમુક સુભાષિત અમુક માણસે કહ્યુ એમ કહેલુ હોય ત્યારે પણ એ પ્રમાણે જ બનેલુ એમ માનવાની જરૂર નથી કારણ કે એક જ સુભાષિત જૂદા જૂદા પ્રબધલેખકોએ જૂદા જૂદા માણસોના મોઢામા મૂકેલ છે. અહીં બે જ દાખલા આપુ છુ વધારે દાખલાઓ ટિપ્પણીઓમાથી મળશે

(૧) મૂળ પૃ ૧૫૮ ઉપર જે ૩૧મો શ્લોક છે તે કપર્દી મત્રી મરતી વખતે બોલે છે એવુ વર્ણન પ્ર ચિં મા છે, જ્યારે જિનમડન ગણિના કુમારપાલપ્રબધમા કુમારપાલના મોઢામા એ શ્લોક મૂકયો છે (પૃ ૧૧૫)

(૨) ભોજભીમપ્રબધમા જે ૬૧ મો શ્લોક (મૂળ પૃ ૬૩) છે તેનું પૂર્વાર્ધ સમુદ્રમા પાણી નીચે રહેલા શિવાલયની ભીંત ઉપર લખેલુ હતું અને ઉત્તરાર્ધ ભોજની સભામા ધનપાલે પૂરૂં કર્યું એવુ વર્ણન આ પ્ર ચિં મા, પ્રભાવકચરિતમા તથા રત્નમંદિર ગણિના ભોજપ્રબધમા છે, જ્યારે બલ્લાલના ભોજપ્રબધમા માછીમારોએ નર્મદામાથી ઉપાડી આણેલા પથરા ઉપર પૂર્વાર્ધ હતુ અને ઉત્તરાધ કાલિદાસ કવિએ કહ્યુ એ રીતે વર્ણન છે મૂળ શ્લોક હનુમનાટકમા છે (જુઓ પૃ ૮૮ ટિ ૩૪)

ખરી વાત એમ લાગે છે કે આ સુભાષિતો તો મેરૂતુગ વગેરેના સમયમા પ્રસિદ્ધ હતા, સુભાષિતાવલિ, શાર્ઙ્ગધર પદ્ધતિ વગેરે સુભાષિત

સંગ્રહોમાં, પ્ર. ચિં. માં આપેલાં-ઘણાં ખરાં સુભાષિતો મળી આવે છે.[1] અને એ સંબંધી મળી શક્યા તેટલા ઉલ્લેખો મૂળ સંસ્કૃત પુસ્તકની ટિપ્પણીઓમાં આપ્યા છે. આમાંના ઘણા ઉલ્લેખો તો ટૉનીએ આપ્યા હતા. જેનું મૂળ હું નથી આપી શક્યો તેમાંનાં પણ ઘણાંખરાં સુભાષિતો બ્હારનાં હોવાનો સંભવ મને લાગે છે.

આ સુભાષિતોનો સમશ્લોકી ગુજરાતી અનુવાદ હું આપી શક્યો હોત તો સાહિત્યની દૃષ્ટિએ આ પુસ્તકની કિંમત વધારે ગણાત. પણ મારા માં સમશ્લોકી અનુવાદ કરવાની શક્તિ નથી, એટલે સાદા ગદ્યમાં ભાષાન્તર કર્યું છે તે વાંચનાર નભાવી લેશે, એવી આશા છે.

તા. ૩૦-૩-૩૪ દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

---

## અશુદ્ધિ વિષે.

પૃ. ૬૨, ૯૬ વગેરેમાં કેટલેક ઠેકાણે **સમકલિન** એ રીતે શબ્દ છપાયો છે, પણ **સમકાલીન** જોઇએ.

પૃ. ૧૦૯ માં પં. ૮ શ્લો. ૯ ને બદલે શ્લો. ૧૮ જોઇએ તથા એ જ પૃષ્ઠ ઉપર પં. ૧૩ માં **ભીમે** ને બદલે **કર્ણે** જોઇએ. વળી એ જ પૃષ્ઠ ઉપર છેલ્લા પેરેગ્રાફનું પ્હેલું વાક્ય નીચે પ્રમાણે સુધારીને વાંચવુંઃ-' ડાહલ એટલે પશ્ચિમ ચેદી દેશ જેની રાજધાની જબલપુર પાસે ત્રિપુરમાં હતી, તેનો હૈહરાજા '

બીજું પૃ. ૨૨૫, ૨૩૦ વગેરેમાં કેટલે ઠેકાણે **વલ્લભી** છપાયું છે તે ભૂલ છે, ખરી રીતે બધે **વલભી** જ જોઇએ.

આ શિવાય બીજી પણ જોડણી, વગેરેની થોડી અશુદ્ધિઓ છે,. પણ સુજ્ઞ વાંચનાર પોતાની મેળે સુધારી લેશે, એવી આશા છે.

---

૧. કેટલીક લોકકથાઓની બાબતમાં આવી જ વસ્તુસ્થિતિ છે. ટિપ્પણીઓમાં એ બાબતની પણ નોંધ કરી છે. અહીં તો એક દાખલો બસ છે. ઘટ્ટકર્પરપ્રબંધ નામનો એક પ્રબંધ પ્ર. ચિં. ની અમુક પ્રતોમાં વિક્રમ પ્રબંધમા આપ્યો છે અને ભોજપ્રબંધમાયે મળે છે. ( જુઓ પૃ. ૧૫ ટિ. તથા પૃ. ૧૦૦ )

# વિષયાનુક્રમણિકા


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| **પ્રથમ પ્રકાશ : વનરાજાદિ પ્રબંધ ૨ થી ૬૧** | |
| વિક્રમાર્ક પ્રબંધ | ૨ |
| કાલિદાસની ઉત્પત્તિનો પ્રબંધ | ૬ |
| સુવર્ણપુરૂષની સિદ્ધિ | ૮ |
| વિક્રમાદિત્યના સત્ત્વનો પ્રબંધ | ૯ |
| સત્ત્વપરીક્ષાનો પ્રબંધ | ૧૦ |
| પરકાયાપ્રવેશવિદ્યાનો પ્રબંધ | ૧૧ |
| સિદ્ધસેનસૂરિ | ૧૨ |
| ગર્વપરિહાર અને વિક્રમનું સ્વર્ગગમન | ૧૬ |
| પરિશિષ્ટ અ, આ, ઇ | ૧૮ થી ૨૭ |
| શાલિવાહનપ્રબંધ | ૨૭ |
| પરિશિષ્ટ ક | ૨૯ થી ૩૦ |
| શીલવ્રત વિષે ભૂયરાજ પ્રબંધ | ૩૦ |
| વનરાજાદિચાપોત્કટવંશ | ૩૧ |
| ચાવડાવંશની વંશાવળી–પરિશિષ્ટ (ख) | ૩૮ |
| મૂળરાજપ્રબંધ | ૪૨ |
| લાખાની ઉત્પત્તિ તથા મરણનો પ્રબંધ | ૪૯ |
| મૂળરાજના અનુયાયીઓ | ૫૨ |
| મુંજરાજ પ્રબંધ | ૫૪ |
| પરિશિષ્ટ (ग) | ૬૦ |
| ,, (घ) | ૬૧ |
| **પ્રકાશ બીજો ભોજ અને ભીમના પ્રબંધો ૬૪ થી ૧૦૯** | |
| ભોજના દાનપ્રબંધો | ૬૪ |
| ડામરની ચતુરતા | ૭૧ |
| ભોજનો રાધાવેધ | ૭૪ |
| ધારાનગર ભોજે વસાવ્યું | ૭૫ |

| | |
|---|---|
| કુલચન્દ્રપ્રબંધ | ૭૫ |
| ભીમનું છૂપા વેશે ભોજસભામાં જવું | ૭૬ |
| માઘકવિપ્રબંધ | ૭૭ |
| ધનપાલપ્રબંધ | ૮૧ |
| મુક્તિનો માર્ગ | ૯૧ |
| સીતા-વિજયા પ્રબંધ | ૯૨ |
| મયૂર કવિ અને બાણ કવિ | ૯૪ |
| માનતુંગાચાર્યનો પ્રબંધ | ૯૫ |
| ગુજરાતીની ચતુરતા | ૯૭ |
| અનિત્યતા શ્લોકચતુષ્ય પ્રબંધ | ૯૮ |
| બીજપૂરક પ્રબંધ | ૯૯ |
| 'એકમવ્ય નથી' પ્રબંધ | ૯૯ |
| ઇક્ષુરસપ્રબંધ | ૧૦૦ |
| અશ્વવાર પ્રબંધ | ૧૦૧ |
| ગોપગૃહિણી પ્રબંધ | ૧૦૨ |
| ડાહલના કર્ણનો પ્રબંધ | ૧૦૨ |
| ભોજનું મરણ | ૧૦૫ |
| ભોજ-ભીમ પ્રબંધનું પરિશિષ્ટ | ૧૦૭ |


---

## પ્રકાશ ત્રીજો : સિદ્ધરાજ પ્રબંધ ૧૧૦ થી ૧૬૨


| | |
|---|---|
| મૂળરાજ કુમારનો પ્રબંધ | ૧૧૦ |
| કર્ણ રાજા સાથે મીલનદેવીનાં લગ્ન | ૧૧૨ |
| સિદ્ધરાજનો જન્મ અને કર્ણ રાજાનો અન્ત | ૧૧૬ |
| મદનપાલનું દુર્વર્તન | ૧૧૭ |
| લીલાવૈદ્યનો પ્રબંધ | ૧૧૭ |
| ઉદયનમંત્રી | ૧૧૮ |
| મંત્રી સાન્તૂનો ધર્મદૃઢતા પ્રબંધ | ૧૧૯ |
| મીનળદેવીની સોમનાથયાત્રા | ૧૨૧ |
| સિદ્ધરાજની માળવા ઉપર ચઢાઇ | ૧૨૩ |
| હેમચંદ્રનો મેળાપ | ૧૨૬ |
| સિદ્ધરાજનો અણહિલપુરપ્રવેશ | ૧૨૭ |

| | |
|---|---|
| હૈમ વ્યાકરણની રચના | ૧૨૭ |
| રૂદ્રમહાલયનુ મંદિર | ૧૩૦ |
| જૈનમંદિર ઉપર ધજા ચડાવવાની બંધી | ૧૩૧ |
| સહસ્રલિંગ સરોવર અને તેની પ્રશસ્તિ | ૧૩૨ |
| સોરઠ ઉપર સિદ્ધરાજની ચડાઈ | ૧૩૪ |
| ખેંગાર અને તેની રાણી સંબંધી પરિશિષ્ટ | ૧૩૫ |
| રૈવતકોદ્ધાર પ્રબંધ | ૧૩૮ |
| સિદ્ધરાજે કરેલી શેત્રુંજાની યાત્રા | ૧૩૯ |
| દેવસૂરિ પ્રબંધ | ૧૪૦ |
| સાહ આભડ પ્રબંધ | ૧૪૯ |
| સર્વદર્શનમાન્યતા પ્રબંધ | ૧૫૦ |
| ચણા વેચનાર વાણીઆનો પ્રબંધ | ૧૫૧ |
| ષોડશલક્ષ પ્રબંધ | ૧૫૨ |
| વારાહીય બ્રુચ પ્રબંધ | ૧૫૨ |
| ઉંઝા ગામના ગામડીઆનો પ્રબંધ | ૧૫૩ |
| માંગૂઝાલા પ્રબંધ | ૧૫૪ |
| મ્લેચ્છાગમનિષેધ પ્રબંધ | ૧૫૫ |
| કોલાપુરરાજ પ્રબંધ | ૧૫૬ |
| કૌતુકી સીલણ ,, | ૧૫૭ |
| જયચંદ્ર રાજા સાથે ગૂર્જર પ્રધાનના સવાલજવાબ | ૧૫૮ |
| પાપઘટ પ્રબંધ | ૧૫૯ |
| સાન્તૂ મંત્રી પ્રબંધ | ૧૫૯ |
| વંકકર્મ પ્રબધ | ૧૬૦ |
| સિદ્ધરાજની પ્રશંસાના શ્લોક | ૧૬૦ |
| સિદ્ધરાજ વિષે પરિશિષ્ટ | ૧૬૧ |


---

## પ્રકાશ ચોથો : કુમારપાલ પ્રબંધ ૧૬૩ થી ૨૨૧


| | |
|---|---|
| કુમારપાલનો જન્મ | ૧૬૩ |
| સિદ્ધરાજની બીકે કુમારપાલની નાસભાગ | ૧૬૪ |
| કુમારપાલનો રાજ્યાભિષેક | ૧૬૬ |
| વાહડ કુમાર પ્રબંધ | ૧૬૮ |

આશ્ચર્યકારક સોલાક પ્રબંધ ૧૭૦
આભડ પ્રબંધ ૧૭૧
હેમચન્દ્ર અને કુમારપાલ ૧૭૩
સોમેશ્વરના મંદિરનો જીર્ણોદ્ધાર ૧૭૬
સોમનાથની યાત્રા ૧૭૯
શત્રુંજયોદ્ધાર ૧૮૩
રાજપિતામહ આમ્રભટનો પ્રબંધ ૧૮૫
વિચારચતુર્મુખ કુમારપાલ પ્રબંધ ૧૮૬
કરંબ પ્રબંધ ૧૯૦
ઉર્વશી પ્રબંધ ૧૯૦
ઉદયચંદ્ર પ્રબંધ ૧૯૧
અભક્ષ્યભક્ષણ પ્રાયશ્ચિત્ત ૧૯૧
યૂકાવિહાર પ્રબંધ ૧૯૨
પ્રભુદીક્ષાવમહિકાનો ઉદ્ધાર ૧૯૨
બૃહસ્પતિ ગંડને ફરી અધિકાર આપવાનો પ્રબંધ ૧૯૨
આલિગ પ્રબંધ ૧૯૩
વામરાશિ પ્રબંધ ૧૯૩
સોરઠના બે ચારણોનો પ્રબંધ ૧૯૪
તીર્થયાત્રાપ્રબંધ ૧૯૫
રાજઘરટ્ટ ચાહડ પ્રબંધ ૧૯૭
લવણપ્રસાદના જન્મનો પ્રબંધ ૧૯૮
હેમાચાર્યનું મરણ ૨૦૦
કુમારપાલનું મરણ ૨૦૧
શ્રી અજયદેવ ૨૦૧
કપર્દી પ્રબંધ ૨૦૧
રામચંદ્ર પ્રબંધ ૨૦૨
આમ્રભટ પ્રબંધ ૨૦૩
બાલ મૂલરાજ ૨૦૪
ભીમદેવ બીજો ૨૦૫
લવણપ્રસાદ અને વીરધવલ ૨૦૬
વસ્તુપાલ મંત્રીની જન્મકથા ૨૦૭
વસ્તુપાલની તીર્થયાત્રાનો પ્રબંધ ૨૦૯

ખંભાતના સદયદ સાથે યુદ્ધ ૨૧૨
મંત્રીના દાનની સ્તુતિ ૨૧૬
અનુપમાની સ્તુતિ ૨૧૮
પાચ ગામની લડાઇ ૨૧૯
વીરધવલનું મરણ ૨૨૦
વસ્તુપાલનું મરણ ૨૨૧

---

## પ્રકાશ પાંચમો પરચુરણ પ્રબંધો ૨૨૨ થી ૨૬૪

વિક્રમાર્ક પાત્ર પરીક્ષા પ્રબંધ ૨૨૨
નન્દ પ્રબંધ ૨૨૩
મલ્લવાદિ પ્રબંધ ૨૨૩
શીલાદિત્ય રાજાની ઉત્પત્તિનો, રંકની ઉત્પત્તિનો તથા
વલભીના નાશનો પ્રબંધ ૨૨૫
શ્રી પુંજરાજા અને શ્રી માતાનો પ્રબંધ ૨૩૦
ગોવર્ધનનૃપ પ્રબંધ ૨૩૪
પુણ્યસાર પ્રબંધ ૨૩૪
કર્મસાર પ્રબંધ ૨૩૫
લક્ષ્મણસેન ઉમાપતિધરનો પ્રબંધ ૨૩૬
જયચંદ્ર પ્રબંધ ૨૩૯
જગદેવ, પરમર્દીરાજા અને પૃથ્વીરાજનો પ્રબંધ ૨૪૨
કોકણોત્પત્તિ પ્રબંધ ૨૪૮
વરાહમિહિર પ્રબંધ ૨૫૦
શ્રી નાગાર્જુનની ઉત્પત્તિ અને સ્તંભનક તીર્થાવતારનો પ્રબંધ ૨૫૩
ભર્તૃહરિ ઉત્પત્તિ પ્રબંધ ૨૫૬
વૈદ્ય વાગ્ભટ પ્રબંધ ૨૫૮
ક્ષેત્રાધિપતિઓની ઉત્પત્તિનો પ્રબંધ ૨૬૦
વાસના પ્રબંધ ૨૬૧
કૃપાણિકા પ્રબંધ ૨૬૧
વીતરાગ પૂજાનો ધનદ પ્રબંધ ૨૬૨

# શ્રી ફાર્બસ ગુજરાતી સભા–મુંબઈ

## શાળા-પાઠશાળાઓ-ને ઈનામ માટે તેમ પુસ્તકાલયોના સંગ્રહ માટે અડધી કિંમતની ગોઠવણ

## સાહિત્યપ્રચારને ઉત્તેજનની યોજના

શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ મુંબઈ ઈલ્લાકાનાં, સરકારી, દેશી રાજ્યોનાં તેમજ મ્યુનિપાલીટીઓ અને લોકલ બોર્ડોનાં કેળવણી ખાતાંઓમાં અભ્યાસ તથા વાચનપ્રસાર દ્વારા તથા વિદ્યાર્થીઓને અપાતાં ઇનામો દ્વાર, તેમ જ તેમના હસ્તકની નિશાળોની તથા સાર્વજનિક લાઇબ્રેરીઓ અને પુસ્તકાલયોમાં ગુજરાતી સાહિત્યનો પ્રસાર બહોળા પ્રમાણમાં સહેલાઈથી ઓછા ખર્ચે થઈ શકે તે માટે પોતાની માલીકીનાં નીચે જણાવેલાં, દશ સુધીના આંકવાળાં પુસ્તકો (રાસમાળા ભાગ ૧–૨ સિવાય) અર્ધી કિંમતે ઉપલી સંસ્થાઓને વેચાતાં લઈ શકવાની અનુકૂલતા કરી આપવાને એક યોજના કરી છે.

રાસમાળા ભાગ ૧–૨ આ સંસ્થાઓને ૧૨॥ ટકામાં કમીશનથી વેચાતી આપવા ઠરાવ્યું છે.

આ યોજનાનો લાભ લેવા તે તે કેળવણી ખાતાં અને સંસ્થાઓ પ્રેરાય તે માટે પોતાની માલીકીનાં પુસ્તકોનો પરિચય તૈયાર કરી પ્રકટ કરેલો છે; જેને તે જોઇતો હોય તેને મંગાવ્યેથી મફત મોકલવામાં આવશે.

આ પુસ્તકો અડધી કિંમતે વેચાતાં લેવા ઇચ્છતી સંસ્થાએ નીચેને શરનામે પત્રવ્યવહાર કરવો.

રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
૭૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર
સેન્ડહર્સ્ટ રોડની બાજુમાં, કોંગ્રેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૪

## શ્રી ફાર્બસ ગુજરાતી સભાની માલીકીનાં પુસ્તકો ૧૯

**૧-૨ રાસમાળા** ( સચિત્ર ) **તૃતીય આવૃત્તિ, ભાગ ૧ લો, તથા બીજો**; રચનાર સ્વ શ્રી. એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસ. ભાષાન્તરકાર, અને તેમા વિવિધ વિષયોની ટિપ્પણીઓ તથા પરિશિષ્ટો યોજનાર દિ. બ. રણછોડભાઈ ઉદયરામ દવે. દરેકનું મૂલ્ય ૫-૮-૦

**૩. ફાર્બસ જીવનચરિત**-રચનાર, સ્વ. મન.સુખરામ સૂર્યરામ ત્રિપાઠી જે. પી. **મૂલ્ય** ૦-૮-૦ ( હાલ અપ્રાપ્ય ).

**૪ માર્કસ ઓરેલીઅસ એન્ટોનીનસના સુવિચારો**—ભાષાન્તરકાર, સ્વ. ઈડરનરેશ, સર કેશરીસિંહજી, ઉપોદ્ઘાત લખનાર અને સંસ્કૃતસુભાષિત અને તત્ત્વજ્ઞાનના સમાન વચનો નોંધનાર રા. રા. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી. મૂલ્ય રૂ. ૨-૦-૦

**૫-૬ શ્રી, ફા. ગુ. સભાનાં પુસ્તકોની સવિસ્તર નામાવલિ ભા. ૧ લો, ૨ જો** (૧-૫૦, અને ૫૧ થી ૧૫૦ પુસ્તકોની યાદી ) તૈયાર કરનાર રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી એ. દરેકનું મૂલ્ય રૂ. ૨-૦-૦

**(૬-૧) શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હ. પુસ્તકોની** સંક્ષિપ્ત યાદી, તૈયાર કરનાર રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

**૭ ગુજરાતનાં ઐતિહાસિક સાધનો ભાગ** ૧-૨ (સાથે ભેગા) ગદ્ય, વંશાવળીઓ, શહેરો, વગેરે સબંધી હકીકતોના લખાણ. સભા પાસેનાં સાધનોને આધારે તૈયાર કરનાર રા. **નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી**, મૂલ્ય રૂ. ૧-૦-૦

**૮ રસકલ્લોલ** : બાળાઓએ ગાવાના સ્ત્રીજીવનના પ્રચલિત ગીતો. સંપાદક રા. રા. છગનલાલ **વિ. રાવળ રૂ.** ૦-૧૦-૦

**૯ પ્રબોધબત્રીશી** ( કવિ બંધારા **માં**ડણકૃત) અને **રાવણમંદોદરી સંવાદ** (કવિ શ્રીધરકૃત) બન્નેય જૂના ગુજરાતીના ગ્રંથો-ટીકા સાથે. સંશોધક સ્વ. રા. મણિલાલ બ. વ્યાસ, ટીકા તથા ઉપોદ્ઘાતના લેખક રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ, મૂલ્ય રૂ. ૦-૧૨-૦

**૧૦ પ્રાચીન કાવ્યવિનોદ ભાગ ૧ લો**-પ્રાચીન આખ્યાનો અને પદો, **નાકર** આદિ કવિઓના ગ્રંથો, (ભાષા કંઈક અર્વાચીન ગુજરાતી જેવી) સંપાદક રા. રા. છગનલાલ **વિ**. રાવળ મૂલ્ય રૂ ૧-૦-૦

**૧૧ અહુનવર—એ નામનો સર્જનજૂનો મંત્ર**, પારસી ધર્મતત્વનું વૈદિક દ્રષ્ટિએ અવલોકન. વિવેચક રા. રા. **માનશંકર** પિતાંબરદાસ **મહેતા** મૂલ્ય ૦-૮-૦

**१२ चतुर्विंशतिप्रबन्ध-श्री राजशेखरसूरिसन्दृब्धः-परिशिष्टेन समलङ्कृतः संशोधितश्च एम. ए इत्युपपदधारिणा प्रो. हीरालालेन । मूल्यं रू. २-८-०**

**१३ प्रबन्धचिन्तामणिः—श्री. मेरुतुंगाचार्यरचितः शास्त्री दुर्गाशंकरेण संशोधितः मूल्यं १-८-०**

૧૪ શાક્તસંપ્રદાય—સિદ્ધાન્તો, ગુજરાતીમાં તેનો પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર અસર કાદિ અને હાદિ મતનાં બે શ્રીચક્રો સાથે લે. દિ બ નર્મદાશંકર દેવશંકર મહેતા, બી એ. મૂલ્ય ૧-૮-૦

૧૫ ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો-ભાગ ૧લો. મહારાજા અશોકના પ્રાચીન યુગથી માંડી છેલ્લા ગુજરાતી વાઘેલા વંશની સમાપ્તિ પર્યન્તના ગુર્જર વંશ પર્યન્ત ગોઠવી, સંશોધી, ટીકા અને પાદનોંધો સાથે તૈયાર કરનાર રા. રા. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય એમ. એ, ક્યુરેટર, પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમ-મુંબઈ મૂલ્ય રૂા. ૪-૮-૦

૧૬ મહાભારત-ભાગ ૧ લો. પ્રાચીન ગુજરાતી અનુવાદ, રૈકવકવિ હરિદાસકૃત આદિપર્વ અને નાગરકવિ વિષ્ણુદાસરચિત સભાપર્વ. સંપાદક અને સંશોધક રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રીજી, માંગરોળ રૂા. ૧-૪-૦

૧૭ ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો, તથા વાર્તાઓ વા. ગુજરાતી રાસમાળા સંગ્રહ કરનાર અને લખનાર સ્વ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ, પ્રકાશક રા. રા. અંબાલાલ બુ જાની બી એ મૂલ્ય ૦-૧૨-૦

૧૮ ચતુર્વિંશતિપ્રબંધ-શ્રીરાજશેખરસૂરિએ રચેલો, ગુજરાતી અનુવાદ અનુવાદક પ્રો. હીરાલાલ રસિકલાલ કાપડીયા એમ. એ. મૂલ્ય રૂા ૧-૦-૦

૧૯ પંચદંડ-નરપતિકૃત (સં. ૧૫૪૫) સંશોધક રા રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ મૂલ્ય રૂા. ૦-૧૨-૦

મળવાનુ ઠેકાણું: મેસર્સ એન. એમ ત્રિપાઠી એન્ડ કુ.

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ પ્રીન્સેસ સ્ટ્રીટ-મુંબઈ ન. ૨

## ૨ સભાના પારિતોષિકથી પ્રસિદ્ધ ગ્રન્થો ૭.

(૧) મેટરલીંકના નિબંધો-(ભાષાન્તર) રા. રા. ધનસુખલાલ કૃ. મહેતા.

(૨) વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ-રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી (અપ્રાપ્ય: દ્વિતીય આવૃત્તિ સંશોધાની શ્રી. ફા. ગુ. સભા તરફથી તૈયાર કરાવાય છે.)

(૩) શૈવમતનો સંક્ષિપ્ત ઇતિહાસ-રા રા દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, (દ્વિતીય આવૃત્તિ સંશોધાવી શ્રી. ફા ગુ. સભા તરફથી તૈયાર કરાવાય છે.)

(૪) દેહ, જીવ અને આત્માની વૈજ્ઞાનિક મીમાંસા (ભાષાન્તર)—રા. રા પ્રેમશંકર નારણજી દવે

(૫) લોર્ડ મોરલીકૃત કોમ્પ્રોમિસ (ભાષાન્તર) સત્યાગ્રહની મર્યાદા રા. રા. મહાદેવ હરિભાઈ દેસાઈ, બી. એ. એલએલ. બી. મૂલ્ય રૂા. ૧-૦-૦

## ૩ સભાના આશ્રયથી પ્રસિદ્ધ ગ્રંથો ૯

(૧) નર્મકોષ સ્વ. કવિ નર્મદાશંકર લાલશંકર દવે.

(૨) "ભક્તકવિ શ્રી દયારામનું જીવનચરિત્ર"-લે રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ, પ્રકાશક રા. રા. નારણદાસ પરમાનંદદાસ ડભોઈવાળા

(૩-૪) કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય, ભાગ ૧ લો તથા ૨ જો (પ્રાચીન સંગ્રહ)-રા. રા. હરગોવિન્દ પ્રેમશંકર ત્રિવેદી મહુવા

(૫) અભિમન્યુ આખ્યાન—જન તાપીકૃત (સં ૧૯૮૫), રા રા મંજુલાલ રણછોડલાલ મજમુદાર, બી એ એલએલ બી. વડોદરા

(૬) સંયુક્તાખ્યાન [કાવ્ય] રા રા ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા એમ એ સુરત

(૭) શ્રી કૃષ્ણલીલાકાવ્ય નિરોધલીલા દશમ સ્કંધ (ભાગવત) સંશોધક અને પ્રકાશક રા રા અંબાલાલ બુલાખીરામ જાની, બી એ રા રા નટવરલાલ ઇચ્છારામ દેસાઇ બી એ ના બાલાવતસ્વરૂપદર્શી મર્મગામી નિવેદન સાથે, મૂલ્ય રૂા ૧-૦-૦ (સચિત્ર)

## ૪ મુદ્રણાલયમાં ૯

(૧) રૂસ્તમ બહાદુરનો પવાડો (શામળ) રા રા અંબાલાલ બુ જાની, બી એ

(૨) રા રા નરસિંહરાવ ભોળાનાથ દિવટીયાના "ફાઇલોલોજીકલ લેકચર્સ" ભાગ ૧ લાનું ભાષાંતર (સચિત્ર)-રા રા. રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી, બી એ

(૩) ધર્મચિંતામણિ-મેરૂતુંગાચાર્યકૃત ગુજરાતી અનુવાદ તૈયાર કરનાર રા રા દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

(૪) મહાભારત ગુજરાતી-ભાગ ૨ જો વૈશ્યકવિ નાકરરચિત આરણ્યક પર્વ, સંશોધક રા રા કેશવરામ કાશીરામ શાસ્ત્રી માંગરોળ

(૫) રૂપસુંદરકથા—(છંદોબદ્ધ કાવ્ય પ્રાચીન) સંશોધક રા. રા ભોગીલાલ જયચંદ સાંડેસરા

(૬) ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો, ભાગ ૨ જો: પ્રાચીન ચક્રવર્તી અશોક યુગથી માંડી વાઘેલા વંશ સુધીના તામ્રલેખો અને શિલાલેખો ગોઠવણ તૈયાર કરનાર રા રા ગિરજાશંકર વલ્લભજી આચાર્ય, એમ એ

(૭) મધુસૂદન વ્યાસકૃત હંસાવતીની વાર્તા-સં ૧૬૫૪ (પ્રાચીન) સંશોધક રા રા શંકરપ્રસાદ છગનલાલ રાવળ

## ૫ તૈયાર થતા ૫

(૧) રાસમાળાની પૂરણિકા—દિ બ રણછોડભાઇ ઉદયરામ દવેએ સંગ્રહીત, ગોઠવી લખનાર રા રા ગિરજાશંકર વલ્લભજી આચાર્ય એમ એ

(૨) 'રૂકિમણીરી વેલી —(પ્રાચીન) તૈયાર કરનાર રા રા નટવરલાલ ઇચ્છારામ દેસાઈ બી એ

(૩-૪) શૈવધર્મ અને વૈષ્ણવધર્મ—તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર, સંશોધિત પરિવર્તિત દ્વિતીય આવૃત્તિ કર્તા રા રા દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

(૫) મહાભારત-ગુજરાતી ભાગ ૩ જો વિરાટપર્વ વગેરે સંશોધક રા. રા કેશવરામ કાશીરામ શાસ્ત્રી માંગરોળ

# પ્રબંધ ચિંતામણિ

## પ્રકાશ પહેલો

ॐ શ્રી ને નમસ્કાર, શ્રી મહાવીરને નમસ્કાર.

જેની ભારતીને ચાર મુખ હોવાથી તેનાં ચાર દ્વાર યોગ્ય છે તે શ્રી નાભિરાજાના પુત્ર, પરમપદમાં રહેલા અને સંસારનો અંત કરનાર આદિતીર્થંકર શ્રી ઋષભદેવજી (તમારૂં) રક્ષણ કરો.[૧] ૧

જે ગુરૂનો હાથ પથરા જેવા માણસોને ગાળી નાખે છે તે કળાયુક્ત ચંદ્રપ્રભસ્વામી ગુરૂનું ધ્યાન કરૂં છું.[૨] ૨

બુદ્ધિમાન્ માણસોને સ્હેલાઇથી બોધ થાય માટે (પ્રાચીન ગ્રન્થ-

---

૧ આ શ્લોકમા જે ચાર દ્વાર કહ્યા છે તેનો ખુલાસો આ ગ્રન્થના પ્રથમ સંપાદકે તથા અંગ્રેજી ભાષાંતર કર્તાએ નીચે પ્રમાણે કર્યો છે—"આદિતીર્થંકરને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી ઇન્દ્રાદિક દેવતા સમોવસરણની રચના કરે છે. તેમા પ્હેલો મણિરત્નમય, બીજો સુવર્ણમય અને ત્રીજો રૌપ્યમય એ રીતે ત્રણ ગઢ રચે છે. આ પ્રત્યેક ગઢને ચાર દિશામા ચાર દ્વાર છે, તે લક્ષ્મીના દ્વાર છે એમ કહેવુ યોગ્ય છે, બીજુ ચોત્રીશ અતિશયના પ્રભાવથી, તીર્થંકરને એક મુખ હોવા છતા સમોવસરણમા દેશના વખતે ચારે દિશાએ બેઠેલા દેવાદિકને સન્મુખ દેખાવાથી એમની ભારતીને ચાર મુખ કહ્યા છે તે યોગ્ય છે." વળી જૈનશાસ્ત્રના (૧) પ્રથમાનુયોગ (૨) કરણાનુયોગ (૩) દ્રવ્યાનુયોગ (૪) અને ચરણાનુયોગ એ ચાર વિભાગો તે શ્રી તીર્થંકરની ભારતીના ચાર મુખને યોગ્ય ચાર દ્વારો એમ પણ ખુલાસો અપાય છે. જૈનશાસ્ત્રના ઉપર પ્રમાણેના ચાર વિભાગો એ દિગંબર મતને અનુસરીને કહેવા છે. પણ શ્વેતામ્બર મત પ્રમાણે (૧) ધર્મકથાનુયોગ (૨) ગણિતાનુયોગ (૩) દ્રવ્યાનુયોગ અને (૪) ચરણકરણાનુયોગ.

(જુઓ પ્રથમ આવૃત્તિનું ગુજરાતી ભાષાંતર, મૂળની શ્રીમારત્યા: શબ્દ ઉપરની ટિપ્પણી તથા ટોનીના અંગ્રેજી ભાષાન્તરમા પૃ. ૧ ની ટિ. ૧)

૨ આ શ્લોકમા પોતાના ગુરૂના ચંદ્રપ્રભ નામ ઉપરથી શ્લેષ રચ્યો છે. ચંદ્રના કર (કિરણ)થી ચંદ્રકાન્ત નામનો પથરો દ્રવે છે, એવી સંસ્કૃત સાહિત્યમા કવિ પ્રસિદ્ધિ છે. ચંદ્ર કળાયુક્ત છે, ચંદ્રના જેવી પ્રભાવાળા આ ગુરૂ કળા યુક્ત (ચંદ્ર પેઠેજ) છે અને તેના કર (હાથ)થી પથરા જેવા માણસો (ના ચિત્તો ગુરૂએ આપેલી વિદ્યાથી) ગળી જાય છે, અને ચંદ્રકાન્તમાથી જેમ પાણી નીકળે છે. તેમ ગુરૂના કર સ્પર્શથી પોતાના જેવા શિષ્યોના મુખમાથી સરસ્વતીનો પ્રવાહ નીકળે છે.

કર્તાઓની ) વિવિધ રચનાઓનુ મંથન કરીને શ્રીમેરૂતુંગે આ ગ્રન્થની ગદ્યબન્ધમા રચના કરી છે. ૩

સદ્ગુરૂઓના સંપ્રદાયરૂપી રત્નાકરમાથી પ્રબધચિંતામણિ રૂપ ( ગ્રન્થ ) રત્નનો ઉદ્ધાર કરવા ઇચ્છતા મને શ્રી ધર્મદેવે અનેકવાર કહેવાયલા ઇતિવૃત્તોથી સાહાય્ય કરેલ છે. ૪

ભારત જેવા રમણીય આ પ્રબધચિંતામણિ નામના નવા ગ્રન્થની પ્હેલી પ્રત ગણુના અધિપતિ શ્રી ગુણચન્દ્રે તૈયાર કરી છે.[3] ૫

જૂની કથાઓ, વારવાર સાભળેલી હોવાથી, ડાહ્યા માણુસોના મનને જોઇએ તેવા પ્રસન્ન કરતી નથી, માટે નજીકના વખતમાં થઈ ગયેલા સત્પુરૂષોના વૃત્તાન્તોવડે આ પ્રબંધ ચિંતામણિ ગ્રન્થની રચના કરૂં છુ ૬

ડાહ્યા માણુસોએ સુબુદ્ધિથી કહેલા જુદા જુદા પ્રબન્ધોમાં જો કે અવશ્ય જુદાજુદા ભાવ હોય છે, પણ સારા સંપ્રદાયને અનુસરી રચેલા આ ગ્રન્થની બાબતમા ચતુર માણુસોએ ચર્ચા કરવામા ન પડવુ ૭

## ૧ વિક્રમાર્ક પ્રબંધ.

(૧) જો કે વિક્રમાર્ક રાજા ( કાળક્રમમાં )[4] છેલ્લો છે, પણુ શૌર્ય, ઉદારતા વગેરે ગુણોમા પૃથ્વી ઉપર પ્હેલો ( પ્રથમ પદને યોગ્ય ) છે. શ્રોતાઓના કાનને આ વિક્રમ રાજાનો પ્રબધ અમૃતતુલ્ય લાગે છે માટે એ (પ્રબધ કે પ્રબધો) વિસ્તારયુકત હોવા છતાં, અહીં તેનો સક્ષેપ કરીને પ્હેલા તેને વિષેજ કાઇક કહું છું

એ પ્રબન્ધ નીચે પ્રમાણે છે—

૧ અવન્તી[5] દેશમા પ્રતિષ્ઠાન નામના નગરમા અનુપમેય સાહસના

---

૩ આ શ્લોકમા ગણુના અધિપતિ ( गणेश ) શબ્દમા શ્લેષ છે. પ્રબધચિંતામણિને મહાભારત સાથે સરખાવ્યો એટલે એની પ્હેલી પ્રતના લેખક ગુણચન્દ્રને મહાભારતના લેખક ગણેશનુ પદ આપ્યુ. આ ગુણચદ્ર પણુ અમુક જૈનગણુ-સમૂહ ગચ્છના નાયક હશે.

૪ મૂળમા अन्त्यः શબ્દ છે તેનો અગ્રેજી ભાષાતર કર્તા ટૉનીએ of lowest rank એટલે અન્ત્યજ જેવો અર્થ કર્યો છે. પણ મેરૂતુગનું વિવક્ષિત તેણે અહીં આપેલી કથા જોતા એવું નથી લાગતું તે વિક્રમને રાજપુત્ર કહે છે માટે ભારતવર્ષના પ્રાચીન રાજાઓમા વિક્રમ છેલ્લો રાજા હતો એમ કહેવાનો આશય જણાય છે.

૫ અવન્તી દેશ એટલે હાલનો માળવા, જેનુ મુખ્ય શહેર પ્હેલા ઉજ્જયની હતુ. અવન્તી શબ્દ ઉજ્જયની ને માળવા બેયનો વાચક છે અહીં અવન્તીમા સુપ્રતિષ્ઠાન નામની નગરી કહી છે તેતો ગડબડ જ કરી છે. સુપ્રતિષ્ઠાન કે પ્રતિષ્ઠાન

ભડાગરૂપ, દિવ્યલક્ષણોથી ઓળખાઇ આવતો, પરાક્રમાદિ ગુણોથી ભરેલો વિક્રમ નામનો રાજપુત્ર હતો તે જો કે જન્મથીજ દરિદ્રતાથી પીડાયલો હતો છતા અત્યત નીતિપરાયણ હતો સેંકડો ઉપાયો કર્યા છતા તેને જ્યારે પૈસો ન મળ્યો ત્યારે તે એકદિવસ ભટ્ટમાત્ર નામના મિત્રને સાથે લઇને રોહણાચલ તરફ ચાલી નીકળ્યો અને રોહણાચલ પર્વતની પાસે આવેલા પ્રવગ નામના નગરમા કુભારના ઘરમા રાત રહ્યો પછી સવારે ભટ્ટમાત્રે કોદાળી માગી ત્યારે કુભારે કહ્યુ "અહીં સવારમા ખાણમા જઇને, પ્હેલા પુણ્યશ્રવણ કરીને, પછી કપાળે હાથ અડાડી 'હા દૈવ' એમ બોલીને, કોઇ દુર્ભાગી માણસ કોદાળી મારે તો એના નશીબમા હોય તે પ્રમાણે તેને રત્નો મળે છે"

તેની પાસેથી આ વૃત્તાન્ત સાભળીને, વિક્રમ પાસે એટલી દીનતા કરાવવી અશક્ય છે એમ જાણીને તે ભટ્ટમાત્ર તે (કોદાળી વગેરે) સાધનો સાથે લઇને ચાલ્યો અને રત્નો ખોદવા માટે, ખાણમા ઘા મારવા તૈયાર થયેલા વિક્રમને તેણે કહ્યુ. "અવન્તીથી આવેલા કોઇક વટેમાર્ગુને આપણા ઘરના ખુશીખબર પૂછતા તેણે તમારી માતા મરણના ખબર આપ્યા છે" તપાવેલી વજ્રની સોઇ સરખુ આ વચન સાભળીને હાથથી કપાળ ઠોકીને 'હા, દૈવ' એમ બોલીને વિક્રમે હાથમાથી કોદાળી નાખી દીધી આ કોદાળીની અણીથી જે જમીન ઉખડી તેમાથી સવાલાખનું ચળકતુ રત્ન નીકળ્યુ ભટ્ટમાત્ર એ રતન ઉપાડી લઇને વિક્રમ સાથે પાછો આવ્યો અને પછી શોકના ખીલા જેવી શકાને દૂર કરવા માટે, ખાણમાથી રત્નો કેવી રીતે મળી શકે છે એ વૃત્તાન્ત કહીને પછી તરતજ તેની માતા જીવતી હોવાના ખુશી ખબર કહ્યા આ રીતથી ભટ્ટમાત્રનુ સહજ લોભીપણુ જોઇને[૫] ક્રોધથી તેના હાથમાથી તે રત્ન વિક્રમે ઝુંટવી લીધુ અને પાછો ખાણ પાસે આવ્યો, અને—

---

એટલે હાલનું પૈઠણ દક્ષિણમા ગોદાવરી કાઠે છે હવે નવસાહસાકચરિત વગેરે અનેક ગ્રન્થોમા વિક્રમાદિત્યની નગરીને ઉજ્જયની કહેલ છે, પણ કથા સરિત્સાગરમા પ્રતિષ્ઠાનનો વિક્રમાદિત્યની નગરી તરીકે ઉલ્લેખ મળે છે ટૂકામા બે ભુત પરપરા હોવાનો સભવ છે અને મેરુતુગે બે પરપરાના વમળમા પડીને માળવા દેશમા પ્રતિષ્ઠાન નગરને ગોઠવવાની ગડબડ કરી છે. આ વિષે વધારે ચર્ચા માટે વિક્રમાર્ક પ્રબધનું પરિશિષ્ટ જુઓ અહીં પ્રબધચિંતામણિની એક હસ્તપ્રતમા 'અવન્તિ દેશમા ઉજ્જયની પુરીમા' એમ લખ્યુ છે એટલુ નોધવુ જોઇએ.

૫ બ્રાહ્મણોમા સહજ લોભીપણુ હોય છે એ માન્યતાને લીધે ભટ્ટમાત્રને દી. શાસ્ત્રીએ બ્રાહ્મણ ગણ્યા છે, પણ મૂળમા કોઈ જાતનો સ્પષ્ટ ઉલ્લેખ નથી.

(૨) દીન માણસોના દરિદ્રતારૂપ ઘાને રૂઝવનાર રોહણગિરિને ધિક્કાર છે, કારણકે યાચકોને 'હા દૈવ' એમ બોલ્યા પછી, તે રત્નો આપે છે.

એમ કહીને તે રત્નને બધા લોકોના દેખતા ત્યાજ નાખી દઇને દેશાતરમા ફરતો ફરતો વિક્રમ ફરી અવન્તી[૬]ના પાદરમા આવી પહોચ્યો ત્યા ઢોલનો તીવ્ર અનાજ સાભળીને તથા તે સંબધી વૃતાન્ત જાણી લઇને, તે ઢોલ વગાડનાર માણસને પકડયો અને તેની સાથેજ રાજમહેલમા ગયો ત્યા મુહૂર્ત જોયા વગરજ તેને એક અહોરાત્ર માટે પ્રધાનોએ રાજગાદી ઉપર બેસાર્યો, ત્યારે દીર્ઘદૃષ્ટિવાળો હોવાથી વિક્રમે વિચાર કર્યો કે નક્કી કોઇ પ્રબળ સુર કે અસુર ક્રોધમા આવીને રોજ આ દેશના એક એક રાજાનો સહાર કરે છે, અને રાજા ન મળે તો દેશનો નાશ કરે, માટે તેને ભક્તિથી કે શક્તિથી વશ કરવો જોઇએ આવો વિચાર કરીને અનેક જાતના ખાવાના પદાર્થો તૈયાર કરાવીને તથા સાજને વખતે[૭] માળ ઉપર એ બધુ બરાબર ગોઠવીને રાતની આરતીની સભા[૮] પછી, મેડીના ભારોટીઆમા બાધેલી સાકળથી ઝુલતા પલગમા પોતાના ઓઢવાના કપડાથી ઓશીકું ઢાકીને તથા પોતાના કેટલાક અગરક્ષકોથી વીંટાઇને, ધૈર્યથી જેણે ત્રણે જગતને જીતી લીધા છે એવો વિક્રમ હાથમા તરવાર રાખીને દીવાના ઓછાયામા ઉભો ઉભો દિશાઓમા જોવા લાગ્યો, ત્યા મધરાત સમયે બારીમાથી પ્હેલા ધુમાડો, પછી જવાળા અને છેવટ સાક્ષાત્ યમરાજા જેવા ભયકર વેતાલને આવતાં જોયો

તે વેતાલનું પેટ ભૂખથી ઉંડુ ઉતરી ગયુ હતુ, એટલે ત્યા પડેલા ખાવાના પદાર્થો યથેચ્છ ખાઇને, સુગધી દ્રવ્યો પોતાને શરીરે ચોળીને તથા પાન ખાઇને સંતુષ્ટ થયેલા વેતાલે ત્યા ઝુલતા પલંગ ઉપર બેસીને શ્રી વિક્રમને કહ્યુ "રે મનુષ્ય, હુ અગ્નિ વેતાલ નામનો દેવોના રાજાનો પ્રસિદ્ધ પ્રતીહાર છુ અને દરરોજ એક રાજાને મારૂ છુ પરતુ તારી આ ભક્તિથી

---

૬ 'અહીં અવન્તીનો અર્થ ઉજ્જયની નગર કરવો જોઈએ

૭ મૂળમા चन्द्रशाला શબ્દ છે, એનો અર્થ શા દી શાસ્ત્રીએ અગાશીમા કર્યો છે, પણ અગાશીમા ઉપર ભારોટીયુ હોય નહિ એટલે ઉપલો માળ અર્થજ બરાબર છે, આપ્ટેના કોષમા A room on the top of a house એમ અર્થ આપ્યો છે.

૮ મૂળમા आरात्रिकावसर શબ્દ છે, રાજસભા માટે અવસર શબ્દ ખાસ આ ગ્રન્થમા વપરાયો છે આગળ પણ સર્વાવસર શબ્દ આવે છે.

પ્રસન્ન થઇને મેં અભયદાન સાથે આ રાજ્ય તો તેને આપી દીધું, પણ આટલાં ભક્ષ્યભોજ્ય તારે રોજ મને આપવાં. આ ઠરાવ બેયને કબુલ થયો. અને એ રીતે કેટલોક કાળ ગયા પછી શ્રી વિક્રમ રાજાએ પોતાનું આયુષ્ય કેટલું છે તે પૂછ્યું, ત્યારે અગ્નિવેતાલ "હું નથી જાણતો પણ મારા સ્વામીને પૂછીને જણાવીશ" એમ કહીને ગયો. બીજી રાતે ફરી મળ્યો ત્યારે "મહેન્દ્રે તમારૂં સંપૂર્ણ સો વર્ષનું આયુષ્ય છે એમ કહ્યું છે" એમ અગ્નિવેતાલે કહ્યું. ત્યારે ખૂબ ગિત્રધર્મ દેખાડીને રાજાએ તેને આગ્રહ કર્યો કે "મારા આયુષ્યમા એક વર્ષ ઓછું કે વધારે મહેન્દ્ર પાસે કરાવો;" તેણે એ વાત કબુલ કરી અને પાછો આવ્યો ત્યારે "મહેન્દ્રથી પણ સોનાં નવાણું કે એકસો એક ન થઇ શકે" એમ કહ્યું. આ નિર્ણય જાણીને બીજે દિવસે અગ્નિવેતાલ માટેનાં ભક્ષ્યભોજ્યાદિ બધ કરી, રાતે લડવા માટે તૈયાર થઇને વિક્રમ ઉભો રહ્યો.

પછી વખત થતાં રોજની રીતે આવેલા અગ્નિવેતાલે ભક્ષ્યભોજ્યાદિ ન જોઇને રાજાનો તિરસ્કાર કર્યો. પછી એ બે વચ્ચે દ્વંદ્વ યુદ્ધ થયુ, તેમા પોતાનાં પુણ્યની મદદથી તેને જમીન ઉપર પછાડીને રાજાએ પોતાનો પગ તેની છાતી ઉપર મુકીને "હવે તારા ઇષ્ટ દેવને સંભારી લે" એમ કહ્યું. ત્યારે તેણે રાજાને કહ્યુ "તારા આ અદ્ભુત સાહસથી હુ ખુશી થયો છું. અને આજથી તું જે જે કામ બતાવીશ તે કરવા હુ અગ્નિવેતાલ કબુલ થાઉ છું, હું તારે તાબે છું."[૯] આ રીતે તેનું રાજ્ય નિષ્કંટક થયું. અને પોતાના પરાક્રમથી, જેણે બધી દિશાઓ દબાવી છે એવા તે રાજાએ છન્નુ વિરોધી રાજાઓના મંડળોને પોતાને તાબે આણ્યાં.

(૩) હે સાહસાંક,[૧૦] તારા શત્રુઓ (યુદ્ધમાં નષ્ટ થઇ જતાં ખંડેર થઈ ગયેલાં તે)નાં મંદિરોની સ્ફટિકની ભીંતિમાં પોતાનું પ્રતિબિંબ છેટેથી જોઇને આ કોઇ શત્રુહાથી છે એમ માની, જંગલી હાથી ક્રોધથી, તેમાં માથુ મારે છે પણ તેથી પોતાનો દાંત પડી જતા, ફરી તેનેજ જોઇને હાથણી હશે એમ ધારી, ધીમે ધીમે સ્પર્શ કરે છે.

---

૯ અગ્નિવેતાલની આ પ્રકારની કથા ક્ષેમંકરની જૈન સિંહાસન દ્વાત્રિંશિકામા પણ આરંભમા આપી છે. વિક્રમ અને વેતાલની જુદી જાતની કથા કથા સરિત્સાગરમા છે, જ્યા વેતાલનું નામ અગ્નિશિખ લખ્યુ છે.

૧૦ સાહસાંક એ સાહસ મુખ્ય લક્ષણ હોવા માટે વિક્રમને મળેલું નામ છે.

૨ અવન્તી (ઉજ્જયની) નગરીમા શ્રી વિક્રમાદિત્ય રાજાને પ્રિયગુમંજરી નામની પુત્રી હતી ભણાવવા માટે તેને વરરૂચિ નામના પંડિતને સોપી હતી તે બુદ્ધિશાળી હોવાથી થોડા દિવસોમા વરરૂચિ પાસેથી બધા શાસ્ત્રો શીખી ગઇ. હવે ભરજુવાનીમા આવેલી તે પ્રિયગુમજરી પોતાના પિતાની સેવામા હમેશા રહેતી હતી એક વખત વસંત ઋતુ ચાલતી હતી, બરાબર બપોરને વખત હતો અને સૂરજ માથે તપતો હતો, ત્યારે એ ઝરૂખામા બેઠી હતી, ત્યા રસ્તે જતા અને ઝરૂખાની છાયામા થાક ખાવા ઉભેલા પોતાના ગુરૂને જોઇને, તેણે પાકેલી કેરીએ બતાવીને તથા ગુરૂને એની તૃષ્ણા છે એમ જોઇને કહ્યુ કે "તમને આ ફળો શીતળ હોય તો ભાવે છે કે ઉના ઉના?" એના શબ્દોમા રહેલી ચાતુરી સમજ્યા વગરજ ગુરૂએ જવાબ આપ્યો કે "મને ઉનાજ જોઇએ છીએ." એટલે ગુરૂએ પાથરેલા કપડામા તેણે તે ફળો આડા ફેંકયા પણ એ ફળો જમીન ઉપર પડી જવાથી ધૂળવાળા થતા બે હાથમા લઇને ગુરૂએ ફુકથી ધુળ ઉડાડવા માડી, એટલે રાજકન્યાએ મશ્કરી કરીને કહ્યુ કે "શુ એ અતિ ગરમ છે તે ફુકીને ઠડા પાડો છો?[૧૧]"

આ પ્રમાણે તેના મશ્કરીના શબ્દો સાભળીને કોપેલા તે બ્રાહ્મણે કહ્યુ "રે ડાહલી, ગુરૂને ભોઠા પાડવામા તને ગમ્મત મળે છે તો તને પશુપાલ, પતિ તરીકે મળશે" આ પ્રમાણે તેનો શાપ સાભળી રાજકન્યાએ કહ્યુ "તમે જો કે ત્રણે વેદ જાણનાર છો પણ વિદ્યામા જે તમારાથી ચડીઆતો તમારો પરમગુરૂ હશે તેને હું પરણીશ" આ પ્રમાણે તેણે પ્રતિજ્ઞા કરી. પછી શ્રી વિક્રમ તેને માટે સારો વર શોધવાના ચિન્તારૂપી સમુદ્રમા ડુબી ગયા અને એ સ્થિતિમા વરરૂચિએ "તમને મનગમતો વર હુ શોધી આપીશ" એમ અરજ કરવાથી ઉતાવળા થયેલા રાજાની આજ્ઞા લઇને તે પંડિત (મૂર્ખ વર ખોળવા) જગલમા નીકળી પડયો ત્યા અતિ તૃષા લાગવાથી તે આકુળવ્યાકુળ થઇ ગયો અને ચારે તરફ તપાસ કરતા પણ પાણી ન જોયુ, પણ ત્યા પશુપાલ–ગોવાળ–ને જોયો એટલે તેની પાસે પાણી માગ્યુ તેણે પણ "પાણી તો નથી પણ દુધ પીઓ" એમ કહ્યુ તથા એ માટે 'કરવડી' કરવા કહ્યુ કોઇ કોષમા ન વાચેલો આ 'કરવડી' શબ્દ સાભળી પંડિતનું ચિત્ત ચિન્તામા ડુબી ગયુ. એટલે તે ગોવાળે તેને માથે પોતાનો હાથ મુકીને તેને ભેંસની નીચે બેસાર્યો અને એ હાથનો

---

૧૧ આ ક્ષુદ્ર મશ્કરી કથાસરિત્સાગરમા પણ મળે છે

ખોબો ('કરવડી') કરાવીને (ખોબામાં જ ભેંસને દોહીને) ગળા સુધી દુધ પાયુ. ગોવાળે માથે હાથ મુકયો તથા 'કરવડી' જેવો નવો શબ્દ શીખ્યો માટે તે પંડિતે તેને ગુરૂ જેવો માનીને તથા તેને રાજકન્યાને યોગ્ય વર માનીને તેનું ભેંસો ચારવાનું કામ છોડાવી દીધુ અને તેને પોતાના મકાનમાં તેડી આવ્યો. અને ૭ મહિના સુધી તેના (ગામડીઆ) શરીરને (સુધારામાં) કેળવ્યુ તથા ॐ નમઃ શિવાય એ મંત્ર આશીર્વાદ માટે ભણાવ્યો. ૭ મહિને આટલા અક્ષરો એના ગળામાં બેસી ગયા છે એમ જોયું એટલે સારૂં મુહૂર્ત જોઇને તે ગોવાળને સારાં લુગડાં પહેરાવી, રાજાની સભામા લઇ ગયો. પણ સભાક્ષોભથી તે ગોવાળ સારી રીતે ગોખેલો આશીર્વાદ ભુલી ગયો અને તેને બદલે 'ઉશરટ' એટલા અક્ષરો બોલ્યો[૧૨] આ અર્થવગરનો શબ્દ સાંભળીને ચકિત થયેલા રાજાને, ગોવાળના બોલવામાં ન રહેલી ચાતુરીનો તેમાં આરોપ કરીને પંડિતે કહ્યુ—

(૪) ઉમા માથે રહ્યા રૂદ્ર શૂલ ધારેલ શંકર
ટંકારબલ ગર્વિષ્ઠ રક્ષો રાજા તને સદા.

આ પ્રમાણે શ્લોક બોલીને તથા અર્થનો વિસ્તાર કરીને (એટલે ઉશરટ એ શબ્દના દરેક અક્ષરમાંથી ઉપર પ્રમાણે એક એક પદ નીકળીને આશીર્વાદ બને છે એ રીતે સમજાવીને) તે (ગોવાળ)ના પાંડિત્યની ગંભીરતા સમજાવી. તેના ઉપર વિશ્વાસથી ખુશી થઈને રાજાએ પોતાની પુત્રી તે ભેંસો ચારનાર ગોવાળને પરણાવી. પછી પંડિતની શીખવણીથી તે ગોવાળ હમેશાં મુગોજ રહેવા લાગ્યો, એ જોઈને રાજકન્યાએ તેની વિદ્વત્તાની પરીક્ષા કરવા સારૂ તેને એક નવું લખેલુ પુસ્તક સુધારવા આપ્યું. ત્યારે હાથમાં પુસ્તક લઈને તેના અક્ષરોને વળગેલ બિન્દુ, માત્રા, વરડુ વગેરે નખ કાપવાની નેરણીથી ઉખેડી નાખી અક્ષરોને બિન્દુ વગેરે વગરના કરી નાખ્યા. આ ઉપરથી રાજપુત્રીએ તે મૂર્ખ છે એમ નક્કી કર્યુ તે દિવસથી[૧૩] "જમાઈ શોધ" એ પ્રમાણે કહેવત ચાલી. એક દિવસ ચીતરવાળી ભીંતમાં ભેંસોનું ટોળુ (કોઈએ) દેખાડતાં

---

૧૨ આ 'ઉશરટ' ને મળતી કથા માટે જુઓ પરિશિષ્ટ અ

૧૩ ગુજરાતીમા તો આવી કહેવત સાંભળી નથી પણ મરાઠીમા 'જવાઇશોધ' પ્રચલિત છે. મોલ્સવર્થની ડીક્સનેરીમા એ શબ્દનો જે ખુલાસો છે તે મેરૂતુંગના કથનને મળતો છે. કોઈપણ માણસ જે વિષયમા પોતે બીલકુલ ન સમજતો હોય તેમા ડહાપણ ડોળે તો એ માટે 'જવાઇશોધ' જામાતૃશુદ્ધિ કહી શકાય એમ તાત્પર્ય જણાય છે.

આનંદમાં આવીને, પોતાની હાલની સ્થિતિ ભૂલી જઇને, ભેંસોને બોલાવવા માટે વપરાતા ઉચ્ચારો તે કરવા લાગ્યો. આ જોઇને રાજપુત્રીએ તે ભેંસો ચારનાર ગોવાળ છે એમ નક્કી કર્યું. તે ગોવાળે રાજકન્યાએ કરેલા તિરસ્કારનો વિચાર કરીને વિદ્વત્તા માટે કાલિકાદેવીની આરાધના કરવા માંડી. પુત્રી વિધવા થવાની[૧૪] બીકથી રાજાએ રાતમાં દાસીને કપટવેષથી મોકલી અને 'તને હું (કાલિકા) પ્રસન્ન થઇ છું' એમ બોલી જ્યાં તે ગોવાળને ઉઠાડવા જાય છે ત્યાં કાલિકાદેવીએ જ આ ખોટું થાય છે એમ બ્હીને જાતે પ્રત્યક્ષ દર્શન આપીને તેના ઉપર અનુગ્રહ કર્યો. આ વાત સાંભળીને રાજકન્યા જ ત્યાં આવી અને તેણે "કાંઈ ખાસ વાણી સ્ફુરે છે?"[૧૫] એમ પૂછ્યું. આ ઉપરથી તે વખતથી જ કાલિદાસ નામે પ્રસિદ્ધ થયેલા તેણે કુમાર સંભવ વગેરે ત્રણ મહાકાવ્યો અને ૭ પ્રબંધો રચ્યા. આ પ્રમાણે કાલિદાસની ઉત્પત્તિનો પ્રબંધ પૂરો થયો.

એક વખત તે (ઉજ્જેન) નગરમાં વસનારો દાન્ત નામનો શેઠ હાથમાં ભેટ લઇને સભામાં બેઠેલા વિક્રમ પાસે આવ્યો અને પ્રણામ કરીને નીચે પ્રમાણે અરજ કરી. મહારાજ, મેં શુભ મુહૂર્તમાં મોટા કારીગરો પાસે એક મહેલ બંધાવ્યો છે, અને તેમાં મોટો ઉત્સવ કરીને મેં પ્રવેશ કર્યો છે. પછી એ મકાનમાં રાતે હું પલંગમાં અર્ધો ઉંઘમાં અને અર્ધો જાગતો પડયો હતો; ત્યાં 'પડું છુ' એમ અકસ્માત્ થયેલો અવાજ સાંભળીને હુ બીકથી ગભરાઇ ગયો અને 'પડીશમાં' એમ બોલી, એજ વખતે

---

૧૪ મૂળમા રાજાને પુત્રી વિધવા થવાની બીક શા માટે લાગી એ નથી કહ્યું પણ એક પ્રતમા આરાધના કરવા બેઠો અને 'ખોરાક છોડી દીધાને આઠ દિવસ થયા' એટલા શબ્દો વધારે છે (જુઓ મૂળ પૃ ૭ ટિ. ૧)

૧૫ મૂળમા अस्ति कश्चिद्वाग्विशेषः એમ શબ્દો છે, અને अस्ति શબ્દથી આરભ કરી કાલિદાસે કુમાર સભવ કાવ્ય રચ્યુ. જુઓ—

अस्त्युत्तरस्यां दिशिदेवतात्मा

કુ. સ. સ. ૧ શ્લો. ૧

कश्चित् શબ્દથી આરભ કરી મેઘદૂત રચ્યું; જુઓ મેઘદૂતનો પ્હેલો શ્લોક—

कश्चित्कान्ताविरहगुरुणा स्वाधिकारप्रमत्त.

वाग् શબ્દથી આરભી રઘુવશકાવ્ય રચ્યુ —

वागर्थाविव संपृक्तौ वागर्थप्रतिपत्तये.

ઉપર પ્રમાણે કાલિદાસે પોતાના ત્રણ કાવ્યોમા રાજકન્યાના ઉપરના પ્રશ્નને અમર કર્યો છે એમ વાર્તાકારનું વિવક્ષિત જણાય છે.

ભાગ્યો. આ મકાનની બાબતમાં જોશીઓનો તથા મોટા મીસ્ત્રીઓનો વખતો વખત મહાદાનોથી મેં જે સત્કાર કર્યો તે મને નકામો દંડ થયો એમ મને લાગે છે. હવે આ બાબતમાં મહારાજ જે કહે તે સાચુ (તેમ હું કરૂં.)

આ વાતનો સારી રીતે વિચાર કરીને તેણે કહેલા ત્રણ લાખ[16] તે ધવલગૃહની કિંમતના, તેને આપી દઇને સાંજના આમ દરબાર[17] (સર્વાવસર–દીવાન–ઇ–આમ) પછી પોતે ખરીદી લીધેલા તે મહેલમાં જઇને શ્રી વિક્રમ નીરાંતે સુઇ ગયા. અને જ્યારે 'પડું છું' એમ વાણી સાંભળી ત્યારે પોતે અસાધારણ સાહસિક હોવાથી 'તરત પડ' એમ કહેતાં જ પાસે પડેલા સુવર્ણ પુરૂષને પ્રાપ્ત કર્યો.

આ પ્રમાણે (વિક્રમને) સુવર્ણ પુરૂષની સિદ્ધિ થઇ.[18]

૪ વળી એક વખત એક દરિદ્ર માણસ પોતાને હાથે લોઢાની દુબળી દરિદ્રતાની પુતળી બનાવીને દ્વારપાળની રજાથી અંદર આવીને રાજાને કહેવા લાગ્યો. "મહારાજ, આપ જેના ધણી છો એવી આ ઉજ્જયની નગરીમાં બધી વસ્તુઓ તરત જ વેચાઇ જાય છે તથા ખરીદાઇ જાય છે. એવી ખ્યાતિ સાંભળીને, અહીંના ચોરાશી[19] ચૌટામાં વેચવા માટે આ દરિદ્ર-

---

૧૬ આ રીતે દ્રવ્યસૂચક જે આકડા આવે છે તે દ્રમ્મસૂચક હોવા જોઇએ. કારણકે આજ ગ્રન્થમાં આગળ દીનાર અને દ્રમ્મ શબ્દ વપરાયા છે (જુઓ મૂળ પૃ ૮ તથા ૧૬૧ વગેરે) આ દ્રમ્મ જો કે સીક્કા માટે મૂળ ગ્રીક (Drachmae) ઉપરથી નીકળેલો સામાન્ય શબ્દ છે. પણ ગુજરાતમાં દ્રમ્મ નામથી ચૌલુક્ય સમયમાં વપરાતા સીક્કાની કિંમત શું હશે એ પ્રશ્ન જરા વિકટ છે. આગળ જ્યાં દ્રમ્મ શબ્દ મૂળમાં આવે છે ત્યાં એની ચર્ચા કરી છે.

૧૭ સાંધ્ય સર્વાવસર શબ્દનો રા. દી. શાસ્ત્રીએ તો "સંધ્યાકાળ પછીનું સઘળું કૃત્ય કરીને" એ પ્રમાણે અર્થ કર્યો છે પણ ટોનીએ અંગ્રેજી ભાષાંતરમા આ પુસ્તકમાં વપરાયેલા સર્વાવસર શબ્દનો અર્થ ઉર્દૂ દીવાન–ઈ–આમ અથવા દરબાર–ઇ–આમ જેવો છે એમ તર્ક કર્યો છે (જુઓ અંગ્રેજી ભાષાંતર પૃ. ૮ ટિ. ૨) તે યથાર્થ લાગે છે.

૧૮ આ સુવર્ણ પુરૂષ સિદ્ધિની કલ્પના જૂના વખતમાં બહુ લોકપ્રિય હતી. વલ્લભીના રંકને આ સિદ્ધિ મલ્યાનું આજ પુસ્તકમાં આગળ કહ્યું છે (જુઓ પ્રકાર પાંચમો). શ્રીવિક્રમને, સુવર્ણ પુરૂષની પ્રાપ્તિની આ કથા જૈન સિંહાસન દ્વાત્રિંશિકામા પણ મળે છે. બીજાં પુસ્તકોમા શ્રી વિક્રમને સુવર્ણ પુરૂષની સિદ્ધિ બીજી રીતે કહી છે. પ્રબંધકોષમા પણ શ્રી વિક્રમને સુવર્ણ પુરૂષની સિદ્ધિ પ્રાપ્ત હોવાનું કહ્યું છે.

૧૯ કોઈ પણ મોટું શહેર ચોરાશી ચૌટાવાળું જ કહેવાતું જોઇએ એમ આ કથા સાહિત્યની પ્રથા જણાય છે.

તાની પુતળી લઇને હું આખો દિવસ અને રાત ભટક્યો. પણ કોઇએ તેને લીધી નહિ. એટલું જ નહિ પણ મને ઉલટો ધમકાવ્યો. આ નગરીનું આ કલંક જેવું છે, તેવું આપને જણાવીને (બીજે) જવાની રજા માગું છું. એજ વખતે આ બાબતને પોતાના નગરનું મોટું કલંક ગણીને તેને એક લાખ દીનાર[૨૦] આપીને રાજાએ પોતે એ લોઢાની પુતળીને ખજાનામાં મુકાવી. પછી તેજ રાતે રાજા નીરાંતે સુતા હતા, ત્યાં રાતના પ્હેલા પહોરમાં હાથીઓની આધિષ્ઠાત્રી દેવતાએ,[૨૧] પ્રત્યક્ષ આવીને કહ્યું કે "આપે દરિદ્રતાની પુતળી ખરીદેલી હોવાથી મારે અહીં રહેવું યોગ્ય નથી." બીજે પહોરે ઘોડાની અધિષ્ઠાત્રી દેવતાએ તથા ત્રીજે પહોરે લક્ષ્મીએ પ્રગટ થઇને એજ પ્રમાણે કહ્યું અને રાજાના સાહસનો ભંગ ન થાય માટે રજા લઇને તે તે દેવતાઓ ગયાં. પછી ચોથે પહોરે દિવ્ય તેજોમય સ્વરૂપવાળો એક ભવ્ય પુરૂષ પ્રગટ થયો અને તારામાં તારા જન્મથી રહેલો હું સત્ત્વ નામનો છું પણ હવે જવાની રજા માગું છું." તેણે આમ કહેતાંજ, રાજા હાથથી તરવાર ખેંચીને જ્યાં પોતાના ઉપર ઘા કરવા જાય છે ત્યાં રાજાનો હાથ પકડીને "તમારા ઉપર હું પ્રસન્ન થયો છું" એમ કહીને, તે સત્ત્વજ રોકાઇ ગયો. એટલે હાથીઓની અધિષ્ઠાત્રી વગેરે ત્રણે દેવતાઓ પાછાં આવ્યાં અને કહ્યું કે "જવાનો સંકેત તોડીને સત્ત્વે અમને છેતર્યા છે પણ હવે (સત્ત્વ નથી જતો એટલે) અમારે જવું યોગ્ય નથી" આ રીતે તેઓ પણ પ્રયત્ન વગર જ રહ્યાં. આ રીતે વિક્રમાદિત્યના સત્ત્વનો[૨૨] પ્રબંધ પૂરો થયો.[૨૩]

૫ વળી એક વખત સભામાં શ્રી વિક્રમરાજા બેઠા હતા ત્યાં [૨૪]સામુદ્રિક શાસ્ત્ર જાણનાર કોઇ પરદેશીને દ્વારપાળે દાખલ કર્યો. આ પરદેશીએ

---

૨૦ દીનાર શબ્દ દ્રમ્મ માટેજ વપરાયો લાગે છે. જુઓ ટિ. ૧૬ ગ્રંથકર્તા આ શબ્દો શિથિલ રીતે વાપરે છે.

૨૧ હાથીનું લશ્કર, ઘોડાનું લશ્કર એ રીતે જૂના કાળમાં લશ્કરના વિભાગો હતા, અહીં હાથી અને ઘોડાની અધિષ્ઠાત્રી દેવતા કહેલ છે તેને તે લશ્કરની સમજવી, મતલબ કે એ દેવતા જવાથી એ જાતના લશ્કરી બળનો નાશ થયો.

૨૨ સત્ત્વનો અર્થ ટૉનીએ Courage કર્યો છે. પણ હિંમત, સાહસિકપણું, ઉદારતા વગેરે અનેક ગુણો જેમા સમાઇ જાય એવા ચિત્તના એક તેજસ્વી ધર્મ માટે આ શબ્દ વપરાયો છે. સત્ત્વનો અર્થ બુદ્ધિ તથા સમગ્ર અંતઃકરણ પણ થાય છે.

૨૩ આ પ્રબંધ પણ જૈન સિંહાસન દ્વાત્રિંશિકામાં મળે છે.

૨૪ શરીરના અમુક ચિન્હો જોઈને તેનું ભાગ્ય પારખવાનું શાસ્ત્ર.

રાજાનાં સામુદ્રિક લક્ષણો જોઇને માથું ધુણાવ્યું એટલે રાજાએ તેને તેના વિષાદનું કારણ પૂછયું. ત્યારે તેણે કહ્યું કે "તમે (સામુદ્રિક) અપલક્ષણોનો ભંડાર છો છતાં છન્નુ દેશોની સામ્રાજ્ય લક્ષ્મી તમે ભોગવો છો એ જોઇને મને સામુદ્રિક શાસ્ત્ર ઉપર નિર્વેદ આવી ગયો છે. જેના પ્રભાવથી તમે પણ રાજ્ય કરો એવું કોઇ વિચિત્ર અંત્ર (આંતરડું—સામુદ્રિક ચિહ્ન) હું તમારામા દેખતો નથી." આવું તેનું વચન સાંભળતાં પોતાના પેટમાં મારવા રાજાએ તરવાર ખેંચી અને જ્યાં મારવા જાય છે ત્યાં પેલા સામુદ્રિક શાસ્ત્રીએ "આ શું કરો છો?" એમ પૂછયું. ત્યારે શ્રી વિક્રમે કહ્યું કે "પેટ ચીરીને તને એવું આંતરડું (ચિહ્ન) દેખાડું છું" ત્યારે તેણે કહ્યું કે "બત્રીશ[૨૫] (સામુદ્રિક) લક્ષણોથી અધિક (પ્રભાવવાળુ) આ તમારૂં સત્ત્વ રૂપ લક્ષણ મારા જાણવામાં નહોતું." એટલે રાજાએ તેને ઇનામ આપીને વિદાય કર્યો.

આ પ્રમાણે સત્ત્વપરીક્ષા પ્રબંધ પુરો થયો.[૨૬]

૬ વળી એક વખત પરકાયપ્રવેશની વિદ્યા વિના બધી કળાઓ નકામી છે એમ સાંભળીને એ વિદ્યા મેળવવા માટે [૨૭]શ્રી પર્વત ઉપર ભૈરવાનન્દ યોગી પાસે જઇને શ્રી વિક્રમરાજાએ તેની લાંબા વખત સુધી સેવા કરી. વિક્રમ આવ્યા પ્હેલાંથી આ યોગીની સેવા કરતો એક દ્વિજ પણ ત્યાં હતો; તેણે રાજાને કહ્યું કે "તમારે મને મુકીને ગુરૂ પાસેથી આ વિદ્યા ન લેવી". આ પ્રમાણે, તેણે આગ્રહવાળી વિનતિ કરેલી હોવાથી જ્યારે ગુરૂ વિદ્યા આપવા તૈયાર થયા ત્યારે શ્રી વિક્રમે ગુરૂને વિનતિ કરી કે "પ્હેલાં આને વિદ્યા આપો અને પછી મને આપો." "એ આ વિદ્યા લેવા માટે સર્વથા અયોગ્ય છે" એમ ગુરૂએ વારંવાર કહ્યા છતાં જ્યારે વિક્રમે ન માન્યું; ત્યારે 'તને પશ્ચાત્તાપ થશે' એમ ઉપદેશ આપીને રાજાના આગ્રહથી તે બ્રાહ્મણને ગુરૂએ પરકાયપ્રવેશ વિદ્યા આપી. પછી ત્યાંથી પાછા વળીને બેય ઉજ્જેન આવ્યા. ત્યાં રાજાના પાટવી હાથીના મરણથી શોકમાં પડેલા રાજલોકને જોઇને પરકાયપ્રવેશ વિદ્યાનો અનુભવ લેવા માટે રાજાએ પોતાના હાથીના શરીરમાં પ્રવેશ કર્યો. પછી શું બન્યું તે નીચેના શ્લોકમાં વર્ણવ્યું છેઃ—

---

૨૫ મહાપુરૂષનાં બત્રીશ લક્ષણો અનેક રીતે ગણાય છે. ભગવાન્ બુદ્ધના લક્ષણો માટે જુઓ Kern's Manual of Buddhism p. 62.

૨૬ આ સામુદ્રિક અપલક્ષણવાળી કથા ક્ષેમકરની સિંહાસન દ્વાત્રિંશિકામા જુદી રીતે મળે છે [જુઓ કથા ૨૯ મી]

૨૭ શ્રી પર્વતનો ઉલ્લેખ ભવભૂતિના માલતી માધવ નાટકમા મળે છે. તે યોગીઓના રહેઠાણ તરીકે પ્રખ્યાત હતો.

(૫) રાજાએ બ્રાહ્મણને પોતાના શરીરનું રક્ષણ કરવા રાખીને પોતાના હાથીના શરીરમા પ્રવેશ કર્યો એટલ લાગ જોઇને તે બ્રાહ્મણે રાજાના શરીરમા પ્રવેશ કર્યો (અને પછી તો તે શ્રી વિક્રમ તરીકે રાજ્યનો તથા રાજાની રાણીઓનો પણ ઉપભોગ કરવા લાગ્યો ) પછી (હાથીના શરીરમા રહેલા ) રાજાએ (આ સ્થિતિ જોઇને, રાણીએ ) પાળેલા પોપટના શરીરમા પ્રવેશ કર્યો, અને પછી મરેલી ધરોળીના શરીરમા પ્રવેશ કર્યો (જેથી પોપટ મરી ગયો ) એટલે (પોતાને વ્હાલા પોપટના મરણના શોકથી ) રાણી મરી જશે એમ વિચાર કરીને જેવો બ્રાહ્મણે પોપટના શરીરમા પ્રવેશ કરીને તેને જીવાડયો કે તરત શ્રી વિક્રમે પોતાના શરીરમા પ્રવેશ કર્યો

**આ રીતે શ્રી. વિક્રમને પરકાય પ્રવેશ વિદ્યા સિદ્ધ થઇ.**[૨૮]

૭ વળી એક વખત શ્રી વિક્રમ રાજા માર્ગ ઉપરથી જતા હતા ત્યાં તે નગરમા વસતો શ્રી સંઘ જેની પાછળ ચાલે છે તથા બન્દી જનોના ટોળા જેની 'સર્વજ્ઞ પુત્ર' એમ સ્તુતિ કરે છે, એવા શ્રી સિદ્ધસેન આચાર્યને આવતા જોયા અને 'સર્વજ્ઞ પુત્ર' એ શબ્દો સાભળીને રાજાને ક્રોધ થયો એટલે તેની સર્વજ્ઞતાની પરીક્ષા કરવા માટે તેને માનસિક નમસ્કાર કર્યો

સિદ્ધસેને પણ પ્હેલા મેળવેલી વિદ્યાના બળથી રાજાના ભાવને જાણીને, જમણો હાથ ઉંચો કરીને 'ધર્મલાભ' એ રીતે આશીર્વાદ આપ્યો અને રાજાએ આશીર્વાદ આપવાનું કારણ પૂછ્યુ, ત્યારે તે મહર્ષિએ તમે કરેલા માનસ નમસ્કાર માટે આશીર્વાદ અપાયો છે, એમ કહ્યું એટલે એના જ્ઞાનથી ચકિત થયેલા રાજાએ તેના પારિતોષિક તરીકે એક ક્રોડ સુવર્ણ[૩૦] આપ્યા

---

૨૮ શ્રી વિક્રમે પરકાયપ્રવેશ વિદ્યા મેળવ્યાની આ કથા જરા જુદી રીતે પ્રબંધ કોશમા કહેલી છે. એમા પટ્ટહસ્તીને બદલે પટ્ટાશ્વ (પાટવી ઘોડો આવે છે.)

પરકાયપ્રવેશ વિદ્યાની માન્યતા જુના કાળમા બહુ પ્રચારમા હોય એમ લાગે છે, કથા સરિત્સાગરમા એક કરતા વધારે સ્થળે પરકાય પ્રવેશની કથા મળે છે. શકર દિગ્વિજયમા પણ છે અને આ પુસ્તકમા પણ પાચમા પ્રકાશમા આ વિદ્યાનો નન્દ પ્રબધ નામનો પ્રબધ છે

૩૦ નિષ્ક કે સુવર્ણ એટલે સોનાનો સીક્કો જૂના કાળમા જુદા જુદા રાજ વંશોએ જુદી જુદી જાતના તથા ભિન ભિન્ન વજનના સોનાના સીક્કા પડાવ્યા હતા એ ઇતિહાસ પ્રસિદ્ધ છે. પણ આ ગ્રંથકારે એના વખતમા ગુજરાતમા પ્રચલિત સોનાના સીક્કાનો ઉલ્લેખ કર્યો છે એમ માનવાની જરૂર નથી.

[૨૯](૬) (કારણ કે) હે કોશાધીશ, આપ્ત વર્ગનો કોઇ પુરૂષ મારી નજરે પડે તો તેને એક હજાર [૩૦]નિષ્ક આપવા; જેની સાથે હું સંભાષણ કરૂં તેને દશ હજાર આપવા; જેની વાણીથી મને હસવું આવે તેને તારે એકદમ એક લાખ નિષ્ક આપવા; અને મને જે સંતોષ પમાડે તેને એક ક્રોડ નિષ્ક આપવા. આ મારી હમેશ માટે ચોક્કસ આજ્ઞા છે. આ રીતે વિક્રમ રાજાએ દાનની રકમો ચોક્કસ ઠરાવી રાખી હતી.

૮ વળી એક વખત રાજાએ તેમને (સિદ્ધસેનને) અપાવેલા સુવર્ણનો વૃત્તાંત કોશાધ્યક્ષને પૂછ્યો ત્યારે તેણે કહ્યું કે "મેં [૩૧]ધર્મવહિકામાં નીચેના શ્લોકમાં એ સુવર્ણદાન નોંધ્યું છેઃ—

(૭) દૂરથી હાથ ઉંચો કરીને 'ધર્મલાભ' એમ સિદ્ધસેન સૂરીએ કહ્યું ત્યારે એમને રાજાએ એક ક્રોડ આપ્યા.[૩૨]

પછી શ્રી સિદ્ધસેન સૂરીને સભામાં બોલાવીને "તમને તે દિવસે અપાયલું સુવર્ણ લીઓ" એમ રાજાએ કહ્યું. ત્યારે "જમીને તૃપ્ત થયેલાને ભોજન નકામું છે" એમ કહીને પછી "આ સુવર્ણથી કરજે દબાયેલી પૃથ્વીને[૩૩] કરજમાંથી મુક્ત કરો" એમ ઉપદેશ આપ્યો. એટલે તે ઉપદેશથી સંતુષ્ટ થયેલા રાજાએ તે ઉપદેશનો સ્વીકાર કર્યો.

(૮) હાથમાં ચાર શ્લોકો રાખીને તમને મળવાની ઇચ્છાથી કોઇ ભિક્ષુ આવ્યો છે, તેને દરવાજે રોકવામાં આવ્યો છે, હવે તે આવે કે જાય?

(રાજાએ જવાબ આપ્યોઃ—)

(૯) હાથમાં ચાર શ્લોકવાળા ભિક્ષુને દશ લાખ રોકડા આપો અને ચૌદ શાસનો (દાનના લેખો) આપો પછી તેની મરજી પ્રમાણે આવે કે જાય. ૨

---

૨૯ આ છઠ્ઠો શ્લોક ઉપરના પારિગ્રાફ પ્હેલા મૂળમા છપાયો છે, પણ એ અમુક પ્રતોમાં નથી મળતો અને સબંધ જોતા એ સ્થળે નહિ પણ ભાષાંતરમાં જ્યા મુકયો છે ત્યાં હોય તો ચાલે એમ ગણીને અહીં એટલો ક્રમનો ફેરફાર કર્યો છે.

૩૧ એ વખતે રાજાએ કરેલાં ધર્મદાનો માટે રાજ્યના દફતરમાં ખાસ ચોપડો રહેતો, જેને ધર્મવાહિકા કહેતા.

૩૨ આ શ્લોક જૈનસિદ્ધાસન દ્વાત્રિંશિકામા તથા પ્રભાવક ચરિત (વૃદ્ધવાદી પ્રબન્ધ શ્લો. ૬૪)માં મળે છે. આનુ પ્રાકૃત રૂપ કથાવલીમાં મળે છે.

૩૩ કરજે દબાયેલી ઋણગ્રસ્તા અવનીનો અર્થ આજની પેઠે કરજમા દબાયેલી, પૃથ્વી ઉપર જીવનાર ખેડુ પ્રજા એમ હશે. એ વખતે પણ ખેડુ પ્રજા, કરજમાં દબાયેલી હોવાનો સંભવ છે. પણ આ પ્રકરણમાં તો આગળ એ ખેડુ પ્રજાની ઋણમુક્તિ વિષે કાંઇ નથી આવતું.

(૧૦) હમેશાં તમે બધુ આપો છો એવી તમારી સ્તુતિ ડાહ્યાજનો કરે છે તે ખોટું છે; કારણ કે શત્રુઓને તમે પીઠ આપતા નથી અને પરસ્ત્રીઓને છાતી આપતા નથી ૩

(૧૧) હે રાજા, તમારા મુખમાં સરસ્વતી રહી છે, અને કરકમળમાં લક્ષ્મી રહી છે તો શુ કીર્તિને કાંઇ ક્રોધ ચડયો છે કે એ પરદેશ ગઇ ! ૪

(૧૨) જેમાં માર્ગણોનો[૩૪] સમૂહ તમારી પાસે આવે છે અને ગુણ દિગતમાં જાય છે એવી આ અપૂર્વ ધનુર્વિદ્યા તમે કયાંથી શીખ્યા ? ૫

(૧૩) તમારાં યુદ્ધનાં વાજાં વાગતાં, હે રાજન્ નીચે પ્રમાણે ચમત્કાર થયો. શત્રુઓના હૃદયરૂપી ઘડાઓ ફુટી ગયા અને શત્રુઓની સ્ત્રીઓના નેત્રોમાથી પાણી ગળવા લાગ્યાં. ૬

(૧૪) તમારા મુખ કમળમાં સરસ્વતી ( વાણી–બીજે અર્થ સરસ્વતી નામની નદી ) વસે છે. અને તારો હોઠ જ શોણ ( લાલ અને બીજે અર્થે શોણ નામનો નદ ) છે; અને કાકુત્સ્થ ( એક સૂર્યવંશી રાજા ) રાજાના પરાક્રમની યાદ આપે એવો તારો જમણો હાથ એ સમુદ્ર ( મુદ્રાઓ વાળો ) છે. આ તમારો પડખે હમેશાં રહેલી સેનાઓ ( અથવા નદીઓ ) ક્ષણ પણ તમને વીતા મુકતી નથી, અને હે રાજા તમારી અંદર આ સ્વચ્છ માનસ ( મન અને માનસ સરોવર ) છે, પછી તમને પાણી પીવાની ઇચ્છા શા માટે થાય છે ? ૭[૩૫]

(૧૫) ( આઠ કોટિ સુવર્ણ–વગેરે શ્લોક આગળ પૂરો આપ્યો છે. )

૯ એજ રાતે વિક્રમ રાજા વીરચર્યા તરીકે શહેરમાં ફરતા હતા ત્યા એક ાંચીના મોઢામાથી નીચેનો અર્ધો શ્લોક વારંવાર સાંભળ્યોઃ—

---

૩૪ સાધારણ રીતે ધનુષ્યની દોરી ખેચાઈને ધનુષ્ય ધરનારની નજીક જાય અને ફેકવામા આવેલું બાણ છેટે જાય. અહીં માર્ગણ એટલે બાણ તથા માગણ અને ગુણ એટલે દોરી તથા ગુણો એ રીતે એ બે શબ્દોના બે અર્થનો લાભ લઇને રાજાની પ્રશસા કરી છે.

૩૫ ઉપરના સાતે સુભાષિતો ક્ષેમકરની સિંહાસન દ્વાત્રિંશિકામા છે. અને શા. દી. શાસ્ત્રીએ સિ. દ્વા. વગેરે સાધનો ઉપરથી પ્હેલા બે સિદ્ધસેન અને રાજાની ઉક્તિ પ્રત્યુક્તિરૂપે, અને પછીના ચાર સિદ્ધસેન બોલ્યા અને બદલામા વિક્રમરાજાએ ચારે દિશાનુ રાજ્ય આપ્યું, અને પછી પગમા પડી જૈન ધર્મી થયો એમ અર્થ કર્યો છે. આ શ્લોકો ખરી રીતે સુભાષિતો જ છે અને સુભાષિતાવલી વગેરે સુભાષિત સગ્રહોમાં જુદા જુદા નામથી એમાના કેટલાક આપેલા છે. જુઓ મૂળ પૃ. ૧૧,૧૨ ટિ. ૫.

(૧૬) આપણા રાજાને (સંસાર સમુદ્રમાંથી) તારનાર કૃષ્ણ કહી શકાય.

રાત પૂરી થઇને લગભગ સવાર થવા આવ્યુ ત્યાં સુધી રાજાએ ઉત્તરાર્ધ સાંભળવા માટે વાટ જોઇ પણ ન સંભળાયુ, એટલે નિરાશ થઇને મહેલમાં જઇને ઉંઘી ગયો. સવારે પ્રાતઃકૃત્યથી પરવારી રાજાએ તે ઘાંચીને બોલાવી ઉત્તરાર્ધ પૂછ્યું ત્યારે નીચે પ્રમાણે કહ્યુ —

(પણ) જગત્ દરિદ્રતામા ડુબી ગયુ છે, અને બલિ (કરો તથા બીજો અર્થ બલિરાજા)નાં બધનો હજી છુટયા નથી

શ્રી સિદ્ધસેને આપેલા ઉપદેશનો આ પુનરૂક્તિ છે એમ નક્કી કરીને રાજાએ પૃથિવીને ઋણમુક્ત કરવાનો આરંભ કર્યો ×

× આ સ્થળે એક હસ્ત પ્રતમા નૃપતિ મનોનુસારી પૃથ્વીરસ પ્રબધ નામનો એક ફકરો વધારે છે. (જુઓ મૂળ પૃ. ૧૫ ટિ. ૧) એજ મતલબની વાત ફરી ઈક્ષુરસ પ્રબધ નામથી ભોજપ્રબધમા મળે છે તેનો સાર નીચે આપ્યો છે —

એક દિવસ ઉજ્જેનમા ભટ્ટ માત્રને સાથે લઇને વિક્રમરાજા મહાકાળના મંદિરમા નાટક જોવા છુપા વેષમા ગયા હતા, ત્યા જે શહેરીનો પુત્ર નાટક કરાવતો હતો તેની સપત્તિનું વર્ણન સૂત્રધારને મોઢે પ્રસગોપાત્ત સાભળીને રાજાને તેની સપત્તિ લેવાનો લોભ થયો. અમુક વખત પછી રાજાને તરસ લાગી એટયે મુખ્ય વેશ્યાને ઘેર જઈ ભટ્ટ માત્ર મારફત પાણી માગ્યુ. ત્યારે મુખ્ય વેશ્યા પોતાના માણસોને કહીને રાજા માટે શેરડીનો રસ લેવાને વાડીએ ગઇ. ત્યા શેરડીમા સૂયા મારીને કાઢતા તે અર્ધો ઘડો પણ ન ભરી શકી એટલે કચવાઇને પ્યાલો ભરીને હાજીવારે આવી. રાજાએ શેરડીનો રસ પીધા પછી ભટ્ટ માત્રે વાર લાગવાનુ તથા ખિન્ન થવાનું કારણ પૂછ્યું. ત્યારે તેણે કહ્યુ કે "સાધારણ રીતે એક શેરડીમાથી આખો ઘડો અને એક પ્યાલો ભરાય છે. આજ ઘડોયે પૂરો ન ભરાયો. તેનુ કારણ સમજાતું નથી" ત્યારે ભટ્ટ માત્રે કહ્યુ "તમે પાકટ બુદ્ધિના છો માટે તમેજ કારણ વિચારીને કહો. વેશ્યાએ કહ્યુ કે પૃથ્વી પતિનુ મન પ્રજાની વિરૂદ્ધ થયુ માટે પૃથ્વીનો રસ ક્ષીણ થયો." રાજાને પણ તેની બુદ્ધિની કુશળતા જોઈને આશ્ચર્ય થયુ. અને પછી પોતાના મહેલમા સુતા સુતા વિચાર કર્યો કે "પ્રજાને પીડા કર્યા વગર પણ માત્ર પ્રજા વિરૂદ્ધ વિચાર કરવાથી પૃથ્વીના રસની હાનિ થઈ માટે હુ તો પ્રજાને નહિ પીડુ" આ પ્રમાણે નિશ્ચય કરીને પરીક્ષા કરવા બીજી રાતે તેને ઘેર ગયો, ત્યા તરતજ તેણે આનદથી શેરડીનો રસ લાવી આપ્યો, જે પીને રાજા મહેલમા જઈને સુઈ ગયો. અને ભટ્ટ માત્રે પૂછતા વેશ્યાએ હવે રાજાનુ મન પ્રજા ઉપર રાજી છે એમ કહ્યુ. રાજાએ પોતાનો રાતનો વૃત્તાન્ત કહીને તે વેશ્યાને, બીજાનુ ચિત્ત સમજવાની તેની કુશળતાથી પ્રસન્ન થઇને હાર આપ્યો.

આ ચોખ્ખી લોકકથા છે. અનેક રાજાઓને નામે થોડાઘણા ફેરફારથી ચડેલી મળે છે. ભોજપ્રબધમા મૂળમા છે. કલાપિ કવિએ પણ 'આપ્યમાતા' નામથી એક કાવ્ય લખીને આ લોકકથાને અમર કરી છે.

૧૦ એક વખત મારા જેવો કોઇ જૈન રાજા ભવિષ્યમા થશે કે? એમ રાજાએ પૂછ્યુ એટલે શ્રી સિદ્ધસેન સૂરીએ જવાબ આપ્યો કે —

(૧૭) હે વિક્રમ રાજા, આજથી ૧૧૯૯ વર્ષ જતા, તારા જેવો કુમાર (કુમારપાલ) રાજા થશે

૧૧ વળી એક વખત પોતે જગત્ ઋણરહિત કરતા હતા ત્યારે, પોતાના ઉદારતાના ગુણથી અહંકાર આવી જતા સવારે એક કીર્તિસ્તંભ ઉભો કરાવીશ એમ વિચાર કરતા વિક્રમ રાજા રાતે વીરચર્યા[૩૬] તરીકે ચૌટામા ફરતા હતા, ત્યા સામ સામા લડતા બે આખલાઓના ત્રાસથી, (પાસે આવેલી) દરિદ્રતાથી પીડાતા કોઇક બ્રાહ્મણની જૂની બળદ બાંધવાની ઝુંપડીના થાભલા ઉપર ચડીને બેઠા, ત્યા તે જ બે આખલાઓ આવીને એ થાભલાને વારંવાર શીંગડા મારવા લાગ્યા આ અરસામા તે ઘરનો ધણી બ્રાહ્મણ અકસ્માત્ જાગી ગયો અને આકાશમા શુક્ર અને ગુરૂથી ચંદ્ર મંડળને રોકાયેલું જોઇને તેણે પોતાની સ્ત્રીને જગાડી અને ચંદ્ર મંડળની સ્થિતિથી સૂચિત રાજાનું તે પ્રાણસંકટ જાણીને તેની શાન્તિ માટે હોમવાના દ્રવ્યો લાવવાનું કહ્યુ[૩૭] આ બધી વાતચિત રાજા સાભળતો હતો ત્યા તે બ્રાહ્મણની સ્ત્રીએ જવાબ આપ્યો કે "આ રાજા પૃથિવીને ઋણમુક્ત કરવા તૈયાર થયો છે, છતા મારી સાત કન્યાઓને પરણાવવા માટે દ્રવ્ય જોઇએ છીએ તે તો મને આપતો નથી, પછી શાન્તિ કર્મ કરીને (તમારે) એને સંકટમાથી શા માટે છોડાવવો જોઇએ?" આ પ્રમાણેના બ્રાહ્મણ પત્નીનાં વચનથી સર્વથા જેનો ગર્વ ગળી ગયો છે એવા રાજાએ તે સંકટમાથી છુટીને કીર્તિસ્તંભની વાત ભુલીને, લાબા વખત સુધી રાજ્ય કર્યું

(૮૧) હે વિક્રમ રાજા, જો કે તેં કષ્ટ વેઠ્યુ, સાહસને છુટુ મુકી દીધુ[૩૮]

---

૩૬ રાજાઓ ઘણીવાર રાતે છુપો વેષ લઇને-અંધાર પછેડો ઓઢીને નગરચર્યા જોવા નીકળતા અને એ રીતે મળેલી માહીતીનો પ્રજાના દુખો દૂર કરવામા ઉપયોગ કરતા, પોતાના અધિકારીઓ વિરૂદ્ધની ફરિઆદો આ રીતેજ સાભળવામા આવતી એમ લોકસાહિત્યની પ્રસિદ્ધિ છે આ લોકકથાનો આદર્શ વ્યવહારમા કેટલો ઉતરતો તે કહેવુ કઠણ છે, પણ વીરચર્યા શબ્દ એ માટે વપરાયેલ છે

૩૭ ઉપરની વાતમા રાજાને સંકટ સૂચક જે ચંદ્રમંડળના યોગની વાત છે તે વિષે કોઇ અન્યનો શ્લોક એક પ્રતમા ઉતરેલો મળે છે (જુઓ મૂળ પૃ ૧૪ ટિ ૦) આ વાતને મળતી વાત એક જાતક કથા (ન ૨૯૦) મા પણ મળે છે

૩૮ મૂળમા मुक्तं च साहसं એમ શબ્દો છે તેનો અર્થ ટૉનીએ 'Thou has lost the courage તે સાહસ છોડી દીધુ'. એવો કર્યો છે પણ વિક્રમે ઉતરતા દિવસોમા સાહસિક સ્વભાવ છોડી દીધો હતો એવુ કાંઇ દંતકથામા, આ ગ્રથમા [ હે મારા બાપુના

અને એમાં આત્માને મલિન કર્યો, છતાં અજરામરપણું ન મેળવ્યું; અફસોસ, તું જન્મ હારી ગયો.

૧૨ એક વખત વિક્રમનું આયુષ્ય પુરૂ થવા આવ્યું, ત્યારે કોઇ આયુર્વેદ જાણનાર વૈદ્યે વિક્રમની તબીઅત ખરાબ જોઇને, "કાગડાનું માંસ ખાવાથી રોગ મટશે" એમ કહ્યું; એટલે રાજાએ એ રધાવ્યું, એ ઉપરથી રાજાની પ્રકૃતિમાં ફેરફાર થયો છે, એમ વિચારીને "હવે ધર્મ એજ બળવાન્ ઔષધ છે," એમ રાજાને (તેણે) જણાવ્યું. "પ્રકૃતિનો વિકાર થાય એ ઉત્પાત છે, જીવવાની તૃષ્ણાથી પોતાની લોકોત્તર સત્ત્વશાળી પ્રકૃતિ છોડીને તમે કાગડાનું માંસ ખાવા ઇચ્છો છો માટે જરૂર નહિ જીવો";[૩૯] એમ વૈદ્યે કહ્યું, એટલે એને પરમાર્થ બન્ધુ ગણીને પ્રશંસા કરી તથા ઇનામ આપ્યું. પછી હાથી, ઘોડા ખજાનો વગેરે પોતાનું સર્વસ્વ યાચકોને આપી દઇ રાજલોકની તથા નગરલોકની રજા માગી લીધી. અને પછી પોતાના મહેલમાં ક્યાંક એકાંતમાં તે સમય ( મરણ સમય )ને યોગ્ય સ્નાન, દાન, દેવપૂજા વગેરે કરીને દર્ભાસન ઉપર બેઠા અને હવે [૪૦]બ્રહ્મદ્વારથી પ્રાણ છોડીશ એમ વિચાર કરે છે ત્યાં અકસ્માત્ આવેલ અપ્સરાઓના સમૂહને જોયો, એટલે હાથ જોડીને "તમે કોણ છો?" એમ પૂછ્યું. ત્યારે તેઓએ કહ્યું "અત્યારે લાંબી વાત કરવાનો વખત નથી, પણ અમે તમારી રજા લેવાજ આવ્યાં છીએ" આમ કહીને અપ્સરાઓ પાછી વળતી હતી ત્યાં વિક્રમે ફરી કહ્યું. "કોઇ નવા બ્રહ્માએ તમને ઉત્પન્ન કરી લાગે છે, કારણ કે તમે અસાધારણ રૂપવાળી છો છતાં નાક નથી એ એક ખામી છે એ શું? એટલું જાણવાની મારી મરજી છે" આના જવાબમાં તેઓએ હાથની તાલી પાડી, હસીને કહ્યું કે "તમે તમારા દોષનો અમારામાં આરોપ કરો છો." આટલું બોલીને તેઓ મુંગી રહી એટલે રાજાએ કહ્યું કે "તમે તો સ્વર્ગલોકમાં રહો છો, તો તમારો અપરાધ મેં કર્યો હોય એ કેમ સંભવે?" ત્યારે

પ્રમાણે અન્યત્ર પણ ] આપી નથી એટલે રા. દી. શાસ્ત્રી પેઠે મેં પણ સાહસને છૂટું મુકયું અર્થાત્ ખૂબ સાહસ કર્યું એવો અર્થ કર્યો છે.

૩૯ માણસની પ્રકૃતિમા એકાએક ફેરફાર થાય એ નજીક આવતા મરણનું સૂચક છે એવી આયુર્વેદની માન્યતા છે.

૪૦ બ્રહ્મદ્વાર = બ્રહ્મરન્ધ્ર; મરણ વખતે પ્રાણ શરીરના આંખ. નાક વગેરે જુદાં જુદા છિદ્રોમાંના એકમાથી નીકળી જાય છે એમ મનાય છે, પણ યોગીઓના પ્રાણ બ્રહ્મદ્વાર-બ્રહ્મરન્ધ્ર-માથાની મધ્યમા રહેલી સીવણીમાથી એ તુટીને નીકળે છે, એમ મનાય છે.

તેઓમાંથી એક મુખ્ય સુંદરીએ કહ્યું. "હે રાજન્ ! પૂર્વ જન્મનાં પુણ્યથી આ વખતે નવે નિધિ તારા મહેલમાં ઉતર્યા હતા તે નવ નિધિઓની અમે અધિષ્ઠાત્રી[૪૧] દેવતાઓ છીએ. દેવરૂપ તમે જન્મથી આરંભી આજસુધીમાં, મહા દાનો આપવામાં માત્ર એક નિધિમાંથી એટલો જ ભાગ ઓછો કર્યો છે કે જેથી તમે નાકનું ટેરવું જોઇ શકતા નથી." આ પ્રમાણે તેઓનું બોલવું સાંભળી કપાળે હાથ અડાડી તેણે કહ્યું કે "જો હું નવ નિધિઓ છે એમ જાણત, તો નવ પુરૂષોને તે આપી દેત પણ દૈવે અજ્ઞાન રાખીને મને ઠગ્યો છે." ત્યારે તેઓએ યાદ આપ્યું કે "કળિયુગમાં તો તમે જ ઉદાર છો." આ રીતે શ્રી વિક્રમ પરલોકને પ્રાપ્ત થયા. ત્યારથી આજસુધી વિક્રમાદિત્યનો સંવત્સર જગતમાં ચાલે છે. શ્રી વિક્રમાદિત્યના દાનના વિવિધ પ્રબંધો છે.

## પરિશિષ્ટ અ

'ઉશરટ' શબ્દમાંથી પંડિત વરરૂચિએ કાંઇક અર્થ ગોઠવીને ગોવાળને પંડિત તરીકે ચલાવ્યાની જે કથા મેરૂતુંગે અહીં આપી છે, તેને કાંઇક મળતી એક 'અપ્રશિખ'ની વાર્તા કથા પ્રકાશમાં છે. અને બીજી 'વિસેમારા'ની જૈનસિંહાસન દ્વાત્રિંશિકામાં છે.

પ્હેલી વાર્તાનો સાર નીચે પ્રમાણે છે. ભોજરાજાના સમયમાં ઉજ્જૈનમાં એક બ્રાહ્મણ રહેતો હતો, આ બ્રાહ્મણને કવિ કાલિદાસ જેટલું માન મળતું નહોતું, એટલે તે પોતાની નાતનાજ એક નોકર સાથે પરદેશ નીકળી ગયો. અને કાલંજરના રાજાને મળ્યો, તેની સેવામાં રહ્યો અને છેવટ રાજાએ ખૂબ દાન આપી રજા આપી. પાછા વળતાં એક દિવસ એક વૃક્ષ નીચે પોતે સુતાં સુતાં ઉંઘી ગયો. એ વખતે નોકરના મનમાં લોભની વૃત્તિ જાગી અને તેણે તેના માથા ઉપર પગ મુકી તેનું માથું કાપી નાખવા માટે તરવાર કાઢી. ત્યાં શેઠ જાગી ગયો અને તેણે નોકરને પોતાની પાસેનું બધું સોનું આપી દેવાની તથા એ ગામ છોડી દેવાની શરતે પોતાને બચાવવાની આજીજી કરી, પણ નોકરે ન માન્યું. ત્યારે પોતાના બાપને 'અપ્રશિખ' એટલો સંદેશો આપવાની માગણી કરી. નોકરે એ વાત કબુલ કરી અને પછી શેઠ ઉપર ઘા કર્યો. ઉપરના સંદેશનો કાંઇ અર્થ તેનો બાપ સમજ્યો નહિ, એટલે તેણે ચૌદ વિદ્યા જાણનાર તરીકે રાજાને એ સંદેશો

૪૧ નદી, પર્વત, શહેર, ઝાડ વગેરે જડપદાર્થોની અંદર પણ, પ્રાણીઓમાં આત્મા વસે છે તેમ અધિષ્ઠાતા દેવતા વસે છે; એવી પૌરાણિક માન્યતા છે.

બતાવ્યો. પણ રાજા, કાલિદાસ કે કોઇ વિદ્વાન્ એ સમજી શક્યા નહિ. આથી રાજા નિરાશ થઇ ગયો અને તેણે અનશનવ્રત લીધું. આ જોઇને વરરૂચિ નામે એક પંડિત નિર્વિણ્ણ થઇને જંગલમાં નીકળી પડયો. ત્યાં જંગલમાં ઝાડ ઉપર રાત ગાળતાં એક શૃગાલ સ્ત્રી પાસેથી તેને ખુલાસો મળી ગયો. કારણ કે તે શૃગાલ સ્ત્રીએ પોતાનાં બચ્ચાંને ઉપરની વાર્તા કહી સંભળાવી અને અપ્રશિખ શબ્દ એક શ્લોકનાં જુદાં જુદાં ચાર પદોના પ્હેલા અક્ષરોથી બનેલો છે એ પણ કહ્યું:—

**अनेन तव पुत्रस्य प्रसुप्तस्य घनान्तरे ।**
**शिखामाक्रम्य पादेन खड्गेन निहतं शिरः ॥**

હવે 'વિસેમિરા'ની કથા નીચે પ્રમાણે છે:–વિશાલા નગરીમાં નન્દ નામે એક રાજા હતો. તેના પુત્રનું નામ હતું વિજયપાલ, અને તેના મંત્રીનું નામ બહુશ્રુત. હવે રાજાને પોતાના ગુરૂ શારદાનન્દ ઉપર કાંઇક ખોટો વ્હેમ આવવાથી તેણે ગુરૂને મારી નાખવાનું કામ બહુશ્રુતને સોંપ્યું. પણ મંત્રીએ દીર્ઘદ્રષ્ટિ વાપરીને તેને ન મારતાં પોતાને ત્યાં ભોંયરામાં સંતાડી રાખ્યા. એક દિવસ કુંવર વિજયપાલ શિકાર કરવા ગયો અને રસ્તો ભુલી ગયો. ત્યાં તેની પછવાડે વાઘ પડવાથી તે ઝાડ ઉપર ચડી ગયો. આ ઝાડ ઉપર વૃક્ષદેવતા વાંદરાનું રૂપ લઇને વસતા હતા. તેણે કુંવરની ખૂબ પરોણાગત કરી અને રાત પડતાં કુંવરને પોતાના ખોળામાં સુવાર્યો. હવે ઝાડ નીચે બેઠેલા વાઘે કુંવરને નાખી દેવા માટે વાંદરાને ઘણું સમજાવ્યો. પણ વાંદરે માન્યું નહિ. અમુક વખત પછી વારો બદલાણો અને વાંદરો કુંવરના ખોળામાં સુતો. વાઘે કુંવરને બીવરાવ્યો, વાંદરાને નાખી દેવા સમજાવ્યો અને કુંવરે બીકથી વાંદરાને નાખી દીધો. પણ વાંદરો પડતાં પડતાં ઝાડની ડાળીને વળગીને બચી ગયો. આથી કુંવર શરમાઇ ગયો. વાંદરે તો એને આશ્વાસન આપ્યું. કે "કાંઇ નહિ, ભૂલ થઇ જાય, પણ તમને પસ્તાવો થાય છે એ સારૂં છે." ત્યાં સવાર પડતાં વાઘ ચાલ્યો ગયો. પછી દેવતાત્મા વાંદરે કુંવરને વિ. સે. મિ. રા. એમ ચાર અક્ષરો ગોખાવ્યા, અને પછી ઝાડ ઉપરથી ઉતાર્યો. પછી તો કુંવર ગાંડા જેવો થઇ ગયો અને 'વિ. સે. મિ. રા.' એમ બોલતો બોલતો જંગલમાં ભટકવા લાગ્યો, ત્યાં તેને શોધવા નીકળેલા રાજાને એ મળી ગયો. રાજાએ કુંવરને ગાંડા જેવો જોઇને તથા વિ. સે. મિ. રા. જ બોલ્યા કરતો જોઇને દવાના, મંત્રના વગેરે ઘણા ઉપાયો કર્યા પણ કાંઇ ફાયદો ન થયો ત્યારે એને ગુરૂ શારદાનંદ યાદ આવ્યા. અને તેનો શોક કરવા માંડયો.

મંત્રીએ રાજાને ગઇ વાતનો નકામો શોક ન કરવાનો ઉપદેશ આપ્યો અને એ સાથે વિ સે મિ રા નો સાચો ખુલાસો જે કોઇ શોધી, કુવરને સાજો કરી આપે તેને પોતે અર્ધું રાજ્ય આપશે એમ જાહેર કરવા સૂચવ્યુ પછી શારદાનદની સલાહ પ્રમાણે મંત્રીએ કહ્યું કે ' મારા ઘરમા એક સાત વર્ષની છોકરી છે તે જો કુવરને જુવે તો સાજા કરી આપે ' રાજા કુવરને લઇ મંત્રીને ઘેર ગયો અને ત્યા પડદા પઠવાડે સતાયેલા શારદાનદે વિ સે મિ રા એમાના દરેક અક્ષરથી શરૂ થતા ચાર શ્લોકો કહ્યા વિ માથી વિશ્વાસ, સે માથી सेतुगत्वा, મિ માથી મિત્રદ્રોહી અને રા માથી राजस्त्व એ રીતે ઉપલા અક્ષરોમાથી શબ્દો નીકળે છે અને પ્હેલા ત્રણ શ્લોકોમા વિશ્વાસઘાતની નિન્દા અને ચોથા શ્લોકમા એ પાપનું પ્રાયશ્ચિત કહેલુ છે આ ચાર શ્લોકો સાભળતા જ કુવર ગાંડો મટી ગયો અને પછી પોતાની જગલના અનુભવની વાત કરી બધાને આશ્ચર્ય થયું રાજાએ પડદા પછવાડેથી શારદાનદને શોધી, તેને પગે પડી માફી માગી અને પોતાને બ્રહ્મહત્યામાથી બચાવનાર તથા કુંવરની જીદગી બચાવનાર મંત્રીની પ્રશસા કરી

## પરિશિષ્ટ આ

કાલિદાસ કવિ સબધી પ્ર ચિં મા આપેલી કથા ખૂબ પ્રચલિત છે, એ આરૂપ મા તારાનાથ (ઇ સ ૧૬૦૮)ના બૌદ્ધ ઇતિહાસમા મળે છે કદાચ તારાનાથે આવાજ કોઇક મૂળમાથી સગ્રહ કર્યો હશે આ એક જાતની લોક કથા છે અને અનેક રૂપમા કર્ણપરપરાથી પ્રચલિત છે કાલિકાના વરથી કાલિદાસને વિદ્યા પ્રાપ્ત થયાની, પણ પ્ર ચિં થી જુદી જાતની કથા માટે જુઓ Indian Antiquary Vol VII p 115-117 કાલીદાસ એ નામજ આ બધી દતકથાનું મૂળ હોય એમ લાગે છે કાલિદાસ કવિ અને વરરૂચિ બેય વિક્રમના સમકાલિન હોવાની પણ શ્રુતપરપરા ચાલે છે વિક્રમની સભાના નવ રત્નોમા અમર, વરરૂચિ અને વરાહમિહિર સાથે કાલિદાસનું પણ નામ છે—

धन्वन्तरि क्षपणकोऽमरसिंहशङ्कु
वेतालभट्टघटखर्परकालिदासा ।
ख्यातो वराहमिहिरो नृपते सभाया
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥

પણ આ શ્રુતપરંપરા વિશ્વસનીય નથી વિક્રમસંવતના આરભ વખતેજ જો આ વિક્રમ રાજા થઇ ગયા હોય તો વરાહમિહિર જેનો સમય

( મરણ ઇ. સ. ૫૮૭ ) ચોક્કસ છે તે તો વિક્રમની સભામાં નજ' હોઇ શકે. કવિ કાલિદાસનો સમય ઇ. સ. પૂર્વે ૧૫૦ થી આરંભી ઈ. સ. ૫૦૦ સુધીમાં જુદા જુદા વિદ્વાનો તરફથી મુકાય છે. ઇ. સ. ૬૩૪ના રવિકીર્તિના લેખમાં સ્પષ્ટ ઉલ્લેખ હોવાથી તે પ્હેલાં કાલિદાસ થઈ ગયા એ તો ચોક્કસ છે. કેટલા વખત પ્હેલાં એ નક્કી કહેવું મુશ્કેલ છે. કીથ વગેરે પાશ્ચાત્ય વિદ્વાનોનો વધારે ઝોક ઇ. સ. ૪૦૦ ની આસપાસમાં-ગુપ્ત સમયમાં મુકવા તરફ છે. જ્યારે અત્રત્ય ઘણા વિદ્વાનોનો મત ઇ. સ. પૂર્વે પ્હેલા શતકમાં મુકવા તરફ છે. અશ્વઘોષ પ્હેલાં કે કલિદાસ? એ પ્રશ્નનો ચોક્કસ જવાબ મુશ્કેલ છે.

કાલિદાસનાં ત્રણ મહાકાવ્યો ગણાવ્યાં છે તે તો કુમારસંભવ, રઘુવંશ અને મેઘદૂત, પણ ૭ પ્રબંધો ગણાવ્યા છે, તેમાં ત્રણ તો નાટકો હશે. ચોથો કદાચ ઋતુસંહાર, પાંચમો નલોદય હશે? છઠ્ઠો પણ કાલિદાસના નામથી કોઇક ગ્રંથ પ્રચલિત હશેજ. પણ વિદ્વાનો ત્રણ કાવ્યો અને ત્રણ નાટકોનેજ અને કેટલાક ઋતુસંહારને પણ મહાકવિ કાલિદાસની કૃતિઓ માને છે. બાકીના ગ્રંથો બીજા કાલિદાસના; કાલિદાસ નામના ત્રણ કવિઓ થઇ ગયા કહેવાય છે.

## પરિશિષ્ટ ૬

મેરૂતુંગે અહીં આપેલો વિક્રમ પ્રબંધ ખાસ જૈનશ્રુત પરંપરા પ્રમાણે લખેલો છે. વિક્રમના તેરમા ચૌદમા શતકમાં વિક્રમ વિષે પ્રચલિત દંત-કથાઓમાંથી નમુના દાખલ થોડી કથાઓ જ મેરૂતુંગે આપી છે. પ્ર. ચિં.માં આપેલી તથા બીજી વિક્રમ સંબંધી કથાઓમાંથી બે મુખ્ય મુદ્દાઓ તરી આવે છે (૧) જૂના કાળમા વિક્રમ નામના દાનવીર તથા સાહસિક રાજા થઇ ગયા; અને એના નામથી સંવત્ ચાલ્યો છે. (૨) શ્રી સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી આ વિક્રમ રાજા જૈન થયા હતા.

ઉપરના બેય મુદ્દાઓ વિષે અહીં ટુંકામાં વિવેચન કરવું યોગ્ય છે. વિક્રમ નામનો રાજા જૂના કાળમાં થઇ ગયો હોવાની તથા એ દાનવીર તેમજ સાહસિક હોવાની માન્યતા કાંઇ કેવળ જૈન માન્યતા નથી. જૈનેતર સાહિત્યમાં પણ એ વિષે ઉલ્લેખો મળે છે-વિ. સં. ના ૧૧ મા શતકમાં લખાયેલા નવસાહસાંકચરિત નામના કાવ્યમાં **अतीते विक्रमादित्ये गतेऽस्तं सातवाहने** ( સ. ૧૧ શ્લો. ૯૪ ) એ રીતે વિક્રમનો તથા સાત વાહનનો ઉલ્લેખ છે. ખરી રીતે વિક્રમાદિત્ય અને સાત વાહન

નામના બે રાજાઓ જૂના કાળમાં થઇ ગયા હોવાની, મધ્ય કાળમાં સામાન્ય માન્યતા હતી. અને એ બેય રાજાઓ વિષે અનેક દંત-કથાઓ પણ પ્રચારમાં આવી હતી. એ વખતનું બ્રાહ્મણ સાહિત્ય આ કથાઓથી અસ્પૃષ્ટ નથી એમ કથા સરિત્સાગર ( કર્તા સોમેશ્વર. ઇ. સ. ૧૦૭૦ ) ઉપરથી લાગે છે. કથા સરિત્સાગરમાં આવતી વૈતાલ પંચવિંશતિ કથાનો નાયક રાજા ત્રિવિક્રમસેન ( વિક્રમસેનનો પુત્ર ) એ અને અહીં આપેલ કથાઓનો નાયક વિક્રમાદિત્ય એક જ છે. ( જુઓ કથા સરિત્સાગરના ટોનીએ કરેલા અંગ્રેજી ભાષાંતરની Penzerની નવી આવૃત્તિ The Ocean of Story Vol. VI p. 228. )

પણ અહીં વિક્રમ સંબંધી જૈનશ્રુત પરંપરામાં જળવાઇ રહેલ દંત-કથાઓનો વિચાર પ્રસ્તુત છે. અને વિક્રમ સંબંધી દંતકથાઓ સિદ્ધસેન દિવાકરના સંબંધને લીધે જૈનોએ વધારે જાળવી રાખેલ છે એ સ્પષ્ટ છે.

વિક્રમસંબંધી આ દંતકથાઓ અત્યારે આ પ્રબંધ ચિંતામણિમાં, એનાજ સમકાલિન પ્રભાવક ચરિતમાં તથા તીર્થ કલ્પમાં, અને તેથી કાંઇક અર્વાચીન પ્રબન્ધકોશમાં, તેમજ કાંઇક પ્રાચીનતર પરિશિષ્ટ પર્વમાં અને તેરમા ચૌદમા શતકથી પ્રાચીન નહિ એવા સિંહાસન દ્વાત્રિંશિકા ( બત્રીશ પુતળીની વાર્તા )માં મળે છે. આથીયે પ્રાચીનતર જૈન સાહિત્યમાં ક્વચિત્ ટુંકા ઉલ્લેખો મળે છે ખરા. પ્રબંધ ચિંતામણિ વગેરે ગ્રન્થોમાં એ વખતે લોકમાં પ્રચલિત વિક્રમ સંબંધી દંતકથાઓનો અને સુભાષિતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. મેરૂતુંગ વગેરે ગ્રંથકારો કોઇ પ્રમાણભૂત મૂળમાંથી પોતે સંગ્રહ કરેલો છે એમ કહેતા નથી. માત્ર સત્સંપ્રદાય ( good tradition )નો હવાલો આપે છે. છતાં આ જૈનશ્રુત પરંપરા તદ્દન નિર્મૂળ છે એમ કહેવું એ સાહસ છે. વિક્રમાદિત્ય નામનો કોઇ રાજા આ દેશના ઇતિહાસમાં થઇ ગયો છે કે નહિ એ પ્રશ્નનો ચોક્કસ ઉત્તર આપવો કઠણ છે. જેણે વિક્રમાદિત્યની પદવી ધારણ કરી હોય એવા તો એક કરતાં વધારે રાજાઓનાં નામ આ દેશના ઇતિહાસમાં મળે છે. દા. ત. ગુપ્ત વંશના ચંદ્રગુપ્ત બીજા ( ઇ. સ. ૩૮૦ થી ૪૧૪ ) એ વિક્રમાદિત્યની પદવી ધારણ કરેલી, એજ રીતે એ પછી લગભગ સો વર્ષે થઇ ગયેલા યશોધર્મ રાજાએ પણ વિક્રમાદિત્યની પદવી ધારણ કરેલી. અને દક્ષિણના ચાલુક્ય વંશમાં તો વિક્રમાદિત્ય નામના અનેક રાજાઓ થયા છે. પણ વિક્રમ સંવત્ના આરંભ વખતે એટલે ઇ. સ. પૂર્વે ૫૭ ની આસપાસમાં જેના નામથી સંવત્ પ્રવર્તે એવો વિક્રમ નામનો

રાજા થઇ ગયો છે ખરો ? આ પ્રશ્નનો જવાબ આપે એવો, ઉત્કીર્ણ લેખો કે સીક્કાઓનો પુરાવો હજી નથી મળ્યો. પૌરાણિક કે બૌદ્ધ શ્રુત પરંપરામાં પણ આ વિક્રમનું નામ નથી. પણ જૈન શ્રુતપરંપરામાં છે. એટલે ઐતિહાસિક વિચારણા માટે જૈન શ્રુતપરંપરાનું આખું ખોખું ટુંકામાં જોવું જોઇએ. જૈનશ્રુત પરંપરા કહે છે કેઃ—

અવન્તીમાં વિ. સં. ના આરંભ પ્હેલાં ગર્દભિલ્લ નામનો એક રાજા થઇ ગયો, આ રાજાએ જૈન સાધુ કાલકાચાર્યનું અપમાન કર્યું અને તેણે શકોની મદદથી ગર્દભિલ્લોનો નાશ કરાવ્યો. પણ કેટલાક વર્ષ પછી ગર્દભિલ્લના પુત્ર વિક્રમાદિત્યે શકોને અવન્તીમાંથી હાંકી કાઢયા. પછી જૈન સાધુ સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી પોતે જૈન ધર્મ સ્વીકાર્યો અને જગતને ઋણ મુક્ત કર્યું. અને ત્યારથી વિક્રમનો સંવત્ ચાલ્યો. (જુઓ કાલકાચાર્ય કથાનક, પ્રભાવક ચરિતમાં કાલક સૂરિપ્રબંધ, જૈનસિંહાસન દ્વાત્રિંશિકા, હાર્વર્ડમેસ્કૃત સીરીઝ Vol. XXVI p. 251 વગેરે.)

મહાવીરના નિર્વાણને ૬૮૩ વર્ષ ગયાં ત્યારે વિક્રમરાજાનો જન્મ થયો એવી દિગંબરમતની જૈન શ્રુત પરંપરા છે (જુઓ મૂળ પૃ. ૧૬ ટિ *) પણ શ્વેતાંબરમતની જે માન્યતા તીર્થ કલ્પ આદિમાં આપી છે તે પ્રમાણે મહાવીરના નિર્વાણ પછી ૪૫૩ વર્ષે કાલકાચાર્ય અને ૪૭૦ વર્ષે વિક્રમ રાજા થયા છે. વચ્ચે કોણ કોણ થયા તે વિષે જૈનશ્રુત પરંપરાની ગોઠવણ નીચે પ્રમાણે છે.

| રાજાનું નામ | વર્ષ |
|---|---|
| પાલક | ૬૦ |
| નવનંદ | ૧૫૫ |
| મૌર્યવંશીઓ | ૧૦૮ |
| પુષ્પપુત્ર | ૩૦ |
| બલમિત્ર ભાનુમિત્ર | ૬૦ |
| નરવાહન કે નહવાન | ૪૦ |
| ગર્દભિલ્લ | ૧૩ |
| શક | ૪ |
| કુલ | ૪૭૦ |

તીર્થ કલ્પના આધારે રા. દી. શાસ્ત્રીએ કરેલો ઉતારો ઉપર પ્રમાણે છે. જૈનપટ્ટાવલીઓમાં પણ આજ ગોઠવણ છે. પણ જિનસેને (ધ. સ. ૭૮૩-૮૪)

હરિવંશ પુરાણમાં જે ક્રમ આપ્યો છે તેમાં થોડો ફેર છે, દાખલા તરીકે જિનસેને મૌર્યોને બદલે મયૂરોને ૪૦ વર્ષ આપ્યાં છે, રાસભ (ગર્દભિલ્લ) રાજાઓને સો વર્ષ, અને નરવાહનને ૪૨ આપ્યાં છે.

આ સમગ્ર ગોઠવણની પરીક્ષા અહીં પ્રસ્તુત નથી, તેમ એટલો અવકાશ પણ નથી, પરંતુ " ગર્દભિલ્લો થયા " એવો ઉલ્લેખ પૌરાણિક વંશાવળીમાં છે, એ અહીં નોંધવું જોઇએ; માત્ર વિક્રમાદિત્યનું નામ પૌરાણિક વંશાવળીઓમાં નથી.

(બાકી ઉપર તીર્થ કલ્પના આધારે મહાવીરના સમયથી વિક્રમના સમય સુધીની જે વંશાનુક્રમની ગોઠવણ મુકી છે તેને બદલે બ્રાહ્મણ પરંપરા, બૌદ્ધ પરપરા અને જૈન પરંપરા એ ત્રણની તુલના ઉપરથી તથા અશોક વગેરેના લેખો, એ વખતના સીક્કાઓ વગેરે બીજાં સાધનો ઉપરથી એ વખતના રાજવંશોનો જે કાલાનુક્રમ ઐતિહાસિકોને હાલમાં માન્ય થયો છે તે કેમ્બ્રીજ હીસ્ટરી વૉ. ૧, વીન્સેન્ટ સ્મીથની અર્લીહીસ્ટરી ઑફ ઇન્ડીઆ વગેરેમાં જોવો.)

હવે. વિ. સં. નો આરંભ કયા રાજાથી શા કારણે થયો એ વિષે પુરાતત્ત્વ-સંશોધકોએ ઘણાં વર્ષોથી ખૂબ ચર્ચા કરી છે, પણ હજી છેવટનો સર્વમાન્ય નિર્ણય થયો નથી. ઉત્કીર્ણ લેખોના ચોક્કસ પુરાવાઓ ઉપરથી એટલું જણાય છે કે ઇ. સ. પાંચમા શતકથી એક માલવ સંવત્ માળવા તથા તેની આસપાસના પ્રદેશમાં પ્રચલિત હતો; ઇ. સ. આઠમા નવમા શતકથી એજ સંવત્ વિક્રમ સંવત્ પણ કહેવાવા લાગ્યો અને ક્રમશઃ વિક્રમ સંવત્ નામનોજ પ્રચાર સર્વવ્યાપી થઈ ગયો. પણ પ્હેલાં માલવ સંવત્ શા માટે ચાલ્યો અને પછી એનું નામ વિક્રમસંવત્ શા માટે પડયું ? શકલોકો-પરદેશીઓ-ને માળવામાંથી કાઢયા એ દિવસથી સંવત્ ચાલ્યો એવી પણ એક માન્યતા છે. ઇ. સ. પૂર્વે ૫૭ માં કોણે માળવામાંથી શકોને કાઢયા ? આ પ્રશ્નનો જવાબ હમણાં પુરાતત્ત્વવિત્ જાયસ્વાલે આપ્યો છે તે નીચે ટુંકામાં નોંધ્યો છે, પણ પુરાતત્ત્વજ્ઞોની સાધારણ માન્યતા અત્યાર સુધી એવી હતી કે ગમે તે કારણથી ઇ. સ. પૂર્વે ૫૭ માં માલવસંવત્ શરૂ થયો, પછી ચંદ્રગુપ્ત બીજાએ ઈ. સ. ૪૦૦ ની આસપાસમાં શક ક્ષત્રપોને હરાવ્યા અને પશ્ચિમહિંદ તાબે કર્યો, એ બનાવની યાદગીરીમાં માળવાના લોકોએ માલવસંવત્‌ને એ ચંદ્રગુપ્તની વિક્રમાદિત્ય પદવી ઉપરથી વિક્રમસંવત્ નામ આપ્યું. બીજો મત હૂણોને હરાવનાર યશોધર્મ વિક્રમાદિત્ય (ઇ. સ. ૫૩૫)ના નામથી માલવસંવત્‌ને વિક્રમસંવત્ નામ મળ્યું એવો પણ છે. મૂળ સંવત

ઇ સ પૂર્વે ૫૭મા કનિષ્કે શરૂ કરેલો એવો એક મત પ્હેલા ચાલેલો (જુઓ ઇમ્પીરીઅલ ગેઝીટીઅર ઓફ ઇન્ડીઆ Vol II p 4–5 ની ટિ) પછી સર જૉન માર્શલે એઝીઝ પ્હેલાથી આ સવત્ ચાલ્યો એવો મત પ્રગટ કર્યો પણ ડા કૉનોએ એ મતનું હમણા બે વર્ષ પ્હેલા જ સચોટ ખડન કર્યું છે (જુઓ Historical Introduction to Corpus Inscriptionum Indicarum Vol II part 1)

આ વિષયમા કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઇન્ડિઆ (Vol I)મા રેપ્સને બહુ સરસ નોધ કરી છે એ કહે છે કે સીક્કાઓનો પુરાવો સાચો સમજાય તો આ સમય (ઇ સ પૂર્વે પ્રથમ શતક)ની ઐતિહાસિક સ્થિતિ નીચે પ્રમાણે લાગે છે. આન્ધ્રોએ વચલો મુલક કબજે કરીને ઉજ્જેનનું રાજ્ય ઘણું કરી શુગ પુષ્યમિત્ર પાસેથી જીતી લીધુ એટલે લગભગ ઇ સ પૂર્વે ૯૦ મા ઉજ્જેનની ઉત્તરે યવનોનું પૂર્વમા શુગોનું અને દક્ષિણમા આન્ધ્રોનુ જોર હતુ અને વિરૂદ્ધ પુરાવો ન હોવાથી ઉજ્જેન આન્ધ્રોના હાથમાં હોવાનો સંભવ લાગે છે પછી ઈ સ પૂર્વે ૭૫ ની આસપાસમા પશ્ચિમમાં શકોનું જોર થયું, શકદ્વીપના આ શકો છેક ઉજ્જેન સુધી વધ્યા હોવાનો સંભવ છે અને એ બનાવનું સ્મરણ ઉપરની કાલકાચાર્યની જૈન કથામા જળવાઇ રહ્યું લાગે છે (કાલકાચાર્ય કથાનક ઇ સ દશમા અગીઆરમા શતકની રચના હશે સમગ્ર કથા માટે જુઓ પ્રસ્થાન પુ ૧૩ અં ૫) અલબત્ત કથા સાચી છે કે ખોટી છે એ ચોક્કસ કહી શકાય એવુ નથી પણ એ સમયની જે ઐતિહાસિક પરિસ્થિતિ બીજા ઐતિહાસિક સાધનોથી આપણે જાણીએ છીએ તે એ કથાથી વિરૂદ્ધ નથી જૈનોને ઉજ્જેનના રાજાએ કનેડર્યા હોય અને તેઓએ આ પરદેશીઓની મદદ માગી હોય એ સંભવિત છે

ક્રૂર ગર્દભિલ્લ અને તેનો શકોને મારનાર પરોપકારી પુત્ર વિક્રમાદિત્ય બેય ઐતિહાસિક પુરૂષો હોય, ગર્દભિલ્લોના વશનો પુરાણોમા ઉલ્લેખ મળે છે (જુઓ ભાગવત ૧૨–૧–૨૭, વિ પુ અ ૪ અ ૨૪ શ્લો ૧૪) અને કેટલાક વિક્રમાદિત્યને ઉજ્જેનનો કહે છે (દા ત નવસાહસાક ચરિત, પ્ર ચિં. વગેરે) તો કેટલાક પ્રતિષ્ઠાનનો કહે છે, તેનો ખુલાસો આ રાજાઓનો આન્ધ્રો સાથે સંબધ માનવાથી થઇ શકે છે ગર્દભિલ્લો કદાચ આન્ધ્રોની શાખા હોય, આન્ધ્રો અને શકો વચ્ચેનું યુદ્ધ આ કાળથી શરૂ થયુ હશે અને ઈ સ બીજા શતકમાં જ્યારે ઉત્કીર્ણ લેખો મળે છે ત્યારે એ સ્પષ્ટ દેખાય છે

ઇ. સ. પૂર્વે પ્હેલા શતકમાં શકોને પોતાના દેશમાંથી નસાડનાર શકારિ વિક્રમાદિત્ય ઉજ્જૈનમાં થઇ ગયા હોવાનો સંભવ છે છતાં શકોનો છેલ્લો વિનાશક તો વિક્રમાદિત્ય બિરૂદધારી (ઇ. સ. ૩૮૦ થી ૪૧૪) ચંદ્રગુપ્ત બીજો જ છે. (કેમ્બ્રીજ હીસ્ટરી Vol. I. p. 531 to 533).

ઉપર આપેલા પ્રો. રેપ્સનના મતથી આગળ વધીને શ્રી. કાશીપ્રસાદ જયસ્વાલ ગૌતમીપુત્ર શાતકર્ણિને જ વિક્રમ સંવત્‌ના મૂળરૂપ શકારિ વિક્રમાદિત્ય કહે છે; અલબત્ત વિક્રમ સંવત્ તેણે પોતે નહોતો ચલાવ્યો પણ માળવાના લોકોએ. આ ગૌતમી પુત્ર શાતકર્ણીએ જે શકરાજાને હરાવ્યો અને અવન્તીમાંથી કાઢયો તે શક નહાપાન. આ અનુમાન માટે એમણે જૈન શ્રુત પરંપરાનો—ખાસ કરીને "શાલવાહને નરવાનની રાજધાનીને વારંવાર હુમલા કરીને લીધી" એ અર્થની આવશ્યક સૂત્રની ટીકામાં ઉતારેલી એક ગાથાનો તથા તે ઉપરની કથાનો આધાર લીધો છે.

એજ લેખક કહે છે કે માળવાના સીક્કાઓ જોતાં ઇ. સ. પૂર્વેના પ્હેલા શતકમાં માલવોનાગણે કોઇ વિજયના સ્મરણમાં સીક્કાઓ પાડયા છે (**मालवगणस्यजय**). હવે આ વિજય તે શકો ઉપર મેળવેલો વિજય હોવો જોઇએ અને માળવાના લોકોએ જ એ વિજયના સ્મરણમાં માલવ સંવત્ ચાલુ કર્યો હશે. માળવાના લોકોએ ગૌતમી પુત્ર શાતકર્ણીને શકો ઉપરની ચડાઇમાં મદદ કરી હોય એ પણ સંભવ છે.

વિક્રમાદિત્યની રાજધાની પૈઠણમાં હોવાની શ્રુતપરંપરાનો પણ ઉપરના અનુમાન સાથે મેળ બેસે છે. આ સમગ્ર વિષયની સવિસ્તર ચર્ચા માટે The Journal of the B. & O. Research Society ના ૧૯૩૦ ના Vol. XVI. part 3 & 4 માં શ્રી. કા. જયસ્વાલનો Problems of Saka-Satavahana History નામનો લેખ જુઓ. પણ આ ગૌતમીપુત્રને વિક્રમાદિત્યનું બિરૂદ મળ્યું નથી. આ બિરૂદ મેળવનાર તો ઇ. સ. ચોથા શતકમાં શકોનો નાશ કરનાર ચંદ્રગુપ્ત બીજો જ; એ દાનવીર પણ હતો જ. પાછળથી દંતકથામાં આન્ધ્ર રાજા ગૌતમીપુત્ર અને ગુપ્ત રાજા ચંદ્રગુપ્ત બેય શક જેતાઓની એકતા થઇ ગઇ હોવાનો સંભવ માનવાથી ઘણો ખુલાસો થઇ શકે છે; પણ જયસ્વાલનો મત ઐતિહાસિક મુશ્કેલીઓ વગરનો છે એવું નથી.

### સિદ્ધસેન દિવાકર અને વિક્રમાદિત્ય

જૈન શ્રુતપરંપરા પ્રમાણે વિક્રમાદિત્યના ગુરૂ તરીકે શ્રીસિદ્ધસેન દિવાકર પ્રસિદ્ધ છે. પ્રબંધચિંતામણિકારે એ પ્રબંધ ૨૫૯ કહ્યો છે. બીજા ગ્રંથોમાં

એ સંબંધને લગતી અનેક કથાઓ આપેલી છે, વળી તીર્થકલ્પ, પ્રભાવક ચરિત વગેરે ગ્રન્થોમાં સિદ્ધસેનનું ચરિત્ર પણ લંબાણથી આપ્યું છે. પ્ર. ચિં. ની એક પ્રતમાં પણ કેટલુંક વિશેષ છે ( જુઓ મૂળ પૃ. ૯ ટિ. ૧ )[૪૨] પણ બધી કથાઓનો ટુંકો સાર એટલો જ છે કે સિદ્ધસેન વૃદ્ધવાદીના શિષ્ય હતા, પણ એમણે જૈનસિદ્ધાન્તોને સંસ્કૃત ભાષામાં ગુંથવાની ઇચ્છા કરી એ મોટું પાપ થયું અને તેના પ્રાયશ્ચિત્ત તરીકે બાર વર્ષ સુધી તપ સહિત તીર્થયાત્રા તથા જૈનધર્મની પ્રભાવના કરવાનું સ્વીકાર્યું. સિદ્ધસેન બાર વર્ષ યાત્રામાં ગાળી પછી માળવે ગયા અને ત્યાં તેણે વિક્રમરાજાને ઉપદેશ આપી જૈનધર્મનો અંગીકાર કરાવ્યો. સિદ્ધસેને મહાકાળના મંદિરમા શિવને નમસ્કાર ન કર્યા અને રાજાના આગ્રહથી નમસ્કાર કરતાં શિવલિંગ ફાટયું વગેરે કથા તો બ્રાહ્મણ ધર્મ કરતાં જૈનધર્મની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા માટે ચલાવેલ ચમત્કાર કથા છે. પણ આ સિદ્ધસેનસૂરિ સમર્થ વિદ્વાન્ હતા એ નિઃસંશય; એમણે પ્રાકૃતમાં સન્મતિતર્ક જેવો અપૂર્વ મહાગ્રંથ રચ્યો છે અને સંસ્કૃતમાં દ્વાત્રિંશિકાઓ ( બત્રીશીઓ ) રચી છે.

આ સિદ્ધસેનસૂરિનો સમય એમના ગ્રંથો ઉપરથી ચોક્કસ નક્કી થઇ શકતો નથી અને વિક્રમના સંબંધ ઉપરથી નક્કી કરવામાં વિક્રમ સં ની ઉપર જોયેલી મુશ્કેલી નડે છે.

## ૨. શાલિવાહન પ્રબંધ.

૧૩ હવે દાનમાં તથા વિદ્વત્તામાં શ્રી શાલિવાહનની કથા જેમ સાંભળી છે તેમ ઉતારી છે; તેના પૂર્વજન્મની કથા આ પ્રમાણે છે. શ્રી પ્રતિષ્ઠાન નગરમાં સાતવાહન રાજા રાજ સ્વારી કરવા જતા હતા; ત્યાં શહેરની બાજુમાં

૪૨ સિદ્ધસેન વૃદ્ધવાદીના શિષ્ય કેવી રીતે થયા એ સબંધી ઉપર કહેલ પ્ર. ચિ. ની એક પ્રતમાં તથા પ્રભાવક ચરિતમા આપેલ કથા જરા જોવા જેવી છે. વૃદ્ધવાદીએ શ્રીઋષભદેવની સ્તુતિથી મુસળને ફુલ આણ્યાં. આ જોઇને સિદ્ધસેન તેની સાથે વાદ કરવા તેની પછવાડે ગયા. અને વાદ કરવા માટે આગ્રહ કર્યો. વૃદ્ધવાદીએ શહેરમાં જઇને વાદ કરવાનું કહ્યુ પણ સિદ્ધસેને કહ્યુ " અહીં જ વાદ કરીએ અને આ ગોવાળો સભ્ય થશે." વૃદ્ધવાદીએ હા પાડી, પછી સિદ્ધસેને સંસ્કૃતમા પોતાનો સિદ્ધાંત કહ્યો પણ તેમા ગોવાળીઆ શું સમજે ? પછી વૃદ્ધવાદીએ એક જ પ્રાકૃત ગાથા કહી કે "કોઇને મારવું નહિ, કાંઇ ચોરવું નહિ, પરસ્ત્રીગમન કરવું નહિ અને થોડામાં થોડું જે બને તે દાન કરવું એમ ધર્મમાર્ગે ચાલ્યા જવું." આ સાંભળી ગોવાળીઆઓએ વૃદ્ધવાદી જીત્યા એમ કહ્યું.

વહેતી નદીમાંથી તરંગો દ્વારા પાણીમાંથી કાંઠે આવી પડેલા એક માછલાંને હસતું જોયું, એટલે પ્રકૃતિનો વિકાર થાય એ ખરાબ ચિહ્ન છે એમ જાણીને, બીકથી મુંઝાઈને, બધા ડાહ્યા માણસોને પોતાની ( માછલુ હસ્યું એ શું ! ) એ શંકા પૂછવા માંડી; તેમાં જ્ઞાનસાગર નામના એક જૈન મુનિને પૂછ્યું. પોતાના વિશેષજ્ઞાનના બળથી તેણે તેનો પૂર્વ જન્મ જાણીને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો કે "તમે પૂર્વજન્મમા આજ શહેરમાં લાકડાનો ભારો વેચી નિર્વાહ કરતા રહેતા હતા, અને તમને કાંઇ પ્રજા નહોતી, ત્યારે જમવાટાણે તમે આજ નદીને કાઠે પથરા ઉપર બેસી સાથવો પાણીમાં પલાળી હમેશાં ખાતા. એક દિવસ કોઇ જૈનમુનિ એક માસનો ઉપવાસ કરી પાસેથી જતા હતા ત્યારે તમે તેને બોલાવી પારણું કરવા તે સાથવાનો પિંડો આપી દીધો. તે પાત્રે કરેલા દાનના પ્રભાવથી અત્યારે તમે સાતવાહન રાજા છો. અને તે મુનિ દેવ થયા છે અને તે દેવથી અધિષ્ઠિત આ માછલાંએ તે લાકડાનો ભારો વેચનાર જીવને–તમને આજ રાજારૂપે જોઇને આનંદથી હાસ્ય કર્યું છે. આ કથા નીચેના શ્લોકમાં સંગ્રહાઈ છેઃ—

(૧૯) માછલાંનું મોઢું હસ્યું એ જોઇને ભયભીત સાતવાહન રાજાને ઋષિએ કહ્યુ કે "તમે પ્હેલાં પૂર્વજન્મમાં આ નદીમાં મુનિને સાથવાથી પારણું કરાવ્યુ હતું, તે તમને દેવથી ( આ સ્થિતિમાં ) જોઇને માછલું હસ્યું."[૪૩]

આ શ્રી સાતવાહને જાતિસ્મરણથી પૂર્વજન્મના વૃત્તાન્તને સાક્ષાત્ જોઇને ત્યારથી દાનધર્મમાં તથા મહાકવીઓનો તેમજ વિદ્વાનોનો સંગ્રહ કરવામાં પરાયણ રહેવા માડયું તેણે ચાર ક્રોડ સુવર્ણ આપીને ચાર ગાથાઓ ખરીદી અને શાલિવાહન નામથી સંગ્રહેલી ગાથાઓના કોશનું મોટું શાસ્ત્ર રચાવ્યું. આ રીતે અનેક યશસ્વી કાર્યોના ભંડાર જેવા શ્રી સાતવાહન રાજાએ લાંબા વખત સુધી રાજ્ય કર્યું. ઉપર કહેલી ચાર ગાથાઓ બહુશ્રુત માણસો પાસેથી જાણી લેવી.[૪૪]

---

૪૩ આ માછલાવાળી કથા થોડા ફેરફાર સાથે પ્રબન્ધકોશમા મળે છે.

૪૪ એક હસ્તપ્રતમાં તથા છાપેલી પ્રતમા "આ ચાર ગાથાઓ નીચે પ્રમાણે છે." એમ કહી દશ ગાથાઓ આપેલી છે જુઓ મૂળ પૃ. ૧૭ ટિ. ૪. પણ આ ગાથાઓને કથા ભાગ સાથે કશો સંબંધ નથી, અને ચાર કહીને દશ આપી છે એ ઉઘાડો અંતર્વિરોધ જોતા, હાંસીઆમા કોઇએ ગમે તે ગાથાઓ લખી દીધી હશે તે અંદર આવી ગઇ હોવાનો સભવ છે. આ દશમાની કોઈ ગાથાકોશની વેબરની આવૃત્તિમા નથી મળતી એમ ટોનીએ નોધ્યું છે.

# પરિશિષ્ટ ક

માળવાના રાજા મુંજના સમયમાં એટલે વિક્રમના અગીઆરમા શતકમાં વિક્રમાદિત્ય પેઠે સાતવાહન કે શાલિવાહનની જૂના વખતના પરાક્રમી રાજા તરીકે પ્રખ્યાતિ હતી (જુઓ પરિશિષ્ટ ઙ માં ઉતારેલો નવસાહસાંકચરિતનો શ્લોક). સાતવાહન કે શાલિવાહન રાજાની કથા કથાસરિત્સાગરમાં પણ મળે છે (જુઓ તરંગ છઠ્ઠો) જેમાં સાતવાહનને પ્રતિષ્ઠાનનો રાજા કહ્યો છે. અને બૃહત્કથાના કવિ ગુણાઢ્ય અને સાતવાહનના પ્રસંગથી જ કથાસરિત્સાગરનો આરંભ થાય છે. પણ કથાસરિત્સાગરમાં નાગાર્જુન અને શાલિવાહનનો સંબંધ કહ્યો નથી, ત્યારે આ જૈનશ્રુતપરંપરા પ્રમાણેની શાલિવાહનની કથામાં નાગાર્જુનનો સંબંધ આવે છે. (જુઓ આજ ગ્રન્થનો પ્રકાશ પાંચમો).

અહીં પ્ર. ચિ.માં સાતવાહનની જે ટુંકી કથા આપી છે તે ખાસ જૈનશ્રુત પરંપરાની કથા છે, આ કથાના વિસ્તાર માટે તથા શાલિવાહનના જન્મની કથા માટે પ્રભાવક ચરિતમાં પાદલિપ્ત પ્રબંધ તથા તીર્થકલ્પ જુઓ. તીર્થકલ્પ પ્રમાણે સાતવાહનનો જન્મ એક વિધવા બ્રાહ્મણી અને નાગરાજના સંબંધથી થયો હતો. કથાસરિત્સાગરમાં ગુણાઢ્યનો જન્મ આ પ્રમાણે થયાનું કહેલુ છે.

ઐતિહાસિક વિચારણા માટે ઉપયોગી હોય એવું કાંઇ પ્ર. ચિં.ની કથામા તો મળતું નથી, પણ તીર્થકલ્પ વગેરેમાં આપેલી કથામાં આ સાતવાહન વિક્રમાદિત્યના સમકાલિન હતા, તેણે વિક્રમાદિત્યને હરાવેલા અને છેવટ તાપીની ઉત્તરમાં વિક્રમાદિત્યનું રાજ્ય અને દક્ષિણમાં સાતવાહનનું એ પ્રમાણે હદ બાંધી વગેરે વાત છે. દક્ષિણમાં ઇ. સ પૂર્વે ૨૦૦ થી લગભગ સાડાચારસો વર્ષ સુધી આન્ધ્ર વંશનું રાજ્ય હતું અને એ વંશના રાજાઓ સાતવાહન કહેવાતા. એટલે વિક્રમ સંવત્‌ના આરંભ વખતે દક્ષિણમા સાતવાહનનું રાજ્ય હતું જ અને કોઇ વખત માળવા પણ આ આન્ધ્ર વંશના તાબામાં ગયું હતું એટલી ઐતિહાસિક હકીકતનું સ્મરણ ઉપલી દંતકથામાં લાગે છે. પણ સાતવાહન સંબંધી આ દંતકથા શ્રી. જયસ્વાલના તર્કની વિરુદ્ધ જાય છે. વાયુ, મત્સ્ય, વિષ્ણુ (અંશ ૪ અ. ૨૪) વગેરે પુરાણોમાં આન્ધ્ર વંશની વંશાવળી મળે છે, આ વંશાવળીઓ તથા એ વંશના તેમજ બીજા ઉત્કીર્ણ લેખો ઉપરથી ઉકેલેલા આન્ધ્ર વંશના ઇતિહાસ માટે જુઓ વીન્સેન્ટસ્મીથની The Early History of India તથા પરિશિષ્ટ

ફ્મા ઉલ્લેખેલો શ્રી. જયસ્વાલનો લેખ). આ આન્ધ્ર વંશના સત્તરમા રાજાનું નામ હાલ છે. અને ગાથા સપ્તશતી નામનો મહારાષ્ટ્રી પ્રાકૃતમા રચાયેલો ગ્રંથ હાલના નામથી પ્રસિદ્ધ છે. પ્ર ચિં. મા સાતવાહને સાતસો શ્લોકનો ગાથાકોશ રચાવ્યાનું કહ્યું છે તે આ હાલની ગાથા સપ્તશતીને ઉદ્દેશે છે. આ સંગ્રહમાની ગાથાઓ એક કર્તાની કે એક કાળની નથી

## ૩ શીલવ્રત વિષે ભૂયરાજ પ્રબંધ.

આ પ્રબંધ નીચે પ્રમાણે છે—છત્રીશ લાખ ગામવાળા [૪૫]કાન્ય-કુબ્જમા કલ્યાણકટક નગરમા રાજ્ય કરતો ભૂયદેવ રાજા પોતાના પખાલીની સ્ત્રીમાં પોતાને કામવાસના થઇ એના પ્રાયશ્ચિત તરીકે માળવામા જઇ શ્રી. રુદ્ર મહાકાળને આરાધી, માળવ દેશ તે દેવને સમર્પી, જાતે તાપસ થઇ ગયો એ પ્રમાણે ટુંકામાં વાત છે.[૪૬]

---

૪૫ મૂળમા कान्यकुब्जे नगरे कल्याणकटके એ રીતે શબ્દો છે. રા. દી શાસ્ત્રીએ કાન્યકુબ્જ દેશમા કલ્યાણકટક નગરમા એવો અર્થ કર્યો છે. એક પ્રતમા સ્પષ્ટ એવો પાઠ પણ છે. પણ કન્યકુબ્જ કે કાન્યકુબ્જ (હાલનું કનોજ) એ શહેરનું નામ છે, જો કે એ શહેર જેની રાજધાની હોય તે રાજ્ય માટે કાન્યકુબ્જ નામ વપરાય ખરૂં, પણ કલ્યાણકટક નામનું કોઇ શહેર કાન્યકુબ્જનો હકુમતના પ્રદેશમા હતુ કે હોય એવું જાણવામા નથી. ટોનીએ કાન્યકુબ્જ નગરમા એમ અર્થ કર્યો છે અને કલ્યાણ કટક સંદિગ્ધ રાખેલ છે અને કટક એ કદાચ હાલના મહોલ્લાવાચક કટ્રાનું સંસ્કૃત હોય એમ તર્ક કર્યો છે.

૪૬ ઉપર આપેલી કથા અમુક પ્રતોમા નીચે પ્રમાણે વિસ્તારથી આપી છે. કાન્યકુબ્જ દેશમા કલ્યાણ કટક રાજધાનીમા રાજ્ય કરતા ભૂયદેવ રાજા એક દિવસ સવારે રાજમાર્ગ ઉપરથી જતા હતા, ત્યા એક મહેલના ગોખમા બેઠેલી એક સ્ત્રીને જોઇને તેનુ ચિત્ત હરાઇ જવાથી તેણે પોતાના પખાલીને તે સ્ત્રીને પોતાની પાસે તેડી લાવવાનો હુકમ કર્યો. તેણે આ સ્ત્રીને તેડી આવી મહેલમા કયાક સંકેત સ્થાનમા રાખી, રાજાને ખબર આપ્યા. પછી રાજાએ ત્યા જઈ તે સ્ત્રીને પોતાની બાથમા પકડી, પણ તે સ્ત્રીએ રાજાને કહ્યુ "મહારાજ તમે સર્વ દેવતાઓના અવતાર જેવા છતા આ એક હલકી જાતિની સ્ત્રીમા કેમ મન ગયું?" આ તેના અમૃત જેવા વાકયથી રાજાનો કામાગ્નિ થોડો શાંત થયો, પછી તેણે 'તુ કોણ છે?' એમ પૂછ્યું. ત્યારે તેણે કહ્યુ કે હુ તમારા નોકર પખાલીની સ્ત્રી, તમારી દાસાનુ-દાસી છુ." તેની આ વાતથી મનમા ચકિત થયેલા રાજાનો કામાગ્નિ સર્વથા શાંત થઈ ગયો. અને તેને પોતાની દીકરી ગણીને જવાની રજા આપી. તેના શરીરને પોતાના હાથ અડયા એમ વિચારી રાતે જ એ હાથને સજા કરવા માટે બારીમા હાથ રાખી કોઇ માણસના હશે એમ સમજાવી પોતાના જ પહેરીગરો પાસે કપાવી

## ૪ વનરાજાદિ ચાપોત્કટ વંશ

'૧૫ ઉપર કહેલા કાન્યકુબ્જના એક ભાગરૂપ ગુર્જરભૂમિ[૪૭] [૪૮]વઢીઆર નામના પ્રદેશમાં પંચાસર ગામમાં ચાપોત્કટ વંશના બાળક [૪૯]વણુ નામનાં ઝાડ ઉપર બાંધેલી ઝોળીમાં રાખી તેની માતા લાકડ

---

નાખ્યા. પછી સવારે મંત્રીઓ પહેરીગરોને પકડતા હતા તેને રોકી પોતે માળ જઈ મહાકાળના મંદિરમાં શંકરની આરાધના કરવા માંડી. દેવની આજ્ઞાથી હા પાછા જેવા હતા તેવા થઇ જતાં, કાન્યકુબ્જના અર્ધભાગ જેટલા માળવા દેશ અન્તઃપુર સાથે તે (મહાકાળ) દેવને આપીને તેની રક્ષા માટે પરમાર રાજપુત્રોન યોજના કરીને જાતે તપસ્વીની દીક્ષા લઇ લીધી.

અહીં જે માળવા દેશ મહાકાળને અર્પણ કર્યાની વાત આવે છે તેનો આગળ પણ નિર્દેશ આવે છે. કાન્યકુબ્જના રાજાએ પરમારોને માળવાનું રક્ષણ કરવા મા નીમ્યાનું જે કથન પ્ર. ચિં. ની એક પ્રતમાં મળે છે તેમા પણ નીચેની હકીક જોતાં ઐતિહાસિક સત્યાંશ રહેલો દેખાય છે. પ્હેલું તો માળવાના પરમારો સ્વતં થયા પ્હેલાં કાન્યકુબ્જના રાજાઓના તથા દક્ષિણના રાષ્ટ્રકૂટોના મંડલેશ્વરો હોવાને સંભવ છે, બીજું સ્વતંત્ર થયા ત્યારે કાન્યકુબ્જની ગુજરાત ઉપરની સત્તા પ માળવાના પરમારોને મળી હશે અને તે સત્તા તેઓએ અમુક વખત સુધી જાળવ રાખેલી એમ ૧૦૦૫નાં માળવાના રાજા સીયકનાં તામ્રપત્રો પ્રાંતિજ તાલુકાન હરસોળ ગામમાંથી મળ્યાં છે તે ઉપરથી દેખાય છે. (જુઓ પુરાતત્ત્વ પુ. ઃ અં. ૧ પૃ. ૪૨ તથા Journal of B. & O. research 1928 Decembe ના અંકમાં રાખાલદાસ બેનરજીનો લેખ.)

૪૭ ગુજરાતનો કેટલોક ભાગ એક કાળે-વિક્રમની દશમી સદીમાં કાન્યકુબ્જના રાજાઓને તાબે હતો એમ બીજા ઐતિહાસિક પુરાવાઓથી સાબીત થાય છે. આટલો ઉપરના કથનમાં સત્યાંશ છે. (જુઓ નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૬ અં. ૩) પણ વનરાજની બાલ્યાવસ્થા વખતે એટલે વિક્રમની આઠમી સદીમાં તો ગુજરાત ઉપર મોટે ભાગે દક્ષિણના પશ્ચિમી ચાલુક્યોની સત્તા હતી.

૪૮ વઢીઆર એટલે કચ્છ અને ગુજરાત વચ્ચેનો કચ્છના રણના કાંઠાનો પ્રદેશ. પંચાસર નામનું એક નાનું ગામ કચ્છના નાના રણની એક કોરે આજ સુધી છે. હાલમાં એ ભાગ રાધનપુરના નવાબને તાબે છે.

૪૯ મૂળમાં વણ શબ્દ છે; વણ એટલે તો કપાસના છોડ, એની ડાળીએ બાળકની ઝોળી લટકવી મુશ્કેલ છે. એક પ્રતમા ઘાણ શબ્દ છે. એ પણ એક છોડનું નામ છે. પણ જિનમંડનગણિએ .વૃક્ષશાખા એમજ લખ્યું છે એજ બરાબર છે મોટા ઝાડની ડાળીએજ ઝોળી બંધાય.

ણુતી હતી ત્યાં જૈનાચાર્ય શીલગુણસૂરિ પ્રસંગોપાત્ત આવી ચડયા. અને મણે બપોરે પણ ઝાડની છાયા ખસી નહિ એ જોઇને, ઝોળીમાં રહેલા ળળકના પુણ્યનો એ પ્રભાવ છે એમ વિચાર કરીને, આ બાળક જૈનધર્મનો ભાવક થશે એમ આશાથી તે બાળકની મા માટે આજીવિકાનો બંદોબસ્ત રીને તેની પાસેથી તે બાળકને માગી લીધો. અને (પોતાની એક શિષ્યા) રમતીને ઉછેરવા આપ્યો. આ રીતે ઉછરતા એ બાળકને ગુરૂએ [૫૦]વન-જ નામ આપ્યું. અને આઠ વર્ષનો થયો ત્યારે તેને દેવની પૂજાનાં સાધનો । નાશ કરનાર ઉંદરોથી તે સાધનોની રક્ષા કરવાનું કામ સોંપ્યું. પણ નરાજ તો ઢેફાં મારી ઉંદરોનો નાશ કરવા લાગ્યો, એટલે ગુરૂએ તેમ રવાની ના પાડી. પણ વનરાજે કહ્યું કે એ (ઉંદરો)ને ચોથા (દંડરૂપ) પાયથી જ વશ રાખી શકાય એમ છે. પછી તેના જાતક (જન્મ કુંડલી) i રાજયોગ છે એમ વિચારીને તથા એ મોટો રાજા થશે એવો નિર્ણય રીને તેને પાછો તેની માતાને સોંપી દીધો. અને માની સાથે ભીલોના ાઇ ગામમાં (પલ્લીભૂમૌ) રહીને ચોરના (ખરી રીતે ધાડપાડુના) ધાથી રહેતા પોતાના મામા સાથે બધે ધાડો[૫૧] પાડવા લાગ્યો.

---

૫૦ મેરૂતુંગે ઉપર વનરાજ પંચાસરના ચાવડાવંશનો હતો એટલું જ કહ્યું છે, ની માતાનું પણ નામ નથી આપ્યું. પણ રત્નમાળામાં કૃષ્ણાજીએ વનરાજના ાતા પંચાસરના રાજા જયશિખરી વિષે લાંબી કથા આપી છે. કાન્યકુબ્જ દેશના ચાણુ કટકના રાજા ભુવડે વીર જયશિખરીને કેવી રીતે હરાવ્યો અને તેની ગર્ભા રાણી રૂપસુંદરીને રાજાએ પોતાના સાળા સુરપાળ સાથે કેવી રીતે જંગલમાં ાકલી દીધી, અને ત્યાં કોઇ ભીલડી સાથે રહેતાં તેને પુત્ર ઉત્પન્ન થયો ત્યારે એ નું કષ્ટ વેઠતી વગેરે વર્ણન રત્નમાળામાંથી રાસમાળામાં પણ ઉતાર્યું છે. (જુઓ ાસમાળા ગુજરાતી ભાષાંતર ત્રીજી આવૃત્તિ પૃ. ૨૩ થી ૩૩). જિનમંડનગણિ મારપાલ પ્રબંધમાં મેરૂતુંગને અનુસરે છે. પણ ધર્મારણ્યમાં જુદી રીતે વૃત્તાન્ત છે — માં જયશિખરીની રાણીનું નામ અક્ષતા આપ્યું છે. આ રાણીને ધર્મારણ્યક્ષેત્રમાં ીલુડીના વનમાં મોઢ બ્રાહ્મણો તપ કરતા હતા ત્યાં, તેઓના આશ્રયમાં મુકી ાવવાનું જયશિખરીએ સુરપાળને કહ્યું અને ત્યાં જન્મેલા વનરાજને મોઢ બ્રાહ્મણોએ ોટો કર્યો. અને જંગલમાં સુતેલા વનરાજના મોઢા ઉપર આવતા તડકાથી તેનું ક્ષણ કરવા નાગે પોતાની ફેણનું છત્ર કર્યું; એ જોઇને બ્રાહ્મણોએ આ ગુર્જરદેશનો ાજા થશે એમ વિચાર કર્યો. વગેરે કથા છે.

૫૧ મૂળમાં આપેલો ધાટીપ્રપાત શબ્દ ગુજરાતી ધાડ પાડવાનું સંસ્કૃત કરેલું રૂપ લાગે છે.

૧૬ એક દિવસ કાકર ગામમાં કોઇ વેપારીના ઘરમાં ખાતર[૫૨] પાડીને જ્યાં ધન ચોરવા જતા હતા ત્યાં દહીંના ઠામમાં હાથ પડી ગયો એટલે અહીં તો હું જમ્યો, એમ વિચાર કરીને તે બધું (ચોરેલું) ત્યાંજ મુકીને પાછો વળી ગયો. બીજે દિવસે તે વેપારીની બહેન શ્રીદેવીએ રાતે છાનીરીતે સહોદરના હેતથી તેને બોલાવ્યો અને ભોજન તથા કપડાં આપીને તેના ઉપર ઉપકાર કર્યો, ત્યારે વનરાજે વચન આપ્યું કે "મારો રાજ્યાભિષેક થશે ત્યારે તને બહેન ગણીને તારી પાસે તિલક કરાવીશ."[૫૩]

૧૭ વળી એક વખત ચોરનો ધંધો કરતા વનરાજના ચોરોએ જંગલમાં એક ઠેકાણે જમ્બ નામના વાણીઆને (તેની પાસેથી ધન લુંટી લેવા) રોક્યો પણ તેણે ત્રણ ચોરને જોઇને પોતાની પાસેના પાંચ બાણમાંથી બે બાણ ભાગી નાખ્યાં અને ચોરોએ એમ કરવાનું કારણ પૂછતાં તેણે કહ્યું કે "*તમે ત્રણ છો માટે ત્રણથી વધારે બાણ નકામા છે,*" ત્યારે (*તેની પરીક્ષા* જોવા) તેઓએ બતાવેલ ફરતી વસ્તુને તેણે બાણથી વીંધી નાખી, આથી તેઓ ખુશી થયા અને તેને પોતાની સાથે લઇ ગયા. પછી તેની યુદ્ધ કરવાની કળા જોઇને ચકિત થયેલા શ્રી વનરાજે "મારો રાજ્યાભિષેક થાય ત્યારે તું મહામાત્ય થઇશ" એમ વચન આપીને તેને જવા દીધો.[૫૪]

૧૮ પછી એક વખત કાન્યકુબ્જના રાજાએ પોતાની પુત્રી શ્રી મહણિકાને[૫૫] પહેરામણી તરીકે કંચુક સંબધમાં ગૂર્જરદેશ આપેલો, તેની (ખંડણી) ઉઘરાવવા કાન્યકુબ્જથી જે 'પંચોલી'[૫૬] આવેલો તેણે વન

૫૨ મૂળમા આપેલો ક્ષાત્રપાતન શબ્દ પણ ઘાટીપ્રપાત જેવો ગુજરાતી ખાતર પાડવુનો રૂપાતર લાગે છે. પણ ખાતર પાડવુ એનો અર્થ ચોરી કરવી એવો થાય છે. જ્યારે ખાત્રપાતન શબ્દ ચોરી માટે દીવાલમા બાકોરૂ પાડવું એ અર્થમા મેરૂતુંગે વાપર્યો છે.

૫૩ ૧૬ મા પ્રબધનો શ્રી દેવીવાળો વૃત્તાન્ત જિનમડનગણિના કુમારપાલ પ્રબધમા પણ છે. આખી વાત બ્હારવટીઆઓની ચાલતી વાતોને મળતી છે. ટૉનીએ અર્વાચીનકાળના કોઈ બ્હારવટીઆએ ઘરધણીના ઘરનુ મીઠુ ભુલથી હોઠે અડાડયુ માટે તે ઘરમાથી કાંઇન લીધુ એ મતલબની ધીલાયતની દતકથાનો સાર ૪-૨-૧૮૯૯ના 'ગ્લોબ' નામના વર્તમાન પત્રમાથી ટિપ્પણીમા ઉતાર્યો છે. (પૃ. ૧૭)

૫૪ જમ્બનો ૧૭ મો પ્રબધ જિનમડનના કુમારપાળ પ્રબધમા લગભગ ઉપર પ્રમાણે મળે છે.

૫૫ જિનમડનગણિએ મહણિકાને બદલે મહણલદેવી નામ આપ્યું છે.

૫૬ મૂળમા પચકુલ શબ્દ છે, એ શબ્દ આ પુસ્તકમા અનેક સ્થળે મળે છે, એનો અર્થ કવચિત્ વસુલાતી નોકર જેવો તો કવચિત્ સામાન્ય નોકર જેવો જણાય છે

રાજ નામના માણસને સેલ્લભૃત્ (ઉઘરાણી કરનારાં માણસો સાથે રક્ષક તરીકે ભાલું લઇને ફરનાર) નીમ્યો. છ મહિના સુધી દેશમાંથી વસુલ ઉઘરાવીને ૨૪ લાખ[૫૭] રૂપાના દ્રમ્મ અને ચાર હજાર તેજીજાતિના ઘોડા એટલું લઇને સ્વદેશ તરફ પાછા ફરતા પંચકુલને સૌરાષ્ટ્ર નામના ઘાટમાં વનરાજે હણી નાખ્યો અને તેના રાજાની બીકથી કયાંક જંગલમાં એક વર્ષ સુધી પોતે છુપાઇ રહ્યો.[૫૮]

૧૯ પછી વનરાજ પોતાના રાજ્યાભિષેક માટે શહેર સ્થાપવાની ઇચ્છાથી વીર ભૂમિની તપાસ કરતા હતા, ત્યાં પીપલુલા તળાવની પાળ ઉપર નીરાંતે બેઠેલા ભરવાડ સાખડના પુત્ર અણહિલે પૂછ્યું કે 'શું જુઓ છો?' ત્યારે તેના (વનરાજના) પ્રધાનોએ કહ્યું કે "શહેર વસાવવા યોગ્ય વીરભૂમિ[૫૯]

---

પંચકુલ શબ્દ હર્ષચરિતમા તથા ઉત્કીર્ણ લેખોમા પણ મળે છે. ગૌ. હી. ઓઝા હાલમાં વપરાતો પંચોલી શબ્દ આ પંચકુલમાંથી નીકળ્યો છે એમ કહે છે. Contri butions to the History of the Hindu Revenue Systemમાં ઘોસલે પંચકુલ એટલે કસ્ટમ અધિકારી એમ અર્થ કર્યો છે, રા. દી. શાસ્ત્રીએ તો જેમાં પાંચ મોટા અધિકારીઓ રહેલા તે એવો અર્થ અટકળે કર્યો છે.

કનોજ (મહોદય)નો રાજા દીકરી માટે ગુર્જરદેશમા (કર) ઉઘરાવતો એમ તો સુકૃતકીર્તિકલ્લોલિનીમાં પણ કહ્યું છે (જુઓ શ્લોક ૧૦)

૫૭ પં. ભગવાનલાલ ઇન્દ્રજી તો ક્ષત્રપ સીક્કાઓને 'દ્રમ્મ' કહેતા એમ કહે છે (જુઓ બોમ્બેગેઝીટીઅર Vol. I part I p. 151). પં. ગૌ. હી. ઓઝાએ ૪ થી છ આનાની કીંમતના રૂપાના સીક્કાને દ્રમ્મ કહેતા એમ રાજપૂતાનેકા ઇતિહાસ (પૃ. ૪૨૬ ટિ. ૪)મા લખ્યું છે.

૫૮ આ અઢારમો પ્રબંધ જિનમંડનગણિએ લગભગ આજ પ્રમાણે આપ્યો છે. પણ ૨૪ લાખ રૂપ્યક દ્રમ્મને બદલે ચોવીશ લાખ સોના નાણું અને ચારસો ઘોડા એમ લખ્યુ છે. ઉપર તેજી જાતિના ઘોડા એમ લખ્યું છે તેનો અર્થ હાલમાં કાઠીઆવાડમા તેજણ ઘોડી કહે છે તે હશે?

૫૯ જે ઠેકાણે સસલું કુતરાની સામું થાય તે શહેર વસાવવા યોગ્ય ભૂમિ અને એવી જમીન ઉપર આ શહેર વસાવેલું એવી દંતકથા ઘણા શહેરો માટે દક્ષિણમા પણ ચાલે છે. દા. ત. વિજયનગરની સ્થાપનાની કથા. (જુઓ સેવેલનું Forgotten Empire p. 299-300 તથા પ્રો હેરાસનું Beginings of Vijayanagar History p. 149) તેમજ અમદાવાદ માટે 'જબ કુત્તે પર સસ્સા આયા તબ બાદશાહને શહેર બસાયા' વગેરે પ્રસિદ્ધ દંતકથા છે. એ દંતકથા અર્વાચીન છે તથા કેટલાક મોટા શહેરો માટે ચાલે છે એમ શ્રી રત્નમણિરાવ ભીમરાવે પણ નોંધ્યું છે. (જુઓ ગુજરાતનું પાટનગર અમદાવાદ પૃ. ૩૦)

શોધીએ છીએ." "જો તે શહેરને મારૂં નામ આપો તો એવી જમીન બતાવું" એમ કહીને જાળ (પીલુડી?)નાં ઝાડ પાસે જઈને જેટલી જમીનમાં સસલાએ કુતરાને બ્હીવરાવ્યો હતો તેટલી જમીન બતાવી. અને ત્યાં અણહિલ્લપુર નામથી વિક્રમ સં. ૮૦૨ વર્ષમાં વૈશાખ સુદિ બીજને સોમે[૬૦] શહેર વસાવીને તે જાળના ઝાડના મૂળ આગળ ધવલગૃહ કરાવીને, રાજ્યાભિષેકના મુહૂર્ત વખતે કાકરગામમાં રહેતી તે માનેલી બેન શ્રીદેવીને તેડાવીને, તેની પાસે તિલક કરાવીને પચાસ વર્ષના વનરાજે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. અને તે જમ્બ નામના વાણીઆને મહામાત્ય બનાવ્યો. પછી પંચાસર ગામથી શ્રીશીલગુણ સૂરિને ભક્તિપૂર્વક બોલાવી ધવલગૃહ (રાજમહેલ)માં પોતાના સિંહાસન ઉપર બેસારી સાતે[૬૧] અંગવાળું રાજ્ય તેમને અર્પણ કરીને કૃતજ્ઞોમાં શિરોમણિપણું બતાવ્યું. પણ નિઃસ્પૃહ હોવાથી તેઓએ (રાજ્ય લેવાની) ના પાડી. પણ વનરાજે પ્રત્યુપકાર બુદ્ધિથી એમની આજ્ઞા પ્રમાણે શ્રી પાર્શ્વનાથની પ્રતિમાવાળું[૬૨] પંચાસર નામનું જૈન મંદિર કરાવ્યું અને તેમાં પોતાની પૂજક તરીકેની

---

૬૦ અણહિલપુર નામ અણહિલ્લ ભરવાડે બતાવેલી જમીન ઉપરથી પડયુ એ તો અણહિલ્લપુર નામ ઉપરથી પાછળથી ઉપજેલી દંતકથાજ લાગે છે. પણ અણહિલ્લપુર પાટણની સ્થાપનાની તિથિ એ મોટી ઐતિહાસિક ચર્ચાનો વિષય છે. ઉપર મેરૂતુંગે સંવત ૮૦૨ વૈશાખ સુદિ બીજ એ રીતે પાટણની સ્થાપનાની તિથિ આપી છે, પણ તેણે જ વિચારશ્રેણીમાં સંવત ૮૨૧ વૈશાખ સુદિ બીજને સોમ (तदनु संवत् ८२१ वर्षे वैशाख शुदि २ सोमे चाउडानशोत्पन्नः वनराजः श्रीअणहिलपुरमस्थापयत्) એ રીતે તિથિ આપી છે. ધર્મારણ્યમા સંવત ૮૦૨ અષાઢ સુદ ત્રીજને શનિવાર આપેલ છે (અ. ૬૬ શ્લો. ૮૪) પાટણના ગણપતિ મંદિરની મૂર્તિ નીચેના લેખમાં સં. ૮૦૨ ચૈત્રસુદિ બીજને શુક્રવાર લખેલ છે. રાસમાળાએ ઉતારેલ એક કવિતના સારમા સં. ૮૦૨ મહાવદિ ૭ ને શનિવાર લખેલ છે. (જુઓ રાસમાળા પૃ. ૪૧) અને પાટણની રાજવશાવલિમા સં. ૮૦૨ માવણ સુદિ બીજ ને સોમ આપેલ છે. (એજન પૃ. ૪૨) આ જુદી જુદી તિથિઓમાંથી પ્ર. ચિ. માં તથા ધર્મારણ્યમાં આપેલીનાં તિથિવાર ગણિત કરતાં મળી રહે છે. બાકીના નથી મળતાં (જુઓ કાન્તમાળામાં શ્રી. રામલાલ ચુનીલાલ મોદીનો લેખ પૃ. ૧૫૭)

૬૧ રાજ્યનાં સાત અંગો તરીકે સ્વામી (રાજા) અમાત્ય, સુહૃત્ (મિત્રરાજા) દુર્ગ, રાષ્ટ્ર, લશ્કર, અને કોશ એ પ્રમાણે ગણાય છે.

૬૨ પંચાસર પાર્શ્વનાથ નામનું જૈન મંદિર અત્યારે પાટણમાં છે અને તેમાં વનરાજની રાજછત્રવાળી આરાધક મૂર્તિ પણ છે પણ બેમાંથી એકેય વનરાજના સમયનાં નથી.

મૂર્તિ બેસારી તેમજ પોતાના રાજમહેલ પાસે કંટેશ્વરીનું મંદિર કરાવ્યું.[૬૩]

(૨૦) વનરાજથી આરંભાયલું ગૂર્જરોનું આ રાજ્ય જૈનોએ મંત્રોથી સ્થાપ્યું છે, પણ જૈનદ્વેષીઓ એ વાતથી રાચતા નથી.[૬૪]

૨૦ શ્રી વનરાજે ૫૯ વર્ષ, બે માસ અને એકવીશ દિવસ રાજ્ય કર્યું, તેનું આખુ આયુષ્ય ૧૦૯ વર્ષ, બે માસ અને એકવીસ દિવસનું હતું.[૬૫]

સં. ૮૬૨ વર્ષે આષાઢ સુદિ ત્રીજને ગુરૂવારે અશ્વિની નક્ષત્રમાં સિંહ લગ્નમાં વનરાજના પુત્ર શ્રી યોગરાજનો રાજ્યાભિષેક થયો.[૬૬] તેને ત્રણ કુંવર હતા.

૨૧ એક વખત ક્ષેમરાજ નામના કુંવરે રાજાને વિજ્ઞપ્તિ કરી કે "બીજા દેશના રાજાનાં વહાણો પવનના તોફાનથી વીખરાઇ ગયાં છે અને બીજે કોઇ કાંઇથી શ્રી સોમેશ્વર પાટણમાં આવી ચડયાં છે. હવે, આ વહાણોમાં એક હજાર તેજસ્વી ઘોડાઓ, એકસો પચાસ હાથી અને બીજી વસ્તુઓ કરોડોની સંખ્યામાં છે. એ બધું આપણા દેશમાં થઇને પોતાના મુલકમાં જશે.' જો મહારાજા હુકમ કરે તો એ બધું લુંટી લઇએ." ત્યારે રાજાએ ના પાડી. એ પછી તે ત્રણે કુંવરોએ "રાજા ઘરડા થવાથી

---

૬૩ ૧૯મો પ્રબંધ જિનમંડન ગણિના કુમારપાલ પ્રબંધમા પણ આ પ્રમાણેજ છે.

૬૪ આ શ્લોક કુમારપાલ પ્રબંધમા પણ મળે છે. પણ જૈનોનો ગુર્જરોનું રાજ્ય પોતે સ્થાપ્યાનો આ દાવો તેના દ્વેષીઓ એટલે બ્રાહ્મણો કબુલ રાખતા નથી એ વાતને ધર્મારણ્યની મોઢોએ વનરાજને ઉછેર્યાની જુદી જાતની દંતકથાથી ટેકો મળે છે.

૬૫ સંવત્ ૮૦૨ થી ૬૦ વર્ષ વનરાજે રાજ્ય કર્યું, એમ પ્ર. ચિની બે પ્રતોમાં પાઠ મળે છે. (જુઓ મૂળ પૃ. ૨૧ ટિ. ૨) અને જિનમંડન ગણિએ પણ વનરાજે સાઠ વર્ષ રાજ્ય કર્યું એમ લખ્યું છે. રાજાવલી કોષ્ટકમાં પણ એમ છે. સુકૃત સંકીર્તન અને સુકૃતકીર્તિકલ્લોલિનીમાં વનરાજને ચાપોત્કટ વંશનો સિંહ કે વનમાંથી ઉઠેલો વીર કહેલ છે, એ બાળક હતો ત્યારે એના ઉપરથી છાયા ન ખસવાની વાત સુકૃત કીર્તિકલ્લોલિનીમાં નોંધાયેલ છે. (શ્લો. ૯).

વનરાજે અણહિલપુર પાટણ સ્થાપ્યું અને પંચાસરનું મંદિર બંધાવ્યું એટલું આ બેય ગ્રંથોમાં મળે છે.

૬૬ એક પ્રતમાં સં. ૮૬૨ વર્ષે એટલોજ પાઠ છે મહિનો, તિથિવાર વગેરે નથી. અને અમુક પ્રતમા આષાઢ શુદિ ૧૩ લખી છે. (જુઓ મૂળ પૃ. ૨૧ ટિ. ૨, ૩).

ઘેલા થઇ ગયા છે." એમ ગણીને પોતાના મુલકના સીમાડા ઉપર લશ્કરને તૈયાર રાખીને છુપાયેલા ચોરોની રીતે એ બધું પડાવી લઇ પોતાના બાપ પાસે હાજર કર્યું. અંદરથી કોપેલા પણ મુંગા રહેલા રાજાએ તેઓને કાંઇ આવકાર ન આપ્યો. એ બધું રાજાને સોંપી દઇને ક્ષેમરાજ કુંવરે "આ મારૂં કામ કર્યું કે નઠારૂં?" એમ પૂછ્યું. ત્યારે રાજાએ જવાબ આપ્યો કે "જો સારૂં કામ કર્યું એમ કહું તો બીજાની વસ્તુઓ લુંટવાનું પાપ લાગે; જો નઠારૂં કર્યું એમ કહું તો તમારા મનમાં ખેદ થાય. માટે મૌનમાંજ શ્રેય છે, એમ સિદ્ધ થયું. હવે તમે પ્હેલાંજ પૂછયું ત્યારે બીજાનું ધન લુંટવાની ના પાડી તેનું કારણ સાંભળો. જ્યારે બીજા રાજ્યોના રાજાઓ બધા રાજાઓનાં રાજ્યની પ્રશંસા કરે છે ત્યારે ગૂર્જરદેશમાં ચોરોનું રાજ્ય છે એમ મશ્કરી કરે છે. આપણા એલચી૬૭ આ વાત પત્રદ્વારા જણાવે છે ત્યારે આપણા પૂર્વજો વિષે કાંઇક ગ્લાનિ થઇને દુઃખ થાય છે, આ પૂર્વજોનું કલંક બધાય લોકોના હૃદયમાંથી ભુલાઇ જાય તો બધા રાજાઓની હારમાં આપણે પણ રાજા કહેવાઇએ. પણ થોડા ધનના લોભથી તમે આ પૂર્વજોનું કલંક વિસ્તારીને તાજું કર્યું છે." પછી રાજાએ આયુધશાળામાંથી પોતાનું ધનુષ્ય મગાવીને "તમારામા જે બળવાન્ હોય તે ચડાવે." એમ કહ્યું. પણ કોઇથી તે ચડાવી શકાયું નહિ. ત્યારે રાજાએ રમતમાં તેની પણછ ચડાવીને કહ્યું :—

(૨૧) રાજાઓના હુકમનો ભંગ થાય, સેવકોની રોજી બંધ થાય, અને સ્ત્રીઓની (પતિથી) જુદી પથારી એ શસ્ત્ર વગરનો વધ કહેવાય છે.

"આ પ્રમાણે નીતિશાસ્ત્રનો ઉપદેશ હોવાથી અમારો આ રીતે શસ્ત્ર વગર વધ કરનાર પુત્રોને શી શિક્ષા કરવી યોગ્ય છે?" આ કારણથી રાજાએ પ્રાયોપવેશન (અન્નજળનો ત્યાગ) કરીને એકસો વીશ વર્ષની ઉમ્મરે ચિતામાં પ્રવેશ કર્યો. આ રાજાએ શ્રી ભટ્ટારિકાયોગીશ્વરીનું મંદિર બંધાવ્યું હતું.

૨૨ આ રાજાએ ૩૫ વર્ષ રાજ્ય કર્યું, પછી સં. ૮૯૭ થી ૨૫ વર્ષ શ્રી ક્ષેમરાજે રાજ્ય કર્યું. પછી સં ૯૨૨ થી ૨૯ વર્ષ શ્રી ભૂયડે રાજ્ય કર્યું, આણે શ્રી પાટણમાં શ્રી ભૂયડેશ્વરનું મંદિર બંધાવ્યું હતું. પછી સં. ૯૫૧ થી શ્રી. વૈરીસિંહે ૨૫ વર્ષ રાજ્ય કર્યું, પછી સં. ૯૭૬ થી ૧૫ વર્ષ

૬૭ મૂળમાં સ્થાન પુરુષ શબ્દ છે, તેનો અર્થ તે સ્થળે રહેતાં માણસો એવો સામાન્ય રીતે થાય. આ પુસ્તકમાં ક્વચિત્ જાસુસ જેવા અર્થમાં પણ આ શબ્દ વપરાયેલો દેખાય છે.

શ્રી રત્નાદિત્યે રાજ્ય કર્યું, પછી સં. ૯૯૧ થી ૭ વર્ષ શ્રી. સામંતસિંહે રાજ્ય કર્યું. આ પ્રમાણે ચાપોત્કટ વંશમાં સાત રાજાઓ થયા અને વિ. સં. ના ૯૯૮ વર્ષ સુધી રાજ્ય ચાલ્યુ

## પરિશિષ્ટ ( ख )

### ચાવડા વંશની વંશાવળી.

પ્રબંધકારોના કહેવા પ્રમાણે ચાવડા વંશના કુલ ૧૯૬ વર્ષના રાજ્યકાળમા કોઇ પણ રાજ્યકર્તાનો ઉત્કીર્ણ લેખ હજી સુધી મળ્યો નથી, એટલે એ વંશ વિષે જે કાંઈ માહીતી મળે છે તે એ વંશના પ્હેલા રાજા પછી લગભગ ચારસોથી પાંચસો વર્ષે અને છેલ્લા રાજા પછી બસ્સોથી ત્રણસો વર્ષે લખાય છે. અને એ વંશાવળી વિષેનાં લખાણોમા પરસ્પર વિરોધ પણ ઘણો છે. ઉપર પ્ર. ચિં.ની વધારે પ્રતોમાં આપેલી વંશાવળી ઉતારી છે, પણ પીટર્સનવાળી વસંતક હાથપ્રતમાં તથા છાપેલી પ્રતમાં નીચે પ્રમાણે પાઠ છે:–

૧ વનરાજ સં. ૮૦૨ થી ૫૯ વર્ષ, ૨ માસ અને ૨૧ દિવસ સુધી

૨ યોગરાજ સં. ૮૬૨ આષાઢ સુદિ ૩ થી ૮૭૮ શ્રાવણ શુદિ ૪ સુધી ૧૭ વર્ષ ૧ માસ અને ૧ દિવસ

૩ રત્નાદિત્ય સં. ૮૭૮ શ્રાવણ સુદિ ૫ થી સ ૮૮૧ કાર્તિક સુદિ ૯ સુધી ત્રણ વર્ષ, ૩ માસ

૪ (નામ નથી) સં ૮૮૧ થી સ. ૮૯૮ જ્યેષ્ઠ સુદિ ૧૩ શનિ સુધી

૫ ક્ષેમરાજ સં ૮૯૮ થી સં. ૯૨૨ ભાદરવા સુદિ ૧૫ રવિ સુધી વર્ષ ૩૮ માસ ૩ દિ ૧૦

૬ ચામુડ સં ૯૩૫ આશ્વિન સુદિ ૧ સોમથી સ ૯૩૮ માઘ વદિ ૩ સોમ સુધીમાં ૧૩ વર્ષ ૪ માસ ૧૬ દિન

૭ શ્રી આંકદદેવ સ ૯૩૮ થી સ. ૯૬૫ પોષ સુદી ૯ બુધ સુધી વર્ષ ૨૬ માસ ૧ દિ. ૨૦

૮ ભૂયગડ સં. ૯૬૫ થી ૯૯૧ આષાઢ સુદિ ૧૫ સુધી ૨૭ વર્ષ ૬ માસ ૫ દિવસ

આ પ્રમાણે ચાપોત્કટ વંશમા સાત પુરૂષોએ ૧૯૦ વર્ષ બે માસ અને સાત દિવસ રાજ્ય કર્યુ.

(જુઓ મૂળ પૃ. ૨૨ નીચ ટિપ્પણી) આ પાઠ કેટલો અશુદ્ધ છે તે કહેવાની જરૂર નથી હસ્તપ્રત મેળવ્યાથી મુશ્કેલી ઘટતી નથી પણ વધે છે કારણ કે એમાં પુરા આંકડાજ નથી આપ્યા. નામ સાત આપ્યાં છે, છતાં આઠ નામ માનો તોજ કાંઇક મેળ ખાય એવું છે અને ક્રમ પણ ઉપરથી જુદો

છે. બીજી પ્રતોમાં માત્ર વર્ષજ આપ્યાં છે. ત્યારે આમાં મહિનો, તિથિ, વાર અને નક્ષત્ર પણ આપેલ છે, છતાં ગણત્રી કરતાં એ શિવાય ભાગ્યેજ કોઇનો મેળ બેસે છે ( જુઓ રામલાલ ચુનીલાલ મોદીનો ચાવડાઓની વંશાવળી નામનો લેખ ભાવનગર સાહિત્ય પરિષદનો રિપોર્ટ. ઇતિહાસ વિભાગ પૃ ૪૦ ).

શ્રી. રામલાલ ચુનીલાલ મોદીએ ગણિતની મદદથી આ વંશાવળીને શુદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે અને નામ નથી ત્યાં વૈરિસિંહનું નામ મુકયું છે. પ્ર. ચિ.નીજ આ બે વશાવળી ઉપરાંત (૧) સુકૃતસંકીર્તન, (૨) સુકૃતકીર્તિ કલ્લોલિની (૩) વિચારશ્રેણી (૪) કુમારપાલપ્રબંધ (૫) ધર્મારણ્ય (૬) રત્નમાળ (૭) મિરાતેઅહમદી (૮) પ્રવચનપરીક્ષા, (૯) રાજાવલી કોષ્ટક તથા ભાટ ચારણોના ચોપડાઓ વગેરમા આ વંશાવળી મળે છે અને પ્હેલા બે ગ્રંથો શિવાય બાકીના ગ્રંથોમાં રાજ્યકાળનાં વર્ષો પણ આપ્યાં છે. વળી પ્હેલા બે ગ્રંથો પ્ર. ચિ. પ્હેલાં લગભગ પોણોસો વર્ષ ઉપર રચાયેલ છે, વિચારશ્રેણી તો મેરૂતુંગનોજ લખેલો ગ્રન્થ છે, જેમાં માત્ર વંશાવળી છે કુમારપાલ પ્રબંધ પ્ર. ચિં પછી સ. ૧૪૯૨ માં રચાયેલ છે. ધર્મારણ્ય પણ પંદરમા શતકથી પ્રાચીન નથી. રત્નમાળ પણ પ્ર ચિંથી અર્વાચીન જણાય છે. મિરાતે અહમદી ( અઢારમા શતકનું મધ્ય )નો તો પ્ર. ચિં.જ આધાર હશે બાકીના ચોપડા વગેરે પણ પ્ર ચિંથી અર્વાચીન જ છે.

હવે વિચારશ્રેણી મેરૂતુંગનો જ લખેલો ગ્રન્થ છે. છતાં એનો પાઠ પ્ર. ચિં.ના ઉપર આપેલા બેમાંથી એકેય પાઠને પૂરેપૂરો મળતો નથી એ જરા વિચિત્ર સ્થિતિ છે. પણ વિચારશ્રેણીમાં સાત નહિ પણ આઠ રાજાઓ ગણ્યા છે, અને તેનો અનુક્રમ પણ ઉપર પ્રમાણે છે એટલુ ટિપ્પણીમાં આપેલ પાઠ સાથે વિચારશ્રેણીનું મળતાપણું છે. પરંતુ વનરાજના રાજ્યકાળનો આરંભ સં. ૮૨૧ માન્યો છે, અને છેલ્લા રાજાનો રાજ્યકાળ ૧૦૧૭ માં પૂરો થયો માન્યો છે એ મોટો ફેર છે. વિચારશ્રેણી શિવાય કોઇ પણ ગ્રંથમા ચાવડાવંશને ૮૨૧ થી ૧૦૧૭ સુધી માન્યો નથી તેમજ ઉપર આપેલા ટિપ્પણીના પાઠ શિવાય બધા ગ્રંથોમા ચાવડાવંશનો કુલ રાજ્યકાળ ૧૯૬ વર્ષનો માન્યો છે.

હવે સુકૃતસંકીર્તન અને સુકૃતકીર્તિકલ્લોલિની નામના મેરૂતુંગથી જૂના જે બેજ ગ્રંથોમા ચાવડાવંશની વંશાવળી મળે છે તે બેયમાં રાજ્યકાળના વર્ષો, આદિઅંતના વર્ષો કે કુલ વર્ષો કશું આપ્યું નથી. માત્ર રાજાઓનાં

નામો અને કોઈ કોઈ વિષે એકાદ બે પ્રસંગો નોંધેલ છે. આ બે ગ્રંથોમાં અનુક્રમ નીચે પ્રમાણે છે.

(૧) વનરાજ (૨) યોગરાજ (૩) રત્નાદિત્ય (૪) વૈરિસિંહ (૫) ક્ષેમરાજ (૬) ચામુંડ (૭) આહડ (૮) ભૂભટ.

પ્ર. ચિં.ની ટિ.વાળી પ્રતમાં આજ અનુક્રમમાં આજ નામો છે, માત્ર સાતમાનું નામ આહડને બદલે આકડ અને આઠમા ભૂભટનું ભૂયગડ છે. અને વિચારશ્રેણીમાં અનુક્રમ ઉપર પ્રમાણેજ છે પણ સાતમાનું નામ ધાઘડ દેવ છે આઠમાનું નામ કેટલીક પ્રતોમાંથી પડી ગયું છે, પણ વોટસન મ્યુઝીઅમની પ્રતમાં સામંતસિંહ છે. ભૂભટ કે ભૂયગડ એણેજ શ્રી. રા. સુ. મોદી કહે છે તેમ સામંતસિંહ પદવી ધારણ કરી હશે. ધર્મારણ્યમાં ઉપરનોજ અનુક્રમ છે માત્ર આહડ કે ધાઘડને બદલે ઉઘડ લખ્યું છે, એટલો ફેર છે.

હવે પ્ર. ચિં. મૂળમાં જે અનુક્રમ આપ્યો છે તેજ કુમારપાલ પ્રબંધ, રત્નમાળ, મિરાતે અહમદી, પ્રવચન પરીક્ષા, રાજાવલી કોષ્ટક, અને ભાંડારકરના ૧૮૮૩–૮૪ના રિપોર્ટમાં છપાયેલ છુટી વંશાવળી, આ બધામાં રાજ્યકાળનાં વર્ષ સાથે એક સરખો—નીચે પ્રમાણે છે.

(૧) વનરાજ ૫૯ કે ૬૦ વર્ષ (૨) યોગરાજ ૩૫ (૩) ક્ષેમરાજ ૨૫ (૪) ભૂયડ ૨૯ (૫) વૈરીસિંહ ૨૫ (૬) રત્નાદિત્ય ૧૫ (૭) સામંતસિંહ ૭. આ બેય વંશાવળી સરખાવતાં એક ચામુંડ નામ સુકૃતસંકીર્તનવાળા પાઠમાં વધારે છે, બાકીનાં નામો એનાં એ છે પણ ક્રમ ફેર છે. સુકૃતસંકીર્તન અને સુકૃતકીર્તિકલ્લોલિની પ્રાચીનતર એ હકીકત ઉપર ભાર મુકીને આઠ રાજાઓ સુ. સં. વાળા અનુક્રમમાં થઇ ગયા એમ માનવું વધૌ પ્હેલાં બુલ્હરે યોગ્ય ગણ્યું છે. (જુઓ I. A. Vol. XVIII. p. 148. તથા બુલ્હરનું અરિસિંહ.) અને શ્રી. રામલાલ ચુનીલાલ મોદી પણ એમજ ગણે છે, બાકી રાસમાળામાં બીજો-સાત રાજાઓવાળો ક્રમ ઉતાર્યો છે અને બોમ્બે ગેઝેટીયર ( Vol. I. part I. )માં વિચારશ્રેણીનો ક્રમ સ્વીકાર્યો છે. કાળાનુક્રમની બાબતમાં ચાવડાવંશે કુલ ૧૯૬ વર્ષ રાજ્ય કર્યું એટલી હકીકત ઘણાખરા પ્રાચીનોએ તથા આધુનિકોએ સ્વીકારી છે, અને માત્ર પ્ર. ચિં. ની એક પ્રતની પાંચ ૭ વર્ષની ભૂલને અવગણી છે. પણ કયાંથી કયાં સુધી એ બાબતમાં બોમ્બે ગેઝેટીઅર વિચારશ્રેણીને અનુસરી ૮૨૧ થી ૧૦૧૭ ગણે છે, અને ગૌ. હી. ઓઝા, વીન્સેન્ટ સ્મિથ વગેરે તેને અનુસરે છે, પણ ૮૦૨ માં પાટણની સ્થાપના થયાનું વિચારશ્રેણી સિવાય બધા

ગ્રંથોમાં કહેલું છે. અને હમણાં સાંભરમાથી મળેલા સિદ્ધરાજના વખતના એક લેખમાં ( જુઓ I. A. December 1929 p 234 ) મૂળરાજનું ગાદીએ બેસવાનું વર્ષ ૯૯૮ આપેલું હોવાથી હવે ૮૦૨ થી ૯૯૮ નો ચાવડાકાળ માનવો યોગ્ય લાગે છે. પ્રત્યેક રાજાના રાજ્યકાળનાં વર્ષો બાબતમાં બીજા ચોક્કસ પુરાવા ન મળે ત્યાં સુધી ઉપર કહેલા ગ્રંથોને સરખાવી અટકળજ કરવાની રહે છે. અને બોમ્બે ગેઝેટીઅરે નીચે પ્રમાણે વર્ષો આપેલ છે.

| | | |
|---|---|---|
| વનરાજ | ૮૨૧ થી ૮૩૬ | ૧૫ વર્ષ |
| ... | ૮૩૬ થી ૮૬૨ | ૨૬ |
| યોગરાજ | ૮૬૨ થી ૮૯૭ | ૩૫ |
| રત્નાદિત્ય | ૮૯૭ થી ૯૦૦ | ૩ |
| વૈરીસિંહ | ૯૦૦ થી ૯૧૨ | ૧૨ |
| ક્ષેમરાજ | ૯૧૨ થી ૯૩૭ | ૨૫ |
| ચામુંડ | ૯૩૭ થી ૯૬૪ | ૨૭ |
| ઘાઘડ | ૯૬૪ થી ૯૯૩ | ૨૯ |
| અજ્ઞાતનામા | ૯૯૩ થી ૧૦૧૭ | ૨૪ |
| | | ૧૯૬ |

આ પ્રમાણે ગોઠવણ કરવાના કારણોમાં વનરાજ ૧૦૯ વર્ષ જીવ્યો હોય એ લગભગ અસંભવિત છે વગેરે ઉહાપોહ ગેઝેટીઅરે કર્યો છે.

રા રા. ગોવિન્દભાઇએ પ્રાચીન ગુજરાતમાં ઉપરની વંશાવળી જ ઉતારી છે. ગુજરાતી રાસમાળામા, બીજુ નામ, હિંદી રાજમંડલ ગ્રંથને અનુસરી ચામુંડ યુવરાજ આવ્યું છે. ( જુઓ રાસમાળા ત્રીજી આવૃત્તિ પા. ૩૯ માં ટીપ ) જે ચાલુક્યવંશાવળી સાથે ગરબડ થયાનું પરિણામ લાગે છે. શ્રી. રામલાલ ચુનીલાલ મોદીએ ઉપર આપેલી બધી વંશાવળીઓને સરખાવી નીચે પ્રમાણે ગોઠવણ સ્વીકારી છે ( જુઓ ભાવનગર સાહિત્ય પરિષદ રિપોર્ટ ઇતિહાસ વિભાગ પૃ ૩૮ )

| | | |
|---|---|---|
| ૧ વનરાજ | ૮૦૨ થી ૮૬૧ | ૫૯ |
| ૨ યોગરાજ | ૮૬૧ થી ૮૭૦ | ૯ |
| ૩ રત્નાદિત્ય | ૮૭૦ થી ૮૭૩ | ૩ |
| ૪ વૈરીસિંહ | ૮૭૩ થી ૮૮૪ | ૧૧ |
| ૫ ક્ષેમરાજ | ૮૮૪ થી ૯૧૩ | ૨૯ |

| | | |
|---|---|---|
| ૬ ચામુંડ | ૯૧૩ થી ૯૪૪ | ૩૧ |
| ૭ ધાધડ | ૯૪૪ થી ૯૭૧ | ૨૭ |
| ૮ ભૂયડ | ૯૭૧ થી ૯૯૮ | ૨૭ |

આ વંશાવળી વિષે વિશેષ ઉહાપોહ આ પરિશિષ્ટને યોગ્ય નથી.

## ૫ ( મૂળરાજ પ્રબન્ધ )

૨૨ [૬૮]માતંગો સેવવા યોગ્ય નથી, પર્વતો પાખ વગરના છે, કાચબાને જળ સાથે પ્રીતિ છે, આ સર્પનો રાજા બે જીભવાળો છે, એ પ્રમાણે પૃથ્વીને ધારણ કરવા માટે યોગ્ય પાત્રનો વિચાર કરતા બ્રહ્માની સંધ્યાની અંજલી (ચુલુક) માંથી તરવાર ફેરવતો કોઈ વીર ઉભો થયો.[૬૯]

૨૩ હવે પ્હેલાં કહેલા [૭૦]ભૂયડરાજાના વંશમાં મુંજાલદેવના પુત્રો

---

૬૮ મૂળમા માતંગ શબ્દ છે. તેનો અર્થ હાથીઓ, તથા ચાંડાલ થાય છે, ચાંડાલ સેવવા યોગ્ય નથી, પર્વતોને પ્હેલા પાખ હતી પણ પાછળથી કપાઇ ગઇ એવી પૌરાણિક માન્યતા છે. મૂળમા પાંખ માટે પક્ષ શબ્દ છે, તેનો બીજો અર્થ સહાયક પણ થાય છે. મૂળમાં જડ શબ્દ છે. ડ અને લ બેને એક ગણીને જડ એટલે અચેતન તથા પાણી, સર્પ બે જીભવાળો હોવાની પ્રસિદ્ધિ છે, બે જીભનો બીજો અર્થ એક વખત એક વાત અને બીજી વખત બીજી બોલે તે.

૬૯ પૃથ્વીનો ભાર દિગ્ગજો, પર્વતો, કૂર્મરૂપે રહેલ વિષ્ણુ, સર્પરૂપશેષ, વગેરે ધારણ કરે છે એવી પૌરાણિક માન્યતા છે. હવે આ શ્લોકમાં શ્લેષથી દિગ્ગજો વગેરે પૃથ્વીનો ભાર ઉપાડનાર પૌરાણિક પાત્રો અયોગ્ય લાગવાથી બ્રહ્માએ પોતાની અંજલીમાંથી નવા ચૌલુક્ય વીરને ઉત્પન્ન કર્યો એ રીતે ચૌલુક્ય કુળની પ્રશંસા કરી છે. ચૌલુક્ય કુળનો મૂળ પુરુષ બ્રહ્માના સાંધ્ય ચુલુક ( અંજલી ) માંથી ઉત્પન્ન થયાની આ કલ્પના બિલ્હણે ( વિ. નું ૧૧ મું શતક ) વિક્રમાંક દેવ ચરિતમાં આપી છે. ( જુઓ મ. ૧ શ્લો. ૩૩ થી ૫૭ ) શ્રીપાલે સં. ૧૨૦૮ ની વડનગર પ્રાકાર પ્રશસ્તિમાં બિલ્હણને અનુસરી ઉતારી છે. ( શ્લો. ૨ જુઓ પ્રાચીન લેખમાળા ભા. ૧ લેખાંક ૪૫ ) અને વસંત વિલાસમા અને વસ્તુપાલ તેજ:પાલ પ્રશસ્તિમાં પણ એજ વાત ઉતારી છે. હેમચંદ્રે દ્વયાશ્રયમાં ચૌલુક્ય મૂળપુરુષની ઉત્પત્તિ નથી આપી પણ તેના ટીકાકાર અભયતિલકગણિ (સં. ૧૩૧૦)એ ટીકામાં ઉપરનો શ્લોક જ ઉતાર્યો છે એ જોતા असेव्या मातङ्गाः – ' વગેરે શ્લોક વિક્રમના ૧૩ મા ચૌદમા શતકમા પ્રસિદ્ધ હોવો જોઇએ. સં. ૧૨૦૮ પછી કદાચ કોઇ પ્રશસ્તિ માટે રચાયો હશે.

૭૦ આ ભૂયડ તે કાન્ય કુબ્જનો જયશિખરીને હરાવનાર ભૂયદેવ કે ભૂયગડદેવ. એમ પ્ર-ચિં-વગેરે પ્રબંધોની કહેવાની મતલબ છે. પ્ર-ચિં. માં ભૂયડના વંશમા મૂળરાજનો દાદો મુંજાલ થયો એટલું જ કહ્યુ છે. પણ રત્નમાળમા તથા જિનમંડન-

રાજ, બીજ અને દંડ નામના ત્રણ ભાઈઓ યાત્રામાં ગયેલા ત્યાં સોમનાથને નમસ્કાર કરીને ત્યાંથી પાછા વળ્યાં; ત્યારે રાજાશ્રી સામંતસિંહને ઘોડાં ફેરવવાની ક્રિયામાં જોતા હતા ત્યાં રાજાએ ઘોડાને ચાબુક માર્યો એ જોઈને કાપડી (બાવા)નો વેષ ધારણ કરેલા રાજ નામના ક્ષત્રિયે કારણ વગર તેણે મારેલા ચાબુકથી પીડાઈને, માથું હલાવતાં 'હાં, હાં.' એમ બોલી દીધું. ત્યારે રાજાએ એમ કરવાનું કારણ પૂછયું. એટલે તેણે કહ્યું કે "ઘોડાએ તો ઓવારણાં લેવા જેવી સરસ ચાલ કરી પણ તે જોયા વગર તેને ચાબુક (તમે) માર્યો ત્યારે મને મર્મમાં આઘાત થયો." તેના આ વચનથી ચકિત થયેલા રાજાએ તે ઘોડો તેને બેસવા આપ્યો. અને તે ઘોડેસ્વાર તથા ઘોડાનો યોગ્ય યોગ જોઈને પગલે પગલે બેયને ઓવારણા લેતા રાજાએ તેના તે આચરણથી જ તેનું કુળ મોટું હશે એમ ગણીને લીલાદેવી નામની પોતાની બહેન પરણાવી. તે લીલાદેવીને ગર્ભ રહ્યા પછી કેટલોક કાળ ગયા પછી એકાએક તેનું મરણ થતાં પ્રધાનોએ તેના પેટમાં રહેલા બાળકનું મરણ ન થાય માટે તેનું પેટ ચીરાવીને બાળકને ઉગારી લીધું.[૭૧] આ બાળક મૂળ નક્ષત્રમાં ઉત્પન્ન થયેલ હોવાથી તેનું મૂળરાજ નામ પાડયું. આ બાળક બાલસૂર્ય જેવો તેજોમય હોવાથી સૌને વહાલો થઇ પડયો અને પરાક્રમી હોવાથી મામાનું સામ્રાજ્ય વધારવા લાગ્યો. પણ મામો સામંતસિંહ જ્યારે દારૂ પીને મત્ત બની ગયો[૭૨] હોય ત્યારે મૂળરાજનો રાજ્યાભિષેક કરે અને ભાન આવે ત્યારે ગાદી ઉપરથી ઉઠાડી મુકે. આ દાખલાથી "ચાવડાઓનું દાન" એમ મશ્કરી પ્રસિદ્ધ થઇ છે. આ રીતે હમેશા પોતાની મશ્કરી થતી જોઇને

---

ગણિના કુ પ્રબંધમા ભુયડનો કર્ણાદિત્ય, તેનો ચંદ્રાદિત્ય, તેનો સોમાદિત્ય, તેનો ભુવનાદિત્ય અને તેના રાજ, બીજ તથા દંડક એવો ક્રમ આપ્યો છે પણ જયસિંહ સુરિએ સિંહવિક્રમ, વીરકોટીર, હરિવિક્રમ, તે પછી ૮૫ રાજાઓ, પછી રામ, સહજરામ, થીદ્દુક અને રાજી એ પ્રમાણે ક્રમ આપ્યો છે. (સ. ૧ શ્લો. ૨૧ થી ૨૭) આ વંશાવળી તો દેખીતી રીતે કલ્પિત છે, પણ રત્નમાળ તથા કુ. પ્રબંધવાળીમા પણ વિશ્વાસ મૂકવા માટે વધારે પુરાવાની અપેક્ષા છે.

૭૧ આ રીતે જેની સુવાવડ પાસે આવી હોય તેવી સ્ત્રીનુ અચાનક મરણ થતા ઉપર પ્રમાણે માનું પેટ ચીરીને બાળકને બચાવી લેવાનું પ્રાચીન વૈદ્યગ્રંથ સુશ્રુતમા કહ્યુ છે. (જુઓ સુશ્રુત નિ. અ. ૮ શ્લો. ૧૩ અને ૧૪) અને તે પ્રમાણે આજથી હજાર વર્ષ ઉપરના વૈદ્યો કરતા એમ આ દાખલાથી જણાય છે.

૭૨ ચાવડાઓ દારૂડીઆ હતા. એવી ચૌલુક્ય સમયમા સામાન્ય માન્યતા હતી. "ચાવડાઓ પુષ્કળ દારૂ પીતા હોવાથી યાદવો પેઠે તેનું પણ રાજ્ય ગયું". એમ મોહ પરાજયમા કહ્યુ છે. (જુઓ. અ. ૪ પૃ. ૧૦૮ ૧૦૯)

મૂળરાજે પોતાનાં માણસોને તૈયાર રાખી એક વખત ઉન્મત્ત મામાએ ગાદી ઉપર બેમાર્યો ત્યારે તેને મારીને પોતે સાચે જ રાજા થઈ પડયો. સં. ૯૯૮ મા મૂળરાજને રાજ્યાભિષેક થયો.[૭૩]

૨૪ એક વખત [૭૪]સપાદલક્ષનો રાજા શ્રીમૂળરાજને હરાવવા માટે ગૂર્જરદેશની નજીક આવ્યો, એજ વખતે [૭૫]તિલંગદેશના રાજાનો બારપ નામનો સેનાપતિ ચડી આવ્યો. આ બેમાથી એક સાથે લડાઇ ચાલતી હોય ત્યા બીજો પછવાડેથી હલ્લો કરે તો ?" એ માટે પ્રધાનો સાથે મૂળરાજે વિચાર કર્યો. અને પ્રધાનોએ સલાહ આપી કે "કંથાદુર્ગમા ભરાઇ રહીને થોડા દિવસ કાઢી નાખવા, પછી નવરાત્ર આવતા સપાદલક્ષનો રાજા પોતાની રાજધાની શાકંભરી (સાભર)મા પોતાની ગોત્રદેવીની પૂજા કરવા જશે ત્યારે શ્રીબારપ સેનાપતિને હરાવવો અને પછી સપાદલક્ષના રાજાને પણ હરાવવો." આ

૭૩ મૂળરાજને રાજ્યાભિષેક સં ૯૯૮ મા થયો એ મતને સામાન્ય રીતે એકાદ પ્રત શિવાય ( જુઓ મૂળ પૃ. ૨૪ ટિ. ૧ ) બધી પ્રતોનો તથા પાછળના કુમારપાલ પ્રબંધ વગેરે ગ્રંથોનો ટેકો છે, માત્ર વિચારશ્રેણીમા સં. ૧૦૧૭ મા રાજ્યાભિષેક થયો એમ કહ્યુ છે. પણ સિદ્ધરાજનો હમણા મળી આવેલો લેખ જોતા સં. ૯૯૮ ની સાલ જ માનવી યોગ્ય છે. ( જુઓ પૃ ૪૧)

૨૩ મો પ્રબંધ જિનમંડનગણિના કુમારપાલ પ્રબંધમા પણ ઉપર પ્રમાણે મળે છે.

૭૪ સપાદ લક્ષ એટલે સવાલાખ પ્રદેશ, એજ શાકંભરી કે સાભર, પાછળથી આ રાજાઓ અજમેરના ચોહાણ રાજાઓના નામથી ઓળખાયા છે. મૂળરાજ ઉપર ચડી આવનાર સપાદ લક્ષીય રાજાનું નામ પ્ર. ચિ. મા આપ્યુ નથી; પણ હમ્મીર મહાકાવ્યમા વિગ્રહરાજ નામ આપ્યુ છે. વિ. સં. ૧૦૩૦નો શાકંભરીના એક વિગ્રહરાજનો લેખ મળ્યો છે (જુઓ E. I. Vol II p. 116) માટે એ વિગ્રહરાજ જ મૂળરાજ ઉપર ચડી આવ્યો હોવાનો સંભવ છે.

૭૫ તિલંગ દેશ તે આજે પણ એજ નામથી ઓળખાય છે. મૂળરાજના વખતમા છેલ્લા રાષ્ટ્રકુટ રાજાને હરાવીને શ. સં. ૯૭૨ ( વિ. સં. ૧૦૨૮ ) મા માન્યખેટમા તૈલપે ચાલુક્યવંશનુ રાજ્ય સ્થાપ્યું. હવે બારપ નામનો લાટનો ચાલુક્યવંશી રાજા (કે તૈલપનો સામંત) મૂળરાજના વખતમા હોવાનુ બારપના પૌત્ર કીર્તિવર્માના શક, ૯૪૦ ( વિ. સં. ૧૦૭૪ ) ના લેખથી અનુમાન થાય છે ( જુઓ પ્રાચીન લેખમાળા. )

આ બારપે લાટમાં પોતાની સ્વતંત્રતા રાખીને તૈલપનું આધિપત્ય સ્વીકાર્યું હોય તો પ્ર ચિ. નુ ઉપનું કથન, હેમચંદ્ર તો લાટરાજ કહે છે તે અને કીર્તિકૌમદીનુ લાટેશ્વરનો સેનાપતિ એ રીતનું કથન, ત્રણેનું સમાધાન ન થઈ શકે છે. સુકૃત સંકીર્તનમા કાન્યકુબ્જ રાજાનો દંડનાથ બારપને કહ્યો છે, તે તો ગૂંચજ લાગે છે.

રીતની, તેમની સલાહ સાંભળીને, શ્રીમૂળરાજે કહ્યું કે "લોકોમાં, હું ભાગી ગયો એમ નહિ કહેવાય શું ? " ત્યારે તેઓએ જવાબ આપ્યો કે—

(૨૩) ઘેટો પાછો વળે તો તે 'મારવા' માટે, અને સિંહ પણ (શિકાર ઉપર) કોપથી કૂદકો મારવા ઇચ્છે ત્યારે શરીરને સંકોચે છે, માટે હૃદયમાં વૈર ભરેલા બુદ્ધિવાળા માણસો, પોતાના વિચારો તથા પોતાની હિલચાલ છુપાં રાખે છે અને કાંઇ પણ ન ગણકારતાં સહન કરી જાય છે.—વખત જાળવી જાય છે.

આ પ્રમાણેનાં તેઓનાં વચનથી શ્રીમૂળરાજ [૭૬] કથાદુર્ગમાં ભરાઇ બેઠો. પછી શ્રી સપાદલક્ષના રાજાએ ગૂર્જરદેશમાં જ ચોમાસું વીતાવ્યું અને નવરાત્ર આવતાં લશ્કરની છાવણીની જગ્યામાં જ શાકંભરી નગરની રચના કરી ત્યાં જ ગોત્રદેવીને લઇ આવી ત્યાં જ નવરાત્ર ઉજવવાનો આરંભ કર્યો શ્રીમૂળરાજે આ વાત સાંભળી ત્યારે મંત્રીઓ આમાં નિરૂપાય છે એમ જાણી લીધું પણ પોતાની જ બુદ્ધિ એ વખતે પ્રદીપ્ત થઇ જવાથી તેને અનુસરી રાજ્ય તરફથી લહાણી (ભેટો) મોકલવાનો આરંભ કરીને (એ બહાને) ચારે તરફથી બધા સામંતોને રાજધાનીથી બોલાવ્યા. અને કૂટ ( છુપા સાંકેતિક લેખો ) તથા છુપાં ખરચોને લગતા ખાતાંના અધિકારી—પંચોલી મારફત બધા રાજપુત્રોને તથા પાયદળોને, તેમના કુળ અને ચારિત્ર્ય તરફ ધ્યાન ખેંચી તથા યથાયોગ્ય દાનાદિથી ખુશ કરી, અમુક વખતે તૈયાર રહેવું એમ જણાવી એ બધાને સપાદલક્ષના રાજાના તંબુની આસપાસ ગોઠવી દીધા. અને નક્કી કરેલે દિવસે મુખ્ય સાંઢણી ઉપર ચડી સાઢણીની ખબર રાખનાર માણસને સાથે લઇ (રાતોરાત) લાંબી વાટ કાપી નાખીને પ્હોફાટતાં જ એકાએક કોઇના કળવામાં આવ્યા વગર સપાદલક્ષના રાજાની છાવણીમાં પેશી ગયો અને પછી સાંઢણી ઉપરથી ઉતરી, હાથમાં તરવાર લઇ એકલો શ્રીમૂળરાજ સપાદલક્ષ રાજાના દ્વારપાળ પાસે પહોંચી ગયો અને તેને કહ્યું કે " અત્યારે તમારા રાજા શું કરે છે ? જા, તારા ધણીને કહે કે શ્રીમૂળરાજ રાજદ્વારમાં પેસે છે " એમ કહેતાં જ દ્વારપાળને પોતાના બાહુદંડથી ધક્કો મારી, બારણામાંથી ખસેડી, "આ શ્રીમૂળરાજ પોતે જ બારણામાં પેસે છે" એમ દ્વારપાળ કહેતો હતો, ત્યાં તો તંબુની અંદર પેસીને તે રાજાના પલંગ ઉપર પોતે બેસી ગયો. ભય ભ્રાન્ત થયેલા તે રાજાએ એક ક્ષણ તો મૌન

---

૭૬ કથાદુર્ગ તે કચ્છના અબડાસા તાલુકામાં આવેલો કંથકોટનો કીલ્લો ( જુઓ રાસમાળા આવૃત્તિ ત્રીજી પૃ. ૫૯ ટિ. ૧ )

રાખ્યું, પછી જરાક બીકને ખંખેરીને "શું તમે જ મૂળરાજ છો ?" એમ પૂછ્યું ત્યારે મૂળરાજે સ્પષ્ટ કહ્યું કે 'હા.' આ વાત સાંભળી જ્યાં પ્રસંગને યોગ્ય કાંઈક બોલવા જાય છે ત્યાં પહેલેથી જેનો સંકેત ગોઠવી રાખ્યો હતો તે, મૂળરાજના ચાર હજાર પાયદળે તેઓને ઘેરી લીધો. પછી મૂળરાજે તે રાજાને કહ્યું કે ' આ પૃથ્વીના પડ ઉપર મારી સામે યુદ્ધમાં ઉભો રહે એવો કોઈ યુદ્ધવીર રાજા છે કે નહિ એમ હું વિચાર કરતો હતો ત્યાં મારી ઇચ્છાને અનુસરતા તમે આવી પહોંચ્યા પણ ખાવા જતી વખતે જેમ (કોળીઆમાં) માખી આવી પડે તેમ તિલંગદેશના તૈલપ નામના રાજાનો સેનાપતિ મને જીતી લેવા આવ્યો છે, તેને શિક્ષા કરી લઉં, ત્યાં સુધી તમારે મારા ઉપર પછવાડેથી હુમલો ન કરવો એમ તમને આગ્રહ-ભરી વિનંતિ કરવા આવ્યો છું." મૂળરાજે આમ કહ્યું ત્યારે તે રાજાએ જવાબ આપ્યો કે "તમે જો કે રાજા છો છતાં સામાન્ય પાયદળપેઠે જીંદગીનું જોખમ ન ગણીને આ રીતે એકલા શત્રુના ઘરમાં પેસો છો તેથી તમારી સાથે હવે મારે જીંદગીના છેડા સુધી સંધિ જ રહેશે" તે રાજાએ એમ કહેતાં "એવું ન બોલો" એમ તેને રોકીને, તેણે જમવા માટે નિમંત્રણ આપ્યું તેની તિરસ્કારથી ના પાડીને, હાથમાં તરવાર લઈ મૂળરાજ ઉભો થઈ ગયો અને ગાદલી ઉપર ચઢી તે લશ્કરથી વીંટાઇને સેનાપતિ બારપના લશ્કર ઉપર તુટી પડયો અને તેને મારીને તેના દશહજાર ઘોડા-ઓને તથા અઢાર હાથીઓને લુટી લઇ જ્યાં મુકામ કરે છે ત્યાં જાસુસોએ આ ખબર આપવાથી મપાદલક્ષનો રાજા ભાગી ગયો.[૭૮]

રાજાએ શ્રીપાટણમાં મૂળરાજવસહિકા કરાવી અને મૂળદેવ સ્વા-મીનું મંદિર કરાવ્યું અને દર સોમવારે શ્રીસોમેશ્વર પાટણની યાત્રા કરનાર[૭૯] શિવભક્તિથી મૂળરાજ જતો હતો એટલે તેની ભક્તિથી સંતુષ્ટ થયેલા સોમ-

---

૭૭ कृतलेखव्यवहरण વાળા વાક્યનો અર્થ ટોનીના કે રા. દી. શાસ્ત્રીના ભાષાંતરમાં સ્પષ્ટ નથી.

૭૮ સપાદ લક્ષના રાજાએ મૂળરાજ ઉપર ચઢાઈ કર્યાનો હેમચંદ્રે તો બીલકુલ ઉલ્લેખ નથી કર્યો જિનમંડનગણિએ પણ એ વાત નથી નોંધી સુકૃતકીર્તિકલ્લો-લિની, કીર્તિકૌમુદી, વસ્તુપાલ તેજપાલ પ્રશસ્તિ, કે સુકૃત સંકીર્તનમાં પણ એ વાતનો ઉલ્લેખ નથી. પણ બારપ ઉપર મૂળરાજે પોતાના પુત્ર ચામુંડને મોકલ્યાની હકીકત કયા હેમચંદ્રે કહી છે (જુઓ દ્ર્યાશ્રય સ ૬) અને કીર્તિકૌમુદી, સુ. કી. ક., સુ સં., વ. તે. પ્ર વગેરેમાં બારપને મૂળરાજે હરાવ્યાની વાત ટુંકામાં નોંધી છે. વસંત વિલાસમાં તો મૂળરાજના એકેય યુદ્ધનું સ્પષ્ટ કથન નથી.

નાથે ઉપદેશ આપ્યો તથા પોતે મંડલી નગરમાં પધાર્યા, અને તે રાજાએ ત્યાં મૂલેશ્વરનું મંદિર કરાવ્યું[૮૦] અને તેના દર્શન કરવાના ઉત્સાહથી હમેશાં જતા મૂળરાજને તેની ભક્તિથી સંતુષ્ટ થએલા શ્રીસોમેશ્વરે "હું સમુદ્ર સાથે તારા શહેરમાં આવીશ" એમ કહીને શ્રીઅણહિલપુરમાં પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું અને શિવ સાથે સાગર પણ આવેલો હોવાથી પાટણના બધા જલાશયોનાં પાણી ખારાં થઇ ગયાં રાજાએ ત્યાં (પાટણમાં આવેલા સોમેશ્વર માટે) [૮૧]ત્રિપુરુષપ્રાસાદ નામનું મંદિર કરાવ્યું પછી એ મંદિર માટે યોગ્ય તપસ્વી પુજારી (ચિન્તાયક–મઠપતિ પેઠે મંદિરનો સર્વાધિકારી) ની શોધ કરતાં સરસ્વતી નદીને કાંઠે એકાંતરા ઉપવાસ કરી પારણામાં કોઇ ને કહ્યા વગર ભિક્ષામાં જે મળી જાય તેના પાંચ ગ્રાસ (કોળીઆ) લેવા, એવો નિયમ પાળનાર કંથડી નામના તપસ્વીની વાત સાંભળી એટલે તેને નમસ્કાર કરવાના હેતુથી રાજા ત્યાં ગયો ત્યારે તેને એકાંતરા તાવની ટાઢ ચડેલી તે ટાઢને તેણે પોતાની કંથામાં મુકી, એ જોઇને રાજાએ પૂછ્યું કે 'કંથા ધ્રુજે છે કેમ?' ત્યારે તેણે જવાબ આપ્યો કે "રાજા સાથે હું વાત કરી શકું એમ નહોતું એટલે આ કન્થામાં જ્વરને મુકયો છે"[૮૨] આ સાંભળીને રાજાએ પૂછ્યું કે 'જો આટલી બધી તમારામાં શક્તિ છે તો પછી તાવને તદ્દન કેમ રોકતા નથી?' તપસ્વીએ જવાબ આપ્યો કે—

૭૯ દર સોમવારે સોમનાથ જવાની અસંભવ જેવી વાત દ્વ્યાશ્રય તથા કી. કૌ. માં નથી ફક્ત સુકૃત સંકીર્તન (સં ૨ શ્લો ૩) માં તથા વસંતવિલાસ (સં ૩ શ્લો ૬) માં છે

૮૦ આ મંડલી ગામ હાલ કહેલ વઢીઆરે પ્રદેશમાં જ આવ્યું છે અને એ મંડલીગામમાં સ્થાપેલ મૂળનાથદેવને કંબોઇ નામનું ગામ મૂળરાજે વિ સં ૧૦૪૩ માં આપ્યાના લેખવાળું દાનપત્ર મળ્યું છે (જુઓ I A Vol VI માં બુહ્લરે છપાવેલાં ૧૧ તામ્રપત્રોમાં પહેલું) માટે પાટણમાં એક જૈન મંદિર તથા એક શિવમન્દિર કરાવ્યાની તથા તે ઉપરાંત ત્રિપુરુષ પ્રાસાદ બંધાવ્યાની મેરૂતુંગની વાત સાચી હો કે ખોટી પણ આ મંડલી ગામમાં મૂલેશ્વરના મન્દિરની વાત ઐતિહાસિક હકીકત છે

૮૧ સુ સં માં તથા સુ કી ક માં ત્રિપુરુષપ્રસાદ કે ત્રયીદેવગૃહ બંધાવ્યાની વાત છે (સં ૨ શ્લો. ૪ તથા શ્લો ૨૩)

૮૨ યોગ શક્તિથી આ રીતે કંથા–ઓઢવાની ધાબળી કે ગોદડીમાં તાવ મુકયાની અને તે ધ્રૂજવાની વાત ઘણા તપસ્વીઓ વિષે ચાલે છે મેં વર્ષો પહેલાં એક આધુનિક તપસ્વી વિષે આવી જ વાત સાંભળેલી, ત્યારે પ્ર ચિ નો માં વાત વાંચી નહોતી

(૨૪) પૂર્વના સંચિતથી જે કાંઇ રોગો મને આવવાના હોય તે ભલે આવે, કારણ કે શંભુના તે પરમ પદમાં (કર્મના) ઋણમાંથી છૂટો થઇને જવા ઇચ્છું છું

શિવપુરાણમાં કહેલા આ પ્રમાણેના વચનનો પાઠ કરનાર અને 'ન ભોગવેલું કર્મ ક્ષીણ થતું નથી' એમ જાણનાર હું આ રોગને કેમ છેદું ?" આ રીતે તેણે કહ્યા પછી ત્રિપુરુષધર્મસ્થાનના પૂજારી તરીકે રહેવાની તેને રાજાએ વિનતી કરી

(૨૫) (રાજ્યના) અધિકારથી ત્રણ માસમાં અને મઠપતિપણાથી ત્રણ દિવસમાં (નરક મળે છે), પણ તરત નરકમાં જવાની ઇચ્છા હોય તો એક દિવસ માટે પુરોહિત થવું

"આ પ્રમાણે સ્મૃતિ વાક્ય જાણવા છતાં અને તપરૂપી વહાણવડે સંસારરૂપી સમુદ્રને તરી ગયા પછી હવે શું ગાયની ખરીના ખાડામાં ડૂબી મરૂં ?" એ રીતે રાજાને ના પાડી ત્યારે રાજાએ એક જાતની રોટલી (**મંડક**) માં તામ્રશાસન[૮૩] લપેટીને તે પાદડાં વચ્ચે રાખીને ભિક્ષા માટે આવેલા તે તપસ્વીને આપ્યું

આ વાત જાણ્યા વગર જ તે ત્યાંથી પાછા વળ્યા, ત્યારે પેલા સરસ્વતીના પ્રવાહમાં તે તપસ્વીને જવા માટે જે પ્રમાણે રસ્તો થઇ જતો તે પ્રમાણે રસ્તો ન થયો ત્યારે જન્મથી આરંભી તે દિવસ સુધીના પોતાના દૂષણો વિચારી જોયાં અને જરાક તાજી ભિક્ષામાં કાંઇ દોષ હોય તો તે જાણવા તેમાં જોયું ત્યાં તામ્રશાસન દીઠું આ પછી તે તપસ્વીને ક્રોધ થયો છે એમ જાણી તેની પાસે જઇ રાજાએ તેના સાંત્વન માટે વિનયવાળાં વાક્યો કહેવા માંડ્યાં, ત્યારે તેણે "મેં જમણે હાથે તમારૂં તામ્રશાસન લીધું તે ફોક કેમ થાય ?" એમ કહીને વયજલ્લદેવનામનો પોતાનો શિષ્ય રાજાને સોંપ્યો તે વયજલ્લદેવે 'દમેશાં શરીર ચોળવા માટે ૩૨ તોલા ઉંચું કેસર, ૧૬ તોલા કસ્તુરી, ચાર તોલા કપુર, તથા બત્રીસ વારાંગનાઓ, અને સાથે સાથે શ્વેત છત્ર એટલું જો આપો તો પૂજારીપણું કબુલ કરૂં" એમ કહ્યું ત્યારે રાજાએ એ બધું કબુલ કરી ત્રિપુરુષધર્મસ્થાનમાં તપસ્વી સ્વામી તરીકે તેનો અભિષેક કર્યો તે કરરોલ નામથી

---

૮૩ દાન આપતા રાજાઓ તે દાનનો લેખ જે ત્રાંબાના પતરા ઉપર કોતરી આપતા તે લખવાના પતરાને તામ્રશાસન કહેતા જૂનો ઇતિહાસ શોધવામાં આવા તામ્રશાસનોએ ઘણી મદદ કરી છે

પ્રસિદ્ધ થયો. અને ઉપર પ્રમાણે ભોગો-ભોગવનો હોવા છતાં તે નિષ્કપટ બ્રહ્મચર્ય પાળતો હતો. એક વખત રાતમાં મૂળરાજની રાણીએ તેની પરીક્ષા જોવાનો પ્રયત્ન કર્યો. ત્યારે તેણે પોતાના મોઢાની પાનની પીચકારી મારીને તેના શરીરમાં કોઢનો રોગ ઉત્પન્ન કર્યો. અને ત્યારે રાણીએ ક્ષમા માગી તેનો ક્રોધ શાંત કર્યો ત્યારે પોતાને શરીરે ચોળેલો લેપ તેને શરીરે ચોળાવી તથા ન્હાયેલા પાણીવડે ન્હવરાવી તેને સાજી કરી.

## (૫) લાખાની ઉત્પત્તિ તથા મરણનો પ્રબંધ.

૨૬ પ્હેલાં કોઇક પરમારકુળમાં કીર્તિરાજ નામના રાજાને કામલતા નામની પુત્રી હતી, તે બાળકપણમા સખીઓ સાથે એકાદ મંદિરના આંગણામાં રમતી હતી, ત્યારે રમતમાં, સખીઓ પરસ્પર વર પસંદ કરવાનું કહેવા લાગી. ( અને બીજી સખીઓએ મંદિરના રંગ મંડપના થાંભલાઓને પોતપોતાના વર કરાવ્યા ) ત્યારે એક થાંભલાને કામલતાએ વર તરીકે પસંદ કર્યો પણ તે થાંભલાની પછવાડે ફુલડ નામનો ગોવાળ અજાણતાં સંતાયેલો તે કાંઇ ઘોર અંધકારમાં દીઠું નહિ અને કામલતાએ તેને જ વર તરીકે પસંદ કર્યો. આ પછી કેટલાક વર્ષો વહી ગયાં અને તે કામલતા માટે મોટા મોટા કુળના વરો તેના બાપે જોવા માંડયા ત્યારે પતિવ્રતાવ્રત પાળવાનો પોતાનો આગ્રહ માબાપને જણાવી દૃઢતા રાખી તે (ફુલડા)ને જ કામલતા પરણી. આનો પુત્ર તે લાખાક[૮૪] તે કચ્છ દેશનો રાજા થયો. તેણે પ્રસન્ન કરેલા યશોરાજના વરદાનથી તે કોઇથી હારે નહિ એવો થયો હતો. તેણે અગીઆર

૮૪ કચ્છ દેશના રાજાઓની મૂળરાજના સમયની વંશાવળી ચોક્કસ મળતી નથી, ( જુઓ ગુજરાતના તીર્થસ્થાનો પૃ. ૧૮૩ ) લાખા નામના એક કરતાં વધારે રાજાઓ થયા લાગે છે. લાખાના જન્મની મેરૂતુંગે ઉપર આપેલી કથા તો દંતકથા જ લાગે છે. પણ કચ્છના રાજાઓ મૂળ ગોવાળ-કદાચ પ્રાચીન આભીરોના વંશજો હોય એટલા ઐતિહાસિક તર્ક માટે આ દંતકથા આધાર રૂપ થાય એવી છે. કચ્છ કાઠીઆવાડના જાડેજાઓ પોતાને યાદવ ગણે છે તેનો ખુલાસો પણ આ રીતે થઇ શકે એ ( જુઓ મારો પ્રાકૃત કુળ નામનો લેખ જે નડીઆદની સાહિત્ય પરિષદમા આપેલો અને વસંત ૧૯૮૫ પોષના તથા તે પછીના અંકોમાં છપાયો છે.)

કચ્છના ભાટો લાખાની ઉત્પત્તિ ઉપરથી જુદી રીતે કહે છે. ( જુઓ રાસમાળા ત્રીજી આવૃત્તિ ભા. ૧ પૃ. ૬૯ ટિ. ૨, ) લાખાની ઉત્પત્તિ ગમે તેમ હો પણ મૂળરાજના વખતમાં કચ્છના રાજાનું નામ લાખો ફુલાણી હતું અને તેને મૂળરાજે હરાવેલો એટલી વાતમાં દ્વયાશ્રય ( સ. ૫ શ્લો. ૧૨૭ ) કી. કૌ. ( સ. ૨ શ્લો. ૪-૫ ), સુ. સં. ( સ. ૨ શ્લો. ૬ ) અને સુ. કી. ક. ( શ્લો. ૨૪ )નો મેરૂતુંગને ટેકો છે.

દ્વાર મૂળરાજના સૈન્યને ત્રાસ પમાડ્યો. પછી એક વખત લાખો [85]કપિલકોટના કીલ્લામાં હતો ત્યારે મૂળરાજે જાતે તેને ઘેરો ઘાલ્યો. ત્યારે ક્યાંક હલ્લો કરવા મોકલેલો પોતાનો માહેચ નામનો અતિ સાહસિક સેવક પાછો આવી જાય તેની તે (કચ્છના રાજા) વાટ જોવા લાગ્યા. આ વાતની મૂળરાજને ખબર પડી જવાથી તેના આવવાના રસ્તાઓ મૂળરાજે રોકી દીધા. હવે પોતાનું કાર્ય પૂરૂં કરીને તે માહેચ પાછો આવતો હતો, ત્યારે તેને રોકી મૂળરાજનાં માણસોએ હથીઆરો છોડી દેવાનું કહ્યું. ત્યારે તેણે પોતાના ધણીના કામને ટેકો આપવા માટે (અપમાન ગળી જઇ) હથીઆરો છોડી દઇ, લડવા માટે તૈયાર થયેલા લાખા પાસે આવી તેને પ્રણામ કર્યા. પછી યુદ્ધમાં—

(૨૬) જો ઉગીને–છતા યદ્યને (શત્રુઓને) તાપ ન દેખાડે તો તો એને હલકો જાણવો એમ લાખો કહે છે. છેવટ તો આઠે કે દશ એમ ગણ્યા દિવસો જ (વધારે જીવવાના) મળે.

આવાં બોધ વાક્યો બોલતો તથા માહેચ સેવકે ઉગ્રવૃત્તિ દેખાડીને સાહસ કરવા જેને ખૂબ પાનો ચડાવેલો, એવો લાખો મૂળરાજ સાથે દ્વંદ્વ-યુદ્ધમાં ઉતર્યો. પણ ત્રણ દિવસના યુદ્ધ પછી મૂળરાજને આ (લાખો) જીતી શકાશે નહિ એમ સમજાવાથી, ચોથે દિવસે તેણે સોમેશ્વરનું સ્મરણ કર્યું અને પોતામાં રૂદ્રનો અંશ અવતરવાથી (તેના બળથી) મૂળરાજે લાખાને મારી નાખ્યો. પછી લડાઇમાં જમીન ઉપર પડેલા ને લાખાની પવનથી હલતી મૂછને મૂળરાજે જ્યારે પગ અડાડયો [86]ત્યારે લાખાની માએ તારો વંશ લૂતા (કોઢ) રોગથી મરણ પામશે એ રીતે શાપ આપ્યો.

(૨૭) જેણે પોતાના પ્રતાપરૂપી અગ્નિમાં લક્ષ (લાખાનો તથા એક લાખ એ પ્રમાણે બે અર્થ છે) હોમ કર્યો અને તેની રાણીઓનાં આંસુઓનાં જુદાં જુદાં ટીપાંઓને પકડવાનું સત્ર બનાવ્યું. (મતલબ કે આંસુઓની અવિચ્છિન્ન ધારા ચાલી).

૮૫ કચ્છમાં ભુજ તાલુકાનું હાલનું કેરા ગામ તે જૂનું કોપેવકોટ એમ ર. ઉ. કહે છે. રાસમાળા ત્રી. આ. લા. ૧ પૃ. ૭૦ ટિ.)

૮૬ આ રીતે મરેલા લાખાની મૂછને પગ અડાડવાની વાત હેમચંદ્રે કે મેરૂતુંગ પહેલાંના કોઈએ નથી લખી, તેમ જ એ જોઇને લાખાની માએ 'લૂતા રોગથી તારો વંશ મરશે' એ શાપ આપ્યાની વાત પણ પહેલો મેરૂતુંગે અહીં લખી છે અને તેનો કુમારપાળના

(૨૮) એકાએક મોટી લાંબી (જાળમાં) આવેલા કચ્છપલક્ષ (એમ લાખ કાચબા તથા કચ્છના લાખા)ને મારીને લડાઇરૂપી સમુદ્રમાં તેણે (મૂળરાજે) માછીમારપણું બતાવ્યું.

આ રીતે લાખાની ઉત્પત્તિ અને મરણનો પ્રબંધ પૂરો થયો.[૮૭]

(૨૭) જેણે બળવાનોને જીતી લીધેલા તે બલિઅસુરમાં ત્યાગરૂપ વેલનો પૃથ્વીમાં જન્મ થયો (બી વવાયું), દધીચીમાં તે ત્યાગરૂપી વેલન મૂળ દૃઢ થયાં, રામમાં એ વેલને ફાંટા ફુટયા, સૂર્ય પુત્ર (કર્ણ)માં તે વેલને શાખા ઉપશાખાઓ ફુટી, નાગાર્જુનમાં તેને કાંઇક કળીઓ બેઠી વિક્રમાદિત્યમાં એ વેલને ફુલ આવ્યાં પણ હે મૂળરાજ, તું દાનેશ્વરીમાં, એ ત્યાગ વેલને મૂળથી ફળ આવ્યાં.

૩૦ તમારા શત્રુઓના મહેલો (મહેલોનાં ખંડેરો) જે ચોમાસામ વરસાદના પાણીથી ન્હાયા છે, પછી (સ્થળે સ્થળે) દૂર્વા ફુટી નીકળી છે તેથી કુશ ધારણ કરેલ હોય એવા લાગે છે, પાણી ચાલવાના રસ્તાઓમાંથી પડતા પાણીથી નિવાપાંજલિ આપીને, પડતી ભીંતિના પીંડાઓ (કટકાઓ)ને બ્હાને પોતાના ધણીના પ્રેતને હમેશાં પીંડ આપવાની (શ્રાદ્ધની) ક્રિયા કરે છે.[૮૮]

આ રીતે તે રાજાએ પંચાવન વર્ષ સુધી નિષ્કંટક સામ્રાજ્ય કર્યું. પછી (એક દિવસ) સાંજની આરતીનો વિધિ પૂરો થયા પછી, રાજાએ પોતાના મુખવાસ માટેનું પાન કૃપા કરીને એક વંઠ (સેવક)ને આપ્યું, અને તેણે હાથમાં લઇ જોયું ત્યાં તેમાં ઝીણું જન્તુઓ જોવામાં આવ્યાં, એ વાતનું તત્ત્વ (એ ખરાબ ચિન્હ છે એમ) જાણીને વૈરાગ્યથી સંન્યાસ લઇને, જમણા પગના અંગુઠાને અગ્નિ લગાડીને, ગજ (હાથી) દાન વગેરે મહાદાનો આપતાં આપતાં આઠ દિવસમાં—

(૩૧) સંયમની કેળવણીને જેનું મન વશ છે એવા તેણે પગને લાગેલા અને જેનાં ધુમાડો તથા જ્વાળાઓ ઉંચાં જાય છે એવા અગ્નિને પણ સહન

૮૭ મૂળરાજે ઉપર પ્રમાણે સ્વતંત્ર રીતે કચ્છમાં જ કચ્છના રાજા લાખા સાથે યુદ્ધ કરીને તેને માર્યો હતો એમ મેરૂતુંગ લખ્યું છે. પણ હેમચંદ્ર સૌરાષ્ટ્રના રાજા સાથેની લડાઇમાં લાખો સૌરાષ્ટ્રના રાજાના પક્ષમાં લડવા આવેલો હોવાથી તેને મૂળરાજે માર્યો એમ કહે છે.

૮૮ આ સુભાષિતમાં મૂળરાજને દાનેશ્વરી કહેલ છે એ કથનને એના દાનપત્રો તથા બીજા ઉત્કીર્ણ લેખો ટેકો આપે છે.

આ સુભાષિત ખાસ મૂળરાજને જ લાગુ પડતું હોય એવું નથી, શાર્ઙ્ગધર પદ્ધતિ જેવા સુભાષિત સંગ્રહમાં પણ મળે છે (જુઓ મૂળ પૃ. ૨૯ ટિ. *).

વાર મૂળરાજના સૈન્યને ત્રાસ પમાડ્યો. પછી એક વખત લાખો [૮૫]કપિલકોટના કીલ્લામાં હતો ત્યારે મૂળરાજે જાતે તેને ઘેરો ઘાલ્યો. ત્યારે કયાંક હલ્લો કરવા મોકલેલો પોતાનો માહેચ નામનો અતિ માહસિક સેવક પાછો આવી જાય તેની તે ( કચ્છના રાજા ) વાટ જોવા લાગ્યો. આ વાતની મૂળરાજને ખબર પડી જવાથી તેના આવવાના રસ્તાઓ મૂળરાજે રોકી દીધા. હવે પોતાનું કાર્ય પૂરૂં કરીને તે માહેચ પાછો આવતો હતો, ત્યારે તેને રોકી મૂળરાજના માણસોએ હથીઆરો છોડી દેવાનું કહ્યું. ત્યારે તેણે પોતાના ધણીના કામને ટેકો આપવા માટે ( અપમાન ગળી જઇ ) હથીઆરો છોડી દઇ, લડવા માટે તૈયાર થયેલા લાખા પાસે આવી તેને પ્રણામ કર્યા. પછી યુદ્ધમાં—

(૨૬) જો ઉગીને-છતા થઇને ( શત્રુઓને ) તાપ ન દેખાડે તો તો એને હલકો જાણવો એમ લાખો કહે છે. છેવટ તો આઠે કે દશ એમ ગણ્યા દિવસો જ ( વધારે જીવવાના ) મળે.

આવાં બોધ વાકયો બોલતો તથા માહેચ સેવકે ઉગ્રવૃત્તિ દેખાડીને સાહસ કરવા જેને ખૂબ પાનો ચડાવેલો, એવો લાખો મૂળરાજ સાથે દ્વંદ્વ-યુદ્ધમાં ઉતર્યો. પણ ત્રણ દિવસના યુદ્ધ પછી મૂળરાજને આ ( લાખો ) જીતી શકાશે નહિ એમ સમજાવાથી, ચોથે દિવસે તેણે સોમેશ્વરનું સ્મરણ કર્યું અને પોતામાં રૂદ્રનો અંશ અવતરવાથી ( તેના બળથી ) મૂળરાજે લાખાને મારી નાખ્યો. પછી લડાઇમાં જમીન ઉપર પડેલા ને લાખાની પવનથી હલતી મૂછને મૂળરાજે જ્યારે પગ અડાડયો [૮૬]ત્યારે લાખાની માએ તારો વંશ લૂતા ( કોઢ ) રોગથી મરણ પામશે એ રીતે શાપ આપ્યો.

(૨૭) જેણે પોતાના પ્રતાપરૂપી અગ્નિમાં લક્ષ ( લાખાનો તથા એક લાખ એ પ્રમાણે બે અર્થ છે ) હોમ કર્યો અને તેની રાણીઓનાં આંસુઓનાં જુદાં જુદાં ટીપાંઓને પકડવાનું સૂત્ર બનાવ્યું. ( મતલબ કે આંસુઓની અવિચ્છિન્ન ધારા ચાલી ).

---

૮૫ કચ્છમા ભુજ તાલુકાનું હાલનું કેરો ગ્રામ તે જૂનું કાપિલકોટ એમ ર. ઉ. કહે છે. રાસમાળા ત્રી. આ ભા. ૧ પૃ. ૭૦ ટિ. )

૮૬ આ રીતે મરેલા લાખાની મૂછને પગ અડાડવાની વાત હેમચદ્રે કે મેરૂતુંગ પહેલાના કોઈએ નથી લખી, તેમ જ એ જોઇને લાખાની માએ 'લૂતા રોગથી તારો વંશ મરશે' એ શાપ આપ્યાનો વાત પણ પ્હેલી મેરૂતુંગે અહીં લખી છે અને તેનો કુમારપાલના ચરિત્રમા ઉપયોગ કર્યો છે. જિનમંડન ગણિએ પ્ર. ચિં. ની આ કથા ઉતારી છે.

(૨૮) એકાએક મોટી લાંબી જાળમાં આવેલા, કચ્છપલક્ષ (એક લાખ કાચબા તથા કચ્છના લાખા)ને મારીને લડાઇરૂપી સમુદ્રમાં તેણે (મૂળરાજે) માછીમારપણું બતાવ્યું.

આ રીતે લાખાની ઉત્પત્તિ અને મરણનો પ્રબંધ પૂરો થયો.[૮૭]

(૨૭) જેણે બળવાનોને જીતી લીધેલા તે બલિઅસુરમાં ત્યાગરૂપી વેલનો પૃથ્વીમાં જન્મ થયો (બી વવાયું), દધીચીમાં તે ત્યાગરૂપી વેલનાં મૂળ દૃઢ થયાં, રામમાં એ વેલને કાંટા ફુટયા, સૂર્ય પુત્ર (કર્ણ)માં તે વેલને શાખા ઉપશાખાઓ ફુટી, નાગાર્જુનમાં તેને કાંઇક કળીઓ બેઠી, વિક્રમાદિત્યમાં એ વેલને ફુલ આવ્યાં પણ હે મૂળરાજ, તું દાનેશ્વરીમાં, એ ત્યાગ વેલને મૂળથી ફળ આવ્યાં.

૩૦ તમારા શત્રુઓના મહેલો (મહેલોનાં ખંડેરો) જે ચોમાસામાં વરસાદનાં પાણીથી ન્હાયા છે, પછી (સ્થળે સ્થળે) દૂર્વા ફુટી નીકળી છે તેથી કુશ ધારણ કરેલ હોય એવા લાગે છે, પાણી ચાલવાના રસ્તાઓમાંથી પડતાં પાણીથી નિવાપાંજલિ આપીને, પડની ભીંતિના પીંડાએ (કટકાઓ)ને બ્હાને પોતાના ધણીના પ્રેતને હમેશાં પીંડ આપવાની (શ્રાદ્ધની) ક્રિયા કરે છે.[૮૮]

આ રીતે તે રાજાએ પંચાવન વર્ષ સુધી નિષ્કંટક સામ્રાજ્ય કર્યું. પછી (એક દિવસ) સાંજની આરતીનો વિધિ પૂરો થયા પછી, રાજાએ પોતાના મુખવાસ માટેનું પાન કૃપા કરીને એક વડ (સેવક)ને આપ્યું, અને તેણે હાથમાં લઇ જોયું ત્યાં તેમાં ઝીણાં જન્તુઓ જોવામાં આવ્યાં, એ વાતનું તત્ત્વ (એ ખરાબ ચિન્હ છે એમ) જાણીને વૈરાગ્યથી સંન્યાસ લઇને, જમણા પગના અંગુઠાને અગ્નિ લગાડીને, ગજ (હાથી) દાન વગેરે મહાદાનો આપતાં આપતાં આઠ દિવસમાં—

(૩૧) સયમની કેળવણીને જેનું મન વશ છે એવા તેણે પગને લાગેલા અને જેનાં ધુમાડો તથા જવાળાઓ ઉંચાં જાય છે એવા અગ્નિને પણ સહન

૮૭ મૂળરાજે ઉપર પ્રમાણે સ્વતંત્ર રીતે કચ્છમાં જ કચ્છના રાજા લાખા સાથે યુદ્ધ કરીને તેને માર્યો હતો એમ મેરૂતુંગ લખ્યું છે. પણ હેમચંદ્ર સૌરાષ્ટ્રના રાજા સાથેની લડાઇમા લાખો સૌરાષ્ટ્રના રાજાના પક્ષમા લડવા આવેલો હોવાથી તેને મૂળરાજે માર્યો એમ કહે છે.

૮૮. આ સુભાષિતમા મૂળરાજને દાનેશ્વરી કહેલ છે એ કથનને એનાં દાનપત્રો તથા બીજા ઉત્કીર્ણ લેખો ટેકો આપે છે.

આ સુભાષિત ખાસ મૂળરાજને જ લાગુ પડતું હોય એવું નથી, શાર્ઙ્ગધર [illegible] (જુઓ [illegible] ટિ. *).

વાર મૂળરાજના સૈન્યને ત્રાસ પમાડયો. પછી એક વખત લાખો [85]કપિલકોટના કીલ્લામાં હતો ત્યારે મૂળરાજે જાતે તેને ઘેરો ઘાલ્યો. ત્યારે કયાંક હલ્લો કરવા મોકલેલો પોતાનો માહેચ નામનો અતિ સાહસિક સેવક પાછો આવી જાય તેની તે (કચ્છના રાજા) વાટ જોવા લાગ્યો. આ વાતની મૂળરાજને ખબર પડી જવાથી તેના આવવાના રસ્તાઓ મૂળરાજે રોકી દીધા. હવે પોતાનું કાર્ય પૂરૂં કરીને તે માહેચ પાછો આવતો હતો, ત્યારે તેને રોકી મૂળરાજના માણસોએ હથીઆરો છોડી દેવાનું કહ્યું. ત્યારે તેણે પોતાના ધણીના કામને ટેકો આપવા માટે (અપમાન ગણી જઈ) હથીઆરો છોડી દઈ, લડવા માટે તૈયાર થયેલા લાખા પાસે આવી તેને પ્રણામ કર્યા. પછી યુદ્ધમા—

(૨૬) જે ઉગીને–છતા થઈને (શત્રુઓને) તાપ ન દેખાડે તો તો એને હલકો જાણવો એમ લાખો કહે છે. છેવટ તો આઠે કે દશ એમ ગણ્યા દિવસો જ (વધારે જીવવાના) મળે.

આવાં બોધ વાકયો બોલતો તથા માહેચ સેવકે ઉગ્રવૃત્તિ દેખાડીને સાહસ કરવા જેને ખૂબ પાનો ચડાવેલો, એવો લાખો મૂળરાજ સાથે દ્વંદ્વ-યુદ્ધમાં ઉતર્યો. પણ ત્રણ દિવસના યુદ્ધ પછી મૂળરાજને આ (લાખો) જીતી શકાશે નહિ એમ સમજાવાથી, ચોથે દિવસે તેણે સોમેશ્વરનું સ્મરણ કર્યું અને પોતામા રૂદ્રનો અંશ અવતરવાથી (તેના બળથી) મૂળરાજે લાખાને મારી નાખ્યો. પછી લડાઇમાં જમીન ઉપર પડેલા ને લાખાની પવનથી હલતી મૂછને મૂળરાજે જ્યારે પગ અડાડયો [86]ત્યારે લાખાની માએ તારો વંશ લૂતા (કોઢ) રોગથી મરણ પામશે એ રીતે શાપ આપ્યો.

(૨૭) જેણે પોતાના પ્રતાપરૂપી અગ્નિમાં લક્ષ (લાખાનો તથા એક લાખ એ પ્રમાણે બે અર્થ છે) હોમ કર્યો અને તેની રાણીઓનાં આંસુઓનાં જુદાં જુદાં ટીપાંઓને પકડવાનું સત્ર બનાવ્યું. (મતલબ કે આંસુઓની અવિચ્છિન્ન ધારા ચાલી).

---

૮૫ કચ્છમા ભુજ તાલુકાનું હાલનું કેરા ગામ તે જૂનું કપિલકોટ એમ ૨. ઉ. કહે છે. રાસમાળા ત્રી. આ. ભા. ૧ પૃ. ૭૦ ટિ.)

૮૬ આ રીતે મરેલા લાખાની મૂછને પગ અડાડવાની વાત હેમચન્દ્રે કે મેરૂતુંગ પહેલાના કોઈએ નથી લખી, તેમ જ એ જોઇને લાખાની માએ 'લૂતા રોગથી તારો વંશ મરશે' એ શાપ આપ્યાનો વાત પણ પહેલી મેરૂતુંગે અહીં લખી છે અને તેનો કુમારપાલના ચરિત્રમા ઉપયોગ કર્યો છે. જિનમંડન ગણિએ પ્ર. ચિં. ની આ કથા ઉતારી છે.

(૨૮) એકાએક મોટી લાંબી (જળમાં આવેલા) કચ્છપલક્ષ (એક લાખ કાચબા તથા કચ્છના લાખા)ને મારીને લડાઇરૂપી સમુદ્રમાં તેણે (મૂળરાજે) માછીમારપણુ બતાવ્યું.

આ રીતે લાખાની ઉત્પત્તિ અને મરણનો પ્રબંધ પૂરો થયો.૮૭

(૨૭) જેણે બળવાનોને જીતી લીધેલા તે બલિઅસુરમાં ત્યાગરૂપી વેલનો પૃથ્વીમાં જન્મ થયો (બી વવાયું), દધીચીમા તે ત્યાગરૂપી વેલનાં મૂળ દ્રઢ થયાં, રામમાં એ વેલને કાંટા ફુટયા, સૂર્ય પુત્ર (કર્ણ)માં તે વેલને શાખા ઉપશાખાઓ ફુટી, નાગાર્જુનમાં તેને કાંઇક કળીઓ બેઠી, વિક્રમાદિત્યમાં એ વેલને ફુલ આવ્યા પણ હે મૂળરાજ, તું દાનેશ્વરીમા, એ ત્યાગ વેલને મૂળથી ફળ આવ્યાં.

૩૦ તમારા શત્રુઓના મહેલો (મહેલોનાં ખંડેરો) જે ચોમાસામાં વરસાદનાં પાણીથી ન્હાયા છે, પછી (સ્થળે સ્થળે) દૂર્વા ફુટી નીકળી છે તેથી કુશ ધારણ કરેલ હોય એવા લાગે છે, પાણી ચાલવાના રસ્તાઓમાંથી પડતા પાણીથી નિવાપાંજલિ આપીને, પડની ભીંતિના પીંડાઓ (કટકાઓ)ને બ્હાને પોતાના ધણીના પ્રેતને હમેશાં પીંડ આપવાની (શ્રાદ્ધની) ક્રિયા કરે છે.૮૮

આ રીતે તે રાજાએ પચાવન વર્ષ સુધી નિષ્કંટક સામ્રાજ્ય કર્યું. પછી (એક દિવસ) સાંજની આરતીનો વિધિ પૂરો થયા પછી, રાજાએ પોતાના મુખવાસ માટેનું પાન કૃપા કરીને એક વડ (સેવક)ને આપ્યું, અને તેણે હાથમાં લઇ જોયું ત્યાં તેમાં ઝીણાં જન્તુઓ જોવામા આવ્યાં, એ વાતનું તત્ત્વ (એ ખરાબ ચિન્હ છે એમ) જાણીને વૈરાગ્યથી સંન્યાસ લઇને, જમણા પગના અંગુઠાને અગ્નિ લગાડીને, ગજ (હાથી) દાન વગેરે મહાદાનો આપતાં આપતાં આઠ દિવસમા—

(૩૧) સંયમની કેળવણીને જેનું મન વશ છે એવા તેણે પગને લાગેલા અને જેનાં ધુમાડો તથા જ્વાળાઓ ઉંચાં જાય છે એવા અગ્નિને પણ સહન

૮૭ મૂળરાજે ઉપર પ્રમાણે સ્વતંત્ર રીતે કચ્છમા જ કચ્છના રાજા લાખા સાથે યુદ્ધ કરીને તેને માર્યો હતો એમ મેરુતુંગ લખ્યું છે. પણ હેમચંદ્ર સૌરાષ્ટ્રના રાજા સાથેની લડાઇમા લાખો સૌરાષ્ટ્રના રાજાના પક્ષમા લડવા આવેલો હોવાથી તેને મૂળરાજે માર્યો એમ કહે છે.

૮૮ આ સુભાષિતમા મૂળરાજને દાનેશ્વરી કહેલ છે એ કથનને એના દાનપત્રો તથા બીજા ઉત્કીર્ણ લેખો ટેકો આપે છે.

આ સુભાષિત ખાસ મૂળરાજને જ લાગુ પડતું હોય એવું નથી, શાર્ઙ્ગધર પદ્ધતિ જેવા સુભાષિત સંગ્રહમા પણ મળે છે (જુઓ મૂળ પૃ. ૧૯ ટિ. *).

ો. વળી જેણે સૂર્યના મંડળને પણ ભેદ્યું તેની આગળ બીજા પ્રતાપીઓની
। વાત જ શું [૮૯]

આવા આવા સ્તુતિ વચનોથી જેના વખાણ થતા હતાં, તે મૂળરાજ વર્ગમાં ગયો.

સ ૯૯૮ થી પચાવન વર્ષ સુધી મૂળરાજે રાજ્ય કર્યું

આ પ્રમાણે મૂળરાજપ્રબંધ પૂરો થયો

૨૮ સ. ૧૦૫૩ થી ૧૩ વર્ષ સુધી શ્રીચામુંડરાજે રાજ્ય કર્યું. પછી ં. ૧૦૬૬ થી ૭ મહિના સુધી વલ્લભરાજે રાજ્ય કર્યું, પછી સં. ૧૦૬૬ ી ૧૧ વર્ષ અને ૭ માસ સુધી શ્રીદુર્લભરાજે રાજ્ય કર્યું તે રાજાએ શ્રી પાટણમા દુર્લભ સરોવર બંધાવ્યું (આ દુર્લભરાજને મદનશંકર તથા જગઝંપણ એ પ્રમાણે બે બિરૂદો હતાં.[૯૦])

---

૮૯ મૂળરાજ છેવટ શ્રીસ્થળમા જઇને જાતે બળી મુઓ એમ દ્વયાશ્રયમાં ્યુ છે. (સ. ૬ શ્લો. ૧૦૭) અને વસંતવિલાસમા તો આજ શ્લોક મળે છે. (સ. ૩ શ્લો. ૭). જિનમંડનગણિએ પણ જાતે જમણા પગને અંગુઠે આગ લગાડીને અઢાર પ્રહરમા બળી મુવો એમ કહ્યુ છે.

૯૦ અમુક હાથ પ્રતમા તથા પ્હેલા છપાયેલી પ્રતમા જે પાઠ છે. (જુઓ મૂ. પૃ. ૨૯ ટિ. ૪) તે પ્રમાણે સ. ૧૦૫૦ (૫૨)ના શ્રાવણ સુદિ ૧૧ વાર શુક્ર પુષ્યનક્ષત્ર અને વૃષલગ્નમા શ્રીચામુંડરાજ ગાદી ઉપર બેઠો, આણે પાટણમા ચંદનાથદેવ તથા ચાચિણેશ્વરના મંદિરો કરાવ્યા, સ. ૧૦૬૫ આશ્વિન સુદી ૫ સોમવાર સુધી ૧૩ વર્ષ ૧ માસ અને ૨૪ દિવસ તેણે રાજ્ય કર્યું પછી સ. ૧૦૬૫ આશ્વિન સુદિ ૬ મંગળવારે જ્યેષ્ઠા નક્ષત્ર અને મિથુન લગ્નમા શ્રીવલ્લભરાજ ગાદી ઉપર બેઠો. આ રાજાનું માળવા દેશમા ધારાના કિલ્લાને ઘેરો ઘાલતા શીળીના રોગથી મરણ થયું, અને રાજદમન શંકર તથા જગઝંપણ એ પ્રમાણે તેના બિરૂદો હતા. સ. ૧૦૬૫ ચૈત્ર સુદિ ૫ સુધી ૫ મહિના અને ૨૯ દિવસ તેણે રાજ્ય કર્યું. પછી સ. ૧૦૬૫ ચૈત્ર શુદિ ૬ વાર ગુરૂ અને ઉત્તરાષાઢા નક્ષત્ર અને મકર લગ્નમા તેના ભાઈ દુર્લભરાજનો રાજ્યમા અભિષેક થયો. આણે શ્રીપત્તનમા ઘટિકાગૃહ, દાનશાળા અને હાથીખાના સાથે સાત માળનુ ધવલ ગૃહ કરાવ્યુ. અને પોતાના ભાઈ વલ્લભરાજના શ્રેય માટે મદનશંકર પ્રાસાદ તથા દુર્લભ સરોવર કરાવ્યા. મેરૂતુંગ પોતે જ વિચાર શ્રેણીમા લખે છે કે સ. ૧૦૫૨ ના વર્ષમા વલ્લભરાજ ગાદીએ બેઠો અને તેણે ૧૪ વર્ષ રાજ્ય કર્યું. અને પછી સ. ૧૦૬૬ મા ગાદીએ બેઠેલા તેના ભાઈશ્રી દુર્લભરાજનું રાજ્ય બાર વર્ષ રહ્યું ( સરકારી પ્રત I. A. Vol VI. p. 214 માનો ઉતારો ) જિ. મ. ગણિના કુમારપાલ પ્રબંધમાં તો પ્ર. ચિ. ના ઉપર આપેલા વચનોનો ઉતારો મળે છે. ચામુંડે (સ. ૧૦૫૩થી એમ નથી કહ્યુ પણ) ૧૩ વર્ષ,

૨૯ પછી પોતાના ભાઇના પુત્ર ભીમને રાજ્યમાં અભિષેક કરીને તીર્થોપાસનાની વાસનાથી દુર્લભરાજ જાતે વારાણસી તરફ જવા નીકળ્યો, રસ્તામાં માલવ મડળ પહોંચતાં, તેના મહારાજા શ્રીમુંજે "છત્ર ચામર વગેરે રાજ ચિહ્નો મુકીને બાવા (કાર્પટિક)ના વેષે આગળ જાવ અથવા યુદ્ધ કરો" એમ કહેવાથી, ધર્મમા વિઘ્ન આવ્યું એમ જાણીને એ મમમ વૃત્તાંત શ્રીભીમ રાજાને કહેવરાવી બાવાને વેષે તીર્થમાં જઇ પરલોકની સાધના કરી, મરણ પામ્યો. ત્યારથી માળવાના રાજાઓ સાથે ગુજરાતના રાજાઓને મૂળ વિરોધ થયો.૯૧

---

વલ્લભરાજે ૭ માસ અને દુર્લભરાજે ૧૧ વર્ષ ૭ માસ રાજ્ય કર્યું એટલું કહ્યુ છે. રત્નમાળમા તથા પ્રવચન પરીક્ષામા પણ આજ પ્રમાણે છે.

ચામુંડ વિષે સુ. સં., સુ. કી. ક, કી. કૌ, વ. વિ. વગેરેમા ખાસ કાંઇ નથી કહ્યુ. પણ દ્વયાશ્રયમા કેટલુંક પ્ર. ચિ. થી જુદુ છે. બારપ ઉપર ચામુંડને મૂળરાજે મોકલેલો એતો ઉપર કહ્યુ જ છે. બીજુ તીર્થયાત્રા કરવા કાશી તરફ જતા દુર્લભરાજના છત્ર ચામરાદિ લઇ લીધાનુ મેરૂતુંગ કહે છે, પણ હેમચંદ્રનો ટીકાકાર ચામુંડના છત્ર ચામરાદિ માળવાના રાજાએ લઇ લીધા (સ. ૭ શ્લો. ૩૧) અને એજ કારણથી ચામુંડે વલ્લભને માળવા ઉપર ચડાઇ કરવા મોકલ્યો અને વલ્લભ શીતળાથી મર્યા પછી ચામુંડ દુર્લભરાજને ગાદીએ બેસારી પોતે શુકલ-તીર્થમાં જઇ રહ્યો, (સ. ૭ શ્લો. ૫૮.) એમ કહે છે. વલ્લભરાજે માળવા ઉપર ચડાઈ કરેલી એટલું તો સુ સ. (સ. ૨ શ્લો. ૧૪), કી. કૌ. (સ. ૨ શ્લો ૧૦) અને સુ. કી, ક. (શ્લો ૩૨) મા પણ છે. વળી ટિપ્પણીના પાઠ પ્રમાણે જગઝપણ એવું વલ્લભરાજનું બિરૂદ હોવાનું પણ સુ. સ. (સ. ૨ શ્લો. ૧૫), વસન્તવિલાસ (સ. ૩ શ્લો. ૧૦) સુ. કી. ક (શ્લો. ૩૨) અને કી. કૌ. (સ. ૨ શ્લો ૧૧ કી. કૌ. મા જગત્‌ઝંપન એમ શબ્દ છે.) અને દ્વયાશ્રયમા છે (સ ૭ શ્લો. ૪૦) દ્વયાશ્રયના ટીકાકારે શત્રુઓ ઉપર વાઘની પેઠે તડાપ મારતો માટે જગઝંપન કહેવાયો એમ ખુલાસો કર્યો છે (એજન) અને કી. કૌ. કારે 'વૈરીઓના શહેરોને ઘેરનો હોવાથી' એમ ખુલાસો કર્યો છે, વલ્લભરાજના રાજદમન (કે મદનશંકર) બિરૂદનો બીજા કોઇએ ઉલ્લેખ કર્યો નથી. વલ્લભરાજને માળવાની ચડાઇમા વૈદ્યો જેને ન ઓળખી શકયા એવો રોગ થયો એમ હેમચદ્રે કહ્યુ છે, ટીકાકારે શીતળા નામ પાડ્યું છે (સ. ૭ શ્લો. ૪૩). પાટણની ખાઈની આગળ દુર્લભરાજ રાજાનું સરોવર હતુ એમ વ. વિ. મા કહ્યું છે (સ. ૨ શ્લો ૪૧).

૯૧ દુર્લભરાજના છત્ર ચામરાદિ લઈ લેનાર માળવાના રાજાનું નામ મુંજ મેરૂતુંગે તથા તેને અનુસરી જિનમંડને પણ આપ્યું છે, પણ એતો ભૂલ છે. કારણકે મુંજને મારનાર માન્યખેટનો તૈલપ વિ. સ. ૧૦૫૩-૫૪ મા મરણ પામ્યો

## (૬) મુંજરાજ પ્રબંધ.

હવે પ્રસંગોપાત્ત માલવ મંડળના અલંકારરૂપ શ્રીમુંજ રાજાનું ચરિત્ર નીચે પ્રમાણે (આપીએ છીએ). પ્હેલાં માલવ પ્રદેશમાં શ્રીપરમારવંશનો ૯૨સિંહદન્ત ભટ નામનો રાજા હતો. તે (રાજપાટિકા) છડી સ્વારીમાં ફરતો હતો; ત્યાં શર નામના ઘાસના ઝુંડમાં તરતનું જન્મેલું અતિ રૂપાળું બાળક તેના જોવામાં આવ્યું અને તે બાળક ઉપર પુત્ર પ્રેમ થવાથી તેણે તે બાળકને ઉપાડી લઇ રાણીને આપ્યું, અને તેનું મુંજ એવું જન્મ સ્થાન યોગ્ય નામ પાડયું. આ પછી આ રાજાને સીન્ધલ નામનો પુત્ર થયો. પછી સર્વ ગુણોનો સમૂહ જેનામાં એકઠો થવાથી જે ચિત્તાકર્ષક લાગે છે તે મુંજનો રાજ્યાભિષેક કરવાની ઇચ્છાવાળો રાજા તેના (મુંજના) મહેલે ગયો. મુંજે અતિશય નરમ બનીને તથા પોતાની રાણીને વેત્રાસનની પછવાડે રાખીને પ્રણામપૂર્વક રાજાનો આદરસતકાર કર્યો. ત્યારે રાજાએ તે પ્રદેશમાં એકાંત જોઇને તેના (મુંજના) જન્મનું વૃત્તાન્ત પ્હેલેથી સંભળાવીને કહ્યું કે "તારી ભક્તિથી અને સંતોષ થયો છે તેથી પુત્રને મુકીને તને રાજ્ય આપું છું. પણ આ સીન્ધલ નામના ભાઇ સાથે પ્રીતિથી વર્તવું" એમ શીખામણ આપીને તેનો અભિષેક કર્યો. પોતાના જન્મની વાત પોતાની રાણી મારફત ફેલાશે એવી શંકાથી તેણે (મુંજે) પોતાની રાણીને પણ મારી નાખી. પછી પરાક્રમથી જેણે પૃથ્વીને દબાવી છે એવા તથા સર્વ વિદ્વાનોના ચક્રવર્તી એવા શ્રીમુંજે રૂદ્રાદિત્ય

---

છે, અને ૧૦૫૩ સુધી તો અણહિલપુર પાટણની ગાદી ઉપર મૂળરાજ હતો. એટલે ચામુંડના સંબધમા જો આ બનાવ બન્યો હોય તો માળવાનો રાજા સિન્ધુરાજ હોવો જોઇએ. સિન્ધુરાજે લાટ જીત્યાનું નવ સાહસાંક ચરિત (સ. ૧૦ શ્લો. ૧૭)માં કહ્યું છે. અને દુર્લભરાજના છેલ્લા વર્ષમાં એ બનાવ બન્યો હોય તો ભોજ રાજા હોવો જોઇએ.

ભીમને દુર્લભરાજના ભાઈ નાગરાજનો પુત્ર દ્વયાશ્રયમાં કહ્યો છે, એટલે પ્ર. ચિં. ની કેટલીક પ્રતોમાં દુર્લભરાજનો પુત્ર કહ્યો છે તે ભૂલ છે.

માળવા સાથે ગુજરાતના રાજાઓને વિરોધ થવાનું કારણ મેરૂતુંગે કલ્પ્યું છે તે કરતાં જુદું, મૂળરાજના વખતથી ચાલેલું અને બેય રાજ્યના સીમાડા પાસે પાસે હોવાથી કાયમ ચાલુ રહેલું લાગે છે.

૯૨ માળવાના પરમાર રાજાનું નામ અહીં સિંહદન્ત આપ્યું છે, કેટલીક પ્રતોમાં, સિંહભટ તથા શ્રીહર્ષ પણ આપ્યું છે, રત્નમંદિર ગણિએ પણ શ્રીહર્ષ આપ્યું છે. નવ સાહસાંકચરિતમા એ રાજાનું નામ સીયક આપ્યું છે અને રાજા મુંજે પોતાના વિ. સં. ૧૦૩૧ના લેખમા પણ એ જ આપ્યું છે,

નામના અમાત્ય ઉપર રાજ્યની ચિન્તાનો ભાર નાખી તથા સીંધલ નામના તે ભાઈને, તે તોફાની હોઈને આજ્ઞાભંગ કરતો હોવાથી સ્વદેશમાંથી દેશવટો આપી લાંબા વખત સુધી રાજ્ય કર્યું. આ સીંધલ ગૂર્જર દેશમાં આવી [૯૩]કાશહૃદ નગર પાસે પોતાનું ગામડું વસાવી દીવાળીની રાતે શિકાર કરવા ગયો અને ચોરોનો વધ કરવાની જગ્યા પાસે એક ભુંડને ચરતો જોઈ, શૂળી ઉપરથી નીચે પડી ગયેલા ચોરના શબને જોયા વગર તેને ગોઠણથી નીચે નાખી દઈ ભુંડ ઉપર જેવું બાણ તૈયાર કર્યું તેવો શબે સંકેત કર્યો, એટલે શબને હાથે અડતું અટકાવી બાણથી તે ભુંડને મારી જેવું ભુંડને ઍચ્યું તેવું જ શબ ખડખડાટ હસીને ઉભું થઇ ગયું. ત્યારે સીન્ધલે શબને કહ્યુ કે તારા સંકેત વખતે ભુંડને બાણું મારવું એ શ્રેયસ્કર છે. અથવા બરાબર જોઈને મેં પ્રહાર કર્યો છે.[૯૪] આ પ્રમાણે તેના વાક્યથી તે છિદ્ર શોધતા પ્રેતે તેના નિ:સીમ સાહસથી સંતુષ્ટ થઈને "વર માગી લે" એમ કહ્યુ. ત્યારે તેણે 'મારૂં બાણુ જમીન ઉપર ન પડે' એમ માગ્યું. અને "બીજી વાર વરદાન માગી લે' એમ સાંભળીને 'મારા બાહુને બધી લક્ષ્મી સ્વાધીન થાવ' એમ માગ્યુ. ત્યારે તેના સાહસથી ચકિત થયેલા પ્રેતે "તારે માળવામાં જવું" એમ કહ્યુ. "ત્યા મુંજ રાજાનો વિનાશ પાસે આવ્યો છે. છતા તારે ત્યાં જવું જ, ત્યા તારા વંશમાં રાજ્ય આવશે" તેનો મોકલેલો સિંધુલ ત્યાં ગયો અને મુજ રાજાની પાસેથી સારી આવકવાળો દેશ મળ્યો પણ ફરી તેણે ઉદ્ધતાઇ કરી[૯૫] એટલે શ્રીમુંજે તેની આંખ ફોડી નાખી અને લાકડાના પાંજરામા રાખ્યો ત્યાં તેને ભોજ નામનો પુત્ર ઉત્પન્ન થયો. તે બધાં શાસ્ત્રો ભણ્યો, છત્રીશ

---

૯૩ શુભશીલકૃત ભોજ પ્રબંધમા મેદપાટમા નાગહૃદ (નાગડા ?) પાસે ગામ વસાવ્યું એમ લખ્યું છે. (જુઓ મૂળ પૃ ૩૧ ટિ. ૫) પણ રત્નમંદિર ગણિએ કાસહૃદ લખ્યું છે.

કાસહૃદ તે હાલનુ કાસદ્રા—ધોળકાથી પાલીતાણે જતા સીધા રસ્તામા ગરિ પાસે આ ગામ છે વસ્તુપાલની યાત્રામા એનો ઉલ્લેખ આવે છે. આબુની તળેટીમા, આવેલું કાયંદ્રા તે કાસહૃદ એવો પણ પુરાતત્ત્વજ્ઞોમાં એકમત છે.

૯૪ આ વાક્યનો અર્થ અસ્પષ્ટ છે, ટૉનીના તથા રા. કી. શાસ્ત્રીના ભાષાંતરથી પણ મૂળના શબ્દો બરાબર બેસતા નથી. (જુઓ મૂળ પૃ. ૩૨ પંક્તિ ૬-૭)

૯૫ સિંધુલે ફરી શું ઉદ્ધતાઇ કરીએ પ્ર. ચિં.ની એક પ્રતમા તથા રત્નમંદિર ગણિએ આપ્યુ છે, કે 'એક વખત એક તેલીને ઘેર જઈ સિંધુલે તેલ માગ્યુ તે તેલ તેલીએ ન આપ્યુ એટલે તેણે ક્રોધ કરીને તેલીના ગળામા કોશ વાળી દીધી, તે કોઈ મહત્વથી નીકળી નહિ પણ છેવટે સિન્ધુલે જ કાઢી' આ વાતમા કાંઈ સાર નથી. જાડો તેલી અને દુબળો રાજપુત પાડોશી હતા અને તેલીની સ્ત્રીના કહેવાથી હરરાઇ એક વખત ગામમા ભુંભીઓ વાગ્યો ત્યારે રાતનમા પેલા રજપૂતે કોશ તેલીના ગળામા વાળી દીધી એવી લોકકથા પ્રસિદ્ધ છે.

આયુધો વાપરતાં શીખ્યો. ૭૨[૯૬] કળાઓ રૂપી સમુદ્રમાં પારગત થયો. અને સર્વ ( શુભ ) લક્ષણ યુક્ત થઇને વધવા લાગ્યો. તેના જન્મ વખતે જાતક જાણનાર કોઇ જોશીએ જન્મ પત્રિકાનો ફળાદેશ કહ્યો કેઃ–

(૩૨) પચાસ અને પાંચ વર્ષો, સાત માસ અને ત્રણ દિવસ સુધી ભોજ રાજા ગૌડદેશ સાથે દક્ષિણાપથ ભોગવવાનો છે.

આ શ્લોકનો અર્થ સમજીને, એ હશે તો મારા દીકરાને રાજ્ય નહિ મળે એમ આશંકા કરીને તેનો વધ કરવા માટે મુંજે તેને ચડાળોને સોંપ્યો. પછી મધરાતે વધ કરવા લઈ ગયેલા ભોજની અતિ મનોહર મૂર્તિ જોઇને જેના મનમાં અનુકંપા પ્રગટી છે અને તેથી જેઓ મુંઝી રહ્યા છે એવા ચડાળોએ ' તારા ઇષ્ટ દેવનું સ્મરણ કરી લે ' એમ ભોજને કહ્યું ત્યારે તેણે–

(૩૩) તે સત્યુગના અલંકારરૂપ રાજા માંધાતા ગયો; જેણે સમુદ્ર ઉપર સેતુ બાંધ્યો તે રાવણને મારનારા રામ ક્યાં છે ? યુધિષ્ઠિર વગેરે તમારા સુધીના બીજા રાજાઓ પણ ગયા. પણ હે રાજા આ પૃથ્વી તેમાંના કોઇ સાથે નથી ગઈ પણ હવે તમારી સાથે જશે એમ ધારૂં છું.

આ કાવ્ય કાગળમાં લખીને તે મારાઓના હાથમાં રાજાને આપવા માટે આપ્યો.[૯૭] તે જોઇને રાજાના મનમાં અતિ ખેદ થયો, અને તેણે આંસુઓ પાડતાં ભ્રૂણહત્યા (બાળહત્યા) કરનાર તરીકે પોતાની નિન્દા કરી પછી તેઓ ( મારાઓ ) મારફત બહુમાન સાથે ભોજને તેડાવી લઇ તેનું યુવરાજ પદવી આપીને સન્માન કર્યું. આ વખતે તિલંગ દેશના રાજા શ્રી તૈલિપે સૈન્ય મોકલીને મુંજને દબાવ્યો. ત્યારે રોગથી પીડાતા અમાત્ય રૂદ્રાદિત્યે ના કહ્યા છતાં તેની સામે મુંજ ચડયો, ત્યારે રૂદ્રાદિત્યે કહ્યું કે " તમારે ગોદાવરી નદીની હદ રાખવી એ નદી ઓળંગીને આગળ ન જવું."[૯૮] આ રીતે સોગન આપીને વાર્યા છતા " તેને પ્હેલાં ૭ વાર

૯૬ ૩૬ જાતના આયુધો તથા ૭૨ જાતની કળાઓના નામ રત્નમંદિરગણિએ આપ્યા છે. શુભ લક્ષણોનુ વર્ણન કલ્પસૂત્ર સુખ બોધિકામાં છે.

૯૭ ભોજને મારવા માટે મારાઓને આપ્યો ને તેઓએ જ ભોજને જીવતે રાખ્યો એ રીતે ઉપર વર્ણન છે. પણ બલ્લાલના ભોજ પ્રબંધમા તથા રત્નમંદિર ગણિના ભોજ પ્રબંધમા બંગાળાના રાજા વત્સરાજ ને ભોજને મારીનાખવાનો હુકમ કર્યો, અને તેણે સતાડી રાખ્યો વગેરે વધારે વિસ્તારવાળી કથા છે.

૯૮ મુંજને ગોદાવરી ન ઓળગવાનું રૂદ્રાદિત્યે કહ્યાનું શુભશીલે પણ કહ્યુ છ ( જુઓ મૂળ પૃ. ૩૩ ટિ. ૪ ) રત્નમંદિરગણિએ એ નથી કહ્યું પણ અપશુકનો થયા એમ કહ્યું છે,

બલ્લાલે તો મુંજ કેદ પકડાયાની તથા ત્યા મરવાની વાત જ જતી આપી પણ મુંજ ભોજને ગાદી ઉપર બેસારી તપોવનમા ગયો એમ જ લખ્યું છે.

હરાવ્યો. છે." એ રીતે તેની અવગણના કરીને, પોતાના ઉપર અતિ શ્રદ્ધા રાખી તેણે નદી ઓળંગી સામે કાંઠે લશ્કરની છાવણી નાખી. રૂદ્રાદિત્યે રાજાનું આ વૃત્તાન્ત સાંભળી રાજાના અવિનયને પરિણામે ભાવિ વિપત્તિની આશંકા કરી જાતે ચિતાગ્નિમાં પ્રવેશ કર્યો. પછી તૈલિપે છળ અને બળવડે તેના સૈન્યને વીખેરી તથા મારી નાખ્યું અને શ્રીમુંજ રાજાને મુંજ ઘાસનાં દોરડાંથી બાંધી, પકડી લીધો અને કેદખાનામાં લાકડાના પિંજરામાં પૂરીને રાખ્યો. ત્યાં તૈલિપની બેન મૃણાલવતી ૯૯જે મુંજની સેવા ચાકરી કરતી તેનો મુંજની સાથે રાખેલીનો સંબંધ થઈ ગયો. પછી પાછળ રહેલા મુંજના પ્રધાનોએ કેદખાના સુધી સુરંગ (ભોંયરૂં) ખોદી (કેવી રીતે ભાગવું) તેનો સંકેત તેને જણાવ્યો. હવે એક વખત મુંજ પોતાનું પ્રતિબિંબ અરીસામાં જોતો હતો ત્યાં મૃણાલવતી પાછળથી આવી અને તેનું વૃદ્ધાવસ્થાથી જર્જરિત થઈ ગયેલું મોઢું અરીસામાં દેખાયું, ત્યારે જુવાન ૧૦૦મુંજના મોઢાની પાસે જ પોતાનું વૃદ્ધ મોઢું દેખાવાથી તે વધારે ફીક્કું લાગતાં અને તેથી મૃણાલવતીને ખિન્ન જોઈને મુંજે કહ્યું કેઃ—

(૩૪) મુંજ કહે છે કે "હે મૃણાલવતી! તારૂં યૌવન ગયું, એ માટે ખેદ કર માં, કારણ કે સાકરના સેંકડો કટકા થયા હોય તો પણ તે ચાવવાથી મીઠી'જ લાગે છે."

આ પ્રમાણે તેને કહીને પોતાને દેશ જવા ઇચ્છતો, છતાં તેનો વિરહ ન સહી શકતો મુંજ ભયથી પોતાની વાત (સુરંગ મારફત પોતે ભાગી જવા માગે છે તે) તેને જણાવી શકતો નથી. વારંવાર પૂછવા છતાં મુંજે પોતાની ચિંતા તેને જણાવી નહિ, ત્યારે તેણે મીઠાં વગરની ઝોળી તથા અતિ મીઠું નાખીને ખારી રસોઇ ખવરાવી પણ વિચારમાં હોવાથી તેને સ્વાદની ખબર ન પડી, એ જોઈને ખૂબ સ્નેહ બતાવીને તથા આગ્રહભરેલી વાણીથી મૃણાલવતીએ પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે "હું આ

૯૯ આ મૃણાલવતી તૈલિપના કાકા દેવલે રાખેલી સુંદરી નામની દાસીની પુત્રી હતી. અને તે જુવાન થતાં તૈલિપે તેને શ્રીપુરના ચંદ્રરાજાને આપી હતી અને ચંદ્ર શૂળ રોગથી મરણ પામતા તે પાછી ભાઇને ઘેર આવી આ વિધવા તૈલિપના કહેવાથી મુંજના ખાવા પીવાની વ્યવસ્થા રાખતી. એ પ્રમાણે શુભશીલે મૃણાલવતીનું ચરિત્ર આપ્યું છે (જુઓ મૂળ પૃ. ૩૪ ટિ. ૧)

૧૦૦ મેરૂતુંગ કેદમા પડેલા મુંજને જુવાન કહે છે પણ તેને ગાદીએ બેઠે એ વખતે બાવીશ ત્રેવીશ વર્ષો થઇ ગયા હતાં એ જોતા તેની ઉમ્મર ચાળીસ ઉપર તો હોવી જોઇએ.

ભોંયરા મારફત મારે દેશ જઈ છું, જો તું ત્યાં આવે તો મહાદેવીના પદે તારો અભિષેક કરી મારી કૃપાનું ફળ બતાવું." આના જવાબમાં "ઘરેણાંનો દાબડો લઈને આવું ત્યાંસુધી એક ક્ષણ વાટ જુવો" એમ કહીને મૃણાલવતી ગઈ પણ તે ઘરડી વિધવાએ 'ત્યાં જઈને મને એ છોડી દેશે' એમ વિચાર કરીને પોતાના ભાઈ–રાજાને આ વૃત્તાન્ત કહી દીધો. અને પછી તેની વધારે વિડંબના કરવા માટે, તેને દોરડાંથી બંધાવી ઘેર ઘેર તેની પાસે ભીખ મગાવી. આ રીતે ઘેર ઘેર ભમતા તેણે નિર્વેદથી ભરેલા ચિત્તે નીચેનાં વચનો કહ્યાં છેઃ—

(૩૫) [૧૦૧]સર્વના ચિત્તને હરી લેવા માટે મન્મથની વાર્તા કરવામાં જેઓ કુશળ છે તે સ્ત્રીઓમાં જેઓ વિશ્વાસ રાખે છે તે માણસો અમારી પેઠે ઘણો ખેદ પામે છે.

(૩૬) (બાલ્યાવસ્થામાં) ઝોળી તુટીને હું કેમ ન મુઓ! હું શા માટે બળીને રાખ ન થઈ ગયો? આ મુંજ દોરીએ બંધાઈને માંકડા પેઠે હિંડે છે. વળી—

(૩૭) હાથીઓ ગયા, રથો ગયા, ઘોડા ગયા, પાયદળ માણસો ગયાં, એક પણ નોકર નથી, માટે હે સ્વર્ગમાં રહેલા રૂદ્રાદિત્ય! તારી સામે બેઠ રહેલા મને તું આમન્ત્રણ કર (બોલાવી લે).

વળી એક દિવસ કોઈક ગૃહસ્થને ઘેર ભીખ માગવા મુંજને લઈ ગયા, ત્યાં તેની પત્ની હાથમાં ક્ષુદ્ર કાચલીવાળા મુંજને છાશ પાઈને ગર્વથી માથું ઉંચું રાખી ભિક્ષા આપવાની નથી એમ કહેવા લાગી ત્યારે મુંજે તેને કહ્યું કેઃ–

(૩૮) હે ભોળી મુગ્ધા! તું મને હાથમાં કાચલીવાળો જોઈને ગર્વ કરમાં; કારણકે મુંજના ચૌદસો ને છોંતેર હાથીઓ ગયા, (અને અત્યારે આ સ્થિતિ છે).

(૩૯) [૧૦૨]હે માંકડા! આ સ્ત્રીએ તને ખંડિત કર્યો એ માટે ઉદ્વેગ કરીશમાં; કારણકે રામ, રાવણ, મુંજ વગેરે કોણ કોણ સ્ત્રીથી ખંડિત નથી થયા.

---

૧૦૧ રત્ન મંદિર ગણિએ જે પાઠ આપ્યો છે તેનો અર્થ નીચે પ્રમાણે થાય છેઃ—

સ્ત્રીના ચિત્તમાં સો, મનમાં સાઠ, અને હૃદયમાં બત્રીસ પુરૂષો હોય છે એવી સ્ત્રીનો જે અમે વિશ્વાસ કર્યો તે અમે ખરેખર મૂર્ખ છીએ. (જુઓ ભાષાંતર પૃ. ૧૪)

૧૦૨ રત્ન મંદિર ગણિએ મકૂડ ને બદલે મંડક પાઠ આપ્યો છે અને તેનો અર્થ ભાષાંતરકર્તાએ 'ઘીથી નીતરતો અર્ધો રોટલો' એમ કર્યો છે.

(૪૦) [103]હે યંત્ર (રેંટીયા), તું રડમાં, મને તો માત્ર કટાક્ષ મારીને આણે ભમાવ્યો છે, પણ (તને) હાથથી ખેંચે ત્યારે તો વાત જ શી!

(૪૧) જે બુદ્ધિ પછી ઉપજે છે તે બુદ્ધિ જો પ્હેલાં ઉપજે તો, મુંજ કહે છે, હે મૃણાલવતી! કોઈ દુઃખ ન વેઠે.

(૪૨) યશના પુંજરૂપ, હાથીઓનો સ્વામી, અવન્તીનો રાજા અને સરસ્વતીના નિવાસરૂપ એવો જે મુંજ પ્હેલાં કૃતકૃત્ય હતો, તેને કર્ણાટકના રાજાએ પોતાના પ્રધાનની બુદ્ધિની મદદથી જ પકડી લીધો અને પછી શળી ઉપર ચડાવ્યો. ખરેખર કર્મની ગતિ વિષમ છે.

(૪૩) ઈંદ્રના મિત્ર અને યજ્ઞપુરુષના તેજરૂપી અંશ (રામ વગેરે) ને જન્મ આપનાર, જે દશરથ તે દીકરાના વિરહ દુઃખથી પથારીમાં મરી ગયા અને ગરમ તેલની કોઠીમાં રાખી મુકેલા તેના શરીરને અગ્નિસંસ્કાર પણ લાંબે વખતે થયો. ખરેખર કર્મની ગતિ વિષમ છે.

(૪૪) હે દ્રવ્યથી અંધ મૂઢ! તું દુઃખમાં પડેલાની હાંસી શું કરે છે? લક્ષ્મી સ્થિર ન હોય એમાં આશ્ચર્ય શું છે? શું તું પાણીના રેંટમાં ખાલી ઘડાઓ ભરાય છે અને ભરેલા ખાલી થાય છે એ જોતો નથી?

(૪૫) શંકા ઉત્પન્ન કરે (બીક લગાડે) એવી માણસની ખોપરી એ એનાં ઘરેણાં છે, અને જેનાં અંગો શિથિલ–લથડી ગયેલાં છે એવો ભૃંગી એ એનો સેવક છે, અને ધનમાં એક ઘરડો બળદ એની પાસે છે: સર્વ દેવોના પણ ગુરુ એવા શંકરની જ્યારે આવી અવસ્થા છે; ત્યારે માથે વિધિ વાંકો થતાં આ આપણે તો કોણ?

(૪૬) જેની આસપાસ સમુદ્ર ખાઈ રૂપ છે તે લંકા જેવો ગઢ, અને દશ માથાવાળો રાજા તેનો ગઢપતિ છતાં ભાગ્યનો ક્ષય થતાં તે બધું ભાંગી ગયું માટે હે મુંજ! તું ખેદ કરમાં.

આ રીતે લાંબા વખત સુધી ભીખ માટે ભમાવીને વધ કરવાની જગ્યાએ લઈ જઈ રાજાની આજ્ઞાથી વધનો વિધિ કરવામાં આવ્યો. એ વખતે મારાઓએ 'ઇષ્ટ દૈવતનું સ્મરણ કરો' એમ મુંજને કહ્યું. ત્યારે મુંજે નીચેનો શ્લોક કહીઃ—

(૪૭) યશના પુંજરૂપ મુંજ જતાં લક્ષ્મી તો ગોવિંદ પાસે જશે, અને વીર–લક્ષ્મી (શૌર્ય) વીરોને ઘેર જશે પણ સરસ્વતી આધાર વગરની થઈ જશે.

---

૧૦૩ ટૉનીએ આ શ્લોકનો અર્થ જુદી રીતે કર્યો છે, મૂળનો યંત્રક શબ્દ એ મુંજને ફેરવનાર સિપાઈને સંબોધન છે એમ તેણે ગણ્યું છે.

આ વગેરે મુંજનાં વાક્યો સમજવાં. પછી મુંજને મારીને તેનું માથું રાજ મહેલના આંગણામાં શૂળી ઉપર પરોવી હમેશાં તેના ઉપર દહીં ચોપડાવી રાજાએ પોતાનો ક્રોધ કાઢયો. પછી માળવા દેશમાં, આ વૃત્તાન્ત જાણીને તેના પ્રધાનોએ તેના ભાઇના દીકરા ભોજનો રાજ્યમાં અભિષેક કર્યો.[૧૦૪]

## પરિશિષ્ટ (ग)

મેરૂતુંગે શ્રી મૂળરાજ વિષે પોતાના સમયમાં લોકકથામાં–અથવા એ પોતે કહે છે તેમ સદ્‌ગુરૂ સંપ્રદાયમાં પ્રચલિત જેટલી વાતો આપી છે તેમાંથી મૂળરાજના ચૌલુક્ય વંશની વાત તો નિઃસંદિગ્ધ છે, કારણ કે એના પોતાનાં તથા એના વંશજોનાં દાનપત્રો એ વાતને ટેકો આપે છે. કોઇ લેખકે પણ એ બાબતમાં વિસંવાદી કથન કર્યું નથી.

ચૌલુક્ય વંશની ઉત્પત્તિ માટે જુઓ ટિ. ૬૬, એથી વધારે એ બાબતનો વિચાર ગુજરાતના ઇતિહાસમાં કરવો એ જ યોગ્ય છે. મૂળરાજના દાદાનું નામ મુંજાલ હતું એમ મેરૂતુંગ કહે છે, પણ એને કોઇનો ટેકો નથી. ભુયડ ભુયદેવ કે ભુયગડદેવથી મૂળરાજ સુધીની વંશાવળીનો તો મેરૂતુંગે ઉલ્લેખ કર્યો જ નથી એટલે એ વિચારણીય જ નથી. મૂળરાજના બાપનું નામ રાજી હતું એ ચોક્કસ હકીકત છે, કારણ કે હેમચંદ્ર તેને રાજીપુત્ર કહે છે (જુઓ સ. ૪ શ્લો. ૬૩) એટલું જ નહિ પણ મૂળરાજે પોતે પોતાને વિ. સં. ૧૦૪૩ ના લેખમાં પોતાને 'મહારાજાધિરાજ રાજિસુત' કહેલ છે. આ રાજિને બીજ અને દંડક નામના ભાઇ હોવાની વાતને કોઇ ઉત્કીર્ણ લેખનો તો ટેકો નથી પણ હેમચંદ્રે દડક્ક કે દઢક્કનો ભત્રીજો મૂળરાજને કહ્યો છે, અને તેના ટીકાકારે તો રાજિ, બીજ અને દડક્ક એ રીતે ત્રણ ભાઇઓનાં નામ આપ્યાં છે અને મૂળરાજને રાજિ પુત્ર કહ્યો છે (સ. ૩ શ્લો. ૯૯). મૂળરાજની માનું નામ મેરૂતુંગે તથા તેને અનુસરી જિનમંડનગણિએ લીલાદેવી આપ્યું છે, પણ હેમચંદ્રે ચંડિકામાત સંબોધન કર્યું છે અને ટીકાકારે તેનો અર્થ **चाण्डालदेवी नाम्नी माता यस्य** એમ વિકલ્પે અર્થ કર્યો છે (સ. ૧ શ્લો. ૧૮૮).

મૂળરાજ કે તેનો પિતા રાજિ ગુજરાતમાં ક્યાંથી અને શી રીતે આવ્યા એ બાબતમાં મેરૂતુંગના કથનને જિનમંડનગણિ અનુસરે છે. ધર્મા-

---

૧૦૪ રત્ન મંદિર ગણિના ભોજ પ્રબંધમાં પ્ર. ચિ. ની કેટલીક પ્રતો પેઠે થોડા પ્રાકૃત વચનો વધારે મળે છે. બાકી કથા સાર ઉપર પ્રમાણે છે.

રણમાં પણ તેને મળતું કથન છે, પણ એ પ્હેલાંના કોઇ ગ્રંથકારે કાંઇ કહ્યું નથી. એટલે એ વિષયનો વધારે વિચાર અહીં કર્તવ્ય નથી. મૂળરાજને અણહિલવાડની ગાદી શી રીતે મળી એ વિષે હેમચંદ્રે મૌન સેવ્યું છે. સુ. સં. માં મૂળરાજને ચાપોત્કટના છેલ્લા રાજાનો ભાણેજ કહ્યો છે, પણ ગાદી કેવી રીતે મળી તે કહ્યું નથી. મેરુતુંગે જ વિચાર શ્રેણીમાં મૂળરાજને દૌહિત્ર કહ્યો છે તે તો ભૂલ જ લાગે છે, અને મૂળરાજે પોતે તો "પોતાના પરાક્રમથી સારસ્વત મંડળ ( સરસ્વતીના કાંઠાનો પ્રદેશ ) મેળવ્યો" એમ વિ. સં. ૧૦૪૩ ના દાનપત્રમાં લખ્યું છે.

સપાદ લક્ષની ચડાઇની વાત હેમચંદ્રે કે બીજા કોઇએ નથી લખી પણ માનવા યોગ્ય છે, કારણ કે સપાદલક્ષના રાજાઓના કવિ નયચંદ્ર સૂરિએ લખેલ છે ( જુઓ હમ્મીર મહાકાવ્ય સ. ૨ શ્લો. ૭-૯ ) આ કવિએ તો મૂળરાજને વિગ્રહરાજ બીજાએ માર્યો એમ લખ્યું છે, પણ એ સાચું નથી લાગતું.

લાટના બારપ્પને હરાવ્યાની વાત હેમચંદ્રે જુદી રીતે આપી છે, પણ બારપ્પ મૂળરાજના વખતમાં લાટેશ હોવાની વાત તો એના પૌત્ર કીર્તિરાજનાં તથા વૃદ્ધ પ્રપૌત્ર ત્રિલોચનપાલનાં તામ્રપત્રથી માનવા યોગ્ય ઠરે છે.

લાખાને મૂળરાજે માર્યાની વાત હેમચંદ્રે જુદી રીતે લખી છે. કચ્છના લાખાને કે લાખાની સેનાને હરાવી; એટલું તો સુ. સં. ( સ. ૨ શ્લો. ૬ ) માં, સુ. કી. ક. ( શ્લો. ૨૪ )માં, વસ્તુપાલ તેજઃપાલ પ્રશસ્તિ (શ્લો. ૨૪) માં તથા કી. કૌ. ( લાખાને માર્યો સ. ૨ શ્લો. ૪-૫ )માં કહ્યું છે, પણ સૌરાષ્ટ્રના ગ્રાહરિપુ ઉપરની ચડાઇનું લાંબું વર્ણન હેમચંદ્રે કર્યું છે ( સર્ગ ૨ થી ૪ ) ત્યારે પ્ર. ચિં. માં કે સુ. સં. વગેરેમાં તેનો ઉલ્લેખ જ નથી. માત્ર ગ્રાહરિપુ સાથે સિન્ધુનો રાજા હતો એમ દ્વયાશ્રય (સ. ૪ શ્લો. ૮૯)માં અને સિન્ધુરાજને હરાવ્યાનું સુ. કી. ક. (શ્લો. ૨૪ )માં તથા વ. તે. પ્રશસ્તિ ( શ્લો. ૬ )માં કહ્યું છે.

મૂળરાજના ત્રણ લેખો મળ્યા છે. વિ. સં. ૧૦૩૦ નો, ૧૦૪૩ નો અને ૧૦૫૧ નો.

## પરિશિષ્ટ ( ઘ )

ભોજ પ્રબંધના આરંભ તરીકે મુંજની કથા લગભગ બધા ભોજ પ્રબંધોમાં મળે છે. એક બલ્લાલ શિવાય બધા ભોજ પ્રબંધના લેખકો જૈન છે. અને ભોજના પ્રબંધ લેખકોમાં પ્રાચીનતમ અને સૌથી વધારે વિશ્વ-

નીય આ મેરૂતુંગ છે. મેરૂતુંગ (વિ. સં. ૧૩૬૧) શુભશીલ ( વિ. સ. ૧૫મુ શતક ?) રાજવલ્લભ (વિ. સં નું ૧૬મુ શતક) અને રત્નમંદિરગણિ (વિ. સં-૧૫૦૭ ) બધાએ મુજરાજ પ્રબધ લગભગ એક સરખો આપ્યો છે. બલ્લાલ જો કે મેરૂતુંગ પ્હેલાં થયો હોવાનો સંભવ નથી અને જરૂર ઓછો વિશ્વનીય છે પણ એણે મુજ અને ભોજના સબંધની વાત એજ રીતે આપી છે જ્યારે મુજનું છેવટ જુદી રીતે લખ્યુ છે ( જુઓ ટિ. ૯૩ )

સિંધુલ મુજનો મોટો ભાઇ હતો. અને સિંધુલ પછી મુજ ગાદીએ બેઠો એમ બલ્લાલ કહે છે, જ્યારે જૈન લેખકો સિંધુલને ન્હાનો ભાઈ કહે છે, અને એ બાબતમા જૈન લેખકો સાચા છે; કારણ કે મુજ અને સિંધુલનો સમકાલિન કવિ પરિમલ પણ સિંધુલને મુંજનો ન્હાનો ભાઇ કહે છે. વળી ભોજનું પોતાનું દાનપત્ર મુજ પછી સિંધુલ કે સિંધુરાજ અને પછી ભોજ એવો ક્રમ આપી જૈન લેખકોની વાતને સાચી ઠરાવે છે. (જુઓ I. A. Vol. vi. p. 53–54) પણ મુંજે સિંધુલને દેશનિકાલ કરેલો, પછી કેદમાં પૂરેલો અને કેદમાં જ ભોજનો જન્મ થયા પછી ગાદીએ બેઠા વગર તે મરણ પામ્યો, જેથી મુંજ પછી ભોજ ગાદીએ બેઠો એમ જે મેરૂતુગ વગેરે કહે છે તે સમકાલિન પુરાવાઓથી ખોટું ઠરે છે. કારણ કે મુજ પછી તેનો નાનો ભાઇ સિંધુરાજ કે સિંધુલ ગાદીએ બેઠો હતો અને મુજેજ તેને પોતાનો વારસ નીમ્યો હતો એમ એ બેયના સમકાલિન કવિ પરિમલ (ઉર્ફે પદ્મગુપ્ત)ના સ્પષ્ટ કથનથી જણાય છે ( જુવો નવસાહસાંક ચરિત સ. ૧૧ શ્લો. ૯૮ ) અને ભોજનો ઉપર ઉલ્લેખેલો ઉત્કીર્ણ લેખ તેને ટેકો આપે છે. વળી ભોજને મારી નાખવાનો પ્રયત્ન કરવાની મેરૂતુંગ વગેરેની વાત કલ્પિત લાગે છે, સમકાલિન જૈન લેખક ધનપાલ (જેને વિષે મેરૂતુંગે ઘણી વાતો લખી છે. જુઓ-પ્ર. ચિ. પ્રકાશ બીજો ) ભોજને મુજેજ યુવરાજ નીમ્યો હતો એમ કહે છે ( જુઓ તિલક મંજરીની પ્રસ્તાવના શ્લો. ૪૩ )

છેવટના ભાગમા મુજે તૈલિપને ૭ વાર હરાવ્યાનું મેરૂતુંગ કહે છે તેમા કદાચ અતિશયોક્તિ હશે પણ મુજ અને તૈલિપ વચ્ચે અનેક યુદ્ધો થયેલાં હોવાનો સંભવ છે. અને છેવટમા મુજ હાર્યો, કેદ પકડાયો અને તૈલિપે મરાવી નાખ્યો; એટલી વાત ઐતિહાસિક લાગે છે. કારણ કે તૈલિપ અને તેના સામન્તોના બે ચૌલુક્ય લેખોમાં એનુ સૂચન છે ( જુઓ Dynasties of the Kanaries districts p. 40 ભારતકે પ્રાચીન રાજવશ પ્ર. ભા. પૃ. ૧૦૦ )

હવે તૈલિપનો દેહાન્ત વિ. સં. ૧૦૫૪ માં થયો અને ૧૦૫૦ માં અમિતગતિએ મુજના રાજ્યકાળમાં સુભાષિત રત્નસંદોહ નામનો ગ્રંથ પૂરો કર્યો છે માટે એ બે તારિખો વચ્ચે વિ. સં. ૧૦૫૧, ૧૦૫૨ કે ૧૦૫૩ માં મુજનો દેહાન્ત થયો હશે ( જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ પ્ર. ભાગ પૃ. ૧૦૨ )

મુંજને રુદ્રાદિત્ય નામનો અમાત્ય હોવાનું મેરૂતુંગ જે કહે છે તેને મુજનું પોતાનું વિ. સં. ૧૦૩૬ નું તામ્રપત્ર ટેકો આપે છે ( જુઓ I. A. Vol. XIV p. 106 )

મૃણાલવતી સાથેના આડા વ્યવહારની પ્રબંધ લેખકોની વાત વિશ્વસનીય માનવા માટે વિશેષ પુરાવાની અપેક્ષા છે.

'મુંજ ભણઇ મુણાલવઇ' જેવાં પ્રાકૃત સુભાષિતો તો આધુનિક લોક સાહિત્યના દુહાઓ જેવાં છે અને એ સુભાષિતોને જોડનારી મુજ મૃણાલવતીના સબંધની તથા મુજ પાસે ભીખ મગાવ્યાની કલ્પના દુહાઓ જોડનારી વાર્તાઓ જેવી હોઇને ખાસ સાચી માનવાની જરૂર નથી ( જુઓ સરસ્વતી માર્ચ ૧૯૩૨ મા સૂર્યનારાયણ વ્યાસનો મુજ વિષે લેખ પૃ. ૪૦૯ )

મુજના મોઢામાં છેવટ મેરૂતુંગે **गते मुंजे यशःपुञ्जे निरालम्बा सरस्वती** એવા જે શબ્દો મુકયા છે તે ખોટા નથી ધનપાલ, પદ્મગુપ્ત, ધનંજય ( દશરૂપકનો કર્તા ) અમિતગતિ અને પિંગલસૂત્ર ઉપર ટીકા લખનાર હલાયુધ જેવા અનેક વિદ્વાનો મુજના આશ્રિત હતા એટલુંજ નહિ પણ તે પોતે પણ કવિ હતો. જો કે તેનો રચેલો કોઇ ગ્રન્થ અત્યારે મળતો નથી, પણ સુભાષિતોના સંગ્રહોમાં મુજ ( વાક્પતિરાજ) ના નામે ઉતારા મળે છે. ખાસ કરીને મુજ પછી પચાસ વર્ષની અંદર થયેલા ક્ષેમેન્દ્રે મુંજના નામથી સુભાષિતો ઉતાર્યા છે એ હકીકત વિશેષ સૂચક છે.

## પ્રકાશ બીજો

# ભોજ અને ભીમના પ્રબંધો

હવે જે વખતે માળવામાં ભોજ રાજા રાજ્ય કરતા હતા તે વખતે આ ગુજરાત દેશમાં ચૌલુક્ય કુળના રાજા ભીમ રાજ્ય કરતા હતા.

એક વખત પાછલી રાતના ભોજ રાજાએ લક્ષ્મીની ચચલતાનો તથા પાણીના તરંગ જેવા પોતાના જીવનનો પોતાના મનમાં વિચાર કરીને પ્રાતઃકૃત્ય કર્યા પછી દાનમંડપમા નોકરો પાસે માગણોને બોલાવી જેમ આવ્યુ તેમ સુવર્ણના ટંકો[1] આપવા માંડ્યા.

પછી રોહક નામના તેના મહામાત્યે કોશ ખાલી થઇ જશે એ કારણથી ભોજના ઉદારતારૂપી ગુણને દોષ માનીને, બીજે રીતે તો એ (દાનનો પ્રવાહ) રોકી શકે એમ ન હોવાથી, સામાન્ય દરબાર ખલાસ થયા પછી સભાના બારીટીઆમાં—

(૧) આપત્તિ માટે લક્ષ્મીને સાચવવી

એ પ્રમાણે ખડીથી લખ્યું, સવારે યોગ્ય વખતે એ અક્ષરો જોઇને, કોણે લખ્યું છે એ કોઇ સેવકે ન કહ્યું ત્યારે રાજાએ જવાબમાં લખ્યું કેઃ—

લક્ષ્મીવાળાને આપત્તિ ક્યાંથી આવે?

વખતે દૈવનો કોપ થાય!

એ રીતે મન્ત્રીએ લખ્યા પછી તે જોઇને રાજાએ લખ્યું કેઃ—

તો સાચવેલું પણ નાશ પામે.

ઉપર પ્રમાણે લખેલું જોઇને તે સચિવે રાજા પાસે માફી માગી લઇને પોતે લખેલું હતું એમ જાહેર કરી દીધું. પછી (રાજાએ કહ્યું) રંપાંચસો પંડિતો પણ મારા મનરૂપી હાથીને વશ રાખવા સમર્થ નથી. મહામાત્ય જેવા યથાયોગ્ય ગરાશ પામ છે. વળી (મારી) પોથીમાં (મેં) નીચેની ચાર આર્યાઓ કોતરાવી છેઃ—

(૨) જ્યાંસુધી સ્વભાવથી ચળ એવી આ સંપત્તિ છે ત્યાંસુધી ઉપકાર કરવાનો આ અવસર છે. ચોક્કસ આવવાની વિપત્તિ જ્યારે આવશે ત્યારે તો ઉપકાર કરવાનો અવસર ક્યાંથી મળશે?

---

૧ ટંક એ સીક્કા વાચક સામાન્ય શબ્દ છે.

૨ મૂળમા આ બે ય વાક્યો અસ્પષ્ટ છે, કદાચ કોઈ પણ હસ્તપ્રતમાં સાચો પાઠ જળવાઈ રહ્યો નથી, મતલબ ઉપર નીચેના સંબંધથી કંઇક સમજાય છે.

(૩) હે પૂર્ણિમાના ચંદ્ર! તારાં કિરણોની સમૃદ્ધિથી ભુવનોને (અત્યારે) રૂપેરી કરી દે: (કારણ કે) હાય, આ દુષ્ટ વિધિ કોઇને પણ એક જ સ્થિતિમાં લાંબા વખત સુધી રહેવા દઇ શક્તો નથી.

(૪) હે સરોવર! જેને જરૂર હોય તેને ચાલુ પાણી આપીને ઉપકાર કરવાનો આ તારો વખત છે. (કારણ કે) પછી મેઘનો ઉદય થતાં તો આ પાણી પણ સુલભ થઇ જશે.

(૫) હે કાંઠા ઉપરનાં ઝાડને તોડી પાડનારી નદી! (તારૂં) ખૂબ વેગવાળું અને ઘણું ઉંચે ચડેલું પૂર (તો) થોડા જ દિવસ રહેશે પણ તારૂં આ પાપ તો લાંબા વખત સુધી રહેશે.

વળી:—

(૬) જો સૂર્ય આથમ્યા પ્હેલાં અર્થીઓને ધન ન આપી દીધું તો તે ધન સવારે કોનું થશે એ જાણતો નથી.

ઉપર પ્રમાણેનો જાતે રચેલો અને કંઠના અલંકાર રૂપ (એટલે કે મોઢે કરેલો) શ્લોક ઇષ્ટ મંત્ર પેઠે જપતો હું, હેમન્ત્રી! મડા જેવા તુંથી કેમ છેતરાઉં. !

[3] વળી કોઇ બીજા અવસરે સ્વારીમાં ફરતાં ફરતાં રાજા નદીને કાંઠે પોંચ્યો; ત્યાં દારિદ્ર્યથી પીડાયેલા અને લાકડાનો ભારો માથે ઉપાડીને, નદીનું પાણી ઉતરીને આવતા કોઇ વિપ્રને તેણે (જોયો એટલે તેને) કહ્યું:—

(૭) "કેટલું પાણી છે વિપ્ર?"

"જાનુ દુઘ્ન નરાધિપ"

એમ વિપ્રે જવાબ આપ્યો એટલે રાજાએ કહ્યું:—

"અવસ્થા કેમ આવી છે"?

અને વિપ્રે જવાબ આપ્યો:—

"આપ જેવા નથી બધે."

વિપ્રના આ જવાબ પછી રાજાએ તેને જે ઇનામ આપ્યું તેની નોંધ મન્ત્રીએ [4] ધર્મવહીમાં નીચે પ્રમાણે લીધી:—

(૮) લાખ, લાખ અને વળી લાખ (નાણું) અને દશ મદોન્મત્ત હાથી એટલું "જાનુ દુઘ્ન" (जानुदघ्नं) કહેવાથી સંતુષ્ટ થયેલા રાજાએ (વિપ્રને) આપ્યું.

[3] આ વાત અને તેમાં આવેલા શ્લોકો બલ્લાલકૃત ભોજ પ્રબંધમાં પણ છે.

[4] ધર્મવહી=धर्मवहिका એટલે ધર્માદા ખાતે થતા ખર્ચનો હિસાબ રાખવાનો ચોપડો.

૪ [5]વળી કોઇ વખતે મધરાતે અકસ્માત્ જાગી ઉઠેલા રાજાએ ગગન મડળમાં નવા ઉગેલા ચંદ્રને જોઇને પોતાના સાહિત્ય સમુદ્રમાં આવેલી ભરતી જેવું નીચેનું અર્ધું કાવ્ય ઉચ્ચાર્યું:—

(૯) ચંદ્રમામાં જે વાદળાના કટકા જેવું દેખાય છે તેને લોકો સસલું કહે છે પણ મને એવું નથી લાગતું.

રાજાને ઉપર પ્રમાણેનો અર્ધો શ્લોક વારંવાર બોલતા સાંભળીને રાજાના મહેલમાં [6]ખાતર પાડીને તિજુરીવાળા ઓરડામાં પેઠેલા કોઇક ચોરે, પોતાની પ્રતિભાના જોરને ન રોકી શકવાથી, નીચે પ્રમાણે ઉપરના અર્ધા શ્લોકને પૂરો કર્યો:—

પણ હું તો, તમારા શત્રુઓની વિરહથી પીડાયેલી સ્ત્રીઓના કટાક્ષો રૂપી ઉલ્કાપાતથી પડેલાં સેંકડો ધારાઓથી ચંદ્રમાનું શરીર કલંકિત છે એમ માનું છું.

ઉપર પ્રમાણે બોલ્યા પછી, ચોરને પોતાના અંગરક્ષકો મારફત પકડાવી રાજાએ કેદમાં નાખ્યો અને સવારે તે ચોરને સભામાં બોલાવી રાજાએ જે ઇનામ આપ્યું તેની નોંધ કરતાં ધર્મવહી લખનારે નીચેનો શ્લોક લખ્યો:–

(૧૦) જેણે મૃત્યુની બીક છોડી દીધી હતી એવા આ ચોરને ઉપરનો અર્ધો શ્લોક રચવા માટે રાજાએ દશ કોટિ સુવર્ણ અને દાંતથી જેણે પર્વતોને ખોદી નાખ્યા છે તથા જેના મદની ગંધથી ભમરાઓ ખેંચાય છે તેવા આઠ હાથીઓ આપ્યા.

૫ વળી કોઇ વખત તે ધર્મવહી વંચાતાં પોતાને જ મોટા મનનો માનીને રાજા અભિમાની પેઠે:—

(૧૧) જે કોઇએ ન કરેલું તે મેં કર્યું છે, કોઇએ જેવું દાન ન દીધેલું તેવું દાન મેં દીધું છે, અને જે અસાધ્ય હતું તે મેં સિદ્ધ કર્યું છે, તેથી મારૂં ચિત્ત દુભાતું નથી.

એ પ્રમાણે વારંવાર પોતાનાં વખાણ કરવા લાગ્યો; ત્યારે કોઇ જૂના મન્ત્રીએ રાજાનો ગર્વ ઉતારવાની ઇચ્છાથી શ્રી વિક્રમાદિત્યની ધર્મવહી રાજાને બતાવી, એ ધર્મવહીના ઉપલા ભાગમાં પ્હેલુંજ નીચેનું કાવ્ય હતું:–

(૧૨) આઠ કોટિ સુવર્ણ,[7] ૯૩ તુલા[×] મોતી, મદની ગંધથી પ્રમત્ત

---

૫ આ ચોથો પ્રબંધ અને ૯, ૧૦ શ્લોકો બીજા પ્રબંધમા પણ મળે છે.

૬ જુઓ પ્રકાશ પ્હેલો ટિ. ૫૦

૭ સોનાના એક જાતના સીક્કાને જૂના વખતમા સુવર્ણ કહેતા.

× એક તુલા=૪૦૦ તોલા

ભમરાઓ જેના તરફ ખેંચાય છે એવાં ક્રોધથી ઉંચી ડોકવાળા પચાસ હાથીઓ, દશ હજાર ઘોડાઓ અને વિલાસમા ચતુર સો વારાંગનાઓ એટલું પાંડ્ય રાજાએ દંડરૂપે મોકલેલું તે વૈતાલિકને આપી દીધું.

(૧૩) તમારા મુખકમળમાં હમેશાં સરસ્વતી વસે છે, તમારો હોઠ લાલ છે. રામના વીર્યની યાદ આપતો તમારો જમણો બાહુ સમુદ્ર છે. આ વાહિનીઓ (નદીઓ કે સેનાઓ) તમારા પડખાને એક ક્ષણ પણ છોડતી નથી. છતાં તમારી અંદર રહેલા આ સ્વચ્છ માનસમાં, હે રાજા, પાણી પીવાની ઇચ્છા કેમ થાય છે* ?

આ કાવ્યના પારિતોષિકનું વર્ણન "આઠ કોટિ સુવર્ણ" વગેરે (૧૨ મા) શ્લોકમાં કરેલું છે, એમ સમજવું. આ કાવ્યનો અર્થ સમજીને, તેનું (વિક્રમાદિત્યનું) ઔદાર્ય જોઇને જેનો બધો ગર્વ ગળી ગયો છે, એવા રાજાએ (ભોજે) તે ધર્મવહીને યોગ્ય રીતે પૂજીને પાછી ઠેકાણે મુકાવી દીધી.

૬ (એક વખત) પ્રતીહારે વિજ્ઞપ્તિ કરી કે "સ્વામી, આપના દર્શનની ઇચ્છાથી આવેલું એક સરસ્વતી કુટુંબ દરવાજે ઉભું છે." "તરત અંદર લઇ આવો" એમ રાજાએ આજ્ઞા કરવાથી તે કુટુંબમાંથી પ્હેલી અંદર પેઠેલી દાસીએ રાજાને કહ્યું:—

(૧૪) બાપ વિદ્વાન્ છે, બાપનો પુત્ર વિદ્વાન્ છે, મા વિદુષી છે, માની પુત્ર વધૂ પણ વિદુષી છે, અને બિચારી કાણી દાસી પણ વિદુષી છે, માટે હે રાજા! આ વિદ્વત્કુટુંબ છે એમ માનું છું.

આ પ્રમાણેના તે દાસીના પ્રહસનમય વચનથી જરા હસીને રાજાએ તે કુટુંબના વડિલને નીચેનું સમસ્યા પદ આપ્યું:—

સાર લેવો અસારથી.

(૧૫) વિત્તનો સાર દાન આપવું તે, આયુષ્યનો સાર કીર્તિ અને ધર્મ, અને શરીરનો સાર પરોપકાર કરવો તે, આ રીતે અસારમાંથી સાર લેવો.

પછી રાજાએ તેના પુત્રને નીચેનાં બે પદો સમસ્યાપૂર્તિ માટે આપ્યાં.

હિમાલય નામનો પર્વતરાજ અને વિરહાતુર મેનાં.

---

*આ શ્લોકમા દ્વિઅર્થી શબ્દો વાપરીને વિરોધાભાસ બતાવ્યો છે. પ્હેલી પંક્તિમા આવેલો સરસ્વતી શબ્દ નદીના નામ રૂપે પ્રસિદ્ધ છે. શોણ નદીનું નામ છે, બીજી પંક્તિના સમુદ્ર શબ્દનો એક અર્થ દરીઓ અને બીજો મુદ્રાઓવાળો, વાહિનીઓ-નદીઓ કે સેનાઓ, માનસ-માનસ સરોવર કે મન.

૪ [5]વળી કોઇ વખતે મધરાતે અકસ્માત્ જાગી ઉઠેલા રાજાએ ગગન મંડળમાં નવા ઉગેલા ચંદ્રને જોઇને પોતાના સાહિત્ય સમુદ્રમાં આવેલી ભરતી જેવું નીચેનું અર્ધું કાવ્ય ઉચ્ચાર્યું:—

(૯) ચંદ્રમામાં જે વાદળાના કટકા જેવું દેખાય છે તેને લોકો સસલું કહે છે પણ મને એવું નથી લાગતું.

રાજાને ઉપર પ્રમાણેનો અર્ધો શ્લોક વારંવાર બોલતા સાંભળીને રાજાના મહેલમાં [6]ખાતર પાડીને તેજુરીવાળા ઓરડામાં પેઠેલા કોઇક ચોરે, પોતાની પ્રતિભાના જોરને ન રોકી શકવાથી, નીચે પ્રમાણે ઉપરના અર્ધા શ્લોકને પૂરો કર્યો:—

પણ હું તો, તમારા શત્રુઓની વિરહથી પીડાયેલી સ્ત્રીઓના કટાક્ષો રૂપી ઉલ્કાપાતથી પડેલાં સેંકડો ધારાંઓથી ચંદ્રમાનું શરીર કલંકિત છે એમ માનું છું.

ઉપર પ્રમાણે બોલ્યા પછી, ચોરને પોતાના અંગરક્ષકો મારફત પકડાવી રાજાએ કેદમાં નાખ્યો અને સવારે તે ચોરને સભામાં બોલાવી રાજાએ જે ઇનામ આપ્યું તેની નોંધ કરતાં ધર્મવહી લખનારે નીચેનો શ્લોક લખ્યો:-

(૧૦) જેણે મૃત્યુની બીક છોડી દીધી હતી એવા આ ચોરને ઉપરનો અર્ધો શ્લોક રચવા માટે રાજાએ દશ કોટિ સુવર્ણ અને દાંતથી જેણે પર્વતોને ખોદી નાખ્યા છે તથા જેના મદની ગંધથી ભમરાઓ ખેંચાય છે તેવા આઠ હાથીઓ આપ્યા.

૫ વળી કોઇ વખત તે ધર્મવહી વંચાતાં પોતાને જ મોટા મનનો માનીને રાજા અભિમાની પેઠે:—

(૧૧) જે કોઇએ ન કરેલું તે મેં કર્યું છે, કોઇએ જેવું દાન ન દીધેલું તેવું દાન મેં દીધું છે, અને જે અસાધ્ય હતું તે મેં સિદ્ધ કર્યું છે, તેથી મારૂં ચિત્ત દુભાતું નથી.

એ પ્રમાણે વારંવાર પોતાનાં વખાણ કરવા લાગ્યો; ત્યારે કોઈ જૂના મન્ત્રીએ રાજાનો ગર્વ ઉતારવાની ઇચ્છાથી શ્રી વિક્રમાદિત્યની ધર્મવહી રાજાને બતાવી, એ ધર્મવહીના ઉપલા ભાગમાં પ્હેલુંજ નીચેનું કાવ્ય હતું:-

(૧૨) આઠ કોટિ સુવર્ણ,[7] ૯૩ તુલા× મોતી, મદની ગંધથી પ્રમત્ત

---

૫ આ ચોથો પ્રબંધ અને ૯, ૧૦ શ્લોકો ભોજ પ્રબંધમાં પણ મળે છે.

૬ જુઓ પ્રકાર્શ ૫હેલો ટિ. ૫૦

૭ સોનાના એક જાતના સીક્કાને જૂના વખતમા સુવર્ણ કહેતા.

× એક તુલા=૪૦૦ તોલા

(૨૦) જેણે સહેલાઇથી ગજેન્દ્રોના કુંભને તોડી નાખવાનો પ્રતાપ બતાવ્યો છે; એવા સિંહને મૃગલાં સાથે સંધિ પણ શાની અને વિગ્રહ પણ શાનો !

ઉપરની ગાથાની જવાબરૂપ ગાથા માટે ભીમે માગણી કરી અને બધા મહાકવિઓની જુદી જુદી ગાથા રચનાઓને ક્ષુદ્ર ગણગણાટરૂપ ગણીને.

(૨૧) ×અંધકના પુત્રોના કાળરૂપે ભીમને વિધિએ ઉત્પન્ન કર્યો છે, જે ભીમે સો શત્રુઓને ન ગણ્યા તેને તમારી એકની શું ગણત્રી ?

ઉપર પ્રમાણેની ચિત્તમાં ચમત્કાર ઉપજાવે એવી ગોવિન્દાચાર્યની ગાથાને તે પ્રધાન ( સાન્ધિવિગ્રહિક ) ના હાથમાં આપીને સન્ધિનું દૂષણ દૂર કર્યું.

વળી એક વખત પ્રતિહારે જાહેર કરેલા કોઇ પુરૂષે સભામાં આવીને શ્રી ભોજને કહ્યું:—

(૨૨) મારી માને મારાથી સંતોષ નથી કે દીકરાની ( મારી ) વહુથી સંતોષ નથી, અને દીકરાની વહુને તેની સાસુથી કે મારાથી સંતોષ નથી અને મને તે નમ્ર હોવા છતાં મારી પત્નીથી સંતોષ નથી, હે રાજન્ આમાં કોનો દોષ ?

ઉપર પ્રમાણેનું તેનું વાક્ય સાંભળીને તેની આજન્મ દરિદ્રતાને દૂર કરે એવું પારિતોષિક અપાવ્યું ૧૦

૯ એક વખત ટાઢીની ઋતુમાં રાતે[૧૧] વીરચર્યાથી ફરતા રાજાએ એક દેવમંદિરની આગળ કોઇક પુરૂષને નીચેનો શ્લોકઃ—

(૨૩) ટાઢથી અડદની શિંગ પેઠે હું ધ્રુજું છું અને ચિન્તારૂપ સમુદ્રમાં ડુબી ગયો છું, હોઠ ફાટયા છે, શ્વાસની ધમણ ચાલે છે, ભુખથી મારૂં પેટ ઉંડું ઉતરી ગયું છે. ( તાપવા માટેનો ) અગ્નિ ઠરી ગયો છે, અપમાન પામેલી પ્રિયા પેઠે ઉંઘ મને છોડીને ક્યાંક ચાલી ગઇ છે, પણ સત્પાત્રને આપેલી લક્ષ્મી પેઠે આ રાત ક્ષીણ થતી નથી.

× આ શ્લોકનો અંધક એટલે ધૃતરાષ્ટ્ર અને ભીમ તે પાંડુ પુત્ર ભીમ જેણે ધૃતરાષ્ટ્રના પુત્રોને માર્યા હતા.

૧૦ આ વાત તથા ૨૨ મો શ્લોક ભોજ પ્રબંધમાં પણ છે. વળી નવમો પ્રબંધ અને ૨૩, ૨૪, ૨૫ શ્લોકો પણ ભોજ પ્રબંધમાં મળે છે.

૧૧ જૂના વખતમાં રાજાઓ વેષ પલટો કરીને વસ્તીના સુખ દુઃખ જાણવા માટે રાતે ફરવા નીકળતા તે વીરચર્યા.

(૧૬) તમારા પ્રતાપરૂપ અગ્નિથી હિમાલય નામનો પર્વતરાજ બળવા લાગ્યો. અને વિરહાતુર મેના (હિમાલયની સ્ત્રી)એ પ્રવાલની શય્યામાં પોતાના શરીરને નાખ્યું.

ઉપર પ્રમાણે સમસ્યા પૂરી થયા પછી વિદ્વાનની પત્નીને 'કયા મુખને દુધ પાઉં'? એ પ્રમાણે સમસ્યા આપી અને તેણે તેની નીચે પ્રમાણે પૂર્તિ કરીઃ—

(૧૭) જ્યારે રાવણ જનમીયો, દશ મુખ એક શરીર !
જનની મનમાં ચિંતવે, કયા મુખને દુધ પાઉ ?

પછી દાસીને "લટકું કોને કંઠ ?" એ પ્રમાણે સમસ્યા આપી અને તેણે નીચે પ્રમાણે પૂરી કરીઃ—

(૧૮) વિરહે ક્રોધ કરીને, કાઢી મુક્યો મેં કથ
સખિ અચરજ મુને થતું. લટકુ કોને કંઠ ?

પછી બધાંને સત્કાર કરીને જવા દીધાં. માત્ર (તે વિદ્વત્કુટુંબની) દીકરીને રાજા ભૂલી ગયો. અને ×દિવાને આમને રજા આપ્યા પછી માથે રાજછત્ર ધારણ કરીને અગાશીમાં ફરતા રાજાને પાસવાને તે કુટુંબની દીકરી સંબંધી વૃત્તાંત નિવેદન કર્યો એટલે રાજાએ તેને "બોલો" એમ કહ્યું, ત્યારે તેણે નીચે પ્રમાણે શ્લોક કહ્યોઃ—

(૧૯) હે રાજા ભોજ ! હે કુલદીપક, હે સર્વ રાજાઓના મુકુટમણિ, તમારા આ ભુવનમાં રાત્રે પણ માથે છત્રી રાખીને તમે ફરો છો તે યોગ્યજ છે. કારણ કે તમારૂં મુખ જોઇને શરમથી ચંદ્રમા ભોંઠો ન પડે અને ભગવતી અરૂંધતી દુશ્ચરિત્રનું પાત્ર ન થાય એમ તમારી ઇચ્છા છે.

ઉપર પ્રમાણેના તેના વચન પછી તેના સૌન્દર્યથી જેનું ચિત્ત હરાયું છે એવા રાજાએ તેને પરણીને રાણી બનાવી.

પછી એક વખત બે રાજ્યો વચ્ચે ૮સુલેહ હોવા છતાં સંધિમાં દૂષણ ઉત્પન્ન કરવા માટે શ્રીભોજરાજાએ ગુજરાતની વિદ્વતા જાણવાની ઇચ્છાથી ૯સાન્ધિ વિગ્રહિકના હાથમાં નીચેની ગાથા આપીને તેને બીમ તરફ મોકલ્યો.

× મૂળમાં સર્વાવસર શબ્દ છે તેનો અર્થ દિવાને આમ જેવો કરવો જોઇએ એમ ટોની પ્ર. ચિ. ના અંગ્રેજી ભાષાંતરમાં કહે છે તે યથાર્થ લાગે છે.

૮ મૂળમાં યમલપત્ર શબ્દ છે તેની મતલબ સુલેહ કે સુલેહના કરાર જેવી લાગે છે. ટોનીએ league of friendship અર્થ કર્યો છે.

૯ મૂળના સાન્ધિ વિગ્રહિક શબ્દનો અર્થ એલચી જેવો લાગે છે. રાજાના મંત્રી મંડળમાં સાન્ધિ વિગ્રહિકની પણ ગણત્રી હતી, એમ ઉત્કીર્ણ લેખો તથા અર્થશાસ્ત્રના ગ્રન્થો જોતાં જણાય છે.

(૨૦) જેણે સહેલાઈથી ગજેન્દ્રોના કુંભને તોડી નાખવાનો પ્રતાપ બતાવ્યો છે; એવા સિંહને મૃગલાં સાથે સંધિ પણ શાની અને વિગ્રહ પણ શાનો ?

ઉપરની ગાથાની જવાબરૂપ ગાથા માટે ભીમે માગણી કરી અને બધા મહાકવિઓની જુદી જુદી ગાથા રચનાઓને ક્ષુદ્ર ગણગણાટરૂપ ગણીને.

(૨૧) ×અંધકના પુત્રોના કાળરૂપે ભીમને વિધિએ ઉત્પન્ન કર્યો છે, જે ભીમે સો શત્રુઓને ન ગણ્યા તેને તમારી એકની શું ગણત્રી ?

ઉપર પ્રમાણેની ચિત્તમાં ચમત્કાર ઉપજાવે એવી ગોવિન્દાચાર્યની ગાથાને તે પ્રધાન ( સાન્ધિવિગ્રહિક ) ના હાથમાં આપીને સન્ધિનું દૂષણ દૂર કર્યું.

વળી એક વખત પ્રતિહારે જાહેર કરેલા કોઈ પુરૂષે સભામાં આવીને શ્રી ભોજને કહ્યું:—

(૨૨) મારી માને મારાથી સંતોષ નથી કે દીકરાની ( મારી ) વહુથી સંતોષ નથી, અને દીકરાની વહુને તેની સાસુથી કે મારાથી સંતોષ નથી અને મને તે નમ્ર હોવા છતાં મારી પત્નીથી સંતોષ નથી, હે રાજન્ આમાં કોનો દોષ ?

ઉપર પ્રમાણેનું તેનું વાક્ય સાંભળીને તેની આજન્મ દરિદ્રતાને દૂર કરે એવું પારિતોષિક અપાવ્યું.[૧૦]

૯ એક વખત ટાઢીની ઋતુમાં રાતે[૧૧] વીરચર્યાથી ફરતા રાજાએ એક દેવમંદિરની આગળ કોઈક પુરૂષને નીચેનો શ્લોક:—

(૨૩) ટાઢથી અડદની શિંગ પેઠે હું ધ્રુજું છું અને ચિન્તારૂપ સમુદ્રમાં ડુબી ગયો છું, હોઠ ફાટયા છે, શ્વાસની ધમણ ચાલે છે, ભુખથી મારૂં પેટ ઉંડું ઉતરી ગયું છે. ( તાપવા માટેનો ) અગ્નિ ઠરી ગયો છે, અપમાન પામેલી પ્રિયા પેઠે ઉંઘ મને છોડીને ક્યાંક ચાલી ગઈ છે, પણ સત્પાત્રને આપેલી લક્ષ્મી પેઠે આ રાત ક્ષીણ થતી નથી.

× આ શ્લોકનો અંધક એટલે ધૃતરાષ્ટ્ર અને ભીમ તે પાણ્ડુ પુત્ર ભીમ જેણે ધૃતરાષ્ટ્રના પુત્રોને માર્યા હતા.

૧૦ આ વાત તથા ૨૨ મો શ્લોક ભોજ પ્રબંધમાં પણ છે. વળી નવમો પ્રબંધ અને ૨૩, ૨૪, ૨૫ શ્લોકો પણ ભોજ પ્રબંધમાં મળે છે.

૧૧ જૂના વખતમાં રાજાઓ વેષ પલટો કરીને વસ્તીના સુખ દુઃખ જાણવા માટે રાતે ફરવા નીકળતા તે વીરચર્યા.

બોલતો સાંભળીને રાત પૂરી થયા પછી સવારે તેને બોલાવીને "તમે બાકીની રાતમાં અતિ ટાઢની પીડા કેવી રીતે સહન કરી?" એમ રાતમાં કહેલો શ્લોક સંભળાવીને રાજાએ પૂછ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે હે સ્વામી, "ત્રણ જાડાં કપડાંના બળથી હું ટાઢ સહન કરૂં છું" ત્યારે રાજાએ ફરી પૂછ્યું કે "એ તારાં ત્રણ કપડાં શું છે?" એટલે તેણે જવાબ આપ્યો કે—

(૨૪) રાતે ગોદડુ, દિવસે સૂરજ, અને બેય સંધ્યા વખતે અગ્નિ, આ રીતે હે રાજા મેં ગોદડુ, સૂર્ય અને અગ્નિથી ટાઢ ઉડાડી.

તેણે ઉપર પ્રમાણે કહ્યું એટલે રાજાએ ત્રણ લાખ આપીને તેને સંતુષ્ટ કર્યો.

(૨૫) તમે હાલમાં જન્મ ધરીને ત્યાગના માર્ગથી સત્પુરૂષોના ચિત્તરૂપી કેદખાનામાંથી બલિ, કર્ણ વગેરેને છોડાવ્યા છે. ( મતલબકે સત્પુરૂષોના મનમાં આજસુધી બલિ કર્ણ વગેરેનું જ દાતા તરીકે સ્થાન હતું તે હવે તમે લીધું છે. )

આ પ્રમાણે સરસ્વતીની પ્રસાદીવાળા ઉદ્ગારના વેગવાળો એને જોઇને તેનું પારિતોષિક આપવામાં પોતાને અસમર્થ ગણીને રાજાએ તેને રોકીને પાછો વાળ્યો.

૧૦. એક વખત રાજા સ્વારીમાં હાથી ઉપર બેસીને શહેરમાં ફરતો હતો. ત્યાં કોઇક દરિદ્રને જમીન ઉપરથી દાણા વીણતો જોઇને તે અર્ધકવિ [૧૨](રાજા)એ નીચેનો અર્ધો શ્લોક કહ્યો.

(૨૬) પોતાનું પેટ ભરવાને પણ જેઓ અશક્ત છે, તેઓના જન્મવાથી શું?

તેના જવાબમાં તે દરિદ્રે કહ્યું:—જેઓ સમર્થ હોવા છતાં પરોપકાર કરતા નથી તેઓના જન્મવાથી પણ શું ફળ છે?

(૨૭) વળી રાજાએ કહ્યું:—બીજાઓ પાસે માગવામાં પ્રવૃત્તિવાળા માણસને હે માતા, જન્માવીશ માં.

ઉપરના રાજાના વાક્યનો તેણે નીચે પ્રમાણે જવાબ આપ્યો—

૧૨ ભોજ રાજાને મેરૂતુંગ અર્ધ કવિ શા માટે કહે છે તે બરાબર સમજાતું

'હે પૃથ્વી ! જે બીજાની માગણીને નથી સંતોપતો તેવાને તું ધારણ કરીશ માં.

એટલે રાજાએ "તમે કોણ છો" એમ પૂછ્યું અને તેણે જવાબ આપ્યો કે "હું રાજશેખર છું, પણ તમારા શહેરના મુખીઓને લીધે તમારા વિવિધ વિદ્વાનોની ઘેરી હારમાં હું બીજી રીતે પેસી ન શક્યો એટલે સ્વામીના દર્શનની ઇચ્છાથી આવો પ્રપચ કર્યો." પછી તેને યોગ્ય મહાદાનોથી રાજાએ ખુશી કર્યો એટલે—

(૨૮) જે સરોવરમાં (પાણી સુકાઇ જવાથી) મરેલાં જેવાં દેડકાંઓ ખાડાઓમાં ભરાઇને પડયાં હતાં, કાચબાઓ જમીનમાં પેસી ગયા હતા, મોટાં માછલાંઓ ગારામાં આળોટી આળોટીને મૂર્ચ્છા ખાઇને પડયાં હતાં. તે જ સરોવરમાં, અકાલજલદે (વખત વગર આવેલા વરસાદે) ઉન્નત થઇને એવું કામ કર્યું કે હવે કુમ્ભસ્થળ સુધી ડુબેલા જંગલી હાથીઓનાં ટોળાં પાણી પીએ છે.×

ઉપર પ્રમાણે અકાલજલદ [૧૩]રાજશેખરની ઉક્તિ થઈ.

૧૧ એક વરસ વરસાદ ન થવાથી (ગુજરાતમાં) ખડ અને દાણા મળતાં નહોતાં અને ભીમના [૧૪]સ્થાન પુરૂષોએ (ગુજરાત ઉપર) ભોજ ચડી આવે છે એવા ખબર આપ્યા. એટલે રાજા ભીમ ચિંતામાં પડી ગયા અને તેણે [૧૫]ડામર નામના સાન્ધિવિગ્રહકને કહ્યું કે ગમે તે દંડ આપીને પણ આ વર્ષે

---

× અહીં અકાલ જલદના બે અર્થ છે. (૧) વખત વગર આવેલો વરસાદ અને બીજો અકાલજલદ રાજશેખર નામનો કવિ: કહેવાની મતલબ એમ લાગે છે કે અકાળે આકાશમાં ચડી આવેલા વરસાદે જેમ પાણી વગરના સરોવરને પાણીથી ભરી દીધું તેમ રાજશેખર કવિએ ભોજની કૃપાથી ઉન્નતિ મેળવીને પોતાના કુટુંબને સુખી કરી દીધું.

૧૩ રાજશેખર નામના એક મહાકવિ સંસ્કૃત સાહિત્યમાં પ્રસિદ્ધ છે; તેણે કર્પૂરમંજરી, બાલ રામાયણ, બાલભારત વગેરે ગ્રંથો લખ્યા છે. આ 'અકાલ જલદ રાજશેખર' થી એજ કવિ વિવક્ષિત હોય તો એ કનોજના રાજા મહેન્દ્રપાલ વિ. સં. ૯૫૯ થી ૯૬૯) અને મહીપાલ (વિ. સં. ૯૬૯ થી આગળ) ના સમકાલિન હતા. (જુઓ Duff's chronology of India p. 283 તથા નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૬ અં. ૪ પૃ. ૩૭૦) એટલે એ કવિ ભોજ રાજા (વિ. સં. ૧૦૬૦–૬૫ થી ૧૧૧૦) પ્હેલાં લગભગ સો વર્ષે થઈ ગયા.

૧૪ સ્થાન પુરૂષ એટલે સરહદને અડીને આવેલા પરદેશોમાં મુકેલા જાસુસો.

૧૫ મેરૂતુંગનો આ ડામર ઐતિહાસિક પુરૂષ લાગે છે, દ્વયાશ્રયમાં ભીમના દૂત તરીકે જે દામોદરનું નામ છે (જુઓ સ. ૯) તે આ ડામરજ હોવો જોઇએ, દામો-

ભોજને ગુજરાત ઉપર ન આવવા દેવો. આ પ્રમાણે રાજાની આજ્ઞા થવાથી તે [ડામર] ત્યાં ( ભોજની રાજધાનીમાં ) ગયો અને તે અત્યંત કડુપા પણ પારકાનું ચિત્ત જાણવામાં કુશળ ડામરને ભોજે નીચે પ્રમાણે કહ્યુ—

(૨૯) (ભોજે પૂછ્યુ)—"તમારા રાજા પાસે સન્ધિવિગ્રહના કામ ઉપર કેટલાક દૂતો છે તે કહો" (ડામરે જવાબ આપ્યો)–"હે માલવરાજ! ત્યાં તો મારા જેવા ઘણા છે. પણ તેઓ ત્રણ પ્રકારના છે અને સામાના અધમ, મધ્યમ, તથા ઉત્તમ ગુણને જોઇને તેને અનુરૂપ માણસોને મોકલવામાં આવે છે." અંદરથી હસીને તેણે ( ડામરે ) આપેલા આ જવાબથી ધારાના રાજા ખુશી થયા.

ઉપર પ્રમાણે તેના વચનની ચતુરતાથી આશ્ચર્ય સાથે ખુશી થયેલા રાજાએ ગુજરાત તરફ પ્રયાણ માટે ઢોલ વગડાવ્યો. પ્રયાણના આરંભ વખતે એક ચારણ કવિએ નીચે પ્રમાણે સ્તુતિ કરી:—

(૩૦) ચોલદેશનો રાજા સમુદ્રના ખોળામાં પેસી જાય છે, આન્ધ્રનો રાજા પર્વતની ગુફામાં વસે છે; કર્ણાટકનો રાજા પાઘડી નથી બાધતો, ગુજરાતનો રાજા ઝરણાંઓને સેવે છે, ચેદીનો રાજા અસ્ત્રો ચાટે છે, અને રાજાઓમાં સુભટ એવો કાન્યકુબ્જનો રાજાપણ કૂબડો થઇ પડયો છે. હે ભોજરાજ તમારા લશ્કરની હિલચાલના ભયના બોજાથી બધા રાજાઓ વ્યાકુળ થઇ ગયા છે.

(૩૧) કોકણનો રાજા ખુણામાં ભરાઇને સુવે છે, લાટનો રાજા બારણા પાસે સુવે છે, કલિંગનો રાજા આંગણામાં સુવે છે, હે કોશલના રાજા! તું તો નવો છો, પણ મારો પિતા પણ અહિંજ ચોગાનમાં રહેતા હતા. આ રીતે ( માળવાના ) કેદખાનામાં રાતે પથારી કરવા માટે સ્થાન મેળવવા સારૂ રાજાઓ વચ્ચે ઝગડો થયો છે.

પ્રયાણના ઢોલ વગડાવ્યા પછી સમસ્તરાજવિડંબન નામનું નાટક ભજવાતું હતું, તેમાં કોઇક રાજાએ ક્રોધમાં આવીને કેદખાનાની અંદર સારૂં સ્થાન રોકીને બેઠેલા તૈલિપરાજાને ઉઠાડયો ત્યારે તેણે કહ્યુ " હું તો

---

દરના નામથી થોડા સુભાષિતો પણ સુભાષિત સગ્રહોમા મળે છે, એટલે મેરૂતુંગે કરેલા એની ચતુરતાના વખાણને ટેકો મળે છે. પ્રબંધ ચિંતામણિની અમુક પ્રતોમા આ ડામરને નાગર જ્ઞાતિનો કહ્યો છે. ( જુઓ મૂળમા ટિપ્પણીમા આપેલું પાઠાંતર ) એ ડામરની ચતુરતાની ઘણી વાતો જૂના વખતમા પ્રચલિત હશે એમ લાગે છે પ્ર. ચિં. ની જુદી જુદી પ્રતોમાં ન્યૂનાધિક વાતો મળે છે. અને રત્નમંદિર ગણિના ભોજ પ્રબધમા પણ કેટલીક વધારે વાતો છે.

અહિં વંશપરંપરાથી રહું છું એ તમારા જેવા આગન્તુકના કહેવાથી મારૂં સ્થાન કેમ છોડું ?" આ સાભળીને (નાટક જોતા) રાજા ભોજે હસીને ડામર આગળ નાટકમાં ઉતરેલા રસની પ્રશંસા કરી. ત્યારે ડામરે કહ્યું "દેવ, રસ ખૂબ ઉતર્યો છે, પણ કથાનાયકના વૃત્તાન્ત સંબંધી નટનું અજ્ઞાન ધિક્કારવા યોગ્ય છે કારણકે શ્રી તૈલિપ રાજા શૂળમા પરોવેલા મુંજરાજાના માથાથી ઓળખાય." (અહીં એ નથી તેથી નથી ઓળખાતો) આ રીતે સભા સમક્ષ ડામરે કહ્યું એટલે તેના તિરસ્કારથી ક્રોધમાં આવીને કોઈ વખત ન કરેલી એવી તૈયારી સાથે એજ વખતે તિલંગદેશ તરફ પ્રયાણ કર્યું.

પછી [16]તૈલિપદેવનું મોટું લશ્કર આવતું સાભળીને વ્યાકુળ થયેલા ભોજ પાસે ડામર આવ્યો અને રાજા (ભીમ)નો કલ્પિત સંદેશો બતાવીને ભોગપુર પાસે ભીમ આવેલ છે એમ કહ્યું

ધારામાં ક્ષાર મુક્યા જેવી ડામરની તે વાતથી બેબાકળા થઇ ગયેલા શ્રી ભોજરાજાએ "તમારે, ગમે તેમ કરીને તમારા રાજાને આ વર્ષે ચડી આવતા રોકવો" એ રીતે ડામરને વારંવાર દીનતા સાથે કહેવાથી, વખત સમજનાર ડામરે ભોજરાજા પાસેથી હાથણી સાથે એક હાથી ભેટરૂપે લઇને પાટણમા શ્રી ભીમને સંતોષ પમાડ્યો [17]

---

૧૬ તૈલિપને આ રીતે ભોજનો સમકાલિન મેરૂતુંગ કહે છે તે ભૂલજ છે, કારણ કે ભોજના ગાદીએ બેઠા પ્હેલા જ તૈલિપ વિ. સં. ૧૦૫૩ મા મરણ પામ્યો હતો રાજવલ્લભે તો લખ્યું છે કે ભોજે મુંજની વિધવા કુસુમવતી (તૈલપની બહેન)ને મરદાની પોશાકમા સાથે લઇ તૈલપ ઉપર ચડાઇ કરી તેને હરાવી કેદ કરી મારી નાખ્યો. પણ એ કલ્પિત કથા છે.

૧૭ ડામર સંબંધી પ્ર. ચિ. ની બીજી પ્રતોમા ઉપર ઉતારેલ છે તે ઉપરાત કેટલીક વાતો છે (જે મૂળમા ટિપ્પણીમા ઉતારી છે) તેનો સાર નીચે આપ્યો છે, (૧) શ્રી ભોજરાજા ગુજરાત ઉપર પ્રસ્થાન કરીને બ્હાર નાખેલા તબુમા જ્યારે ડામરને મળ્યા ત્યારે તેણે પૂછ્યું કે "ભીમદીય (રાજા ભીમ) નામનો હજામ શું કરે છે ?" ત્યારે ડામરે જવાબ આપ્યો કે "બીજા રાજાઓનુ માથુ મુંડ્યુ છે અને એકનુ પલાળી રાખ્યું છે તે હવે મુંડશે" આ જવાબથી રાજા ચમત્કાર પામ્યો પછી રાજભુવનમા રાજવિડબન નામનું નાટક ભજવાતુ હતુ તેમા ડામરનો સ્વામી (ભીમ) કર્ણાટકના રાજાની ખુશામત કરતો બતાવવામા આવ્યો હતો, એ જોઇને ડામરે કહ્યુ "હે ભોજરાજા, જો મારો રાજા કર્ણાટકના રાજાના હાથથી ખેચાતો હોય તો એના હાથમા મુંજનું માથું કેમ નથી"? આ વાક્યથી આગળનુ વૈર યાદ આવતા ગુજરાત દેશ છોડી દઇને ભોજે કર્ણાટક તરફ પ્રયાણ કર્યું ત્યારે ડામરે ભોજને કહ્યુ.–

૧૨ એક વખત ધર્મશાસ્ત્ર સાંભળતાં, અર્જુનના [૧૮]રાધાવેધની વાત સાંભળીને અભ્યાસને શું મુશ્કેલ છે ? એમ વિચારીને, સતત અભ્યાસ કરીને સર્વેના દેખતાં રાધાવેધ કર્યો અને નગરમાં [૧૯]હાટની શોભા કરાવી. તેની એક ઘાંચી અને એક દરજીએ અવજ્ઞા કરીને ઉત્સવ ન કર્યો, અને શ્રીભોજ-રાજાને (નીચે પ્રમાણે) કારણ દર્શાવ્યું. ઘાંચીએ અગાશી ઉપરથી છેક જમીન ઉપર મુકેલા સાંકડા મોઢાના માટીના વાસણમાં તેલની ધાર બરાબર નાખી દીધી. ,અને દરજીએ જમીન ઉપર ઉભા રહીને આકાશમાથી

---

"હે ભોજરૂપી સૂર્ય તમે ખરેખર પૂર્વ દિશામા જ શોભો છો, પશ્ચિમ દિશામા જવાથી સૂર (સૂર્ય) પણ હલકો પડે છે."

(૨) વળી એક વખત શ્રી ભીમ રાજા માલવમંડળમા ડામરને મોકલ્યા પ્હેલા એને ત્યા કેમ વર્તવુ તે શીખવવા મંડયા. વાત પુરી થયા પછી ડામરે ત્યાંજ પછેડી ખ ખેરી નાખી, ભીમને કહ્યુ "તમારૂં શીખવેલું અહીંજ મુકી જાઉ છું. કારણકે ત્યા જઇને હું વખત જોઇને જે સૂઝશે તે બોલીશ. બીજાએ શીખવેલુ કેટલું કામ આવે ?" પછી રાજાએ સમયસર બોલવાની તેની ચાતુરી જોવા માટે એક ડાબલાને ગુપ્ત રીતે રાખથી ભરીને ભોજની સભા સિવાય બીજે ક્યાક ન ઉઘાડવો એમ કહીને આપ્યો. પછી ડામરે માળવાની ભોજસભામા જઇને તે ઘણાં કપડાથી વીંટેલો ડાબલો લાવીને ભોજ આગળ મુકયો. ભોજ રાજા ઉઘાડીને જુએ ત્યા અ દર રાખ ભરેલી. એટલે ભોજે પૂછ્યું કે આ તે કેવી ભેટ ? તરત બુદ્ધિવાળા ડામરે જવાબ આપ્યો કે ' દેવ શ્રી ભીમે કોટિહોમ કરાવ્યો હતો. તેની આ તીર્થભૂત રક્ષા છે અને પ્રીતિથી આપને ભેટ મોકલી છે." આ જવાબથી ખુશી થયેલા રાજાએ પોતાને હાથે બધાને રક્ષા આપી. બધાએ તિલક કર્યું. અ ત પુરમા પણ મોકલી. પછી સન્માન પામીને સામી ભેટ સાથે ડામર પાછા આવ્યો, અને એ વૃત્તાન્ત જાણીને ભીમે પણ માન આપ્યું.

(૩) વળી કૌતુક જોવાની મરજીથી ભીમે સીલ કરેલો લેખ આપીને તેને માળવે મોકલ્યો. તેણે ભેટ સાથેનો લેખ ભોજને આપ્યો. ભોજે ઉઘાડીને વાચ્યુ ત્યા 'આને તરત મારી નાખવો.' એમ અ દર લખેલું હતું. એટલે આશ્ચર્ય ચકિત રાજાએ પૂછ્યુ ' આ શું લખ્યુ છે ? ' અને તરત બુદ્ધિવાળા ડામરે જવાબ આપ્યો કે " મારી જન્મ પત્રિકામા જ્યા મારૂ લોહી પડે ત્યા બાર વર્ષનો દુકાળ પડે એમ લખેલું છે, માટે પોતાના દેશનો વિનાશ ન થાય એ હેતુથી ભીમે મને અહીં મોકલ્યો છે. હવે તમે જેમ યોગ્ય લાગે તેમ કરો."-રાજાએ તેને મારવાની ના પાડી અને સન્માન સાથે પાછા મોકલ્યો. ત્યા ભીમે તેની બુદ્ધિ માટે તેને બહુ માન આપ્યું.

૧૮ દ્રૌપદી સ્વયવરમા અર્જુનના મત્સ્યવેધ નામથી ઓળખાય છે તે જ આ રાધાવેધ હશે.

૧૯ હાટની શોભા કરાવી એટલે રાધાવેધ કર્યો એ માટે બજાર શણગારવાનો હુકમ કર્યો.

પડતી સોઇના કાણામાં દોરો પરોવી દીધો અને આ રીતે પોતાના અભ્યાસની કુશળતા દર્શાવી રાજાને શક્તિ હોય તો એ પ્રમાણે કરી બતાવવા કહ્યું. અને એ રીતે રાજાનો ગર્વ દૂર કર્યો.

(૩૨) હે ભોજરાજ, હું રાધાવેધનું કારણ સમજી ગયો છું. ધારાથી જે વિપરીત (રાધા) હોય તે તમારાથી સહન થતું નથી.

૧૩ વિદ્વાનો જેની ઉપર પ્રમાણે પ્રશંસા કરતા હતા તે ભોજરાજાએ નવું નગર વસાવવાની ઇચ્છાથી પડો વગડાવ્યો, ત્યારે ધારા નામની વેશ્યાએ અગ્નિ વેતાલ નામના પોતાના પતિ સાથે લંકામાં જઇને તે શહેરની રચના જોઇને પાછા આવી "મારૂં નામ નવા શહેરને આપવું" એમ કહીને તે શહેરનો નકશો આપ્યો અને ભોજે ધારાનગરને વસાવ્યું[૨૦]

૧૪ એક દિવસ સાંજનો દિવાને આમ ખલાસ થયા પછી રાજા પોતાના શહેરની અંદર ફરતો હતો ત્યાં:—

(૩૩) આ જન્મતો વૃથા ગયો; (કારણકે) હું નગન છું, ભડવીરની તરવાર ન ભાંગી, સ્ત્રીઓના તીખા કટાક્ષો ન માણ્યા કે ગોરીને ગળે ન લગાડી.

ઉપર પ્રમાણે કોઇક દિગંબરને બોલતો સાંભળીને સવારે તેને બોલાવ્યો, અને રાતે તેણે બોલેલું વચન સંભળાવી તેનામા શી શક્તિ છે તે પૂછ્યું. ત્યારે તેણે જવાબ આપ્યો કે:—

(૩૪) હે દેવ, દીવાળી આવતાં અને હાથીઓના ગંડ સ્થળમાંથી મદ ઝરવા માંડતાં, ગૌડ દેશ સાથે દક્ષિણાપથને એક છત્ર નીચે આણી દઉં!

ઉપર પ્રમાણે પોતાનું સામર્થ્ય દર્શાવવાથી રાજાએ તેને સેનાપતિના પદ ઉપર નીમ્યો. અને સિન્ધુ દેશનો વિજય કરવામાં શ્રી ભીમ રોકાયો હતો ત્યાં તે દિગંબર બધા સામંતો સાથે અણહિલપુર ઉપર ચડી ગયો અને અણહિલપુરને ભાંગીને તેના ધવલગૃહ (રાજમહેલ)ના ઘડી'મૂહના

૨૦ જો કે મેરૂતુંગે ઉપર આપેલી કથા નિ:સાર છે પણ ભોજ પ્હેલાં માળવાના રાજાઓની રાજ્યાની ઉજ્જેનમાં હતી અને ભોજે ધારાનગરી વસાવી તેમાં રાજધાની કરી એટલું ઐતિહાસિક તત્ત્વ એ વાતમાં લાગે છે. (જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ. ૧૧૨)

૨૧ ભોજની એકાદ વખતની ચડાઇ શ્રી ભીમે મેરૂતુંગ ભીમ પાસે કહેવરાવે છે તેમ દંડ આપીને કે ડામર જેવા એલચીની ચતુરાઇથી પાછી વાળી હોવાનો સંભવ છે. પણ પછી ભોજે પાટણ એક વખત જીતુંજ હશે એમ લાગે છે. ભીમની સિન્ધ ઉપરની ચડાઈનો ઉલ્લેખ હેમચંદ્રે કર્યો છે. (દ્વયાશ્રય સ. ૮)

દ્વાર આગળ કોડીઓ દાટીને જયપત્ર લીધું. તે વખતથી કુલચન્દ્ર લુંટી ગયો એવી આખા જગતમા ખ્યાતિ થઇ. પછી કુલચન્દ્ર જયપત્ર લઇને માળવે ગયો અને તે વૃત્તાન્ત ભોજને કહ્યો ત્યારે શ્રી સરસ્વતીકંઠાભરણ ભોજે કહ્યું કે "તમે અંગારા કેમ ન દાટયા? આતો માળવાનું ઉઘરાણું ( કર ) ગુજરાતમા જશે."

૧૬ એક વખત ચાદનીમાં બેઠેલા શ્રીભોજે પાસે બેઠેલા કુલચન્દ્રના સાંભળતાં પૂર્ણ ચદ્રમંડળને જોઇને નીચેનો અર્ધો શ્લોક કહ્યો.

(૩૫) જેઓ વ્હાલી સ્ત્રી સાથે આખી રાતને એક ક્ષણ પેઠે પસાર કરે છે તેઓને ચદ્રમા શીતળ કિરણવાળો જણાય છે. પણ વિરહીઓને ઉબાડીઆ જેવો સતાપ કરનાર લાગે છે.

આ અર્ધો શ્લોક અર્ધકવિએ (ભોજે) કહેતાં કુલચન્દ્રે કહ્યું:—

અમારે તો વલ્લભાએ નથી, અને વિરહે નથી. તેથી ઉભય ભ્રષ્ટ અમારે તો ચન્દ્રમા અરીસા જેવો શોભે છે; એ નથી શીતળ કે નથી ઉષ્ણ.

ઉપર પ્રમાણેની તેની ઉક્તિ પછી રાજાએ એક સારી સ્ત્રી તેને ભેટ આપી.[૨૨]

૧૭ પછી ડામરનામનો સાન્ધિવિગ્રહિક માલવ મંડળમાંથી ગુજરાતમાં ગયો ત્યારે તેણે ભોજની સભાનું વર્ણન કરતાં ત્યાં મોટું આશ્ચર્ય ઉત્પન્ન થયું, અને ભોજની સભામાં જઇને શ્રી ભીમના અતિશય રૂપનું વર્ણન કરતાં ભીમને જોવાનું ભોજને મન થયું. અને તેણે ડામરને કહ્યું કે "ભીમને અહીં લઈ આવો અથવા મને ત્યા લઇ જાઓ." બીજી તરફથી માળવાની સભા જોવાની ઉત્કંઠાથી ભીમે પણ એમજ કહ્યું. એટલે એક વરસ યુક્તિઓ જાણનાર ડામર મોટી ભેટો લઇને પાનનો કરડીઓ ઉપાડનાર બ્રાહ્મણના વેષમાં ભીમને સાથે લઇને ભોજની સભામાં ગયો અને પ્રણામ કર્યા. ભોજે ભીમને લઇ આવવાની વાત કહી. ત્યારે તેણે વિનંતી કરી કે "દેવ! રાજાઓ સ્વતંત્ર છે, એની પાસે ઇષ્ટ કાર્ય કોણ પરાણે કરાવી શકે? માટે આપે આ ખોટી આશા ન રાખવી." ડામરે આમ કહ્યું એટલે શ્રીભીમનાં અવસ્થા, રંગ, આકૃતિ કેના જેવાં છે એમ ભોજે પૂછયું ત્યારે ડામરે પાનનો કરંડીઓ ઉપાડનારને બતાવીને સભાસદો તરફ જોઇને કહ્યું કે "હે દેવ:—

૨૨ કુલચન્દ્ર સંબંધીના પ્ર. ચિં. ના આ વૃત્તાન્તમાં દિગંબર હોવની ગંધ આવે છે. એક પ્રતમાં વારાગના પાઠ છે તે સાચો હોય તો વેશ્યા આપી, એવો અર્થ થાય. રાજાઓ આ રીતે વેશ્યાને આપે એવી પ્રથા જૂના કાળમા હતી.

(૩૬) આજ આકૃતિ, આ વર્ણ, આ રૂપ અને આજ ઉમ્મર, પણ આની અને રાજાની વચ્ચે કાચ અને ચિન્તામણિ જેટલો ફેર છે.

ઉપર પ્રમાણે ડામરે કહ્યું એટલે ચતુર ચક્રવર્તી ભોજરાજા તે (પાન ઉપાડનાર)ના સામુદ્રિક લક્ષણો જોવા લાગ્યા. અને એ કામમાં ભોજની સ્થિર દૃષ્ટિ જોઇને રાજા (શું વિચાર કરે છે તે)નો વિચાર જાણીને તે સાન્ધિવિગ્રહિકે ભેટની વસ્તુઓ લઇ આવવા માટે તે (પાનનો કરંડીયો ઉપાડનાર) ને મોકલી દીધો. અને આ વસ્તુઓ લઈ અવાતી હતી ત્યારે તે તે વસ્તુના ગુણના વર્ણનમાં તથા બીજી વાતોમાં ઘણો વખત નીકળી ગયા પછી રાજાએ "હજી પાનનો કરંડીઓ ઉપાડનાર કેમ નથી આવતો ?" એમ પૂછતાં ડામરે "તે ભીમરાજા હતા" એમ જાહેર કર્યું. રાજા ભોજે એની પછવાડે લશ્કર મોકલવા માંડ્યું. ત્યારે "બાર બાર યોજન ઉપર સ્વારીના ઘોડાઓ અને એક ઘડીમાં યોજન જાય એવી સાંટણીઓ તૈયાર રાખવામાં આવેલ છે. આ બધી સામગ્રીથી શ્રી ભીમ તમારી સરહદ ઓળંગે છે ત્યાં કેમ પકડાશે ?" એ રીતે તેણે કહ્યું એટલે રાજા ભોજ હાથ ઘસીને બેસી રહ્યા.

૧૮ વળી શ્રી ભોજે શ્રીમાઘ પંડિતની વિદ્વત્તા તથા પુણ્યવત્તાને સતત સાંભળીને, તેને મળવાની ઉત્સુકતાથી વારંવાર સંદેશા મોકલીને એક વખત શિયાળામાં શ્રીમાલ નગરીથી માઘને તેડાવ્યા. અને ભોજન વગેરેથી બહુ માન સાથે પુષ્કળ સત્કાર કર્યો. પછી રાજાને યોગ્ય રમત ગમતો બતાવી, રાતે [23]આરતી પછી પોતાની પાસે મુકેલા પોતાના જેવા પલંગમાં માઘપંડિતને સુવાની ગોઠવણ કરી પોતાને ઓઢવાનું ગરમ કપડું તેને આપ્યું, અને લાંબા વખત સુધી મીઠી વાતો કરતાં કરતાં સુખેથી ભોજરાજા સુઈ ગયા. સવારે મંગળવાદિત્ર વાગ્યા પછી જાગેલા રાજા પાસે માઘપંડિતે પોતાને ઘેર જવાની રજા માગી; આથી આશ્ચર્યચકિત થયેલા રાજાએ દિવસે ભોજન કપડાં વગેરેનું સુખ કેવું હતું એ પૂછયું ત્યારે માઘપંડિતે કહ્યુ કે "સારા ખરાબ અન્ન વિષે કાંઇ કહેવાનું નથી, પણ ગરમ કપડાંના ભારથી થાક લાગ્યો છે." આ જવાબથી ખેદ પામેલા રાજાએ માંડ માંડ રજા આપવાથી માઘપંડિત પોતાને ગામ જવા નીકળ્યા અને રાજા શહેરના ઉપવન સુધી વળા-

---

૨૩ એ વખતમાં રાજાની સવારે તથા રાતે આરતી ઉતારવામાં આવતી એમ લાગે છે. જુઓ હેમચંદ્ર રચિત કુમારપાલ પ્રબંધ.

વવા ગયા; ત્યારે માઘપંડિતે "આપે મારે ત્યા પધારવાની કૃપા કરવી" એમ વિનંતિ કરી અને તે પોતાને ગામ ગયા. આ પછી કેટલેક દિવસે માઘનો વૈભવ અને તેનાં મોજશોખનાં સાધનો જોવાની ઇચ્છાથી શ્રીભોજ શ્રીમાલનગરમાં ગયા. માઘપંડિત સામે ગયા તથા બીજો પણ સત્કાર કર્યો અને રાજાનો તેના લશ્કર સાથે માઘના આંગણામાં સમાસ થઇ ગયો. પછી માઘ પંડિતના મહેલમાં જઇને જુવે છે તો બધા રસ્તાઓ સોને મઢેલા જોયા. વળી નાહ્યા પછી દેવપૂજાના સ્થાનમાં મણિમરકતની જમીનમાં શેવાળવાળાં પાણીનો ભ્રમ થવાથી પોતે પહેરેલાં કપડાં રાજાએ ઉંચાં લીધા ત્યારે પુરોહિતે વસ્તુસ્થિતિ સમજાવી. અને દેવપૂજા તથા મંત્ર પાઠ પુરાં થયા પછી જમવાનો વખત થતાં, પીરસાયેલી રસોઇ ચાખતાં, રાજાના મનમાં તે દેશમાં ન મળે એવાં તથા તે ઋતુમાં ન ઉત્પન્ન થતાં એવાં શાક ફળો વગેરે જોઇને ભારે આશ્ચર્ય થયું. કઢેલાં દુધ સાથે ચોખાવાળી (દૂધપાક ?) રસોઇ ગળા સુધી ધરાઇને ખાધા પછી ભોજન પુરૂં કરી ઉપરની મેડી (ચન્દ્રશાળા) માં ચડીને પ્હેલાં ન જોયેલ કે ન સાંભળેલ કાવ્ય, કથા, પ્રબન્ધ, નાટક વગેરે જોતા જોતાં શીઆળાની ઋતુ હોવા છતાં (કૃત્રિમ રીતે ઉત્પન્ન કરેલા) આકસ્મિક ઉનાળાની ભ્રાન્તિ થવાથી ધોળું સ્વચ્છ કપડું વીંટીને તથા પુષ્કળ ચંદન ચોપડીને સુતેલા ભોજને વીંઝણા લઇને ઉભેલા નોકરો પવન નાખવા માંડ્યા અને ભોજને એવી સારી ઉંઘ આવી ગઇ કે એક ક્ષણ પેઠે રાત નીકળી ગઇ. અને સવારમાં શંખધ્વનિથી જાગી ઉઠ્યા. આ રીતે દર વખતે શીઆળો હોવા છતાં માઘપંડિતે ઉનાળાનો જેને અનુભવ કરાવ્યો છે, એવા ભોજે આશ્ચર્ય સાથે કેટલાક દિવસ રહીને સ્વદેશ જવા માટે રજા માગી અને પોતે કરાવવા માંડેલા નવા ભોજસ્વામી નામના મંદિરનું પુણ્ય (માઘ પંડિતને) આપીને ભોજ રાજા માળવે ગયા.

હવે માઘના જન્મ વખતે તેના પિતાએ જોષી પાસે જાતક કરાવ્યું તો એમ આવ્યું કે પ્હેલાં ચડતી ચડતી કળામાં સમૃદ્ધિનો ઉપભોગ કરીને છેવટમાં વૈભવ ખુટી જતાં અને પગ ઉપર થોડો સોજાનો રોગ થઇને માઘપંડિત મરણ પામશે.

આ રીતે જોષીએ બતાવેલાં ગ્રહનાં ફળને વૈભવથી દુર કરવાની ઇચ્છાથી માણસનું આયુષ્ય સો વર્ષનું માનતાં તેના છત્રીશ હજાર દિવસો થાય એમ ગણીને નાણાથી ભરેલા છત્રીશ હજાર હારો કરાવીને નવા બનાવેલા કોશમાં રાખીને તથા તે ઉપરાંત પુષ્કળ સમૃદ્ધિ મુકીને

જેનું માઘનામ પાડયું છે, એવા પુત્રને કુળને યોગ્ય કેળવણી આપીને પોતાને કૃતકૃત્ય માનતા માઘના પિતાએ પરલોકવાસ કર્યો. પછી કુબેર પેઠે પુષ્કળ સામ્રાજ્યના ધણી રૂપ માઘ વિદ્વાનોને તેઓની ઇચ્છા પ્રમાણે પૈસો આપીને તથા માગણોને ન માપી શકાય એવાં દાનો આપીને કૃતાર્થ કરવા લાગ્યા. તથા ઉપર કહ્યા છે તેવા ભોગો ભોગવવાથી પોતે દેવતાનો અવતાર હોય એમ દેખાડવા લાગ્યા. વળી તેણે શિશુપાલ વધ નામનું મહા કાવ્ય રચીને વિદ્વાનોને આશ્ચર્યચકિત કર્યા. પણ છેવટમાં પુણ્ય ક્ષીણ થતાં પૈસો ખુટી ગયો. અને વિપત્તિ માથે પડતાં પોતાના દેશમાં ન રહી શકવાથી પોતાની પત્ની સાથે માળવામાં જઇને ધારાનગરમાં રહ્યા. અને પુસ્તક અર્પણ કરીને શ્રી ભોજ પાસેથી થોડુંક પણ દ્રવ્ય લઇ આવવાનું કહીને પોતાની પત્નીને માથે ભોજ પાસે મોકલી અને પોતે તેની વાટ જોવા લાગ્યા. ત્યાં માઘની પત્નીની આવી સ્થિતિ જોઇને સંભ્રમ સાથે સળી મુકીને પુસ્તક ઉઘાડતાં ભોજે નીચેનું કાવ્ય વાંચ્યું:—

( પ્રાતઃકાળ થતાં )

(૩૭) કુમુદના વનની શોભા ક્ષીણ થઇ ગઇ છે અને કમળની શોભા ખીલી નીકળી છે, ઘૂડનો આનદ ઉડી ગયો છે, અને ચક્રવાક આનંદમાં આવી ગયેલ છે. સૂર્ય ઉદય પામે છે અને ચંદ્રમા અસ્ત થાય છે. અરે, દુષ્ટ વિધિનાં કામોનું પરિણામ વિચિત્ર છે.

અને તે કાવ્યનો અર્થ સમજીને "અન્યની તો શી વાત ? પણ આ એકજ કાવ્યની કિંમત તરીકે પણ આખી પૃથ્વી આપીએ તો ઓછી પડે" એમ વિચારીને સમયોચિત વાપરેલા અનુચ્છિષ્ટ હ્રી શબ્દના પારિતોષિક રૂપે લાખ દ્રવ્ય આપીને રાજાએ તેને રજા આપી. પણ તે માઘ પંડિતની પત્ની રસ્તામાં ચાલતાં ઓળખાઇ ગઇ એટલે કેટલાક માગણો માગવા લાગ્યા. અને માઘની પત્ની તે બધું દ્રવ્ય માગણોને આપી દઇને પ્હેલાંની સ્થિતિમાંજ ઘેર આવી અને પોતાના પતિને એ વૃત્તાન્ત કહ્યો. એ વખતે માઘના પગ ઉપર થોડો સોજો આવ્યો હતો. પછી " તું મારી શરીરધારી કીર્તિ છો " એમ પ્રશંસા કરતા પોતાને ઘેર આવેલા કોઇક ભિક્ષુને જોઇને તથા પોતાના ઘરમાં તેને આપવા જેવું કાંઇ ન જોવાથી નિર્વેદ પામેલા માઘે નીચેના ઉદ્દગારો કાઢયાઃ—

(૩૮) પૈસો નથી, ખોટી આશા મને છોડતી નથી, દાન કરવામાં જેને ખોટી ટેવ પડી છે એવો મારો હાથ ટુંકો થતો નથી, યાચના કરવામાં

હલકાઇ છે, અને આપઘાત કરવામાં પાપ છે, માટે હે પ્રાણો! શોક કરવાથી શું ફળ છે? તમે જાતે ચાલ્યા જાવ.

(૩૯) દરિદ્રતારૂપી અગ્નિનો તાપ સંતોષરૂપ પાણીથી શાંત કર્યો પણ દીન માણસોની આશાના ભંગથી ઉત્પન્ન થયેલો તાપ શાથી શાંત થાય?

(૪૦) દુકાળમાં ભીખ મળતી નથી, ખરાબ સ્થિતિમાં આવી ગયેલાઓને કરજે પૈસા ક્યાંથી મળે? જમીન ધણીને કામ તો કોણ આપે? (પરિણામે) કોળીઓ પણ આપ્યા વગર આ સૂર્ય આથમે છે. હે ગૃહિણી, ક્યાં જઇએ અને શું કરીએ? જીવિતવિધિ ગહન છે?

(૪૧) ભુખથી પીડાયેલો વટેમાર્ગુ મારૂં ઘર પૂછતો ક્યાંકથી આવી ચડયો છે, તો હે ગૃહિણી આ ભુખ્યો ખાય એવું ઘરમાં કાંઇ છે? ત્યારે ઘરધણીઆણીએ વાણીથી 'છે' એમ કહીને આંખમાંથી ગળી પડતાં મોટાં આંસુનાં ટીપાંથી અક્ષરો વગર જ 'નથી' એમ કહી દીધું.

(૪૨) માગણ નિરાશ થઇને પાછો ગયો; માટે હે પ્રાણો! હવે તમે પણ જાવ. પછી પણ જવું તો છે તો આવો સથવારો ક્યાંથી મળશે?

ઉપરનું વાક્ય પુરૂં કરતાં જ તે માઘ પંડિત મરણ પામ્યા. અને સવારે તે વાત સાંભળીને શ્રીમાળમાં તેની નાતના માણસો ધનવાળા હોવા છતાં તે પુરૂષરત્નનો ભુખથી પીડાઇને અન્ત આવ્યો એ જોઇને તેની જાતનું ભિલ્લમાળ એ પ્રમાણે શ્રી ભોજે નામ આપ્યું.[૨૪]

---

૨૪ મેરૂતુંગે આપેલી ઉપરની માઘની કથાનો છેવટનો માઘના મરણને લગતો કટકો તથા ૩૮, ૩૯ અને ૪૨ શ્લોકો બલ્લાલકૃત ભોજ પ્રબંધમાં પણ મળે છે. જૈન ભોજ પ્રબધોમાથી રત્ન મંદિર ગણિએ મેરૂ તુંગને અનુસરતું સમગ્ર વર્ણન કર્યું છે. પ્રભાવક ચરિતમા માઘને સિદ્ધર્ષિ (ઉપમિતિ ભવપ્રપચના કર્તા) ના કાકાના દીકરા ભાઇ તથા ભોજના બાલમિત્ર કહેલ છે. (જુઓ સિદ્ધર્ષિ સૂરિ પ્રબંધ શ્લો. ૧૫) પણ ઉપમિતિ ભવ પ્રપચની રચનાનો સમય વિ. સ. ૯૬૨ છે, એટલે સિદ્ધર્ષિ કે એના કાકાના દીકરા ભાઈ ભોજના સમકાલિન ન હોઈ શકે; પણ તે પ્હેલા સો વર્ષે થઈ ગયા હોવા જોઇએ. મ ઘનો એથીયે પ્રાચીનતર હોવાનુ બીજા પુરાવાઓથી નક્કી થયુ છે. કારણ કે આલકારિક વામન (ઇ. સ. ૮૫૦) કાવ્યાલંકાર વૃત્તિમા માઘના શિશુપાલવધમાથી ઉદાહરણ લે છે. વળી માઘ પોતાને રાજા વર્મલાતના મંત્રી સુભદ્રદેવના પૌત્ર અને દત્તકના પુત્ર કહે છે. (આ ઉપરથી પ્ર. ચિ. ની એક પ્રતમા તથા રત્નમદિર ગણિના ભોજ પ્રબધમા માઘના પિતાનું નામ કુમુદ આપ્યુ છે તે ભુલજ લાગે છે.) હવે વર્મલાતનો એક ઉત્કીર્ણ લેખ મળ્યો છે, અને એ વર્મલાત માઘના દાદાના આશ્રયદાતા હશે એમ માનીને

મધ્યદેશમાં જન્મેલા સાંકાશ્ય ગોત્રનો સર્વદેવ નામનો એક દ્વિજ રહેતો હતો. જૈનધર્મના સંસર્ગથી આ દ્વિજમાંથી ઘણું કરી મિથ્યાત્વ (બ્રાહ્મણધર્મ વગેરે બીજા ધર્મમાં માન્યતા) નીકળી ગયું હતું. એને ધનપાલ અને શોભન નામના બે પુત્રો હતા. એક વખત શ્રી વર્ધમાનસૂરિ ગામમાં આવ્યા હતા, ત્યારે એમને એમના ગુણો ઉપરના અનુરાગથી પોતાના ઉપાશ્રયમાં રાખીને તથા અત્યંત ભક્તિથી એમને સંતુષ્ટ કરીને, તેઓ સર્વજ્ઞ પુત્ર છે એમ માનીને, પોતાના પૂર્વજે કયાંક ગુપ્ત રીતે રાખેલા નિધિ (ધન ભંડાર) વિષે આ દ્વિજે પૂછ્યું. ત્યારે શ્રી વર્ધમાનસૂરિએ[૨૫] વાક્યચ્છળથી (બે અર્થવાળું વાક્ય વાપરીને) અર્ધો ભાગ માગ્યો. પછી એમણે બતાવેલી નિશાની ઉપરથી સર્વદેવને ધન ભંડાર મળ્યો, એટલે એણે તેમાંથી અર્ધો ભાગ આપવા માંડયો; ત્યારે તેઓએ બે પુત્રોમાંથી અર્ધું એટલે એક પુત્ર માગ્યો. પણ ધનપાલ મિથ્યાત્વથી અન્ધ બુદ્ધિવાળો અને જૈન માર્ગની નિન્દા કરનારો હોવાથી તેણે પિતાને ના પાડી અને નાના પુત્ર શોભન ઉપર પિતાને બહુ સ્નેહ હતો તેથી પોતે (ના પાડી અને) પોતાની પ્રતિજ્ઞા તુટવાથી લાગતા પાપને તીર્થોમાં ધોવા માટે તીર્થમાં જવા નીકળ્યો. પણ પિતૃભક્ત નાનો પુત્ર શોભન, પિતાને એ આગ્રહમાંથી રોકી પિતાની પ્રતિજ્ઞા પાળવા માટે વ્રત લઇને તે ગુરુની પછવાડે જાતે ચાલી નીકળ્યો.

પછી બધી વિદ્યાઓ ભણીને તથા શ્રી ભોજરાજાની કૃપાથી, બધા પંડિતોમાં ઉચી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરીને, પોતાના ભાઇ સંબંધી ક્રોધથી ધનપાલે બાર વર્ષ સુધી સ્વદેશમાં જૈનદર્શન(ના અનુયાયી સાધુઓ)ના પ્રવેશનો નિષેધ કરાવ્યો. પણ તે દેશનાજૈનધર્મના અનુયાયીઓએ ખૂબ અભ્યર્થના કરીને જૈન મહાપુરુષોને બોલાવવાની છૂટ મેળવી; તેથી સર્વ (જૈન) સિદ્ધાન્તોમાં પારંગત શોભન નામનો તપોધન ગુરુની રજા લઇને ત્યાં આવ્યો. અને ધારાનગરીમાં પેસતાં સ્વારીમાં જતા ધનપાલે તે પોતાનો ભાઇ છે એમ ઓળખ્યા વગરજ તેને મશ્કરીમાં "હે ગધેડા જેવા દાંતવાળા ભદંત ! નમસ્કાર છે" એમ કહ્યું; ત્યારે તેણે સામું

ઉત્કીર્ણ લેખના સમય ઉપરથી હાલમાં ડૉ. કીલહૉર્ન અને શ્રી. દે. રા. ભાંડારકર જેવા કેટલાક પુરાતત્ત્વજ્ઞો માધને ઇ. સ. આઠમા શતકમાં મુકે છે. (જુઓ Epigraphia Indica Vol. IX p. 190)

૨૫ પ્રભાવક ચરિતમાં આ સૂરિનું વર્ધમાનસૂરિ નહિ પણ મહેન્દ્રસૂરિ નામ છે. જુઓ મહેન્દ્ર પ્રબંધ; પણ રત્ન મંદિર ગણિ પ્રન્થિં. ને અનુસૂરી વર્ધમાન સૂરિ નામ લખે છે. પોતાના પિતાનું સર્વદેવ નામ તો ધનપાલે તિલકમંજરીમાં જ લખ્યું છે.

કહ્યું " હે વાદરાના વૃષણ જેવા મુખવાળા મિત્ર ! તું સુખી છે ?" શોભનમુનિના આ વાક્યથી મનમા ચકિત થયેલા ધનપાલે વિચાર કર્યો કે મેં મશ્કરીમા પણ 'નમસ્કાર છે' એમ કહ્યુ તો તેણે 'મિત્ર તુ સુખી છો ?' એવો જવાબ આપીને બોલવાની છટામા મને હરાવ્યો " પછી તમે કોના મહેમાન છો ?" એમ ધનપાલે પૂછતા શોભનમુનિનો "અમે, તમારા જ મહેમાન છીએ" એવો જવાબ સાભળીને પોતાના બટુક સાથે તેને પોતાને મહેલે મોકલીને ત્યા રાખ્યા. પછી ધનપાલે મહેલમા આવીને મીઠી વાણીથી તે મુનિને તેના સાથીઓ સાથે જમવાનું નિમત્રણ આપ્યુ પણ મુનિએ 'પોતે શુદ્ધ આહાર જ લીએ છે માટે નહિ જમી શકે' એમ કહ્યું, ત્યારે ધનપાલે આગ્રહથી પોતાને ત્યા જમવામા શુ દોષ છે ?' એ પૂછ્યુ એટલે શોભમુનિએ જવાબ આપ્યો કે —

(૪૩) મુનિએ મ્લેચ્છ કુળમાથી પણ મધુકરીથી મેળવેલુ અન્ન લેવુ પણ બૃહસ્પતિ જેવાનુ પણ એકલાનું અન્ન ન ખાવુ.

તેમજ દશવૈકાલિક નામના જૈન શાસ્ત્રમા પણ કહ્યુ છે કે.—

(૪૪) બુદ્ધો ભમરા જેવા છે, તેઓ નિશ્ચિત સ્થાન વગરના, અનેકનું અન્ન ખાનારા અને ઇન્દ્રિયોને નિયમમા રાખનારા છે તેથી તેઓ સાધુ કહેવાય છે.

આ પ્રમાણે "જૈન તેમજ અન્ય શાસ્ત્રોથી નિષિદ્ધ-બીજા માટે તૈયાર થયેલો આહાર અમે નથી લેતા અને શુદ્ધ આહાર જ લઇએ છીએ" એમ મુનિએ કહ્યુ એટલે તેના ચરિત્રથી ચકિત થયેલા ધનપાલ પોતાને મહેલે ગયા

પછી ધનપાલ નહાવા બેઠા હતા ત્યા ગોચરમા નીકળેલા તે બે મુનિઓને આવેલા જોઇને, અન્ન હજી રધાયેલુ ન હોવાથી બ્રાહ્મણીએ દહીં આપવા માડ્યુ, ત્યારે મુનિએ કેટલા દિવસનું છે ? એમ પૂછ્યુ એટલે ધનપાલે " શુ એમા પૂરા છે ?" એમ મશ્કરીમા પૂછ્યુ એ વખતે બ્રાહ્મણીએ બે દિવસનું છે' એમ નક્કી કરીને કહ્યુ, અને મુનિઓએ "હા પૂરા છે" એમ કહેવાથી ધનપાલ નહાવાને ઠેકાણેથી ઉઠીને તે જોવા માટે ગયા. પછી વાસણમાના દહીં પાસે રાખેના અળતાથી લાલ રગેલા રૂના પુમડા ઉપર દહીંના જ રંગના દહીંના જ પિંડા જેવા ધોળા જન્તુઓથી લાલ રૂ ધોળુ થયેલુ જોઇને જૈન ધર્મમા જીવ દયાની મુખ્યતા છે, તથા જીવની ઉત્પત્તિનું વિશેષ જ્ઞાન છે એમ ધનપાલને લાગ્યુ.

(૪૫)[૨૬] મગ અડદ વગેરે દ્વિદળ અન્ન જ્યારે કાચા ગોરસમાં પડે છે, ત્યારે તેમાં, તથા ત્રણ દિવસના દહીંમાં જીવની ઉત્પતિ થાય છે.

આ જ્ઞાન જિન શાસનમાં જ છે, એમ નિશ્ચય થવાથી અને શોભન મુનિના શોભન બોધથી, સમ્યક્ જ્ઞાન થવાથી તેણે સમ્યક્પણાનો (જૈનધર્મ)નો સ્વીકાર કર્યો. અને સ્વભાવથી બુદ્ધિશાળી હોવાથી તેણે કર્મ પ્રકૃતિ વગેરેના જૈનવિચારપ્રધાન ગ્રંથોમાં ઘણી પ્રવીણતા મેળવી. પછી સવારે સવારે જિનમૂર્તિની પૂજા કરતી વખતે નીચેના શ્લોકો તેઓ બોલતા.

(૪૬) શરીર પાડી નાખનારી મહેનતથી પણ ન પકડાય (ન રીઝે) એવા, થોડાં શહેરોના ધણીની મેં અતિ ફેલાયેલાં મોહથી સેવા કરી પણ હવે બુદ્ધિથી આરાધી શકાય એવા અને પોતાનું પદ આપે એવા ત્રિભુવનના ધણી પ્રાપ્ત થયા છે, જેથી પ્હેલાં જે દિવસો નકામા ગયા તે દુઃખ કરે છે.

(૪૭) હે જિન, જ્યાં સુધી જિનશાસન નહોતું સાંભળ્યું ત્યાં સુધી બધે ધર્મ છે એમ લાગ્યું, જેમ ધત્તુરો પીધેલો માણસ બધે સોનું જ દેખે છે,[૨૭] અને તેને પોતાનું સાચું પદ મળતું નથી.

(૪૮) દેશનો પતિ એક ગામ આપે છે, ગામધણી એક ખેતર આપે છે, ખેતરનો ધણી થોડી શીંગો આપે છે, પણ સર્વનો ધણી સંતુષ્ટ થાય ત્યારે પોતાની સંપત્તિ આપે છે.

૨૦ ઉપર પ્રમાણે વાક્યો બોલતા ધનપાલ એક દિવસ રાજા સાથે શિકારમાં ગયા હતા ત્યાં રાજાએ ધનપાલને કહ્યું:—

(૪૯) "હે ધનપાલ! આ હરણો શા માટે આકાશમાં ઉડે છે, અને આ ડુક્કરો શા માટે જમીન ખોતરે છે?" ત્યારે ધનપાલે જવાબ આપ્યો કે "હે દેવ, તમારા અસ્ત્રથી ભય પામીને, પોતાની જાતનો આશ્રય લેવા માટે આ મૃગો ચંદ્રમામાં રહેલા મૃગને અને ડુક્કરો આદિવરાહને શોધે છે."

પછી રાજાએ એક હરણાંને બાણથી વીંધ્યું અને તેના વર્ણન માટે ધનપાલ સામે જોયું ત્યારે ધનપાલે નીચેનું વચન કહ્યું:—

---

૨૬ શ્લોક ૪૫ ને મળતું નીચેનુ વચન હેમચંદ્રના યોગશાસ્ત્રમા છે.

आमगोरससंपृक्तं द्विदलं पुष्पितोदनम् ।
दध्यहर्द्वितयातीतं कुथितान्नं च वर्जयेत् ॥

૨૭ ધત્તુરો પીધેલો માણસ પીળું જ દેખે એ વિચાર જૈન સાહિત્યમાં અન્યત્ર પણ મળે છે જુઓ मृत्पिण्डमपि हेमैव पीतोन्मत्तो हि पश्यति. પરિશિષ્ટ પર્વ.

(૫૦) તમારૂ આ પરાક્રમ રસાતલમાં જાવ, આ (શિકારની) ખરાબ નીતિ છે કે જેમા શરણે આવેલુ દોષરહિત અને નબળુ બળવાનથી મરાય છે અરે આ તો મહાકષ્ટ છે, જગત્ અરાજક થઇ ગયુ છે

ઉપર પ્રમાણે ધનપાલના તિરસ્કારથી ક્રોધ કરીને રાજાએ 'આ શુ?' એમ પૂછયુ એટલે ધનપાલે નીચેનુ વચન કહ્યું –

(૫૧) પ્રાણ જવાની સ્થિતિમાથી તે વખતે, મોઢામા તૃણ લેવાથી શત્રુઓને પણ છોડી દેવામા આવે છે, ત્યારે આ પશુઓ જેઓ હમેશા તૃણ ખાઇને જ રહે છે, તેને કેમ મારવામા આવે છે?

ઉપરના વચનથી અત્યત દયા ઉત્પન્ન થતા રાજાએ ધનુષ્ય અને બાણને ભાગી નાખવાનુ કબુલ કરીને જીવિતના અન્ત પર્યંત મૃગયાના વ્યસનનો ત્યાગ કર્યો પછી શહેર તરફ પાછા ફરતા યજ્ઞના સ્તમ્ભ માથે બાધેલ બકરીની દીન વાણી સાભળીને "આ પશુ શુ કહે છે?" એમ રાજાએ પૂછતા ધનપાલે "જુઓ, ને કહે છે —

( પશુ કહે છે )

(૫૨) મને સ્વર્ગનું ફળ ભોગવવાની તૃષ્ણા નથી, વળી મેં તમારી પાસે (સ્વર્ગમા મોકલો એવી) પ્રાર્થના કરી નથી, હું હમેશા ખડ ખાવાથી સંતુષ્ટ છુ તેથી હે સાધુ! (તમારે મને મારવો) તે યોગ્ય નથી યજ્ઞમા તમે મારેલા પ્રાણીઓ જો ચોક્કસ સ્વર્ગમા જતા હોય તો તો તમે માબાપને મારીને, પુત્રોને મારીને તથા સગાઓને મારીને કેમ યજ્ઞ કરતા નથી!

એ પ્રમાણેના તેના વાકયથી રાજાએ આ શુ? એમ ફરી પૂછયુ એટલે ધનપાલે —

(૫૩) યજ્ઞનો થાભલો નાખીને, પશુઓને હણીને તથા લોહીનો ગારો કરીને જો સ્વર્ગમા જવાતુ હોય તો નરકમા કેવા કામથી જવાય?

(૫૪) સત્ય એજ યૂપ (યજ્ઞસ્તમ્ભ), તપ એ જ અગ્નિ, અને કર્મો એ જ સમિધ, અને (આ યજ્ઞમા) અહિંસાની આહુતિ આપવી, આવો યજ્ઞ સત્પુરૂષો કરે છે

ઇત્યાદિ [૨૮]શુકસવાદમા કહેલા વચનો રાજાની પાસે કહ્યા

---

૨૮ શુકસવાદ એ કોઇ ગ્રથના નામ જેવુ લાગે છે પણ એ નામનો ગ્રંથ મારા જાણવામા નથી.

· અને "હિંસા શાસ્ત્રનો ઉપદેશ કરનારાઓ તથા હિંસક સ્વભાવવાળા-ઓને બ્રાહ્મણરૂપ રાક્ષસો જાણવા" એમ કહી, રાજાને જૈન ધર્મ તરફ વાળ્યા.

૨૧ એક વખત રાજા સરસ્વતી કંઠાભરણ નામના મહેલમાં ફરતા હતા; ત્યા હમેશા સર્વજ્ઞ શાસન (જૈન ધર્મ)ની પ્રશસા કરતા પંડિત ધન પાલને કહ્યું કે "તમે કહો છો તેમ કદાચ તમારા માર્ગમા પ્હેલાં સર્વજ્ઞ થઇ ગયા હશે પણ હાલમા કયાંય વિશેષ જ્ઞાન છે?" ત્યારે "અર્હતે કરેલા અર્હત્ચૂડામણિ નામના ગ્રંથમાં ત્રણ જગતમા રહેલા પદાર્થોનું ત્રણે કાળના સ્વરૂપનું જ્ઞાન છે." એમ ધનપાલે કહ્યું. એ વખતે ત્રણ દ્વારવાળા મંડપમા ઉભેલા રાજાએ ધનપાલને "હું કયા દ્વારમાથી બ્હાર નીકળીશ એ કહો જોઇએ?" એમ પૂછયું[૨૯]. આ રીતે રાજાને, શાસ્ત્ર ઉપર કલંક મુકવા તૈયાર થયેલા જોઇને "બુદ્ધિમાત્રા ત્રયો દશી[૩૦]" એ લોકોકિતને સાચી પાડતાં ભોજપત્ર ઉપર રાજાના પ્રશ્નનો નિર્ણય લખીને તે ભોજ પત્ર માટીના ગોળામા મુકી એ છાબડી ઉપાડનારને આપીને "દેવ! હવે ચાલો" એ રીતે રાજાને કહ્યું. રાજાએ તો તેની બુદ્ધિકુશળતાના સંકટમાં પડેલો પોતાને માનીને તથા આ ત્રણ દ્વારમાથી એકમાથી નીકળવાનો નિર્ણય લખ્યો હશે એમ વિચાર કરીને, કડીઆ પાસે મડપની વચ્ચેના કમળ વાળી શિલા તોડાવી, એ રસ્તે બહાર નીકળી, પછી પેલો માટીનો ગોળો ઉખેડી તેમાના અક્ષરો વાચ્યા, તો તે જ રસ્તે બ્હાર નીકળવાનું લખેલું જોઇને રાજાનું ચિત્ત આશ્ચર્યથી પ્રફુલ્લ થઇ ગયુ અને તેણે જિનશાસનની જ પ્રશંસા કરી. લખ્યું છે કે—

(૫૫) હરિ બે આખથી જે નથી જોઇ શકતા, શંકર ત્રણ આખથી જે વસ્તુ નથી જોઇ શકતા, બ્રહ્મા આઠ આખથી જે નથી જોઇ શકતા કાર્તિકસ્વામી બાર આખથી જે નથી જોઇ શકતા, રાવણ વીશ આંખથી જે ન જોઇ શકયો, ઇન્દ્ર એકહજાર આંખથી જે નથી જોઇ શકતા અને સમગ્ર જનતા જે અગણ્ય નેત્રોથી પણ નથી જોઇ શકતી તે વસ્તુ બુદ્ધિશાળી માણસ બુદ્ધિરૂપ નેત્રથી સ્પષ્ટ જોઈ શકે છે.

---

૨૯ આ ને મળતી 'કયા દ્વારમાથી નીકળીશ' એ પ્રશ્નની કથા ચહાર દરમાવ નામના એક મુસલમાની ગ્રથમા પણ મળે છે એ ગ્રથકાર ઈ. સ. ૧૧ મા શતકમા થઈ ગયો છે. (જુઓ ટોનીના ભાષાંતરના Agenda મા પૃ. 210)

૩૦ આ 'બુદ્ધિમાત્રા ત્રયોદશી'નો બરાબર ભાવાર્થ હું સમજતો નથી. પણ બુદ્ધિથી બધી મુશ્કેલીનો માર્ગ નીકળી શકે છે એમ અભિપ્રાય જણાય છે.

૨૨ વળી એક વખત ધનપાલે[31] ઋષભપચાશિકાસ્તુતિ રચી વળી [32]સરસ્વતી કંઠાભરણુ નામના મહેલમા પોતે રચેલી પ્રશસ્તિની પટ્ટિકા ધનપાલે રાજાને બનાવી તેમા નીચેનો શ્લોક લખ્યો હતો

(૫૬) આ બળવાન્ જુવાને પૃથ્વીનો ઉદ્ધાર કર્યો, શત્રુની છાતી ચીરી નાખી અને બલિરાજ્યલક્ષ્મી સ્વાધીન કરી, ( મતલબકે ) પુરાણુ પુરૂષે-(ઇશ્વરે) ત્રણ જન્મમા જે કર્યું, તે આણે એક જન્મમા કર્યું

(નોંધ—વરાહ અવતાર, નરસિંહ અને વામન અવતારના કામો સાથે સરખામણી છે વરાહ અવતારે પૃથ્વીનો ઉદ્ધાર કર્યો, નરસિંહે શત્રુની છાતી ચીરી નાખી અને વામને બલિ દૈત્યની રાજ્યલક્ષ્મી હરી લીધી આ જુવાનના સમ્બધમા બલી એટલે બળવાન શત્રુ )

આ કાવ્યથી ખુશી થઇને તે પટ્ટિકાના પારિતોષિકરૂપે સોનાનો કળશ રાજાએ આપ્યો. એક વખત તે પ્રાસાદમાથી નીકળતા તેના દ્વારના ગોખલામા રતિ સાથે હાથતાલી દેતી કામદેવની મૂર્તિ જોઇને રાજાએ કામદેવના હાસ્યનુ કારણુ ધનપાલને પૂછ્યુ ધનપાલે નીચેનો શ્લોક કહ્યો —

(૫૭) ત્રિભુવનમા જેનો સંયમ પ્રખ્યાત છે એવા તેજ શંકર હવે વિરહથી બ્હીને સ્ત્રીને પોતાના શરીરમા ધારણુ કરે છે, તેથી " આ શકરે મને જીત્યો હતો !" એમ હસતુ આવીને પ્રિયાના હાથમા પોતાના હાથની તાળી આપનાર કામદેવ જય પામે છે.

(૫૮) એક દિવસે વળી શિવમંદિરમા ભૃગી ગણુને દુર્બળ ચીતરેલ જોઇને રાજાએ પૂછ્યુ કે આ ભૃગી દુબળો કેમ છે ? ત્યારે ધનપાને કહ્યુ –

(૫૯) જો આ શંકર દિગમ્બર રહે છે તો એને ધનુષ્યનું શુ કામ છે ? અને ધનુષ્ય રાખે તો ભસ્મ શા માટે ? જો ભસ્મ ચોળીને રહેવુ હોય તો સ્ત્રી શા માટે જોઇએ ? અને સ્ત્રી રાખે તો કામનો દ્વેષ શા માટે કરે છે ? આ પ્રમાણે પોતાના ધણીની પરસ્પરવિરુદ્ધ એવી ચેષ્ટા જોઇને આ ભૃગી જાડી શિરાઓથી ઢંકાએલું હોવાથી કઠોર દેખાતુ અને માત્ર હાડકા જ જેમા બાકી રહ્યા છે એવુ શરીર ધારણુ કરે છે

---

૩૧ આ ધનપાલની રચેલી ઋષભપચાશિકાસ્તુતિ મળેલી છે અને કાવ્યમાળામા છપાયેલ છે

૩૨ રાજા ભોજે સરસ્વતી કંઠાભરણુ નામનો અલંકારનો ગ્રંથ રચ્યો છે, એ પ્રસિદ્ધ છે. પણુ મેરૂતુંગ ભોજના મહેલનુ નામ સરસ્વતીકંઠાભરણુ આપે છે

(૬૦) પાણિગ્રહણ વખતે જેના રૂવાડા ઉભા થયા છે એવા શંકરનું ભસ્મશોભિત શરીર જય પામે છે, તે શરીરમા ભસ્મીભૂત થયેલા કામદેવના (ઉભા થયેલા રૂવાડા રૂપે) અંકુર ફુટતા હોય તેવુ લાગે છે

(૬૧) ગાય વિવેક શૂન્ય હોઇને અપવિત્ર વસ્તુ (વિષ્ઠા) ખાય છે, અતિ આસક્ત થઇને પોતાના પુત્ર સાથે વિષયની ઇચ્છા રાખે છે, અને ખરીથી તથા શીંગડાથી જન્તુઓને મારે છે, માટે હે રાજન્ કયા ગુણથી ગાયને નમસ્કાર કરવામા આવે છે.

(૬૨)[૩૩] અને દુધ આપે છે માટે જો ગાય વન્દવા યોગ્ય હોય તો ભેંસ શુ કામ વન્દ્ય નહિ ? ભેંસથી ગાયમા કઇ વિશેષતા દેખાતી નથી

૨૪ ઇત્યાદિ પ્રસિદ્ધ અને સિદ્ધ સાહિત્ય ગુણવાળા કાવ્યોવડે રાજાનું મનરંજન ધનપાલ કરતા હતા ત્યા એક દિવસ કોઇ વહાણવટી આવ્યાના દ્વારપાળે ખબર આપ્યા અને તેણે સભામા આવીને મીણના પાટીઆમા ઉતારેલા પ્રશસ્તિ કાવ્યો બતાવ્યા રાજાએ "આ કાવ્યો ક્યાથી મળ્યા !" એમ પૂછ્યુ એટલે તેણે નીચેની વાત કરી "એક વખત સમુદ્રમા એમએક અમારૂ વહાણ અટકી ગયુ, એટલે ખલાસીઓ સમુદ્રમા શુ કારણ છે તે તપાસવા લાગ્યા, તો સમુદ્રમા ડુબેલું શિવાલય જોયું અને તેની ફરતું ચારે તરફ પાણી હતું પણ શિવાલયની અંદર પાણી નહોતું અને એક ભીંત ઉપર અક્ષરો જોઇને એ શુ લખ્યુ હશે એમ જીજ્ઞાસા થવાથી, મીણની પાટલી કરી તે અક્ષરો ઉપર દાબી તો તેમાથી જે અક્ષરો મીણ ઉપર ઉઠી આવ્યા તે આ છે" રાજાએ આ વાત સાભળી તે મીણની પાટલી ઉપર માટીની પટ્ટી દબાવી તેમા અક્ષરો ઉપડાવી પંડિતો પાસે વંચાવતા નીચેના શ્લોકો મળ્યા

(૬૩) બાળકપણથી ભોજ આને પરમ ઉન્નતિએ પોચાડ્યો છે, પણ હવે આ રાજાનો કુવર અમારી વાત નીકળતા શરમાઇ જાય છે આ રીતે

૩૩ આ ૬૧ અને ૬૨ શ્લોકોમા, ૫૨, ૫૩, ૫૪ શ્લોકોમા તથા મૂળમા ૬૧-૬૨ નીચે આપેલ ટિપ્પણીમા ઉતારેલા બીજા શ્લોકોમા પદેલા બ્રાહ્મણધર્મી હોઇને પાછળથી જૈન થયેલા બ્રાહ્મણના મોઢા મારફત બ્રાહ્મણ ધર્મની હિસા પ્રધાનતાનો તથા બુદ્ધિથી ઠસતા દેખાતી ખામીઓનો પરિહાસ સાથે મર્યાદ ઉલ્લેખ કર્યો છે. જૈન સાધુઓ બ્રાહ્મણની કઈ બાબતમા નિન્દા કરતા હશે તેના આ નમુનારૂપ દાખલાઓ છે બૌદ્ધોએ યજ્ઞીય હિસાની આ પ્રકારે નિંદા કરેલી મળે છે. જુઓ સંસ્કૃત જાતકમાળામા યજ્ઞીય જાતક.

ખેદ પામેલો હોય તેમ પોતાના પુત્ર રૂપ યશના ટેકાથી વૃદ્ધ થયેલો ગુણોનો સમુહ તપ કરવા માટે જાણે સમુદ્ર કાંઠે આવેના તપોવનમા ચાલ્યો ગયો

(૬૪) ધનુષ્ય ધારણ કરનાર શત્રુઓની સ્ત્રીઓને વૈધવ્યવ્રત આપનાર આપ જ્યારે ક્રુદ્ધ થઇને દિગ્વિજય કરવા માટે દિશાઓમા ભમવા માડયા ત્યારે બીજી સ્ત્રીઓની તો વાત જ શુ કરવી ? પણ રતિએ પણ મદાન્ધ ભમરાઓની કાળાશથી કાળા કપડાથી વીંટેલુ હોય એવુ દેખાતુ ફુલોનું ધનુષ્ય કામદેવના હાથમા ન આપ્યુ

(૬૫) હે દેવ ચીંતારૂપ ઉંડા કુવામાથી, નિરંતર ફરતા અતિશોકરૂપ રેંટ વડે ખેંચેલા, વિશાળ નેત્રોરૂપ ઘડી યત્રમાથી નાકની દાંડીના વિષમમાર્ગેથી પડતાં આંસુની ધારના પાણીને તમારા શત્રુઓની નીસાસા નાખતી સ્ત્રીઓ સ્તનરૂપ બે કળશવડે કાયમ વહે છે

ઉપર પ્રમાણે આખા કાવ્યો વચાઇ ગયા પછી નીચેનું અર્ધું કાવ્ય મળ્યુ —

(૬૬) [૩૪] ખરેખર પહેલા કરેનાં કર્મોનો વિષમ વિપાક જીવોને ભોગવવો પડે છે

આનું ઉત્તરાર્ધ અધુરા પદ્યો પુરા કરનારા સેંકડો પંડિતોએ પૂરૂ કરી આપ્યુ પણ તેનો ઉપરના અર્ધા સાથે બરાબર મેળ ન બેસવાથી છેવટ રાજાએ ધનપાલ પડિતને પૂછ્યુ અને તેણે નીચે પ્રમાણે પુરૂં કર્યું --

( દાખના તરીકે જુઓ ) રાવણના જે માથાઓ શકરના મસ્તક ઉપર શોભતા હતા તે માથાઓ હરિ, હરિ, ગીધની પાંટુઓથી (ધૂળમા) રગડાય છે

આ ધનપાલે પૂરા કરેલા ઉત્તરાર્ધનો પૂર્વાર્ધ સાથે બરાબર મેળ બેસે છે, એમ રાજાએ કહ્યુ ત્યારે તે પડિતે કહ્યુ કે જો રામેશ્વરની ભીંતની પ્રશસ્તિમા આજ રચના અને આજ અર્થ ન હોય તો આજથી જીવિતના અન્તપર્યંત મારે કવિત્વનો સન્યાસ જ લેવો આ પ્રમાણે તેની પ્રતિજ્ઞા સાભળીને તરતજ ખારવાઓને લઇને વહાણને સમુદ્રમા ઝુકાવ્યુ અને છ મહિને તે

---

૩૪ ૬૬ મા શ્લોકનુ સાચુ ઉત્તરાધ ધનપાલે પૂરૂ કર્યાની કથા આજ પ્રમાણે પ્રભાવકચરિત [ મહેન્દ્ર પ્રબન્ધ ] મા છે અને રત્નમંદિરગણી તો મેરૂતુગના જ શબ્દો ઉતારે છે પણ બલ્લાલના ભોજ પ્રબધમા માછીમારો નર્મદામાથી પથરો લઈ આવે છે અને કાલિદાસ ઉત્તરાર્ધ પૂરૂ કરે છે, એ રીતે વર્ણન છે જો કે એ પ્રસગ નિર્ણયસાગરવાળા સસ્કરણમા નથી ૧૮૯૫ વાળામા છે મૂળ શ્લોક હનુમન્નાટકમા છે જુઓ મૂળમા સસ્કૃત શ્લોક નીચેની ટિપ્પણી

( સમુદ્રમાં રહેલા ) મંદિર પાસે પોથી જઇ ફરી મીણની પાટલી મુકી જોતાં આજ ઉત્તરાર્ધ મળી આવ્યું. એ જોઇને તેને ( ધનપાલને ) યોગ્ય પારિતોષિક રાજાએ આપ્યું. આ પ્રમાણે ખંડપ્રશસ્તિ સંબંધી ઘણાં કાવ્યો શ્રુતપરંપરાથી[૩૫] કહેવાય છે.

૨૫ એક વખત રાજાએ " હમણાં સેવામાં (રાજા પાસે હાજર થવામાં ) કેમ શિથિલતા દેખાય છે !" એમ ધનપાલને પૂછ્યું, ત્યારે તેણે જવાબ આપ્યો કે "હમણાં હું તિલક મંજરી નામનો ગ્રન્થ રચવામાં રોકાયેલો છું. " પછી શીઆળાની રાતના છેલ્લા પહોર વખતે રાજાને કાંઇ વિનોદનું સાધન નહોવાથી[૩૬] તે તિલક મંજરી ગ્રન્થની[૩૭] પ્હેલી લખેલી પ્રત લઇ આવીને પંડિતે વાંચવા માંડી. અને તે વંચાતાં તેનો રસ નીચે ન સુઇ જાય માટે પુસ્તકની નીચે કચોળાવાળો સોનાનો થાળ રાખ્યો. અને તે પુસ્તક પુરૂં થતાં તેની સરસ કવિતાથી ચિત્તમાં વિસ્મય પામીને રાજાએ પંડિતને કહ્યું. " તમે આ કથામાં નાયક તરીકે મારૂં નામ મુકો, અને વિનતાને બદલે અવંતી નામ મુકો અને શક્રાવતાર તીર્થને ઠેકાણે મહાકાળનું નામ મુકો તો તમે જે માગો તે તમને આપું. " ત્યારે પંડિતે જવાબ આપ્યો. " આગીઆ અને સૂર્ય વચ્ચે, શરસવના દાણા અને મેરૂ પર્વત વચ્ચે, કાચ અને કાંચન વચ્ચે, તથા ધત્તુરા અને કલ્પવૃક્ષ વચ્ચે જેવું મોટું અંતર છે તેવું તમે કહેલાં નામો અને કથાનાં નામો વચ્ચે છે:—

(૬૭) હે ! બે મોઢાવાળા, નિરક્ષર, ને લોહમય દાંડીવાળા ( લોભી બુદ્ધિવાળા ) ત્રાજવા ( રાજા ! ) ! તને શું કહીએ ! ચણોઠી સાથે સોનાને તોળનાર તું પાતાળમાં કેમ ન ગયો !"

આ પ્રમાણે પંડિતે આક્રોશ કરી મુકયો એટલે શ્રી ભોજે તે મૂળ પ્રતને ભડભડ બળતા અગ્નિમાં નાખી દીધી. પછી તે પંડિત[૩૮] બે રીતે

૩૫ આ વાક્યનો અર્થ એવો લાગે છે, કે આ કથાને લગતા બીજાં કાવ્યો પણ પ્રચલિત હશે. રત્નમંદિર ગણીએ ૬૩, ૬૪, ૬૫ શ્લોકોને બદલે જુદાજ શ્લોકો આપ્યા છે. બાકીની કથા સરખી જ છે.

૩૬ જૂના વખતના રાજાઓની સંમાન્ય દિનચર્યા પ્રમાણે જે ચાલે તે રાજાઓ રાતનો છલ્લો પહોર બાકી હોય ત્યારે જ ઉઠતા અને એ વખતે કાંઈક ધાર્મિક કથા વાર્તા સાંભળતા. ઘઇ પેઢી સુધી કેટલાક રાજાઓ આ ધોરણ પ્રમાણે વર્તતા.

૩૭ ધનપાલનો રચેલો તિલકમંજરી ગ્રંથ મળે છે અને છપાઈ ગયો છે.

૩૮ બે રીતે નિર્વેદ પામ્યો એનો અર્થ રત્નમંદિર ગણિના ભોજ પ્રબંધના ભાષાંતરની ટિપ્પણીમાં (૧) ખેદ પામેલો અને (૨) વેદ એટલે શાસ્ત્ર વગરનો એવો કર્યો છે અને નીચા મોઢાવાળાનો બીજો અર્થ મૌન ધારણ કરેલો એવો કર્યો છે,

નિર્વેદ પામીને તથા એ રીતે નીચું મોઢું રાખીને પોતાના મકાનના પાછલા ભાગમાં જૂના ખાટલા ઉપર નીસાસા નાખતો પડી રહ્યો. પણ તેની બાલ પંડિતા પુત્રીએ પ્રેમ પૂર્વક પિતાને ઉઠાડીને સ્નાન, ભોજન, પાન વગેરે કરાવી પછી પોતે તિલક મંજરીની પ્હેલી પ્રત જોઇ હતી તે ઉપરથી યાદ કરી ને અર્ધો ગ્રન્થ લખાવ્યો, તથા બાકીનો અર્ધો પંડિતે નવો રચ્યો એ રીતે ગ્રંથ પૂરો કર્યો.[૩૯]

૨૬ એક વખતે ભોજની સભામાં ધનપાલે નીચેનું કાવ્ય કહ્યું:—

(૬૮) હે ધારાના અધીશ, બ્રહ્માને પૃથ્વીના રાજાઓની ગણત્રી કરવાનું કુતૂહલ થવાથી તેણે તમારી ગણના કરવા આકાશમાં ખડીથી જે લીંટી દોરી તે જ આ સ્વર્ગંગા થઇ, અને તમારા જેવા રાજાનો અભાવ હોવાથી પછી બ્રહ્માએ ખડીનો કટકો નીચે નાખી દીધો તે પૃથ્વી ઉપર હિમાલય થયો.

બીજા પંડિતોએ આ કાવ્યનો ઉપહાસ કર્યો એટલે તેણે કહ્યું:—

(૬૯) વાલ્મીકિ કવિએ વાંદરાઓએ ઉપાડી આણેલા પર્વતોથી સમુદ્ર બાંધ્યો અને વ્યાસે અર્જુનના બાણોથી સમુદ્ર બાંધ્યો. છતાં તે બે ઉપર અતિશયોક્તિનો દોષ કોઈ મુકતું નથી. અને અમે કાંઇક પ્રસ્તુત વસ્તુનીજ વાત કરીએ, છતાં લોકો મોઢું ફાડીને મોટેથી હસે છે, માટે હે પ્રતિષ્ઠા! તને નમસ્કાર છે.

એક વખત કોઇ પંડીતે "હે રાજા, મહાભારતની કથા સાંભળો" એમ કહ્યું ત્યારે તે પરમ જૈન ધર્મીએ જવાબ આપ્યો.

(૭૦) પોતાના ભાઇની વહુનાં વૈધવ્યનો ભંગ કરનાર અને જાતે કાનીન (કન્યામાંથી ઉત્પન્ન થયેલા) મુનીએ રચેલી અને ગોલક (પતિ મર્યા પછી જાર કર્મથી ઉત્પન્ન થયેલા)ના પુત્રો તથા જાતે કુંડરૂપ (પતિ જીવતો છતાં જારકર્મથી સ્ત્રીએ ઉત્પન્ન કરેલા) અને એક સ્ત્રીના પતિ રૂપ પાંચ (પાંડવો)ની કથા એ જો પુણ્ય અને માણસોને કલ્યાણકારક હોય તો પાપની શી ગતિ? (પાપ રૂપ કઇ કથા?)

૨૭ એક વખત હમણાં કાંઇ પ્રબન્ધાદિની રચના ચાલે છે? એમ રાજાએ પૂછતાં ધનપાલે કહ્યું:—

---

૩૯ રત્નમંદિર ગણી કહે છે, આ રીતે ગ્રંથ પાછો સજીવન કરવામાં મદદ કરનાર પુત્રીનું નામ તિલક મંજરી હોવાથી ધનપાલે ગ્રંથનું નામ તિલકમંજરી પાડયું.

૪૦(૭૧) ઉની રાબ પીવાથી ગળામાં દાહ થવાની બીકે મારા મોઢામાંથી સરસ્વતી પાછી ફરી ગઇ છે, તેથી વૈરીઓની લક્ષ્મીના વાળ પકડવામાં રોકાયલા હાથવાળા હે રાજા! મારામાં કવિત્વ નથી રહ્યું.

(૭૨) ધનપાલનાં વચનો અને મલય પર્વતનું ચંદન એ બે સરસ વસ્તુઓને હૃદયમાં ધારણ કરીને કોણ આનંદ નથી પામતું?

એક વખત સર્વદર્શનોના ઉપદેશકોને એક સાથે બોલાવી રાજાએ મુક્તિનો માર્ગ પૂછ્યો; ત્યારે સૌ પક્ષપાતથી પોતપોતાના દર્શનની પ્રશંસા કરવા લાગ્યા. પણ સત્ય માર્ગની જીજ્ઞાસાથી એક મતની માગણી થતાં, ૭ માસની અવધિ કરીને તેઓએ શ્રીશારદાનું આરાધન કરવા માંડયું. પછી એકાદ પરોઢીએ "જાગો છો!" એમ પૂછવા સાથે ઉઠાડી, શારદાએ રાજાને કહ્યું:—

(૭૩) બૌદ્ધ ધર્મ સાંભળવા યોગ્ય છે, જૈન ધર્મનાં કર્મ કરવા યોગ્ય છે, વૈદિક ધર્મ વ્યવહારમાં પાળવા યોગ્ય છે. અને પરમ શિવ ધ્યાન કરવા યોગ્ય છે. અથવા અક્ષય પદ ધ્યાન કરવા યોગ્ય છે.

આ શ્લોક રાજાને તથા જુદા જુદા દર્શનવાળાઓને બતાવી શારદા અંતર્ધ્યાન થઇ ગઇ.

(૭૪) ધર્મ અહિંસા લક્ષણ છે, ભારતી દેવી માન્ય છે અને ધ્યાનથી (માણસ) મુક્તિ પમાય છે એ પ્રમાણે બધા દર્શનવાળાઓનો મત છે.

આ પ્રમાણે બે શ્લોકો રચીને રાજાને દૂષણ વગરનો નિર્ણય કહ્યો.

શોભન મુનિની ચતુર્વિંશતિકા સ્તુતિ પ્રસિદ્ધ છે.[૪૧]

---

૪૦ ૭૧ મો શ્લોક ભોજ પ્રબંધમાં મળે છે પણ ધનપાલનો કહેલો છે એ રીતે નહિ: જાલધર દેશના વિદ્વાને કાલિદાસાદિ વિદ્વાનોને ભોજની સભામાં જોઇને ઉચ્ચ સુવાઇ જવાથી આ શ્લોક કહ્યો એમ છે.

૪૧ આ ધનપાલ અને શોભનની કથા લગભગ આ પ્રમાણે પ્રભાવક ચરિત (મહેન્દ્ર પ્રબંધ) માં છે. એ કથાને લગતા અનેક શ્લોકો બેયમાં એક સરખા છે. રત્નમંદિર ગણીએ તો મોટે ભાગે મેરૂતુંગમાંથી શબ્દશઃ ઉતારો કર્યો છે, અને થોડો નવો ઉમેરો પણ (ઘણું કરી કલ્પનાથી) કર્યો છે. ધનપાલકવિના તિલક મંજરી, પાઇયલચ્છી, વગેરે ગ્રંથો અને શોભનમુનિની ચતુર્વિંશતિકા અત્યારે મળે છે. (કાવ્યમાળામાં છપાયેલ છે) ધનપાલ કવિ પ્હેલાં બ્રાહ્મણ ધર્મી હતા અને પાછળથી જૈન ધર્મી થયા. એ વૃત્તાન્ત પણ ડા બુહ્લર કહે છે, તેમ માનવા જેવો લાગે છે. કારણ કે તિલકમંજરીમાં સર્વઃ પાતુ જિન એ રીતે મંગલાચરણ મળે છે. પણ ધનપાલને મુંજના પ્રતિપન્નપુત્ર અને ભોજના બાલમિત્ર પ્ર. ચિ. માં તથા પ્રભા-

૨૮ વળી એક વખત ભોજના શહેરમાં રહેનારી શીતા નામની એક [42]રાંધનારીને ત્યાં કોઇ પરદેશી કાપડી સૂર્યપર્વને દિવસે આવ્યો અને તેણે પાક કરાવીને ખાવાનું લઇ જલાશ્રયે જઇને ખાધું અને પાછો રાંધનારીને ઘેર આવતાં માલકાંકણીનું તેલ ખાધેલું હોવાથી ઉલટી થઇને મરી ગયો. આ જોઇને શીતાને પોતાને માથે તહોમત આવશે એમ બીક લાગી એટલે મરવાની ઇચ્છાથી ને બાકી વધેલું ખાઈ ગઇ.[43] પણ તે એના પેટમાં રહ્યું અને શીતામાં પ્રતિભાનો વૈભવ જાગૃત થયો. અને તે ત્રણે વિદ્યા અને રઘુવંશ, વાત્સ્યાયનકામશાસ્ત્ર, ચાણાક્યનીતિશાસ્ત્ર (વગેરે)નો થોડો અભ્યાસ કરીને પોતાની વિજયા નામની નવ યુવાન તથા વિદુષી પુત્રી સાથે શ્રી ભોજના દરબારને શોભાવતી શ્રી ભોજને કહેવા લાગીઃ—

(૭૫) શત્રુઓનાં કુળનો ક્ષય એ શૌર્યનો અવધિ છે, બ્રહ્માંડ રૂપ વાસણ યશનો અવધિ છે, માગણોની વાંચ્છા ત્યાગનો અવધિ છે, સમુદ્ર પૃથ્વીનો અવધિ છે અને પાર્વતીના પતિનાં ચરણકમળ એ શ્રદ્ધાનો અવધિ છે; પણ શ્રી ભોજ રાજાના બાકીના ગુણોનો સમૂહ તો નિરવધિ છે.

પછી વિનોદ પ્રિય રાજાએ કુચનું વર્ણન કરવાનું વિજયાને કહ્યું એટલે તેણે નીચેનો શ્લોક કહ્યોઃ—

(૭૬) સ્તનોની ઉંચાઇ દાઢી સુધી છે, તેની શરૂઆતનો અવધિ હાથના મૂળ (કાંખ) સુધી છે, વિસ્તાર હૃદય સુધી છે, બેનો સંયોગ એટલો ગાઢ છે કે

વક ચરિત (જુઓ મહેન્દ્ર પ્રબંધ શ્લો. ૪૪) માં કહેલ છે તે ભૂલ જણાય છે. કારણ કે ધનપાલે પાઈઅલચ્છી નામમાળા વિ. સં. ૧૦૨૯ માં લખી છે. વળી તિલકમંજરીના આરંભમા રાજા મુંજ તરફથી પોતાને સરસ્વતીનું બિરૂદ મળ્યાનું ધનપાલ કહે છે. માટે એ કવિ ભોજના નહિ પણ મુંજના સમકાલીન હોવા જોઇએ. છતાં તિલકમંજરી કથા મેરૂતુંગ અને પ્રભાચંદ્ર કહે છે તેમ ભોજના વખતમા લખાઈ હોય એમ તેની પ્રસ્તાવનાના એક શ્લોક (શ્લો–૫૦) ઉપરથી લાગે છે. અલબત્ત એ વખતે ધનપાલ વૃદ્ધ અને ભોજ નવયુવાન હશે.

૪૨ વીશી રાખનારી એવો અર્થ લાગે છે.

૪૩ મૂળમાં અહીં વાકયરચના ગરબડવાળી છે પણ તાત્પર્ય એમ લાગે છે કે રસોઈમા ભૂલથી શીતાએ માલકાંકણીનું તેલ નાખી દીધું અને તેથી પેલાનું ઉલટી થઇને મરણ થયું. પછી એક પ્રતમાં અને પ્હેલીવાર છપાયેલા ગ્રંથમા તે ઉલટી કરેલું શીતા ખાઈ ગઈ એમ છે. માલકાંકણી (સં. જ્યોતિષ્મતી) બુદ્ધિવર્ધક દેશી વૈદકમાં મનાય છે તેથી આવી વાર્તા જોડાઈ હશે.

ફક્ત કમળનોતંતુ વચ્ચે રહી શકે, વર્ણ સોના જેવો છે અને કઠણપણું વજ્રભૂમિ જેવું છે પણ તન્વંગીના સ્તનમંડળમાં જે સૌન્દર્ય છે તેનો તો અવધિ નથી.

ઉપર પ્રમાણેના તેના વર્ણન પછી અર્ધ કવિ રાજાએ નીચેનો અર્ધો શ્લોક કહ્યોઃ—

(૭૭) આ કમળ સરખાં નેત્રવાળીનાં બે કુચનું કેમ વર્ણન થઇ શકે?

ત્યારે તેણે ( વિજયાએ ) કહ્યુંઃ—

સપ્ત દ્વીપવાળી પૃથ્વી પાસેથી કર લેનાર તમે જે ( કુચ ) ને કર ( હાથ ) આપો છો.

પછી રાજાએ કહ્યુંઃ—

(૭૮) મૃદંગના જેવા ગંભીર ગાજતા અને ભ્રમર જેવા શ્યામ મેઘોએ એજ દિશા કેમ રોકી દીધી છે?

વિજયાએ કહ્યુંઃ—

( કારણ કે ) તે દિશામાં પ્હેલી વખતના વિરહના ખેદથી મ્લાન થઇ ગયેલી અને આંખોમાંથી નીકળતા આંસુઓથી જેનું મોઢું ધોવાઈ ગયું છે એવી બાલા ઉભી છે.

રાજાએ કહ્યુંઃ—

(૭૯) જગતને આનંદ આપનાર સુરત ક્રીડાને નમસ્કાર છે.

વિજયાએ કહ્યુંઃ—

ભોજ રાજ! તમારા જેવા જે ( સુરત )નું અનુષંગી ફળ છે.

ઉપર પ્રમાણે વિજયાએ કહ્યા પછી રાજા લજ્જા પામીને નીચે મોઢે ઉભો રહ્યો. પછી રાજાએ તેને ભોગિની ( રખાત ) બનાવી.

વળી એક વખતે જાળીમાંથી ચન્દ્રનાં કિરણોનો સ્પર્શ થતો હતો તે જોઇને વિજયાએ કહ્યુંઃ—

(૮૦) હે કલંકની શોભા ધારણ કરનાર મને કર ( હાથ અને કિરણ ) નો સ્પર્શ કરવાની લીલા કરવાની જરૂર નથી, હે ચન્દ્ર! તું શંકરનું નિર્માલ્ય છો માટે સ્પર્શ યોગ્ય નથી.

આ પ્રમાણે આ શીતા પ્રબંધ પૂરો થયો.[૪૪]

---

૪૪ મેરૂતુંગે આખી વાત આ પ્રબંધમાં વિજયાનીજ કરી છે. પણ શીતાનો ઉલ્લેખ બલ્લાલકૃત ભોજ પ્રબંધ ( ૧૮૯૫ સંસ્કરણમાં વધારે છે નિ. સા. ના સંસ્કરણમાં એક સ્થળે જ છે જુઓ મૂળ શ્લોકો ઉપરની ટિપ્પણી)માં પણ છે.

૨૯ મયૂર અને બાણ નામના પંડિતો બનેવી અને સાળા થતા હતા અને પોતાની વિદ્વત્તાથી પરસ્પર સ્પર્ધા કરતા આ બે પંડિતોએ રાજાની સભામાં સારી પ્રતિષ્ઠા મેળવી હતી. એક વખત બાણ પંડિત બનેવીને મળવા માટે તેને ઘેર ગયા. ત્યાં (રાતે ઘર બંધ હોવાથી) બારણામાં સુઇ રહ્યા. તે વખતે બનેવી પોતાની બેનને મનાવતા હતા એમ જોઇ તે ઉપર ધ્યાન આપ્યું તો નીચેનું વચન સાંભળ્યું:—

(૮૧) રાત લગભગ પૂરી થવા આવી છે, ચન્દ્રમા જાણે શીર્ણ થઇ જાય છે. આ દીવો જાણે નિદ્રાધીન થયો હોય એમ કંપે છે, હે કૃશતનુ! (અપરાધી) પ્રણામ કરે એટલે માનનો છેડો આવવો જોઇએ, છતાં તું ક્રોધ નથી છોડતી.

ઉપર પ્રમાણે ત્રણ પદ વારંવાર બોલાતાં સાંભળી, બાણે નીચે પ્રમાણે ચોથું પદ કહ્યું:—

માટે હે ચંડી, સ્તનની પાસે રહેવાથી તારૂં હૃદય પણ કઠણ થઇ ગયું છે.

ઉપર પ્રમાણે ભાઇને મોઢેથી ચોથું પદ સાંભળીને તેને ક્રોધ થયો તેમ શરમ પણ આવી, અને તેણે 'તું કોઢીઓ થા' એવો શાપ આપ્યો. અને પતિવ્રતા વ્રતના પ્રભાવથી તે દિવસથી તેને (બાણને) રોગ થયો અને રોગી થયેલા બાણ કવિ સવારે શાલથી શરીર ઢાંકી સભામાં ગયા. ત્યારે મયૂરે મધુર જેવી કોમળ વાણીથી 'વરકોઢી' (કોઢીઓ) એ પ્રમાણે પ્રાકૃત શબ્દથી કહ્યું. પણ ચતુર ચક્રવર્તી રાજા બાણને આશ્ચર્ય સહિત જોઇ રહ્યા. અને બીજી વાતનો પ્રસંગ ચાલતો હતો ત્યારે તેણે દેવતાનું આરાધન કરવું એ ઉપાય છે એમ વિચાર કર્યો.[૪૫] પછી બાણ લજ્જા પામી ત્યાંથી

---

આ 'શીતા (કે સીતા') નામની કોઇ સ્ત્રી કવિ જૂના વખતમાં માળવામાં ખરેખર થઈ ગઈ હોવાનો સંભવ નવસાહસાંક ચરિતમાં રાજા ઉપેન્દ્રના વર્ણનમાં સીતોચ્છ્વસિતહેતુના એવા દ્વિઅર્થી શબ્દો મળે છે એ ઉપરથી ડા. બુહ્લર માને છે, (જુઓ Indian Antiquary Vol. XXXVI P. 163) એ વિદ્વાન એમ પણ દલીલ કરે છે કે મેરૂતુંગનાં પાત્રો કાલ્પનિક હોવા છતાં મોટે ભાગે ઐતિહાસિક હોય છે.

,, ૪૫ મૂળનું વચન સ્પષ્ટ નથી. બાણે દેવતાનું આરાધન કરવાનો ઉપાય વિચાર્યો એમ મેં અર્થ કર્યો છે.

ઉડી નગરની બ્હાર ગયા અને એક થાંભલો ખોડી તેની નીચે ખેરના અંગારાના તાપ વાળો કુંડ બનાવ્યો; પોતે થાંભલા ઉપર લટકતા સીંકામાં બેઠા અને પછી સૂર્યની સ્તુતિ રચવા માંડી અને આ સ્તુતિનું એક એક કાવ્ય પુરૂં થતાં સીંકાનો એક એક ભાગ કાપી નાખવા માંડયો. આ રીતે પાંચ કાવ્ય પુરાં થયાં ત્યાં સીંકાની પાંચ દોરી કપાઇ ગઈ અને એક છટ્ઠી દોરી ઉપર સીંકુ લટકી રહ્યું. પણ સૂર્યસ્તુતિનો છટ્ઠો શ્લોક કહેતાં સૂર્યનાં પ્રત્યક્ષ દર્શ થયાં અને તેના પ્રસાદથી તરતજ શુદ્ધ સોના જેવી કાયા થઇ ગેઇ. બીજે દિવ પીળું ચન્દન શરીરે લગાવી ધોળાં દિવ્ય કપડાં પહેરી તે સભામાં ગય ત્યારે તેના શરીરનું આરોગ્ય રાજા જોતા હતા ત્યાં મયૂરે "સૂર્યના વ દાનનું ફળ છે" એમ કહ્યું. આ સાંભળી બાણે બાણ જેવું મર્મભેદી વચ કહ્યું કે "જો દેવતાનું આરાધન સહેલું હોય તો તમે પણ કાંઇક એવે ચમત્કાર કરી બતાવો." એટલે મયૂરે જવાબ આપ્યો કે "નીરોગ હોય એને વૈદ્યનું શું કામ ? છતાં તમારૂં વચન સત્ય પાડવા મારા હા અને પગ છરીથી કાપી નાખી, તમે તો છટ્ઠે કાવ્યે સૂર્યને સંતુષ્ટ કર્યા પ હું તો પ્હેલાજ કાવ્યને છટ્ઠે અક્ષરે ભવાનીને સંતુષ્ટ કરીશ." આ રીતે પ્રતિ કરી સુખાસનમાં બેસીને ચંડિકાના મંદિરના પાછલા ભાગમાં જઇને બેઠા અ "મા ભાક્ષીર્વિભ્રમમ્" એ રીતે પ્હેલા શ્લોકનો છટ્ઠો અક્ષર પૂરો બોલાતાં ચંડીએ પ્રત્યક્ષ દર્શન આપી કૃપા કરી, એટલે તરતજ તેનું શરીર પ્હેલાં જેવું થ ગયું. અને ચંડીનું મંદિર તેની સામે ફરી ગયું. એ વખતે સામે આવેલા ભોજ રાજા વગેરે રાજ લોકોએ મોટો જયજયકાર કર્યો, પછી મોટા ઠાઠથી મયૂ પંડિતે નગરમાં પ્રવેશ કર્યો.[૪૬]

૩૦ ઉપરનો પ્રસંગ બન્યો ત્યારે મિથ્યાદૃષ્ટિવાળાઓ (બ્રાહ્મણ ધર્મીઓ) ના શાસનનો વિજય થતો જોઇને, સમ્યગ્દર્શન (જૈન ધર્મ)ને દ્વેષ કરનારાં રાજ્યનાં કેટલાંક મોટાં માણસોએ રાજાને કહ્યું કે જો જૈન

૪૬ આ બાણમયૂરના પ્રબંધમાં મેરૂતુંગે કેટલોક ગોટાળો કર્યો છે. બાણની સ્ત્રીએ પોતાના ભાઇ (પ્રભાવક ચરિત્ર પ્રમાણે પિતા) મયૂરને શાપ આપ્યો અને મયૂરને તેથી કોઢ નીકળ્યો જે તેણે કરેલી સૂર્યસ્તુતિથી મટયો અને પછી બાણે ચંડીની સ્તુતિ કરી એ રીતે પ્રસિદ્ધ કથા છે. પ્રભાવકચરિતમા તથા રત્નમંદિર ગણીના ભોજ પ્રબંધ (અધિકાર છટ્ઠો) માં એ રીતેજ આપી છે. વળી મયૂરનુ રચેલું સૂર્યશતક મળે છે જે કાવ્યમાળામાં પ્રસિદ્ધ થયું છે અને બાણનું રચેલું ચંડીશતક પણ કાવ્યમાળામા છપાયુ છે, છતા મેરૂતુંગે કેમ ઉલટાં નામ લખ્યા હશે ? ખોટી યાદદાસ્ત ઉપરથી લખ્યું હોવાનો સંભવ છે.

મતવાળા તરફથી આવો કાઇક પ્રભાવ બતાવવામા આવે તો શ્વેતાબરોને સ્વદેશમા રહેવા દેવા જોઇએ નહિ તો સ્વદેશમાથી કાઢી મુકવા, આ પ્રમાણે તેઓનું વચન સાભળી રાજાએ શ્રીમાનતુંગાચાર્યને સભામા બોલાવી "તમારા દેવનો કાઇક ચમત્કાર બતાવો" એમ કહ્યુ એટલે તેઓએ જવાબ આપ્યો કે "અમારા દેવો તો મુક્ત છે એટલે તેઓનો ચમત્કાર શુ હોય? છતા તેના સેવકરૂપ સુરલોકોનો જગતને ચકિત કરે એવો કાઇક પ્રભાવ જુઓ (દેખાડીએ)" આ પ્રમાણે કહીને ચુમાલીશ સાકળોથી પોતાના શરીરને બધાવીને તે નગરમા આવેલા શ્રી યુગાદિદેવના મંદિરના પાછના ભાગમાં બેઠા અને પછી ભક્તામર નામનું મંત્ર ગર્ભ નવું સ્તોત્ર રચીને બોલવા માંડ્યું આ સ્તોત્રના દરેક કાવ્યના પઠન સાથે માનતુંગાચાર્યની એક એક સાંકળ તુટતી ગઇ અને જેટલી સાંકળો હતી તેટલા કાવ્યો બોલી સ્તોત્ર પુરૂં કર્યું ત્યા મંદિર એમની સામે ફરી ગયુ આ પ્રમાણે શ્રીમાનતુંગાચાર્યનો પ્રબંધ પુરો થયો[૪૮]

---

૪૭ માનતુંગાચાર્યનું ભક્તામર સ્તોત્ર પ્રસિદ્ધ છે

૪૮ ઉપર પ્રમાણે મેરૂતુંગે બાણ મયૂર અને માનતુંગને ભોજના સમયમા મુકયા છે અને બલ્લાલ, રત્નમંદિર ગણિ વગેરે ભોજ ચરિત્રના લેખકો તેને અનુસર્યા છે પણ મેરૂતુંગનોજ સમકાલિન જૈન લેખક પ્રભાચંદ્ર આ ત્રણે કવિઓને શ્રી હર્ષના સમકાલિન કહે છે (જુઓ માનતુંગસૂરિ પ્રબંધ શ્લો ૪ ૫, પ્રભાચંદ્ર હર્ષને વારાણસીના રાજા કહે છે) મેરૂતુંગે આપેલો બાણમયૂરનો પ્રસગ પ્રભાવક ચરિતમા પણ છે પણ ત્યા બાણને મયૂરના જમાઈ કહ્યા છે માનતુંગ રચિત ભક્તામર સ્તોત્રની ટીકામા પણ એમજ કહ્યુ છે એ ગમે તેમ હો પણ મેરૂતુંગે આ કથા ઉતારતા સ્મૃતિચૂક કરી છે એ ચોક્કસ લાગે છે

ઐતિહાસિક પુરાવાઓ જોતા બાણ અને મયૂર સમકાલિન હોવાનો સભવ છે બાણે મયૂરનો હર્ષ ચરિત્રમા ઉલ્લેખ કર્યો છે અને બાણ શ્રીહર્ષ (ઇ સ ૬૦૬ થી ૬૪૮) ના સમયમા થઈ ગયા એ ચોક્કસ છે કવિરાજશેખરે (ઈ સ ૯૦૩ થી ૯૧૭) એક શ્લોકમા બાણ અને મયૂરને શ્રીહર્ષની સભાના સભ્ય કહેલ છે

अहो प्रभावो वाग्देव्या यन्मातङ्गदिवाकर ।
श्रीहर्षस्याभवत्सभ्य समो बाणमयूरयो ॥

(જુઓ શાર્ઙ્ગધર પદ્ધતિ શ્લો ૧૮૯)

૪૯ બુલ્હર પણ બાણ મયૂર અને માનતુંગ ત્રણેને પ્રભાચંદ્ર પેઠે હર્ષના સમકાલીન કહે છે

માનતુંગ પ્રબંધ ઉપર પ્રમાણે પ્રભાવક ચરિતમા પણ મળે છે

૩૧ એક વખત ભોજરાજા પોતાના દેશના ( માળવાના ) પંડિતોનાં વખાણ કરતા હતા, અને ગુજરાતની અવિદગ્ધતા માટે નિન્દા કરતા હતા ત્યારે ગુજરાતના ૪૯સ્થાનપુરૂષે કહ્યું કે " અમારા દેશના આબાલગોપાળ સાથે તમારા દેશનો કોઇ મોટો પંડિત પણ ન સરખાવી શકાય. " પછી આ વૃત્તાન્તે શ્રી ભીમરાજાને જણાવવામાં આવ્યો. એટલે તેણે ગોવાળનો વેષ ધારણ કરેલા પંડિતને તથા એક વેશ્યાને મોકલ્યાં. પછી સવારમાં રાજા પાસે ગોવાળને લઇ ગયા; ત્યારે ભોજ રાજાએ " કાંઇક બોલો " એમ કહ્યું અને તેણે કહ્યું " હે સરસ્વતી કંઠાભરણ ગોપ !.

(૮૨) હે ભોજ ! (તમારા) કડનું આ ઘરેણું કેવું લાગે છે તે કહો. તમારી છાતીમાં લક્ષ્મી છે અને તમારા મુખમાં સરસ્વતી છે તેનો આ (ઘરેણું) શું સીમાડો છે ?

તેની આ ઉક્તિથી વિસ્મય પામેલા રાજાએ સુંદર વેષ ધારણ કરેલી વેશ્યાને પૂરી ભરાયેલી મજલામાં સામે ઉભેલી જોઇને " અહીં કેમ ! " એ પ્રમાણે સંબંધ વગર પૂછ્યું ત્યારે પોતાની જાત (–સ્ત્રી જાત ) ઉપરના પક્ષપાતથી કેમ જાણે સરસ્વતીએ તેને કૃપાપાત્ર બનાવી હોય તેમ બુદ્ધિના ભંડાર રૂપ અને શરીર ધારી પ્રતિભા હોય તેવી તે વેશ્યાએ રાજાના ગંભીર વચનનું પણ તત્ત્વ સમજી લઇને " પૂછે છે માટે " એ પ્રમાણે જવાબ આપ્યો. આ રીતનાં તેનાં યોગ્ય વચનથી જેનું મોઢું પડેલુ થઇ ગયુ છે એવા ભોજે ત્રણ લાખ તેને અપાવવા માડયા. પણ શું વાત થઇ એ ન સમજેલો હોવાથી કોષાધ્યક્ષે, રાજાએ ત્રણ વખત કહ્યા છતા, જ્યારે દ્રવ્ય ન આપ્યું ત્યારે રાજાએ ખુલાસો કર્યો કે " દેશની મગવડ એટલી જ હોવાથી તથા સ્વભાવની કૃપણતાથી આને ત્રણ લાખ અપાય છે; ઉદારતાથી આપીએ તો તો સામ્રાજ્ય આપીએ તોય ઓછુજ પડે " ત્યારે બધા સભાસદોએ રાજાના તથા તે વેશ્યાના વચનો વચ્ચે શુ સંબધ છે એ પૂછ્યુ; એટલે રાજાએ કહ્યું કે " આના આંખના ખૂણાની આંજણની રેખા છેક કાનના છેડા સુધી પોચે છે એ જોઇને મેં " અહીં કેમ " ? ( કાન પાસે આખ કેમ ) એ રીતે પૂછ્યું ત્યારે આણે પ્રાકૃત ભાષાના નિયમને અનુસરી બહુવચનમાં જવાબ આપ્યો કે " પૂછે છે માટે " અર્થાત્ કાન પાસે આંજણની રેખાના બ્હાનાથી જઇને આંખો પૂછે છે કે જે ભોજ વિષે કાનોએ સાંભળ્યુ હતુ તે જ

૪૯ અહીં સ્થાન પુરૂષ શબ્દને સાન્ધિવિગ્રહિક પ્હેલા જે અર્થમા વાપર્યો હતો તે એવાજ જેવા અર્થમા મેરૂતુંગે વાપર્યો છે અન્યત્ર તેણે જ જાસુસના અર્થમા એ શબ્દને વાપર્યો છે.

આ રાજા ભોજ દેખાય છે? એમ તેણે જવાબ આપ્યો. માટે આ સાક્ષાત્ સરસ્વતી છે. તો એના પારિતોષિક રૂપે ત્રણ લાખ તો ઘણા ઓછા છે" પણ ત્રણ વખત ત્રણ લાખ આપવાનું કહ્યું માટે નવ લાખ અપાવ્યા.

૭૨ વળી બાલ્યાવસ્થાથી જ આ ભોજ રાજાને:—

(૮૩) જો આ મનુષ્ય પોતાના મસ્તક ઉપર રહેલા મૃત્યુને જુએ તો ખાવુંયે ન ભાવે ત્યાં અકાર્ય કરવું તો કેમ જ રૂચે?

આ તત્ત્વ જાણવામાં હતું; એટલે પોતે ધર્મમાં અપ્રમાદી રહેતા હતા. એક વખત ઉંઘમાંથી જાગી ઉઠ્યા ત્યાં કોઇ વિદ્વાને આવીને કહ્યું કે વેગથી દોડતા ઘોડા ઉપર ચડીને યમ તમારી પાસે આવે છે, માટે ધર્મ કર્મમાં તમારે સજ્જ રહેવું. આ પછીથી આ વચનના અધિકારી પંડિતને હમેશાં યોગ્ય દાન આપતા ભોજ રાજા એક વખત સાંજ વખતે સભામાં સિંહાસન ઉપર બેઠા હતા. ત્યાં (પાનની) છાબડી ઉપાડનાર બીડું આપે તે પહેલાં જ મોઢામાં પાન નાખી ખાવા માંડયું; ત્યારે વ્યવહારજ્ઞ માણસોએ એવા વર્તનનું કારણ પૂછયું. એટલે ભોજે કહ્યું કે યમના દાંતની વચ્ચે રહેલાં માણસો માટે તો જે દાન અપાયું કે જે ભોગવાયું તે જ એનું પોતાનું, બાકી માટે તો શંકા. કહ્યું છે કે:—

(૮૪) હમેશાં જાગીને પોતે શું સારૂં કામ કર્યું તે જાણી લેવું, (કારણ કે) આયુષ્યના કટકાને સાથે લઇને સૂર્ય અસ્ત પામે છે.

(૮૫) લોકો મને પૂછે છે કે તમારૂં શરીર કુશળ છે? પણ આયુષ્ય દિવસે દિવસે ચાલ્યું જાય છે ત્યાં અમારૂં કુશળ કેવું?

(૮૬) કાલનું કામ આજે કરવું અને સાંજનું કામ સવારે કરવું, આણે કામ કર્યું છે કે નહિ તે મૃત્યુ નહિ પૂછે.

(૮૭) શું મૃત્યુ મરી ગયું છે? શું વૃદ્ધાવસ્થા જીર્ણ થઇ ગઇ છે? શું વિપત્તિઓ જતી રહી છે કે શું રોગો બધા દૂર થઇ ગયા છે? કે આ માણસો આનંદમાં રહે છે.

આ પ્રમાણે અનિત્યતા શ્લોક ચતુષ્ટય પ્રબન્ધ પુરો થયો.[૫૦]

૭૩ એક વખત શ્રી ભોજે શ્રી ભીમ રાજા પાસે દૂત મોકલીને ચાર વસ્તુઓ માગી. (૧) એક વસ્તુ અહિં છે પણ પરલોકમાં નથી, (૨) બીજી વસ્તુ પરલોકમાં છે પણ અહિં નથી. (૩) ત્રીજી વસ્તુ બેય લોકમાં છે (૪) ચોથી વસ્તુ બેય લોકમાં નથી.

---

૫૦ આ પ્રબન્ધ કેટલીક પ્રતોમાં નથી મળતો.

આ પ્રમાણે વિદ્વાનોને સંદિગ્ધ વાત માટે ઢોલ વગડાવી પૂછતાં, ગણિકાના કહેવાથી (૧) વેશ્યા, (૨) તપસ્વી, (૩) દાનેશ્વરી અને (૪) જુગારી એ પ્રમાણે ચાર વસ્તુઓ મોકલી. આ પ્રમાણે વસ્તુ ચતુષ્ટય પ્રબંધ પૂરો થયો.

૩૪ એક વખત ભોજ રાજા રાતે વીર ચર્યાથી ફરતા હતા, ત્યારે કોઈ દરિદ્રની સ્ત્રીનું નીચેનું વચન સાંભળ્યું:—

(૮૮) માણસોની દશ દશા લોકમાં પ્રસિદ્ધ રીતે સંભળાય છે. પણ મારા સ્વામીની તો એક જ દશા (દરિદ્રતાની) છે; તેની નવ દશા બીજાઓએ લઈ લીધી છે.

ઉપર પ્રમાણે વચન બોલાતું સાંભળી, તેની ખરાબ અવસ્થાથી દયા ઉત્પન્ન થતાં રાજાએ તેના પતિને સવારમાં સભામાં બોલાવ્યો. અને તેનું કાંઈ લાંબુ હિત વિચારી, તેના ઉપર ઉપકાર કરવા દરેકમાં એક એક લાખનું એક એક રત્ન ગુપ્ત રીતે મુકી બે બીજોરાં તેને ભેટ આપ્યાં. તેણે વસ્તુસ્થિતિ સમજ્યા વગર શાક બજારમાં જુજ કિમતે તે વેંચી નાખ્યાં. તે શાકવાળાએ કોઈને ભેટ કર્યા, અને તેણે પાછાં તે બે બીજોરાં ભોજને ભેટ આપ્યાં.

(૮૯) ભરતીના જોરથી કદાચ સમુદ્રનું રત્ન પર્વત ઉપર જઈ પડે તો પણ એ પાછું નદીને માર્ગે પડીને ફરી સમુદ્રમાં જ આવે છે.

આના અનુભવથી રાજાએ ભાગ્યને જ સાચું માન્યું કારણ કે:—

(૯૦) જેણે આ જગતને તૃપ્ત કર્યું છે એવી વર્ષામાં પણ ચાતકને જરાય પાણી નથી મળતું; કારણ કે અલભ્ય ક્યાંથી મળે ?

આ પ્રમાણે બીજ પૂરક પ્રબંધ પુરો થયો.

૩૫ એક વખત રાજાએ પાળેલા પોપટને 'એક ભવ્ય નથી' એ પ્રમાણે શબ્દો રાતે ગુપ્ત રીતે ગોખાવ્યા અને સવારે તારે આ વાક્ય બોલવું એમ શીખવી રાખ્યું. પછી ( સવારે ) પોપટ એમ બોલ્યો ત્યારે રાજાએ પંડિતોને પૂછ્યું કે આ શું ? પણ પંડિતો એનો ખુલાસો જાણતા નહોતા એટલે તેઓએ ૭ માસની મહેતલ માગી. પછી એ પંડિતોમાં મુખ્ય વરરૂચિ[૫૧] આનો ખુલાસો મેળવવા જુદા જુદા દેશોમાં ભમવા લાગ્યા. ત્યાં

૫૧ વિક્રમાદિત્ય પ્રબંધમાં વરરૂચિને વિક્રમના વખતમાં થઇ ગયેલો વર્ણવ્યો છે અને અહીં ભોજની સભામાં હોવાનું મેરૂતુંગ કહે છે. જુદી જુદી કથાઓને ઉતારતાં પોતાના જ લખાણમાં અંતર્વિરોધ આવશે એનો ખ્યાલ ગ્રન્થકર્તાને રહ્યો નથી.

કોઇ ભરવાડે (પશુપાલે) કહ્યુ, કે "હુ જ તમારા ધણીને આનો ખુલાસો કરીશ પણ હું વૃદ્ધ હોવાથી આ કુતરાને ઉપાડી શકતો નથી અને તેના ઉપરની વત્સલતાથી તેને છોડી પણ શકતો નથી" આમ તેણે કહ્યુ એટલે પોતાને ખભે કુતરાને ઉપાડી લઇને, તે ભરવાડને સાથે લઇ રાજાની સભામા આવ્યા અને આ જવાબ આપશે એમ કહ્યુ પછી રાજાએ તે ભરવાડને એજ વાકય પૂછ્યુ ત્યારે તેણે કહ્યુ "હે રાજા! આ જીવલોકમા માત્ર એક લોભ જ ભવ્ય (સારો) નથી." રાજાએ 'કેમ?' એમ ફરી પૂછ્યુ ત્યારે તેણે કહ્યુ 'બ્રાહ્મણ કુતરાને ખભે ઉપાડે છે એ લોભનુ જ પરિણામ છે માટે એક લોભ જ ભવ્ય નથી" **આ પ્રમાણે 'એક ભવ્ય નથી' એ પ્રબધ પૂરો થયો.**

૩૬ એક વખત એક મિત્રને સાથે લઇને રાજા રાતમા ફરતા હતા, ત્યા પાણીની તૃષા લાગવાથી વેશ્યાને ઘેર જઇ મિત્ર દ્વારા પાણી માગ્યુ એટલે અત્યત વાત્સલ્યથી તે વેશ્યાએ ઘણા વખત પછી શેરડીના રસની ભરેલો પ્યાલો જરા ખિન્ન થઇને આપ્યો ત્યારે મિત્રે તેને ખેદનુ કારણ પૂછ્યુ અને તેણે કહ્યુ કે "એકજ શેરડીમાથી પ્હેલા એક આખો ઘડો અને ઉપર એક વાટકી એટલો રસ નીકળતો પણ હાલમા રાજાનું માનસ પ્રજાવિરુદ્ધ હોવાથી ઘણીવારે એક વાટકી જ રસની ભરાણી, એ ખેદનું કારણ છે" આ સાભળીને, કોઇ વાણીઆએ શિવમંદિરમા મોટુ નાટક કરાવ્યુ ત્યારે તેને લુટી લેવાનો વિચાર પોતાને આવ્યો હતો એમ વિચારીને, એ વાત સાચી ગણીને, ત્યાથી પાછો ફરીને રાજા પોતાના મહેલમા આવ્યો અને ઉંઘી ગયો પછી બીજે દિવસે, પ્રજા ઉપર જેને કૃપા થઇ છે એવા રાજા વેશ્યાને ઘેર ગયા તો તેણે 'આજે શેરડીમાથી ઘણો રસ મળ્યો માટે આજે રાજા પ્રજા ઉપર વત્સલ છે" એમ કહીને રાજાને સતુષ્ટ કર્યો **આ પ્રમાણે ઇક્ષુરસ પ્રબધ પુરો થયો**[૫૨]

૩૭ એક વખત ધારાનગરીના[૫૩]પરામા આવેલા ગોત્રદેવીના મદિરમા

---

૫૨ પ્રજામાથી કોઇને સમૃદ્ધિવાળો જુએ તો રાજાઓ તેને લુંટી લીએ એ બનાવ પ્હેલા ઘણો સામાન્ય હોવો જોઇએ, કારણકે મેરૂતુગે પોતે અતિ ઉદાર ચીતરેલા ભોજ જેવા રાજા માથે આવો આરોપ મુકયો છે. આજ કથા પ્ર ચિં ની એક પ્રતમા વિક્રમાર્કના સબધમા લખી છે જુઓ વિક્રમાર્ક પ્રબધ—નવમા પ્રબધ નીચેની ટિપ્પણી

૫૩ મેરૂતુગે મૂળમા શાखানगर શબ્દ વાપર્યો છે તેનો પરા જેવો અર્થ લાગે છે

દેવીને નમસ્કાર કરવા હમેશાં જતા તે રીતે ગયેલા ત્યારે તેની ભક્તિથી પ્રસન્ન થયેલી દેવીએ રાજાને પ્રત્યક્ષ દર્શન આપીને કહ્યું કે 'શત્રુનુ સૈન્ય નજીક આવી ગયું છે માટે તરત ચાલ્યા જાવ" આ વચનથી તરત પાછા વળી નીકળેલા રાજાએ ક્ષણમા પોતાને ગુજરાતના લશ્કરથી વીંટાયેલો જોયો એટલે વેગવાળા ઘોડા ઉપર બેસીને ભાગતો હતો ત્યા ધારાનગરના દરવાજામા પેસતા આલૂયા અને કોલૂયા નામના ગુજરાતના ઘોડેસ્વારોએ તેની ડોકમા ધનુષ્ય નાખીને "મારવામાં આટલી વાર છે, પણ છોડી દઈએ છીએ" એમ કહી છોડી દીધો:-૫૪

(૯૧) આ ગુણવાન્ છે તે ભલે નમે, એમ વિચારીને ગુણવાળુ ધનુષ્ય ભોજના ગળામા નાખ્યુ અને ભોજને ઘોડા ઉપરથી પાડી દીધો

આ પ્રમાણે અશ્વવાર પ્રબધ પૂરો થયો.

૩૮ એક વખત તે રાજા સ્વારીથી પાછા વળતા શહેરના દરવાજામા પોતાની મેળે ચાલતા ઘોડા ઉપર બેસીને પ્રવેશ કરતા હતા ત્યા લોકોને ગભરાયેલા તથા અહીંતહીં દોડતા જોઈને તપાસ કરી તો લોકોની ભીડને લીધે માથુ હલવાથી જેનું છાશનું ઠામ ભાગી ગયુ છે અને છાશ નદીના પ્રવાહ પેઠે વહી જાય છે એવી છાશ વેચનારી હસતી ઉભી છે. એ જોઈને રાજાએ તેને પૂછ્યુ કે "તને ખેદ નથી થતો તેનું શુ કારણ?" ત્યારે તેણે કહ્યુ —

(૯૨) જે હૂં રાજાને હણીને, પતિને સર્પથી મરેલો જોઈને, બીજા દેશમા ભાગ્યયોગથી ગણિકા થઈ અને ત્યા વળી દીકરા સાથે સભોગ થવાથી ચિતામા

---

૫૪ નીચેનો શ્લોક મેરૂતુગે સોમેશ્વરની કીર્તિકૌમુદીમાથી ઉતાર્યો છે અને એ શ્લોક ઉપરથી જ આ વૃત્તાન્ત ગોઠવ્યુ હોવાનો સંભવ છે મેરૂતુગ પ્હેલાના બીજા કોઈ ગ્રંથમા આ વાત નથી છેક ધારાનગરના પરા સુધી ગુજરાતનુ લશ્કર આવે અને ધારાના રાજાને ખબર ન પડે એ વાત માનવા યોગ્ય લાગતી નથી. એ વખતના રાજાઓ જાસુસખાતુ રાખતા એમ પ્રબધકારો જ કહે છે આ કથામા કાઈક સત્યાશ હોય તો ભોજ ઘણીવાર ચિતોડમા રહેતા (જુઓ જીનપ્રભસૂરિના વિવિધતીર્થ કલ્પમા વિમલ વૃત્તાન્ત) અને ચિત્તોડથી માળવે જતા રસ્તામા કોઈવાર ગુજરાતની સરહદની નજીક ગુજરાતના લશ્કર સાથે ભેટો થઈ ગયો હોય અને ભોજ પાસે થોડુ લશ્કર હોવાથી તેને ભાગવુ પડયુ હોય એ સભવિત છે.

આ શ્લોક મેરૂતુગે કીર્તિ કૌમુદીમાથી ઉતાર્યો છે, પણ પાઠમા ઘણો ફેર છે. એટલુ જ નહિ પણ અર્થ અસ્પષ્ટ છે અને પાઠ ભ્રષ્ટ છે જુઓ મૂળ શ્લોક ઉપરની ટિપ્પણી કદાચ મેરૂતુંગે યાદદાસ્ત ઉપર આધાર રાખ્યો હશે. કી. કૌ. ના પાઠનો અર્થ નીચે પ્રમાણે છે —આ ભોજરાજ ગુણવાન્ છે એમ જાણીને જ ભોજના કંઠમા આવેલા ગુણવાળા ધનુષ્યે જાતે નાશ પામતા ભોજને ઘોડા ઉપરથી ન પાડયો.

પેઠી (ત્યાંથી યે બચીને ગોવાળણ થઇ) તે હું ગોવાળણ આજે છાશનો શું શોક કરૂં?

એ પ્રદેશમાંથી મહી નદી નીકળી એમ લોકો કહે છે. આ પ્રમાણે ગોપગૃહિણી પ્રબંધ પુરો થયો.

૩૯ એક વખત ભોજ રાજા ખુશી થઇને એક શિલાનું નિશાન કરીને ઉત્સાહથી ધનુર્વેદનો અભ્યાસ કરતા હતા. ત્યાં એજ વખતે મળવા માટે આવેલા શ્વેતામ્બર શ્રીચન્દનાચાર્યે તરત બુદ્ધિ ઉત્પન્ન થવાથી નીચેનું સરસ વચન કહ્યું:—

(૯૩) હે રાજા, શિલા વીંધાઇ ગઇ, હવે આ ધનુષ્યની રમત છોડો, હે દેવ! પથરાને વીંધવાના વ્યસનની રસિકતાને, પ્રસન્ન થઇને, હવે મુકી દીઓ. કારણકે આ રમત જો વધી જશે, અને કુળપર્વતોના સમૂહને તમે જો તમારી આ ક્રીડાનું નિશાન બનાવશો તો આધાર ભાંગી પડવાથી, હે શ્રેષ્ઠ રાજા! આ પૃથ્વી પાતાળના મૂળમાં પેશી જશે.

(આ શ્લોકમાં પૃથ્વીના વિશેષણ રૂપે ધ્વસ્તાધારા એમ શબ્દો છે તેનો એક અર્થ આધાર ભાંગી પડવાથી અને બીજો અર્થ 'ધારાનગરી નાશ પામી.')

આ પ્રમાણે તેની કવિતાથી અતિશય પ્રસન્ન થયા છતાં જરા વિચાર કરીને રાજાએ કહ્યું: "તમે સર્વશાસ્ત્ર પારંગત છતાં 'ધારા ધ્વસ્ત થઇ' એવું પદ જે કહ્યું તે કાંઇક ઉત્પાતનું સૂચન કરે છે."

૪૦ ડાહલદેશના રાજાને દેમતી નામની રાણી હતી, જે મહાયોગિની હતી. એક વખત તેને સુવાવડ આવવાની હતી ત્યારે તેણે જોષીઓને પૂછ્યું કે "કયા શુભ મુહૂર્તમાં છોકરો જન્મે તો એ ચક્રવર્તી થાય?" ત્યારે તેઓએ સારી રીતે વિચાર કરીને "જ્યારે સૌમ્ય ગ્રહો ઉચ્ચરાશીના અને કેન્દ્રસ્થ હોય અને ક્રૂર ગ્રહો ત્રીજા, છઠ્ઠા અને ૧૧મા ઘરમાં હોય એવા અમુક [૫૫]લગ્નમાં ઉત્પન્ન થયેલો પુત્ર ચક્રવર્તી થાય છે" એમ કહ્યું.

આ સાંભળીને જે વખતે સુવાવડ આવવાની હતી તે વખત પછી પણ સોળ પ્રહર સુધી યોગની યુક્તિથી ગર્ભને રોકી રાખીને જોષીઓએ કહેલા

---

૫૫ આ ગ્રહ સ્થિતિ માટે જુઓ લઘુજાતક (૯-૨૫) નું નીચેનું વર્ણન:—

एकोऽपि नृपतिजन्मप्रदो ग्रहः स्वोचगः सुहृद्दृष्टः ।
बलिभिः केन्द्रोपगतैः त्रिप्रभृतिभिरवनिपालभवः ॥

ટૅાનીનું અંગ્રેજી ભાષાંતર પૃ. ૭૨ ટિ. ૨

શુભ લગ્નમાં જ કર્ણ નામના પુત્રને તેણે જન્મ આપ્યો. આ રીતે ગર્ભને રોકી રાખવાના દોષથી તે પોતે તે પછી આઠમે પહોરે મરણ પામી.'

અને તે પુત્ર શુભલગ્નમાં જન્મેલો હોવાથી તેણે પોતાના પરાક્રમથી દિશાઓને વશ કરી અને એકસો છત્રીશ રાજાઓ તેની સેવામાં રહેવા લાગ્યા. તે ચારે વિદ્યાઓમાં પરમ પ્રવીણ હતો. તથા વિદ્યાપતિ[૫૬] વગેરે મહાકવિઓ તેની નીચે પ્રમાણે સ્તુતિ કરતાઃ—

(૯૪) મુખમાં હારાવાપ્તિ ( છાતી ઉપર હારને બદલે મોઢામાં અરેરાટી ), બે નેત્રો ઉપર કંકણનો ભાર, ( કંકણ એટલે અહીં હાથમાં પહેરવાની ચુડલી નહિ, પણ આંસુનાં ટીપાં ), નિતંબ ઉપર પત્રાલી ( પત્રાલી એટલે ચંદનની ચર્ચા તે પ્હેલાં કપાળ ઉપર જે સ્ત્રીઓ કરતી તે હવે નિતંબ ઉપર પત્રાલી એટલે પાંદડાં બાંધે છે ) અને બે હાથમાં તિલક ( પ્હેલાં પોતાના કપાળમાં તિલક કરતી તે હવે મહેનતથી હાથમાં તિલક જેવા ડાઘ ધારણ કરે છે ) હે કર્ણ, તમારા શત્રુઓની સ્ત્રીઓ વિધિને વશ થઇને, જંગલમાં, હાલમાં ઉપર કહ્યું તેવી રીતે અપૂર્વ અલંકારો ધારણ કરે છે.

(૯૫) હે કર્ણરાજા! હાલમાં લક્ષ્મી ગોપીઓના પીન સ્તનોથી ઘમાયેલી વિષ્ણુની છાતીને ત્યજીને કમળની શંકાથી તમારા નેત્રોનો આશ્રય કરીને રહી છે એમ માનું છું. કારણકે જે તરફ તમારી ભમર (મીઠી નજર) પડે છે ત્યાં બીકથી ભાંગી પડે એવી દરિદ્રતાની મુદ્રા (સીલ) તુટી જાય છે.

ઉપર પ્રમાણે જેની કવિઓ સ્તુતિ કરતા હતા* તે કર્ણરાજાએ એક વખત દૂત મારફત રાજા ભોજને કહેવરાવ્યું કે "તમારા નગરમાં તમે કરાવેલાં ૧૦૪ મંદિરો છે. અને એટલાજ તમારા ગીત પ્રબન્ધો[૫૭] છે. અને એટલાંજ

---

૫૬ વિદ્યાપતિ નામના એક કરતાં વધારે કવિઓ થઈ ગયા જણાય છે. મિથિલાના રાજા શિવસિંહે વિ. સં. ૧૪૫૫ના એક લેખમા પુરુષ પરીક્ષાના લેખક કવિ વિદ્યાપતિને એક ગામનું દાન આપ્યાનું લખ્યું છે. પણ મેરૂતુંગ જેની વાત કરે છે તે એ નહિ. આ તો ચાલુક્ય રાજા વિક્રમાંક પાસેથી વિદ્યાપતિનું બિરૂદ મેળવનાર ( જુઓ વિક્રમાંક દેવ ચરિત સ. ૧૮ શ્લો. ૧૦૧ ) બિલ્હણ કવિ હોવાનો સંભવ છે. એ આ કર્ણના સમકાલિન હતા. ( જુઓ કૌમુદી ૧૯૩૩ ફેબ્રુઆરીમા 'વિદ્યાપતિ બિલ્હણ' ).

૫૭ રાજા ભોજના રચેલા અનેક ગ્રન્થો મનાય છે. રાજમૃગાંક, રાજમાર્તંડ વગેરે જ્યોતિષના, સરસ્વતી કંઠાભરણ ( અલંકારનો ગ્રંથ ), રાજમાર્તંડ ( યોગશાસ્ત્ર ) પૂર્તમાર્તંડ ( ધર્મશાસ્ત્ર ), સમરાંગણ સૂત્ર ( શિલ્પ ), ચમ્પૂરામાયણ ( કાવ્ય ) વગેરે અનેક વિષયોના અનેક ગ્રન્થો ભોજને નામે ચડેલા છે. પણ એણે જાતે કેટલા લખેલા હશે અને કેટલા પંડિતો પાસે લખાવી પોતાને નામે ચડાવ્યા હશે એ કોણ કહી શકે?

તમારા બિરૂદો છે માટે ૫૮ચતુરંગ યુદ્ધથી કે દ્વન્દ્વયુદ્ધથી, ૫૯ચારે વિદ્યામા વાદ શક્તિથી કે દાન શક્તિથી મને જીતીને ૧૦૫ બિરૂદોનું પાન તમે થાવ, નહિ તો તમને જીતીને હું ૧૩૭ રાજાઓનો સ્વામી બનું" તેના આ વચનથી જેનુ મોઢુ પડી ગયુ છે એવા શ્રી ભોજે બધે પ્રકારે કાશીના રાજા જીતે એવા છે એમ વિચારીને પોતે હારી જ જશે એમ ધારીને કાશીના રાજાને આગ્રહપૂર્વક વિનતિ કરીને નીચેની શરત કબુલ કરાવી કે "મારે (ભોજે) અવન્તીમાં અને શ્રી કર્ણે કાશીમા, એક જ દિવસે એક જ મુહૂર્તમા, પાયો ખોદવાથી આરભી (ઊંચાઇમાં) પચાસ હાથ પ્રમાણનું મંદિર, હું પ્હેલો થાઉં એવી સ્પર્ધાથી, બાધવા માડવુ અને પછી જેના મદિર ઉપર પ્હેલા કળશ તથા ધજા ચડે તેના ઉત્સવમાં બીજા (પાછળ રહે તે) રાજાએ છત્ર અને ચામર છોડી દઇને હાથણી ઉપર હાજર થવુ" આ શરત ભોજે પોતાની મરજીથી કબુલ કરી એવુ શ્રી કર્ણે સાભળ્યુ એટલે તેણે એ રસ્તે પણ ભોજને નીચે પાડવાની પ્રચ્છા કરી અને એકજ મુહૂર્તમા બે જુદે જુદે ઠેકાણે બે મદિરો બધાવા માડયા. હવે પૂરી ખંતથી પોતાનું મદિર બધાવનાર કર્ણે પોતાના સૂત્રધારને પૂછ્યુ કે "એક દિવસમા સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીમા કેટલુ કામ થઇ શકે?" ત્યારે તેણે ચૌદશના અજોઆને દિવસે સાત હાથ પ્રમાણના અગીઆર મદિરો સવારે શરૂ કરી સૂર્યાસ્ત સુધીમા કનશ ચડાવવા સુધી પૂરા તૈયાર કરી રાજાને બતાવ્યા. અને આટલી સંપૂર્ણ સામગ્રી જોઇને રાજા મનમા ખુશી થયો. પછી ભોજ રાજાના મદિરનુ કામ કદોરા સુધી આવ્યુ ત્યા આળસ છોડીને કામ કરાવતા કર્ણે મંદિર ઉપર કલશ ચડાવી દીધો. અને ધજા ચડાવવાનું મુહૂર્ત નક્કી કરી, ભોજને તેની પ્રતિજ્ઞા પાળવા દૂત મોકલીને નિમત્રણ કર્યું પણ પોતાની પ્રતિજ્ઞા છોડી દેવા તૈયાર નહિ તથા એ રીતે–છત્ર ચામર છોડીને–જવાને પણ અશક્ત એવા માલવ મડળના રાજા ચુપચુપ બેસી રહ્યા

૪૧ પછી મદિરમા ધ્વજ ચડાવવાનો ઉત્સવ પૂરો કર્યા પછી એ મારે આવેના રાજાઓ સાથે શ્રી ભોજને હરાવવાને શ્રી કર્ણે પ્રસ્થાન કર્યું એ વખતે શ્રી ભોજના રાજ્યનો અર્ધો ભાગ આપવાનું કબુલ કરીને શ્રી કર્ણે માલવ મડળ ઉપર પાછળથી હુમલો કરવા માટે શ્રી ભીમને બોલાવ્યા. આ રીતે બે રાજાઓનડે બીડાયલા ભોજનું અભિમાન મત્રને વશ થયેલા સર્પના

૫૮ ચતુરંગ એટલે હાથી, રથ, ઘોડેસ્વાર લશ્કર, અને પાયદળ.

૫૯ ચાર વિદ્યાઓ તે વેદો, આન્વીક્ષિકી (ન્યાયશાસ્ત્ર), અર્થશાસ્ત્ર (રાજનીતિ) અને વાર્તા-(વેપાર કારીગરી વગેરે વ્યવહાર ધધાઓનુ શાસ્ત્ર)

ઝેર પેઠે ગળી ગયુ આ સ્થિતિમા ભોજનું શરીર અકસ્માત્ લથડી ગયુ, પણ ભોજની તબીઅતના ખબર છુપાવવામાં આવતા હતા એટલે કોઇ પારકો માણસ પેશી ન શકે, એ રીતે બધા માર્ગો પોતાના માણસોથી બધ કરીને, શ્રી કર્ણ પાસે રહેલા પોતાના એલચી ડામરને ભોજના ખબર માટે માણસ મોકલીને ભીમે પૂછાવ્યુ તેણે તે માણસને નીચેની ગાથા શીખવીને શ્રી ભીમની સભામા મોકલ્યો

(૯૬) આમ્રનું ફળ સારી રીતે પાકી ગયુ છે, ફળનું ડીટડુ ઢીલુ થઇ ગયું છે, પવન ખૂબ ફુકે છે અને ડાળી સુકાઇ જવા માંડી છે, હવે શુ પરિણામ આવશે તે અમે જાણતા નથી

આ ગાથા સમજીને શ્રી ભીમ એમને એમ રહ્યા, જેનો પરલોકમા જવાનો સમય પાસે આવ્યો છે એવા શ્રી ભોજ એ વખતને યોગ્ય ધર્મ કાર્ય કરી લઇ મારા મરણ પછી મારા હાથ વિમાન (ઠાઠડી ઉપાડવાની પાલખી) ની બ્હાર રાખવા એમ કહીને સ્વર્ગમા ગયા

(૯૭) દીકરા ને કે સ્ત્રીને શુ કર્યું ? આ આખી વાડીને શુ કર્યું ? એકલો આવ્યો અને હાથ ને પગ બેય ખખેરીને એકલા જવાનું છે

૪૨ ભોજનું આ વાક્ય લોકોને વેશ્યાએ કહ્યુ ભોજનો ઉપરનો વૃત્તાન્ત જાણીને શ્રી કર્ણે કીલ્લો તોડીને ભોજની બધી સમૃદ્ધિ હાથ કરી લીધી એ જોઈને ભીમે ડામરને કહ્યુ કે તારે શ્રી કર્ણ પાસેથી તેણે આપવા કહેલું અર્ધું રાજ્ય લાવી આપવુ અથવા તારૂં માથુ હાજર કરવુ રાજાના આ હુકમનો અમલ કરવાની ઇચ્છાથી શ્રી ડામરે બત્રીસ પાયદળ માણસોને સાથે લઇ શ્રી કર્ણના તંબુમાં બપોર વખતે પેસી જઇ સુતેના શ્રીકર્ણને બાન તરીકે પકડી લીધા પછી તે (શ્રી કર્ણ) રાજાએ એક વિભાગમા શ્રી નીલકંઠ મહાદેવ, ચિન્તામણિ નામના ગણપતિ વગેરે દેવમૂર્તિઓ અને તેને લગતી સામગ્રી એ રાખ્યુ, અને બીજા વિભાગમા બધી રાજ્યવસ્તુઓ રાખી અને પછી એમાથી ગમે તે અર્ધો ભાગ લઈ લેવાનું કહ્યુ સોળ પહોર સુધી વાટ જોયા પછી ભીમની આજ્ઞાથી દેવમૂર્તિઓ અને તેની સામગ્રી લઇ ડામરે ભીમ આગળ ભેટ ધરી આ પ્રબધનો સાર નીચેના પદ્યમા સંગ્રહાયો છે —

(૯૮) પચાસ હાથ પ્રમાણના બે દેવમદિરો એકજ મુહૂર્તક્ષણમા બધાવવાનુ શરૂ કરી જેના મંદિર ઉપર કળશ પ્હેલો ચડે તેના ઉત્સવમા બીજા રાજાએ છત્ર ચામર છોડીને હાજર થવુ એ રીતે ઠરાવ થયેલો પણ ખરચ કરવામા [૬૦]દીના ભોજરાજ કર્ણથી જીતાઇ ગયા

૬૦ ભોજરાજની અતિ ઉદાર તરીકે આખા પ્રબધમા પ્રશસા કરવામા આવ્યા

(૯૯) ભોજરાજા સ્વર્ગમાં જતાં, ધારા નગરીને હાથ કરવાનો પ્રયત્ન કરતા અતિ બળવાન્ કર્ણે ખાસ આગ્રહ કરીને શ્રી ભીમને મદદમાં લીધા, અને તે (ભીમ)ના સેવક ડામરે બાન તરીકે પકડેલા કર્ણ પાસેથી નીલકંઠ મહાદેવ, ગણપતિ અને સોનાનો મંડપ એટલું લીધું.

(૧૦૦) કવિઓમાં, વાદીઓમાં, ભોગીઓમાં, યોગીઓમાં, પૈસા આપનારાઓમાં, સજ્જનો ઉપર ઉપકાર કરનારાઓમાં, ધનવાનોમાં, ધનુષ્ય ધારણ કરનારાઓમાં અને ધર્મ પરાયણ માણસોમાં પૃથ્વીના પટ ઉપર ભોજ જેવો કોઇ રાજા થયો નથી.

(૧૦૮) આ શ્લોકનો અર્થ પ્હેલાં અપાઇ ગયો છે (જુઓ શ્લો. ૮૬)

આ વગેરે ભોજના અનેક વિધ પ્રબન્ધો છે બાકીના જેમ સાંભળવામાં આવે તેમ સમજી લેવા.[61]

૧૦૨ હે દેવ, જેણે પુણ્ય રૂપી ઉન્નતિ પ્રાપ્ત કરવા માંડી છે તે તમારા હાથ રૂપી વાદળાંએ સોનાનાં કંકણના તેજ રૂપી વીજળીના ઝબકારા સાથે સોના રૂપી અમૃત (પાણી) વર્ષવા માંડતાં, કીર્તિ રૂપી નદી ભરાઇ ગઇ છે, ગુણોના સમૂહ રૂપી જમીન પ્રસન્ન થઇ ગઇ છે, માગણો રૂપી સરોવર ભરાઇ ગયું છે અને વિદ્વાનોનો દરિદ્રતા રૂપી દાવાનળ ઠરી ગયો છે.

(૧૦૩) શ્રી ભોજ જ્યારે શીકારે જતા ત્યારે તેઓ એકદમ ધનુ-

---

છતા છેલ્લા પ્રસંગમાં મેરૂતુંગ તેને લોભી કહે છે, એ આશ્ચર્ય છે. પ્હેલાંની ઉદારતાથી છેલ્લી અવસ્થામાં ભોજરાજાનો ખજાનો ખાલી થઈ ગયો હતો એમ તર્ક કરવા માટે સાધનભૂત થાય એવી મેરૂતુંગની આ વાત છે.

૬૧ અહીં એક હસ્તલિખિત પ્રતમા તથા પ્હેલાં છપાયેલ પુસ્તકમાં કર્પૂર કવિ અને કર્ણ વિષે તથા નાચિરાજ કવિ અને કર્પૂર વિષે એક પ્રબધ વધારે છે. તેની મતલબ એટલી જ છે કે શ્રી કર્પૂર કવિએ એક શ્લોક (જુઓ શ્લો. ૯૩) કર્ણને સંભળાવ્યો પણ તેમા અપશબ્દ આવતો હોવાથી કર્ણે એને કાંઈ ન આપ્યું, પણ નાચિરાજ કવિને એક શ્લોક સંભળાવવા માટે એક કોટિ સુવર્ણ અને દશ હાથીઓ આપ્યાં. પછી કર્પૂર કવિએ નાચિરાજ કવિની પ્રશંસા કરી અને તેણે કર્ણે પોતાને આપેલું બધું કર્પૂર કવિને આપી દીધું.

( જુઓ મૂ. પૃ. ૮૦ ની ટિપ્પણી)

આ સ્થળે બરલાલના ભોજ પ્રબંધમાં મળી આવતા ભોજ સંબધી જુદા જુદા ૨૭ શ્લોકો અમુક પ્રતોમા તથા મુદ્રિત પુસ્તકમાં ટિપ્પણીમાં આપેલા મળે છે ( જુઓ મૂળ પૃ. ૮૧ )

ષ્યની પણછ ચડાવે, પણછને કાન સુધી ખેંચે, પછી હાથમાંથી બાણ છોડી દીએ અને મૃગલાના શરીરમાં એ બાણ લાગે ત્યાં સુધી પણ આ (ભોજ) કામદેવ છે અને મારા વ્હાલાને મારે વધ કરવા માટે કામબાણ મારે છે એમ સમજી હરણી નહોતી બ્હીતી, ન્હોતી ભાગતી, ન્હોતી ધ્રુજતી, ન્હોતી હાલતી કે ન્હોતી ડેકતી.

(૧૦૪) જેણે કલ્પદ્રુમ પેઠે દાનો વડે સર્વ દરિદ્રતાને ભગાડી મુકી છે. જેણે બૃહસ્પતિ પેઠે શીઘ્રતાથી અનેક પ્રબંધો રચ્યા છે, વળી જેણે અર્જુન પેઠે રાધાવેધ કર્યો છે, તે ભોજની લાંબા વખતથી કીર્તિ સાંભળીને તેને જોવા ઉત્સુક થયેલા દેવોના સમૂહે તેને એકદમ બોલાવી લેવાથી ભોજરાજા સ્વર્ગે ગયા.

આ રીતે શ્રી મેરૂતુંગાચાર્યે રચેલા પ્રબધ ચિંતામણીમાં શ્રી ભોજ અને ભીમરાજાની અનેક સારી વાતો વર્ણવનારો બીજો પ્રકાશ પૂરો થયો.

## પરિશિષ્ટ

ભોજ અને ભીમ પ્રબંધો જે અહીં આપેલા છે, તેમાં મુખ્ય ચાર બાબતો દેખાય છે. (૧) ભોજની દાન વીરતાના દાખલાઓ—આમાં મોટે ભાગે સંસ્કૃત ભાષા તથા સંસ્કૃત પદ્યરચના જાણનારને દાનો અપાયાના દાખલાઓ છે. (૨) ભોજનું જીવન ચરિત્ર—એમાં ભોજના જીવનના આરંભનો ભાગ પ્હેલા પ્રકાશમાં મુંજ પ્રબંધમાં આવી ગયો છે અને અન્તનો ભાગ આ પ્રકાશના અન્તમાં છે જેનો વિચાર નીચે કર્યો છે. (૩) ભીમ અને ભોજનો સંબધ (૪) ભોજ અને ધનપાલ અથવા જૈન ધર્મ મહિમા.

(૧) ભોજની દાનવીરતા જૂના વખતમાં ખૂબ પ્રસિદ્ધ હતી. તેની પાસેથી દાનો મેળવનાર કવિઓએજ આ મહિમા વધાર્યો હશે. પણ વખત જતાં ભોજનાં દાનો સંબંધી દાખલાઓ અતિશયોક્તિ ભરેલા તથા એક જ પ્રકારના—( અમુક લાખ કે અમુક કોટિ દ્રવ્ય અને હાથીઓ) લોક કથામાં ચડી ગયા જણાય છે. બધા પ્રબંધકારોએ લગભગ સરખા દાખલા આપ્યા છે. ભોજ રાજાની સભાના કવિઓ વર્ણવતાં મેરૂતુંગે બાણ, મયૂર, રાજશેખર અને માનતુંગને ભોજના સમકાલિન કહ્યા છે, એ ભૂલ છે. એ આગળ ટિપ્પણીમાં નોંધ્યું છે, માઘ પ્રબંધ પણ એ કારણથી કલ્પિત જ ઠરે છે. બલ્લાલે તો કાલિદાસ અને ભવભૂતિને પણ ભોજના સમકાલિન કહ્યા છે. વળી તેણે તો બીજી કાંઇ વાતજ લખી નથી. ભોજ સંબંધી જૈન પ્રબંધોમાં મેરૂતુંગ પછી રત્ન મંદિર ગણિનો ભોજ પ્રબંધ જોવા યોગ્ય છે. એમાં મેરૂતુંગે કહેલી બધી વાત તો છેજ, પણ તે ઉપરાંત કેટલોક નવો

ઉમેરો છે. ભોજના જીવન ચરિત્રના પ્રસંગોમાં સૌભાગ્ય સુંદરી સાથે તથા મદનમંજરી સાથે ભોજ રાજાનાં લગ્નની વાત મળી છે પાઠક રાજવલ્લભે વળી ભાનુમતીના વિવાહનું વર્ણન કર્યું છે પણ એ બધો ભાગ તદ્દન કલ્પિત લાગે છે.

ઇતિહાસ દૃષ્ટિએ ભીમ અને ભોજનો સંબંધ અને ભોજનો અન્ત એ વધારે આકર્ષક વિષયો છે. ભીમ અને ભોજના સંબંધમાં મેરૂતુંગની દૃષ્ટિ ગુજરાતના લોકોની ચતુરાઇ અને હુશીઆરી ગર્વથી વર્ણવવા ઉપર છે. માળવા જેવા પંડિતો ગુજરાતમાં નથી એ હકીકતના પ્રતિકાર રૂપે ગુજરાતના લોકોની વ્યવહારચતુરતા–કુશળતાના (જુઓ સાંધિવિગ્રહિકડામરના પ્રસંગો પ્ર. ૧૧ વગેરેમાં તથા બીજા પ્ર–૭, પ્ર–૩૧ માં) દાખલા મેરૂતુંગ આપે છે. આ બાબતમાં રત્નમંદિર ગણિ મેરૂતુંગને અનુસરે છે. પણ રત્નમંદિર ગણિએ વિમલ મંત્રી પ્રબંધ નવો લખ્યો છે. જોકે મેરૂતુંગે વિમલ મંત્રીનો ઉલ્લેખ કર્યો નથી પણ એ મંત્રી ભીમના વખતમાં થઇ ગયો હોવાના બીજા પુરાવા છે, એટલે રત્નમંદિર ગણિનો એ પ્રબંધ જોવા જેવો છે. મેરૂતુંગ અને રત્નમંદિરનો સાંધિવિગ્રહિક ડામર (હેમચંદ્ર તેને દામોદર કહે છે) એ સાચું ઐતિહાસિક પાત્ર હોવાનો સંભવ છે.

ભીમ અને ભોજ વચ્ચે બનેલા બનાવોનું આ પ્રબંધકારોએ જે વર્ણન કર્યું છે તેમાંથી સાચુ કેટલુ એ નક્કી કરવું મુશ્કેલ છે. રત્નમંદિર ગણિએ "ભોજ પાટણ જોવા ગયા, ભોજે પાટણ ઉપર ચડાઇ કરી" વગેરે જે ભાગો પ્ર. ચિં. કરતાં વધારે ઉમેર્યા છે તે તો કલ્પિત જ લાગે છે. પણ મેરૂતુંગે જે પ્રસંગો વર્ણવ્યા છે તેમાંથી કુલચંદ્ર વાળો પ્રસંગ અને ભોજ પકડાતાં પકડાતાં રહી ગયો એ એમાં કાંઇક તથ્યાંશનો સંભવ છે. કુલચંદ્ર વાળી વાત તો જો ખોટી હોય તો ગુજરાતનો અભિમાની મેરૂતુંગ લખેજ નહિ અને બીજી વાત માટે જુઓ ટિ. ૫૪

આ જૈન પ્રબંધકારો જૈનધર્મનો ઉપદેશ ન આપે તથા બ્રાહ્મણ ધર્મ કરતાં કે જૈનનાજ દિગંબર મત કરતાં પણ પોતાના મતની શ્રેષ્ઠતા દર્શાવવા પ્રયાસ ન કરે તો એ જૈન શાના? એ માટે ધનપાલ પ્રબંધ જોવા જેવો છે. પણ ભોજ ઉપર ધનપાલના ઉપદેશની અસર થઇ હોય એમ માનવાનું કારણ નથી.

**ભોજનો અન્ત**—મેરૂતુંગે આપેલું ભોજના અન્તનું વર્ણન વિગતમાં કથારૂપ હોવા છતાં ઇતિહાસ દૃષ્ટિએ ઘણું ઉપયોગી છે. ભોજરાજા માળવાના

પરમારોમાં સૌથી પ્રતાપી હતા. એણે ચાળીશથી વધારે વર્ષ રાજ્ય કર્યું એજ વંશની ઉદયપુર (ગ્વાલીઅર) પ્રશસ્તિ પ્રમાણે તો ભોજે કર્ણાટ, લાટ અને ગુજરાતના રાજાઓને તથા તુરૂષ્કોને જીત્યા હતા. (ગુજરાતને જીત્યાનું મેરૂતુંગ સ્વીકારે છે) પણ છેવટમાં ભોજ વૃદ્ધ થયા અને કદાચ ઉદારતાને પરિણામે ખજાનો ખાલી થઈ ગયો ત્યારે ચેદીશ્વર કર્ણે અને ભીમે મળી ધારાને ઘેરો ઘાલ્યો અને ભોજના મરણ બાદ ધારા શહેરને કદાચ લુંટયું હશે. વડનગર પ્રાકાર પ્રશસ્તિ ( શ્લો. ૯ ) માં, સુકૃત સંકીર્તન ( અ. ૨ શ્લો. ૯ )માં, કીર્તિ કૌમુદી ( સ–૨ શ્લો. ૧૭ )માં, વસન્તવિલાસ ( અ. ૩ શ્લો. ૧૫ )માં, વં–તે. પ્રશસ્તિ ( શ્લો. ૧૩ )મા, ભીમની ધારા ઉપરની ચડાઈનું કોઈક પ્રકારનું વર્ણન મળે છે. જો કે દ્વયાશ્રયમા કાંઇ નથી છતાં માળવાની સ્વર્ણ મંડપિકા કર્ણ પાસેથી ભીમને મળ્યાનું હેમચંદ્રે પણ લખ્યું છે ( જુઓ–સ–૯ શ્લો ૫૫, ૫૭ ) માળવા જીતીને તેની નીલકંઠની મૂર્તિ ભીમે ગુજરાતમાં આણી હતી એમ સુ–સ. ( સ–૨ શ્લો–૨૩ ) માં પણ કહ્યું છે. પરમાર રાજા લક્ષ્મદેવના નાગપુરમાંથી મળેલા એક લેખમાંથી પણ ભોજના મરણ પછી એના રાજ્ય ઉપર વિપત્તિ ફરી વળ્યાનું કથન છે. ઉદયપુર (ગ્વાલીઅર) પ્રશસ્તિમાં પણ એ હકીકતનું સૂચન છે.

ડાહલ કે જેજાક ભુક્તિ ( એટલે બુંદેલખંડ ) નો હૈહય રાજા કર્ણદેવ ગાંગેયદેવનો પુત્ર થાય એ ભીમ તથા ભોજનો સમકાલિન હતો અને તેણે લાંબા વખત સુધી રાજ્ય કર્યું હતું. ભોજ ઉપરની ચડાઇમાં વધારે લાભ કર્ણને જ મળ્યો એમ મેરૂતુંગના વર્ણનથીજ દેખાય છે. કદાચ પરાક્રમ પણ વધારે તેણેજ કર્યું હશે.



# પ્રકાશ ત્રીજો.

## સિદ્ધરાજ પ્રબંધ.

૧ એક વખત ગૂર્જર દેશમા વરસાદની તાણ પડવાથી દેશના લોકો (ખેડુઓ) રાજાને આપવાનો ભાગ[૧] આપી શક્યા નહિ એટલે રાજાનો ભાગ ઉઘરાવવા માટે રાજ્ય તરફથી રોકાયેલા માણસોએ તે લોકો ( રાજાનો ભાગ આપવા અશક્ત ખેડુઓ ) ને શ્રી પાટણમા લઇ આવીને ભીમ રાજા પાસે રજુ કર્યા [૨] પછી એક દિવસ સવારમા જે સ્થળે જમીનની પેદાશના કર માટે બધા ખેડુઓને કનેડવામા આવતા હતા ત્યા (ભીમ રાજાનો) કુંવર મૂળરાજ ફરતો ફરતો જઇ ચડ્યો અને ખેડુઓની એ સ્થિતિ જોઇને પોતાના પાસવાનો પાસેથી તેણે આખી વાત જાણી લીધી અને લોક ઉપર દયા આવવાથી જેની આખમા આસુ આવી ગયાં છે એવા તેણે ઘોડો ફેરવવાની કળામાં અસાધારણ કુશળતા દેખાડીને રાજાને ખુશી કર્યા, ત્યારે રાજાએ 'વરદાન માગી લીઓ' એમ કહ્યું, પણ કુંવરે "ભંડારમાં જ આ વરદાન રાખી મૂકો" એવી વિનતિ કરી. રાજાએ "કેમ માગી નથી લેતા?" એમ પૂછ્યું, ત્યારે તેણે મળવાની આશા ન હોવાથી એમ કહેતા, રાજાએ ખૂબ આગ્રહ કર્યો એટલે કુંવરે તે [૩]કણબીઓ પાસેથી[૪] રાજ ભાગ છોડી દેવાનું માગ્યું આ સાભળી જેને હર્ષાશ્રુ આવી ગયાં છે એવા રાજાએ એ માગણી કબુલ રાખી બીજું વરદાન માગવા કહ્યુ. પણ —

---

૧ મૂળમા राजदेयविभाग એમ શબ્દો છે એટલે રાજાને કર નાણામા નહિ પણ માલમા આપવાનો અર્થાત્ ભાગ બટાઇનો રિવાજ હશે એમ જણાય છે. મનુના વખતથી એજ રિવાજ ચાલ્યો આવતો હતો અને એ પેઢી પ્હેલા સુધી ઘણા દેશી રાજ્યોમા એ રિવાજ ચાલતો હતો પણ ભાગ બટાઈમા આ કનડગત શા માટે? રાજભાગ ખાધો હશે?

૨ ખેડુઓના હજારોના ટોળાને પાટણ લઈ આવ્યા હશે? કદાચ રાજાની ખાલસા જમીનના ખેડુતોનેજ આ રીતે પાટણમા રાજા પાસે ઉભા રાખ્યા હોય તો એ સભવે.

૩ મૂળમા कुटुम्बिक શબ્દ છે તે ગુજરાતી કણબી-કુણબીનું સંસ્કૃત રૂપ લાગે છે

૪ મૂળમા दानी શબ્દ છે. ઉપર તથા અન્યત્ર પણ આ શબ્દ રાજભાગ અથવા કરના અર્થમા વપરાયો છે.

(૧) પોતાનું ભરણ પોષણ કરવાના જ કામમાં લાગી રહેલા ક્ષુદ્ર માણસો તો હજારોની સંખ્યાગાં મળે છે, પણ પરાર્થ (પારકાનું કામ કરવું) એજ જેને મન સ્વાર્થ છે એવો પુરૂષ જ સજ્જનોમાં અગ્રેસર ગણાય છે. દાખલા તરીકે ન ભરી શકાય એવું પેટ ભરવા માટે વડવાનલ સમુદ્રને પીએ છે, જ્યારે મેઘ ઉનાળાથી એકઠા થયેલા જગતના તાપને શમાવવા માટે સમુદ્રનું પાણી પીએ છે.

એ કાવ્યના અર્થના વિચારથી મનમાં બળ ધારણ કરી વધારે લોભ રોકી દઇને વધારે માગવા માટે વારવાર આગ્રહ થયા છતાં માની સ્વભાવ વાળો હોવાથી, કાંઇ માગ્યા વગર કુંવર પોતાને ઉતારે ગયો. ત્યાં તે કણબીઓ તેનાં વખાણ કરતા હતા અને મૂળરાજ ત્રીજે દિવસે સ્વર્ગસ્થ થઇ ગયો.[૫] એના શોક સમુદ્રમાં રાજા, રાજલોક તથા જેને છોડાવ્યા હતા તે લોક બધાં ડુબી ગયાં. પછી ચતુર માણસોએ જુદી જુદી જાતનો બોધ આપીને તેના બળથી તે શોક રૂપી ખીલાને તે બધાના મનમાંથી ખેંચી કાઢ્યો.

પછી બીજે વર્ષે વરસાદ સારો થવાથી પૂરૂં ધાન્ય પાક્યું એટલે તે ખેડુઓએ આગલા વર્ષનો તથા ચાલુ વર્ષનો રાજભાગ[૬] સાથે આપવા માંડયો. રાજાએ આગલા વર્ષનો ભાગ લેવા ના પાડી ત્યારે તે લોકોએ તેનો નિર્ણય કરવા માટે સભા[૭] બોલાવી. આવી સભાના સભાસદોનાં લક્ષણો નીચે પ્રમાણે હોવાં જોઇએ:—

(૨) જેમાં વૃદ્ધો ન હોય તે સભા નહિ. જેઓ ધર્મ શું છે તે ન બતાવે તે વૃદ્ધો નહિ. જેમાં સત્ય ન હોય તે ધર્મ નહિ. અને જેમાં બનાવટી અંશ હોય તે સત્ય નહિ.

આ શ્લોક પ્રમાણેના નિર્ણયથી સભાસદોએ બેય વર્ષનો રાજભાગ

૫ મૂળરાજ કુંવર એકાએક શાથી મરી ગયો એ ઉપર નથી કહ્યુ પણ પ્ર.-ચિ. ની ત્રણ હાથપ્રતો ( જુઓ. મૂળ પૃષ્ઠ ૮૬ ટિ. ૧ ) મા જે પાઠ મળે છે તે પ્રમાણે તે કણબીઓની સંતોષ દૃષ્ટિથી મરી ગયો એમ અર્થ નીકળે છે. એટલે કે નજર લાગી ને તેથી માંદો પડી મરી ગયો. આ નજર લાગવાનો વહેમ એ વખતે ઘણો વ્યાપક હશે. આગળ આ પુસ્તકમાં નજર લાગવાના બીજા દાખલાઓ આવે છે.

૬ ભાગ બટાઈના રિવાજ પ્રમાણે તો વધારે ઉત્પન્ન થાય ત્યારે રાજભાગ પણ વધારે જાય પછી ખેડુઓ આગલા વર્ષનું શી રીતે આપી શકે ? પછી રાજભાગ અમુક ચોક્કસ માપમાં આપવાનો હોય તો જુદી વાત. પણ એ ભાગ બટાઈ ન કહેવાય.

૭ મૂળમાં उत्तरसमा શબ્દ છે. આવી સભા રાજ્ય વ્યવસ્થાનું આવશ્યક અંગ હશે ? અને તેનો અધિકાર શું હશે ?

# પ્રકાશ ત્રીજો.

## સિદ્ધરાજ પ્રબંધ.

૧ એક વખત ગૂર્જર દેશમા વરસાદની તાણ પડવાથી દેશના લોકો (ખેડુઆ) રાજાને આપવાનો ભાગ[1] આપી શક્યા નહિ એટલે રાજાનો ભાગ ઉઘરાવવા માટે રાજ્ય તરફથી રોકાયેલા માણસોએ તે લોકો ( રાજાનો ભાગ આપવા અશક્ત ખેડુઓ ) ને શ્રી પાટણમા લઇ આવીને ભીમ રાજા પાસે રજુ કર્યા [2] પછી એક દિવસ સવારમા જે સ્થળે જમીનની પેદાશના કર માટે બધા ખેડુઓને કનેડવામાં આવતા હતા ત્યા (ભીમ રાજાનો) કુંવર મૂળરાજ ફરતો ફરતો જઇ ચડ્યો અને ખેડુઓની એ સ્થિતિ જોઇને પોતાના પાસવાનો પાસેથી તેણે આખી વાત જાણી લીધી અને લોક ઉપર દયા આવવાથી જેની આખમા આસુ આવી ગયાં છે એવા તેણે ઘોડા ફેરવવાની કળામા અસાધારણ કુશળતા દેખાડીને રાજાને ખુશી કર્યા, ત્યારે રાજાએ 'વરદાન માગી લીઓ' એમ કહ્યું, પણ કુંવરે "ભંડારમાં જ આ વરદાન રાખી મૂકો" એવી વિનતિ કરી. રાજાએ "કેમ માગી નથી લેતા?" એમ પૂછ્યું, ત્યારે તેણે મળવાની આશા ન હોવાથી એમ કહેતા, રાજાએ ખૂબ આગ્રહ કર્યો એટલે કુંવરે તે [3]કણબીઓ પાસેથી[4] રાજ ભાગ છોડી દેવાનું માગ્યુ આ સાભળી જેને હર્ષાશ્રુ આવી ગયા છે એવા રાજાએ એ માગણી કબુલ રાખી બીજુ વરદાન માગવા કહ્યુ પણ —

---

૧ મૂળમા राजदेयविभाग એમ શબ્દો છે એટલે રાજાને કર નાણામા નહિ પણ માલમા આપવાનો અર્થાત્ ભાગ બટાઇનો રિવાજ હશે એમ જણાય છે. મનુના વખતથી એજ રિવાજ ચાલ્યો આવતો હતો અને બે પેઢી પ્હેલા સુધી ઘણા દેશી રાજ્યોમા એ રિવાજ ચાલતો હતો પણ ભાગ બટાઇમા આ કનડગત શા માટે ? રાજભાગ ખાતો હશે ?

૨ ખેડુઓના હજારોના ટોળાને પાટણ લઈ આવ્યા હશે ? કદાચ રાજાની ખાલસા જમીનના ખેડુતોનેજ આ રીતે પાટણમા રાજા પાસે ઉભા રાખ્યા હોય તો એ સભવે.

૩ મૂળમા कुटुम्बिक શબ્દ છે તે ગુજરાતી કણબી-કુણબીનું સંસ્કૃત રૂપ લાગે છે

૪ મૂળમા दानी શબ્દ છે. ઉપર તથા અન્યત્ર પણ આ શબ્દ રાજભાગ અથવા કરના અર્થમા વપરાયો છે.

(૧) પોતાનું ભરણ પોષણ કરવાના જ કામમાં લાગી રહેલા ક્ષુદ્ર માણસો તો હજારોની સંખ્યામાં મળે છે, પણ પરાર્થ (પારકાનું કામ કરવું) એજ જેને મન સ્વાર્થ છે એવો પુરુષ જ મનજનોમાં અગ્રેસર ગણાય છે. દાખલા તરીકે ન ભરી શકાય એવું પેટ ભરવા માટે વડવાનલ સમુદ્રને પીએ છે, જ્યારે મેઘ ઉનાળાથી એકઠા થયેલા જગતના તાપને શમાવવા માટે સમુદ્રનું પાણી પીએ છે.

એ કાવ્યના અર્થના વિચારથી મનમાં બળ ધારણ કરી વધારે લોભ રોકી દઈને વધારે માગવા માટે વારવાર આગ્રહ થયા છતાં માની સ્વભાવ વાળો હોવાથી, કાંઈ માગ્યા વગર કુંવર પોતાને ઉતારે ગયો. ત્યાં તે કણબીઓ તેનાં વખાણ કરતા હતા અને મૂળરાજ ત્રીજે દિવસે સ્વર્ગસ્થ થઇ ગયો.[૫] એના શોક સમુદ્રમા રાજા, રાજલોક તથા જેને છોડાવ્યા હતા તે લોક બધાં ડુબી ગયાં. પછી ચતુર માણસોએ જુદી જુદી જાતનો બોધ આપીને તેના બળથી તે શોક રૂપી ખીલાને તે બધાના મનમાંથી ખેંચી કાઢ્યો.

પછી બીજે વર્ષે વરસાદ સારો થવાથી પૂરૂં ધાન્ય પાકયું એટલે તે ખેડુઓએ આગલા વર્ષનો તથા ચાલુ વર્ષનો રાજભાગ[૬] સાથે આપવો માંડયો. રાજાએ આગલા વર્ષનો ભાગ લેવા ના પાડી ત્યારે તે લોકોએ તેનો નિર્ણય કરવા માટે સભા[૭] બોલાવી. આવી સભાના સભાસદોનાં લક્ષણો નીચે પ્રમાણે હોવાં જોઇએઃ—

(૨) જેમાં વૃદ્ધો ન હોય તે સભા નહિ જેઓ ધર્મ શું છે તે ન બતાવે તે વૃદ્ધો નહિ. જેમાં સત્ય ન હોય તે ધર્મ નહિ. અને જેમાં બનાવટી અંશ હોય તે સત્ય નહિ.

આ શ્લોક પ્રમાણેના નિર્ણયથી સભાસદોએ બેય વર્ષનો રાજભાગ

---

૫ મૂળરાજ કુવર એકાએક શાથી મરી ગયો એ ઉપર નથી કહ્યુ પણ પ્ર.-ચિં. ની ત્રણ હાથપ્રતો ( જુઓ. મૂળ પૃષ્ઠ ૮૯ ટિ. ૧ ) મા જે પાઠ મળે છે તે પ્રમાણે તે કણબીઓની સંતોષ દૃષ્ટિથી મરી ગયો એમ અર્થ નીકળે છે. એટલે કે નજર લાગી ને તેથી માંદો પડી મરી ગયો. આ નજર લાગવાનો વહેમ એ વખતે ઘણો વ્યાપક હશે. આગળ આ પુસ્તકમા નજર લાગવાના બીજા દાખલાઓ આવે છે.

૬ ભાગ બટાઈના રિવાજ પ્રમાણે તો વધારે ઉત્પન્ન થાય ત્યારે રાજભાગ પણ વધારે જાય પછી ખેડુઓ આગલા વર્ષનુ શી રીતે આપી શકે ? પછી રાજભાગ અમુક ચોક્કસ માપમા આપવાનો હોય તો જુદી વાત પણ એ ભાગ બટાઈ ન કહેવાય

૭ મૂળમા उत्तरसभा શબ્દ છે. આવી સભા રાજ્ય વ્યવસ્થાનું આવશ્યક અંગ હશે ? અને તેનો અધિકાર શું હશે ?

ગજાને અપાવ્યો પછી એ દ્રવ્યથી અને રાજ કોશના દ્રવ્યથી શ્રી મૂળરાજ કુમારના કલ્યાણ માટે શ્રી ભીમે નવો ત્રિપુરૂષપ્રાસાદ કરાવ્યો

૩ આ ભીમરાજાએ શ્રી પાટણમા શ્રી ભીમેશ્વર દેવનું તથા ભટ્ટારિકા ભીરૂઆણીનું એમ બે મંદિરો કરાવ્યા શ્રી ભીમે સ ૧૦૭૮ થી આરભી ૪૨ વર્ષ સુધી રાજ્ય કર્યું. [૮]તેની રાણી શ્રી ઉદયમતીએ શ્રી પાટણમા સહસ્રલિંગથી પણ વધારે શોભાયમાન નવી વાવ કરાવી

પછી સ—૧૧૨૦ ના વર્ષમા મહાશૃંગારી શ્રી કર્ણનો રાજ્યાભિષેક થયો [૯]

૪ એક વખત કર્ણાટનો રાજા શુભકેશી ઘોડો હાથમા ન રહેવાથી જંગલમા નીકળી ગયો અને ત્યા ઘણા પાનના ઘેરાથી ઘટાદાર ઝાડની છાયામા વિશ્રાંતિ લેતો હતો, એટલામા જંગલમા લાગેલો દાવાનળ તેની નજીક આવી પહોચ્યો પણ કૃતજ્ઞવૃત્તિથી વિશ્રાન્તિ આપી પોતાના ઉપર ઉપકાર કરનાર તે ઝાડને છોડીને જવાની ઇચ્છા ન હોવાથી તે રાજા તે ઝાડ સાથેજ તે દાવાનળમા બળી મુવો પછી જયકેશી નામના તેના પુત્રનો પ્રધાનોએ રાજ્યાભિષેક કર્યો આ જયકેશી રાજાને એક દીકરી થઇ, જેનું નામ મયણલ્લ દેવી રાખ્યુ હતુ આ મયણલ્લ દેવીના સાભળતા કોઇ શિવભક્તોએ સોમેશ્વરનું નામ લીધુ કે તરતજ તેને પોતાનો પૂર્વજન્મ નીચે પ્રમાણે સાભરી આવ્યો તેને થયુ કે "પોતે પૂર્વ જન્મમા બ્રાહ્મણી હતી અને બાર * માસોપવાસ કરી તેના ઉજવણામા દરેક વસ્તુ બાર

૮ એક પ્રતમા ભીમના રાજ્યકાળના વર્ષ ૪૨ ને બદલે ૫૨ છે, બીજી એક પ્રતમા સ ૧૦૭૭ થી આરભી વર્ષ ૪૨, માસ ૧૦ અને દિવસ ૯ રાજ્ય કર્યું એમ પાઠ છે જિનમંડનગણિ કુ પ્રબધમા ભીમના રાજ્યકાળના વર્ષો ૪૨ જ કહે છે ( પૃ. ૩ ) વિચારશ્રેણીનો પાઠ પ્ર-ચિ. નેજ અનુસરે છે પ્રવચન પરીક્ષા પણ. ભીમના વિ સ. ૧૦૮૬ નો તથા ૧૧૧૯ નો એમ બે લેખો મળ્યા છે ( જુઓ અનુક્રમે I A. Vol VI અને E. I. Vol IX p. 148 )

૯ કર્ણના રાજ્યાભિષેકનુ વર્ષ એક પ્રતમા સ. ૧૧૨૮ આપ્યુ છે અને બીજીમા સં. ૧૧૨૦ ચૈત્ર વદિ ૭ સોમવાર, હસ્ત નક્ષત્ર અને મીન લગ્નમા કર્ણને રાજ્યાભિષેક થયો એમ પાઠ છે વિચારશ્રેણીમા પણ કર્ણનુ ગાદીએ બેસવાનું વર્ષ સ. ૧૧૨૦ જ આપ્યુ છે

* બાર માસોપવાસ ( द्वादश मासोपवासान्कृत्वा ) એ પ્રમાણે શબ્દો છે તેનો આ શિવભક્તિની વાત હોવાથી દરેક શ્રાવણ મહિને આખો મહિનો એકાશ કેવળ દૂધ, કે પાચમોળીઆજ અન્ન, વગેરે જુદા જુદા પ્રકારના ઉપવાસો કરવા અને આ રીતે બાર વર્ષ સુધી માસોપવાસ કર્યા પછી એ વ્રત ઉજવવુ ત્યારે બાર બારની સખ્યામા દરેક વસ્તુનું દાન કરવું, વગેરે પ્રચલિત વ્રત પ્રકારને અનુસરી અર્થ સમજવો.

બારની સંખ્યામાં આપીને શ્રી સોમેશ્વરની જાત્રા કરવા નીકળી. પણ [૧૦]બાહુલોદ શહેર પાસે આવતા ત્યાં આગળ ( જાત્રાળુઓ પાસેથી ગુજરાતના રાજાથી લેવાતો ) કર ન આપી શકવાથી આગળ ન જઇ શકી, તેથી નિરાશ થઇને 'હું આવતા જન્મમાં આ કર દૂર કરાવનારી થાઉં, એવો નિશ્ચય કરીને અન્નનો ત્યાગ કરી મરણ પામી હતી, તે આ જન્મે મયણલ્લ દેવી રૂપે આ કુળમાં જન્મી છું " આ રીતે પૂર્વજન્મનું સ્મરણ થયું. પછી બાહુલોદનો કર મુકાવવા માટે તેણે ગૂર્જર દેશના રાજાને વરવાની ઇચ્છા કરી અને તે વાત પોતાના પિતાને જણાવી. એટલે જયકેશી રાજાએ પોતાના પ્રધાનો મારફત શ્રીકર્ણને આ વાત જણાવીને પોતાની પુત્રી મયણલ્લદેવીનો સ્વીકાર કરવાની માગણી કરી. પણ શ્રી કર્ણે તે કદ્રુપી છે એમ સાભળેલું હોવાથી તેની દરકાર ન કરી. પણ મયણલ્લદેવીએ તો તેજ રાજાને પરણવાનો આગ્રહ પકડયો એટલે તેના પિતાએ જાતે વરી લેવા તેને મોકલી, ત્યાં શ્રી કર્ણે છુપી રીતે તેને જોઇ લીધી અને કદ્રુપી છે એમ જોઇ એના તરફ તદ્દન ઉદાસ થઇ ગયો. પછી ( આ વાત સાભળ્યા પછી ) રાજાને માથે સ્ત્રી હત્યાનું પાપ નાખવા [૧૧] મયણલ્લદેવીએ આઠ સખીઓ સાથે પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો, આ વાત સાભળીને શ્રી કર્ણની મા ઉદયમતી રાણીએ તેઓની વિપત્તિ પોતાથી ન જોઇ શકાવાથી તેઓની સાથેજ મરી જવાનો નિશ્ચય કર્યો. કારણ કે,—

(૩) મોટા માણસોને જેટલો બીજાના દુ:ખ વખતે ખેદ થાય છે તેટલો પોતાનાં દુ:ખ વખતે નથી થતો. પોતાના ઉપર ગમે તેટલો બોજો પડે તો પણ ન હલનારી પૃથ્વી બીજાઓના કષ્ટથી કંપે છે.[૧૨]

---

૧૦ આ બાહુલોદ તે શુકલતીર્થથી જરા ઉપર નર્મદાના એક આરાનું બાલોદ નામે ગામ એમ રાસમાળામા કહ્યુ છે અને તે ટોનીએ પણ કબુલ રાખ્યુ છે. (જુઓ રાસમાળા ગુ ભા. ત્રીજી આવૃત્તિ પૃ. ૧૪૮) પરંતુ મુબઇ ગેઝીટીઅરના કર્તાએ ગુજરાત કાઠીઆવાડની સરહદ ઉપર ધોળકાથી વીરા માઇલ દક્ષિણ પશ્ચિમે આવેલું બોળાદ ગામ તે બાહુલોદ એમ લખ્યું છે ( મુબઈ ગેઝીટીઅર ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૭૨ ) મને એ યોગ્ય લાગે છે. સોમનાથના યાત્રાળુઓ પાસેથી ગુજરાતનો રાજા એ ઠેકાણે જ સહેલાઈથી કર લઇ શકે.

૧૧ મૂળમા <u>नृपतिहत्याहृते</u> એવો વિચિત્ર પાઠ છે એનો અર્થ to Compass the death of the king એ રીતે ટોનીએ કર્યો છે. પણ એ શી રીતે બને ? પાઠ સારો નથી પણ કહેવાની મતલબ ઉપર પ્રમાણેજ લાગે છે રા. દી. શાસ્ત્રીએ પણ એવોજ અર્થ કર્યો છે.

૧૨ ભૂકંપ દેશના રાજાનું મરણ કે એવી બીજી મોટી આપત્તિનો સૂચક મનાય છે.

આ રીતે મોટી આપત્તિ આવી પડેલી જોઇને શ્રી કર્ણે માતાની ભક્તિને લીધે તેની સાથે લગ્ન કર્યું પણ પછી તેના ઉપર નજર પણ ન કરી.[૧૩]

૫ પછી એક વખત કોઇક હલકી સ્ત્રી તરફ કર્ણને આકર્ષણ થયું છે[૧૪] એમ કંચુકી પાસેથી મુંજાલ મંત્રીને ખબર પડતા, તેણે ઋતુ પછી

૧૩ મયણલ્લદેવીના કર્ણ સાથે કેવી રીતે લગ્ન થયા તે સબંધી ઉપરના વર્ણનમા દંતકથાનો જે અંશ છે તે બાદ કરતા બાકીની હકીકત નીચેના ફેરફાર સાથે ઐતિહાસિક હોવાનો સભવ છે. પ્ર-ચિં. જેને કર્ણાટકના રાજા કહે છે તે મયણલ્લદેવીના બાપ તથા દાદા ગોઆના કાદંબવંશના રાજા હતા. મયણલ્લદેવીનો બાપ જયકેશી કલ્યાણના ચાલુક્ય રાજા ત્રિભુવનમલ્લ વિક્રમાદિત્ય ( જેના આશ્રિત કવિ બિલ્હણે વિક્રમાંક ચરિત લખ્યુ છે ) નો મિત્ર હતો. ( જુઓ વિક્રમાંક દેવ ચરિત સ. ૫) અને વિક્રમાદિત્યે પોતાની પુત્રી મલ્લામ મહાદેવીને આ જયકેશી સાથે પરણાવી હતી. ( જુઓ Journal of the B. B. R. A. Society Vol IX તથા દક્ષિણનો પૂર્વ સમયનો ઈતિહાસ પૃ. ૧૩૭ ) આ કાદમ્બવંશના લેખો ઉપરથી આ જયકેશી તે શષ્ઠદેવ કે છત્ર ( ગોઆના કાદમ્બવંશના બીજા રાજા) નો પુત્ર જયકેશી પ્હેલો હોવો જોઇએ. કારણ કે એનો શક સં. ૯૭૪ ( વિ. સ. ૧૧૦૮ ) નો લેખ મળ્યો છે, ( જુઓ Fleet's Kanarese Dynasties 91 ) એમ મુંબઇ ગેઝીટીઅરમા તર્ક છે ( જુઓ Vol I Part I p. 170 n. 5 )

હેમચંદ્રે દ્વયાશ્રયમાં દક્ષિણના ચદ્રપુરના કાદબ રાજા જયકેશીની પુત્રી મયણલ્લદેવી કર્ણને તેની છબી જોઇને વરી એમ લખ્યું છે. અને આ ચદ્રપુર તે દક્ષિણમા ઉત્તર કાનડામા ગોકર્ણ પાસે આવેલુ ચાદવડ હોવું જોઇએ, એમ મુંબઇ ગેઝીટીરના ગુજરાતના ઈતિહાસના લેખક તર્ક કરે છે. ( એજન પૃ. ૧૭૧ ટિ. ૧ ) પણ ફ્લીટ કાનડી રાજવંશોનો ઇતિહાસ લખતા બેલગામ જીલ્લાનું ચાદગડગામ ધારે છે. (જુઓ મુંબઈ ગેઝીટીઅરમા ગ્ર.૧ ભા. ૨ પૃ. ૫૬૮) એ વધારે સભવિત લાગે છે. મીનળદેવી કર્ણને વરવા, જાતે પાટણ આવી હતી એમ તો હેમચંદ્ર પણ કહે છે. હેમચદ્રે મયણલ્લદેવીને કદ્રુપી નથી કહી પણ રૂપાળી કહી છે.

કર્ણની રાણીઓમાં જયા નામની એક કર્ણાટરાજાની પુત્રી હતી ( સ. ૧. ૧. શ્લો. ૬૮.) અને પછી કાશ્મીરના રાજાની પુત્રી મીનળદેવી [સ. ૧. ૨. શ્લો. ૧] બીજી રાણી થઈ એમ ચારિત્ર સુંદર ગણિ કહે છે તે તો ગડબડ લાગે છે.

૧૪ મયણલ્લદેવી તરફ કર્ણ જોતો પણ ન હતો અને કોઈ અધમ સ્ત્રી તરફ આકર્ષાયો હતો અને મુંજાલમંત્રીએ યુક્તિથી તે હલકી સ્ત્રીને બદલે મયણલ્લ દેવીને મોકલી વગેરે વાત દ્વયાશ્રયમા નથી પણ જિનમંડન ગણિએ ( પૃ. ૪ ) તથા ચારિત્ર સુંદર ગણિએ પ્ર-ચિ-ને અનુસરીને લખી છે.

ન્હાયેલી મયણુલ્લ દેવીને એ હલકી સ્ત્રીનો વેષ પ્હેરાવી કર્ણ પાસે એકાંતમા મોકલી દીધી, અને કર્ણે તેને ઓળખ્યા વગર પોતાનું પ્રેમપાત્ર માનીને સપ્રેમ ભોગવી. પરિણામે મયણુલ્લદેવીને ગર્ભ રહ્યો મયણુલ્લદેવીએ એકાતમા મળતી વખતે સંકેત બતાવવા માટે રાજાની આગળીમાથી તેના નામવાળી વીંટી કાઢી લઇને પોતાની આંગળીયે પહેરી લીધી હતી. પછી સવારે પોતાના હલકા વર્તનથી કર્ણને પશ્ચાતાપ થયો, અને તેથી પ્રાણ તજી દેવા સુધી તૈયાર થયેલા રાજાએ એ બાબત (પ્રાયશ્ચિત્ત)નું શાસ્ત્ર જાણનારાઓને પોતાના ખરાબ કામનું પ્રાયશ્ચિત્ત પૂછ્યુ ત્યારે તેઓએ 'તપાવેલી ત્રાંબાની પુતળીને ભેટવું' એમ પ્રાયશ્ચિત્ત ગનાવ્યું એટલે રાજા તે પ્રમાણે કરવા તૈયાર થતા મુંજાલ મંત્રીએ સાચી વાત કહી દીધી

૬ (ઉપર કહેલા સંબધમાથી મયણલ્લદેવીને) શુભ લગનમા જન્મેલા તે પુત્રનું રાજાએ જયસિંહ નામ પાડયુ ત્રણ વર્ષનો આ બાળ-કુમાર થયો ત્યારે એક દિવસ પોતાના ભાઇબધો સાથે રમતા રમતા સિંહાસન ઉપર બેસી ગયો. જોષીઓએ એજ વખતે અભ્યુદય કરે એવુ સારૂં મુહૂર્ત હોવાનું કહેવાથી રાજાએ તેજ ટાણે તે પુત્રનો રાજ્યાભિષેક કર્યો. સં ૧૧૫૦ ના વર્ષમા પોષ વદી ત્રીજ ને શનિવારે વૃષ લગ્ન અને શ્રવણ નક્ષત્રમા સિદ્ધરાજનો રાજ્યાભિષેક થયો[૧૫]

૭ પછી કર્ણ જાતે[૧૬] આશાપલ્લીમાં વસતા આશા ભીલ નામના

૧૫ આ છઠ્ઠો પ્રબધ જિ. ગણિના કુ પ્રબધમા તથા ચા ગણિના કુમારપાલ ચરિતમા ઉપર પ્રમાણે જ છે. જયસિંહ ત્રણ વર્ષનો હતો ત્યારે તેનો રાજ્યાભિષેક થયો એમ જિ. ગણિ કહે છે, અને ચા ગણિ જયસિંહ આઠ વર્ષનો થયો ત્યારે તેનો રાજ્યાભિષેક થયો એમ કહે છે. (જુઓ કુ. ચ. સ. ૧ વ શ્લો. ૨૭) પણ દ્વયાશ્રયમા હેમચદ્ર જયસિંહ જુવાનીમા આવ્યો (સ-૧૧ શ્લો. ૫૭) એમ વર્ણન કર્યા પછી કર્ણે તેને રાજ્ય સંભાળવા કહ્યુ એ રીતે વર્ણન કરે છે (સ-૧૧ શ્લો. ૭૧, ૭૨)

૧૬ આ આશાપલ્લી કે આશાવલ ગામ અમદાવાદની સામે, નદીને બીજે કાઠે હાલ જ્યા કોચરબ પાલડી ગામ છે ત્યા હોવુ જોઇએ એમ કોચરબ દેવીના ઉલ્લેખથી લાગે છે. પણ આ સાતમા કટકામા ઘણુ અસ્પષ્ટ રહે છે. અને પાછળની માહીતી ગુચવાડો વધારે છે. નામ સાદૃશ્યથી અસારવાને આશાવલ ધારવાની ઘણા લેખકોએ ભુલ કરી છે. પણ અમદાવાદ અને તેના પરાઓ વિષે મળી આવી તેટલી માહિતી એકઠી કરનાર શ્રી રત્નમણિરાવ તો નિર્ણય કરે છે કે સાબરમતીને જે કાંઠે અમદાવાદ છે તે કાઠેજ આશાવલ હતું, આશાવલ એજ કર્ણાવતી, અને પાછળથી બેય નામનો પ્રચાર

ભીલને[17] હરાવીને ભૈરવ દેવીનું શકુન થતા ત્યા કોછરબ નામની દેવીનું મંદિર કરાવી ૭ લાખ ભીલોના સરદારને જીતીને ત્યા મંદિરમાં જયન્તી દેવીની મૂતિને સ્થાપીને તથા કર્ણસાગર તળાવથી શોભાયમાન કર્ણેશ્વર દેવનું મંદિર બંધાવ્યું અને કર્ણાવતી શહેર સ્થાપીને ત્યા પોતે રાજ્ય કરવા માડયુ.

૮ શ્રી પાટણમા કર્ણે રાજાએ શ્રી કર્ણમેરૂ પ્રાસાદ કરાવ્યો. સં. ૧૧૨૦ ના ચૈત્ર સુદિ ૭ થી આરભી સં ૧૧૫૦ ના પોષ વદિ ૨ પર્યંત ૨૯ વર્ષ, આઠ માસ અને ૨૧ દિવસ સુધી આ રાજાએ રાજ્ય કર્યું.[18]

---

ચાલુ રહેલો. આ કર્ણાવતી કે આશાવલ જ્યારે મોટુ શહેર હશે ત્યારે ઉત્તરે શહેરની અંદર ખાનજહાન અને રાયખડ સુધી, અને પૂર્વે આસ્તોડીયા સુધી એની હદ હોય એમ જણાય છે. પાછળથી હાલના અમદાવાદનું ન્હાનુ પરૂ એ થઇ ગયુ ત્યારે જમાલપુર દરવાજા બ્હાર નદી કિનારે કેલીકો મીલ છે તેની પાસે હતું, એમ મીરાતે અહ્મદી, તબકાતે અકબરી વગેરે મુસલમાની ઇતિહાસ ગ્રથો ઉપરથી જણાય છે. ( જુઓ ગુજરાતનુ પાટનગર અમદાવાદ. )

ઉપરનો નિર્ણય બરાબર હોય તો કર્ણાવતીમા બંધાવેલા કર્ણસાગરનું શું થયુ? અમદાવાદમા કે આસપાસ તેનો પત્તો નથી અને છેક ચાણસ્મા તાલુકામા કણસાગર ગામ પાસે એક કર્ણસાગર પુરાયેલુ પડયુ છે. કર્ણે શું બે કર્ણસાગરો બંધાવેલા ! બીજુ ઉપરના વાકયમાથી કોછરબા દેવીનું મંદિર એક સ્થળે-નદીને એક કાઠે બંધાવ્યુ અને કર્ણાવતી શહેર સામે કાઠે વસાવ્યુ એવો અર્થ નીકળે ?

૧૭ આ ભૈરવ તે હાલમા જે ભેરવ કે ચીબરી કહેવાય છે તે પક્ષી હશે. ટોનીએ owl હશે એમ ટિપ્પણીમા નોધ્યુ છે.

૧૮ કર્ણે ૨૯ વર્ષ રાજ્ય કર્યું એમ જિ. ગણિ કહે છે. રાનમાળામા કર્ણના રાજ્યકાળના વર્ષ ૩૨ લખ્યા છે પ્રવચન પરીક્ષામા સં. ૧૧૩૦ થી ૧૧૫૦ સુધીમા વીશ વર્ષ કર્ણે રાજ્ય કર્યુ એમ લખ્યુ છે, તે તો ભૂલજ લાગે છે. વિચાર શ્રેણીએ સં. ૧૧૨૦ મા ગાદી ઉપર બેઠેલા કર્ણે ત્રીશ વર્ષ રાજ્ય કર્યું એમ લખ્યુ છે.

બે રાજાઓએ એક સ્થળે રહેવું યોગ્ય નથી એમ ગણીને કર્ણ આશાપલ્લી ગયો અને કર્ણાવતી સ્થાપીને રહ્યો. એવુ વર્ણન જિનમંડનગણિએ તથા ચારિત્ર સુંદર ગણિએ કર્યું છે. [ કુ. પ્ર. પૃ. ૫, કુ ચ. સ. ૧. ૧. ૨ શ્લો. ૨૯ ] પણ દ્વયાશ્રયમા તો જયસિંહને ગાદીએ બેસાર્યા પછી તરત કર્ણ રાજા હરિ સ્મરણ કરતો કરતો સ્વર્ગમા ગયો એમ લખ્યુ છે. કર્ણાવતીની સ્થાપના કર્યાની કે આશાભીલને જીત્યાની વાત દ્વયાશ્રયમા નથી.

કર્ણરાજા વિષે પ્ર. ચિ. મા ઉપર આપી છે તેટલીજ વાત છે અને દ્વયાશ્રયમા તો તેથીયે થોડી છે પણ કર્ણની માળવા ઉપરની ચડાઈના સૂચનો બીજા ગ્રથોમા મળે છે, અરિસિંહ કહે છે માળવા જીતીને ત્યાથી નીલકંઠની મૂર્તિ આણી હતી. (શ્લો. ૨૩) પણ નીલકંઠની મૂર્તિ તો ભીમને મળ્યાનું પ્ર-ચિ-મા કહેલુ છે (જુઓ પૃ ૧૦૫)

૯ શ્રી કર્ણ સ્વર્ગે ગયા પછી શ્રી ઉદયમતિ દેવીનો ભાઈ મદનપાલ ખરાબ રીતે વર્તવા લાગ્યો. (દાખલા તરીકે) પાટણમાં એ વખતે દેવનું વરદાન પામેલો હોય એવો લીલા નામનો રાજવૈદ્ય રહેતો હતો એની વૈદક કળાથી રાજી તથા ચકિત થયેલા, શહેરના લોકો તેને સારી પેઠે ધન આપી ને પૂજતા હતા. આ લીલા વૈદ્યને મદનપાલે એક દિવસ પોતાના મહેલમાં તેડાવ્યો. અને પછી દરદનો ખોટો ડોળ કરી નાડ બતાવી. લીલા વૈદ્યે "તમે પથ્ય પાળવા તૈયાર છો ?" એમ પૂછતાં તેણે જવાબ આપ્યો કે 'એજ નથી, તમને મેં રોગોનો ઉપાય કરવા નહોતા બોલાવ્યા, પણ મને પથ્ય (ખોરાકી-પૈસા) આપીને મારી ભૂખનો ઉપાય કરવા બોલાવ્યા હતા. માટે બત્રીશ હજાર લાવો" એમ કહીને તેને કેદ રાખ્યો. લીલા વૈદ્યે એના કહેવા પ્રમાણે ગોઠવણ કર્યા પછી નિયમ કર્યો કે 'હવેથી રાજમહેલ સિવાય કોઈ ઠેકાણે દવા કરવા જવું નહિં.'

૧૦ એ વખત પછી દરદીઓના પેશાબને જોઈને નિદાન ચિકિત્સા કરતા લીલા વૈદ્યને એક દિવસ કોઈ ઠગ માણસે બનાવટી રોગની ચિકિત્સામાં એની કેટલી કુશળતા છે એ જોવા માટે બળદનું મૂત્ર દેખાડયું; પણ એ શું છે તે બરાબર જાણી જઈને માથું ધુણાવીને લીલા વૈદ્યે કહ્યું કે "આ બળદ ઘણું ખાવાથી માંદો પડી ગયો છે માટે એને તરત તેલની નાળ પાઓ; નહિ તો મરી જશે." આ રીતે તે ઠગને વૈદ્યે આશ્ચર્ય ચકિત કરી દીધો.

૧૧ એક વખત રાજાએ પોતાના ડોકના દુઃખાવાનો ઉપાય પૂછ્યો, ત્યારે તેણે આઠ તોલા કસ્તુરી વાટીને તેનો લેપ કરવાથી માથાનો દુઃખાવો મટી જશે એમ જવાબ આપ્યો. અને એમ કરવાથી ડોક સરખી થઈ ગઈ. પછી એક વખત રાજાની પાલખી (સુખાસન) ઉપાડનાર હલકી કોમના માણસે (મૂળમાં **પામર નર** શબ્દો છે) પોતાના માથાના

સુ. સ. ને સુરથોત્સવ ટેકો આપે છે. (સ. ૧૫ શ્લો. ૨૦) અને કર્ણસુન્દરીમાં મુસલમાનો સાથે કર્ણને વિજયી યુદ્ધ થયાનું કહ્યુ છે.

કર્ણ અતિ રૂપાળો હતો એમ સુકૃત સંકીર્તન (શ્લો૦ ૨૦), કીર્તિ કૌમુદી (૨-૨૧), રત્નમાળા, સિદ્ધ હૈમપ્રશસ્તિ, (શ્લો. ૧૭), વસન્ત વિલાસ (સ. ૩ શ્લો. ૧૮) તથા વસ્તુપાલ તેજ:પાલ પ્રશસ્તિ વગેરેમા કહ્યું છે.

કર્ણના વિ. સ. ૧૧૩૧ નો તથા ૧૧૪૮ નો બે લેખો મળ્યા છે. (જુઓ સુરતની સાહિત્ય પરિષદનો રિપોર્ટ તથા E. I. Vol. I p. 317)

દુ:ખાવાનો ઉપાય પૂછ્યો. ત્યારે તેને કેરડાના મૂળનો રસ એની માટી સાથે લગાડવાનું કહ્યું. આ જોઇને રાજાએ " (એકજ દરદમાં દવાનો) આવો ફેર કેમ ?" એમ પૂછયું ત્યારે તેણે " દેશ, કાળ, બળ, શરીરની પ્રકૃતિ વગેરે બાબતોનો વિચાર કરીને આયુર્વેદ જાણનારા ચિકિત્સા કરે છે " એમ વિનતિ કરી.

૧૨ એક વખત કેટલાક ધુતારાઓએ એકમત થઇને તથા જુદી જુદી જોડીમાં વહેંચાઈને (નીચેનો પ્રયોગ કર્યો), એ ધુતારાઓની પ્હેલી જોડીએ બજારમાં " આજ કાંઇ તમારી તબીઅત ઠીક નથી "? એમ લીલા વૈદ્યને પૂછયું. બીજી જોડીએ થી મુંજાલ સ્વામી મંદિરના પગથીઆ ઉપર સામા મળી એજ પ્રમાણે પૂછયું. ત્રીજી જોડીએ રાજગઢના બારણામાં પૂછયું અને ચોથી જોડીએ તેના પોતાના ઘરના[૧૯] બારણામાં મળીને એજ પ્રમાણે પૂછયું. આ રીતે વારંવાર પૂછાવાથી પોતાની તબીઅત વિષે શંકા ઉત્પન્ન થઇને તેજ વખતે કાળજ્વર[૨૦] આવીને આ વૈદ્ય તેરમે દિવસે મરણ પામ્યો.

આ રીતે લીલા વૈદ્યનો પ્રબન્ધ છે.[૨૧]

૧૩ પછી સાન્તૂ[૨૨] મંત્રીના બતાવ્યા પ્રમાણે કર્ણના પુત્રે (સિદ્ધરાજે) ર૩ સ્વારીના મિષે અન્યાય કરનાર મદનપાલને મરાવી નાખ્યો.

૧૪ એક વખત મરૂ દેશમાં વસનારો, શ્રીમાળ વંશનો ઉદા નામનો કોઇ વાણીઓ પુષ્કળ ઘીની ખરીદી કરવા માટે ચોમાસામાં રાતની મુસાફરી કરતો હતો; ત્યાં એક કયારાનું પાણી બીજા કયારામાં વાળતા મજુરો

૧૯ મૂળમાં ફક્ત द्वारतोरणे એટલુંજ છે. પણ ઉપરના સંબંધથી રાજગઢમાં જઇને પાછો ઘેર આવ્યો ત્યાં પોતાના ઘરના બારણામાં એજ પ્રશ્ન થયો એ રીતે અર્થ બેસાર્યો છે.

૨૦ મૂળમાં માહેન્દ્ર જ્વર શબ્દ છે.

૨૧ લીલા વૈદ્ય ઉપર ધુતારાઓએ કરેલા પ્રયોગની આ વાત આ નામ શિવાય જુદી જુદી રીતે લોકમાં પ્રચલિત છે.

૨૨ સાન્તૂ મંત્રી કર્ણના વખતમાં પણ મહામાત્ય હતો એમ બિલ્હણની કર્ણ સુન્દરી ઉપરથી જણાય છે.

૨૩ મૂળમાં राजपाटिकाव्याजेन એ રીતે શબ્દો છે. राजपाटिका એટલે રાજાની સ્વારી, પણ મદનપાલને મરાવવામાં એનો શું ઉપયોગ ? બીજી પ્રતોના પાઠ ઉપરથી ( જુઓ મૂળ પૃ. ૯૦ ટિ. ૩ ) સ્વારીના મિષથી તેને ઘેર જઈ માણસો પાસે મારી નખાવ્યો એમ અર્થ લાગે છે.

તેના જોવામાં આવ્યા; એટલે તેણે " તમે કોણ છો ? " એમ તેઓને પૂછ્યું. તેઓએ " અમે અમુક માણસના મજુરો છીએ " એમ કહેતાં " મારા ક્યાંય છે " ? એમ ઉદાએ પૂછ્યું; ત્યારે તેઓએ " કર્ણાવતીમાં છે "[૨૪] એમ કહ્યું, એટલે તે વાણીઓ પોતાના કુટુમ્બ સાથે ત્યાં ગયો. અને વાયટીય જિન મંદિરમાં જઇ વિધિપૂર્વક દેવોને નમસ્કાર કરતો હતો ત્યાં લાછી નામની કોઇ શ્રાવક છીપણે[૨૫] તેને સધાર્મિક ( ધર્મભાઇ ) જાણીને નમસ્કાર કર્યા, અને " તમે કોના મહેમાન છો ? " એમ પૂછ્યું. ત્યારે તેણે " હું તો પરદેશી છું માટે ( તમે કહો તો ) તમારો જ મહેમાન " એમ જવાબ આપ્યો; એટલે તે પોતાની સાથે ઘેર તેડી ગઇ તથા કોઇ વાણીઆને ઘેર રસોઇ કરાવી, જમાડી, પોતાના કોઇ ઘરમાં ભાંતળાયે રહેવાની ગોઠવણ કરી આપી.

૧૫ વખત જતાં પોતાની પાસે પૈસો વધતાં ઇટનું ઘર બંધાવવા માટે પાયો ખોદાવતાં તેમાંથી અઢળક ધન ઉદાને મળી આવ્યું. એટલે તેણે તે છીપણને બોલાવી તે ધન આપવા માંડયું પણ તેણે લીધું નહિ. આ.ધનના પ્રભાવથી, ત્યારથી તે ઉદયન મંત્રી નામથી પ્રખ્યાત થયો. તેણે કર્ણાવતીમાં ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળના ચોવીશ તીર્થંકરોથી સુશોભિત શ્રી ઉદયન વિહાર બંધાવ્યો. તેને જુદી જુદી સ્ત્રીના ચાહડદેવ, આંબડ, વાહડ અને સોલાક નામના પુત્રો હતા.[૨૭]

---

૨૪ આ રીતે માત્ર મશ્કરીમા પૂછાયેલા પ્રશ્નનો પણ ચોક્કસ સ્થાન કહેનાર જવાબ મળે તો તેને શકુન ગણવાની–તેજ ઠેકાણે જરૂર ભાગ્યોદય થાય એવી જૂના કાળમાં માન્યતા હતી એમ જણાય છે. ( જુઓ પાચમા પ્રકારમાં રંકની વાર્તા. )

૨૫ છીપણ=છીપાની સ્ત્રી, છીપા એટલે કપડાં છાપનાર ( Clothprinter ) અત્યાર પેઠે ઉદાના વખતમા નહિ તો મેરૂતુંગના વખતમા તો છીપાની જુદી નાત હોવી જોઇએ. વાણીઆઓ તેનું ખાતા ન હોય એમ જણાય છે. કાઠીઆવાડમાં તો છાપવાનું કામ ખત્રીઓ કરે છે, પણ ઉદેપુર વગેરે બીજાં સ્થળોમાં હિંદુ તેમજ મુસલમાન છીપાંઓ એ કામ કરે છે.

૨૬ અહીં મૂળનો પાઠ જરા અસ્પષ્ટ છે, બીજી પ્રતોના પાઠોમાં આથી વધારે ગડબડ છે. ટોની પેઠે મે પણ મને સૂઝયો તે અર્થ કર્યો છે.

૨૭ ઉદયન મંત્રીનો આ વૃત્તાન્ત જિ. ગણિના કુમારપાલ પ્રબંધમાં પણ મળે છે. ( પૃ. ૨૬ )

ઉદયન સંબંધી તથા તેના ચાર પુત્રો સબંધી વધારે વૃત્તાન્ત આગળ કુમારપાલ પ્રબંધમા આવશે. ઉપર આપેલો ઉદયન સંબંધી વૃત્તાન્ત જો સાચો

૧૬ એક વખત મહામાત્ય સાન્તૂ હાથણી ઉપર બેસીને સ્વારીમા નીકળ્યા હતા ત્યારે પાછા વળતા પોતે કરાવેલા સાન્તૂવસહિકામા દેવને નમસ્કાર કરવાની ઈચ્છાથી, પેસવા જાય છે તો વેશ્યાના ખભા ઉપર હાથ રાખીને ઉભેલા કોઇ ચૈત્યવાસી શ્વેતામ્બર સાધુને જોયા એટલે હાથણી ઉપરથી ઉતરીને ઉત્તરાસંગ કરી (એમથી મોઢુ ઢાકી) પાચ અંગોથી[૨૮] નીચા નમી (ખમાસણુ દેઇ) તેને નમસ્કાર કર્યો, અને ત્યા જરાવાર રોકાઇને, ફરી પ્રણામ કરીને, ચાલી નીકળ્યા આથી તેને એટલી શરમ લાગી કે તે પાતાળમા પેસી જવા ઇચ્છતો હોય એમ નીચે મોઢે (ઉભો રહ્યો) અને તેજ વખતે બધુ છોડી દઇને મલધારિ[૨૯] શ્રી હેમસૂરિ પાસે આમ્નાય ગ્રહણ કરી, વૈરાગ્ય રસના અતિ ઉદ્રેકથી મન ભરાઇ જતા શેત્રુંજે જઇ બાર વર્ષ સુધી તપ કર્યું [ વળી તેણે પોતાના જેવા બીજાને પણ ઉપદેશ આપી જગાડયા (તે) મુનિ વિચાર કરે છે કે—

(૪) હે, ભાઇ, મનડા તુ પિશાચ પેઠે કેમ દોડયા કરે છે ? એક અભિન્ન આત્માને જો અને રાગ તજી દઇને સુખી થા

૫ હે મન સસારની મૃગ તૃષ્ણામા નકામુ શા માટે દોડે છે ? અને આ અમૃતમય બ્રહ્મ સરોવરમા શા માટે ડુબકી મારતુ નથી ][૩૦]

૧૭ એક વખત તે (સાન્તૂ) મત્રી શેત્રુંજે દેવના દર્શન કરવા ગયા

---

હોય તો કર્ણે છત્રટના વર્ષોમા કર્ણાવતી વસાવ્યુ અને કર્ણાવતી સારી રીતે વસી ગયા પછી ત્યા ઉદો રહેવા આવ્યો અને તે પછી અમુક વખતે તે પૈસાદાર થયો તથા મત્રી તરીકે પ્રખ્યાત થયો અર્થાત્ સિદ્ધરાજના રાજ્યકાળના પણ કેટલાક વર્ષો ગયા પછી ઉદો ઉદયન મત્રી થયો હોવો જોઇએ અને એ વખતે એ પ્રૌઢ ઉમ્મરનો હોવો જોઇએ એટલે મુબઇ ગેઝીટીઅરમા ગુજરાતના ઇતિહાસ લેખકે ઉદાને પણ કર્ણનો મત્રી માનેલ છે ( પૃ ૧૭૦ ) તે યથાર્થ નથી લાગતુ એજ ગ્રથમા ઉદાને પાચ દીકરા કહ્યા છે, અને ઉપરના ચાર નામો ઉપરાત પાચમુ આહડ નામ લખ્યું છે તે પણ ઉપરનુ સ્પષ્ટ વચન જોતા ભ્રમ લાગે છે પ્રબંધચિ. ની કોઇક પ્રતોમા ચાહડને બદલે આહડ કે આસ્થળ લખ્યુ છે ખરૂ.

૨૮ બ્રાહ્મણ સાહિત્યમા જેમ અષ્ટાગ પ્રણામ કહેવાય છે તેમ જૈન સાહિત્યમા પચાગ પ્રણામ કહેવાય છે

૨૯ રાજા કર્ણ પાસેથી મલધારી બિરુદ મેળવનાર અભયદેવ સૂરિના શિષ્ય આ મલધારી હેમસૂરિ ( જુઓ પીટર્સનનો ચોથો રિપોર્ટ પૃ ૬ અને ૧૬૦ )

૩૦ આ કૌંસમા મુકેલો ફકરો ચાર પ્રતોમા નહોતો અને સબધ જોતા પ્રક્ષિપ્ત જેવો લાગે છે, છતા મૂળમા છાપ્યો છે એટલે તેનું ભાષાતર પણ કર્યુ છે

હતા; ત્યાં પહેલાં ક્યાંક જોયા હોય એવા તે મુનિને પ્રણામ કરીને, તેનાં ચરિત્રથી જેના મનને ઘણું કુતૂહલ થયું છે એવા મંત્રીએ તે મુનિને તેનાં ગુરુકુળ વગેરે પૂછ્યાં. ત્યારે " ખરી રીતે તમેજ ગુરૂ છો " એમ તેણે કહેતાં; કાન આડા હાથ દઈ 'એવું ન બોલો' એમ વસ્તુ સ્થિતિ જાણ્યા વગર જ્યારે મંત્રીએ કહ્યું, ત્યારે તેણે ખુલાસો કર્યો કે:

(૬) જે, જેને શુદ્ધ ધર્મમાં સ્થાપે તે ત્યાગી હોય કે ગૃહસ્થ હોય પણ તેજ, ધર્મદાન કરવાથી તેનો ધર્મ ગુરૂ થાય છે.

આમ કહીને મૂળ વૃત્તાન્ત જણાવી તેમને ધર્મમાં દૃઢ કર્યા.

આ રીતે મંત્રી શાન્તુનો દૃઢ ધર્મનો પ્રબંધ પુરો થયો.

આ પછી ( સિદ્ધરાજ ગાદીએ બેઠા પછી ? ) શ્રીમયણલ્લદેવીએ પૂર્વ જન્મના સ્મરણથી જાણેલો પોતાના આગલા જન્મનો વૃત્તાન્ત શ્રીસિદ્ધરાજને જણાવી, શ્રી સોમનાથને યોગ્ય સવા ક્રોડની સુવર્ણમય પૂજાની સામગ્રી સાથે લઇને યાત્રા માટે પ્રસ્થાન કર્યું. જ્યારે તે બાહુ લોદ ( ભોળાદ ) પોચી ત્યારે ત્યાં પંચકુલ તરફથી બહુ ત્રાસ વેઠતા તથા રાજાનો કર ન આપી શકવાથી આંખમાં આંસુ સાથે પાછા ફરતા કાપડી ( એક જાતના શિવભક્ત સાધુઓ )-ઓને જોઇને; જેના હૃદયરૂપી અરીસામાં તેઓને થતા ત્રાસનું પ્રતિબિંબ પડયું છે એવી મયણલ્લદેવી જાતેજ પાછી વળી. ત્યા રસ્તામાં સિદ્ધરાજ મળતાં તેણે પોતાની માતાને રોકીને વિનતિકરી કે " માતાજી ! આ સંભ્રમ છોડી દીયો, અને શા માટે પાછાં વળો છો એ કહો. " ત્યારે મયણલ્લદેવીએ જવાબ આપ્યો કે " જો આ કર લેવાનું છોડી દેવામાં આવશે તોજ હું સોમેશ્વરનાં દર્શન કરીશ તથા અન્ન લઇશ, નહિ તો નહિ. " આ સાંભળીને રાજાએ પંચકુલને બોલાવીને તેની સનદ[૩૧]માં બોંતેર લાખની ( વાર્ષિક ) આવકના આંકડાનો વિચાર કરીને તે સનદનો કાગળ ફાડી નાખીને, માતાના શ્રેય માટે કર છોડી દઇને માના હાથમાં તેનું પાણી મુકયું પછી મયણલ્લદેવીએ શ્રી સોમનાથ જઇ સાથે આણેલી સુવર્ણ પૂજાથી દેવને પૂજીને તુલા પુરૂષદાન, ગજદાન[૩૨] વગેરે મહાદાનો આપ્યાં.[૩૩]

૩૧ મૂળમાં पट्टक શબ્દ છે. રા. દી. શાસ્ત્રીએ પટ્ટો અર્થ કર્યો છે. ટોનીએ patent અર્થ કર્યો છે. આ કરનો ઇજારો અપાતો હોય તો ઇજારો આપવાની સનદ-ખતપત્ર એવો અર્થ થાય. એમ જ અર્થ હોવો જોઇએ. નહિ તો કાગળ ફાડી નાખવાની શું મતલબ હોય ?

૩૨ તુલા પુરૂષદાન, ગજદાન વગેરે મહાદાનના પ્રકારો છે. પ્હેલામા પોતાના વજન જેટલુ સોનું આપવામાં આવે છે. બીજામા શણગારેલો હાથી.

૩૩ મીનલદેવીએ કરેલી સોમનાથની યાત્રાનો તથા બાહુલોદ આગળનો કર છોડાવ્યાનો આ પ્રબંધ જિ-ગણિના કુમારપાલ પ્રબધમા પણ છે.

(૭) કેવળ સંગ્રહ કરનાર સમુદ્ર પણ રસાતલને ( નીચી સ્થિતિને ) પ્રાપ્ત થયો અને દાતા મેઘ ભુવનોની ઉપર ગર્જે છે; એ દાખલો જુઓ.

(૮) લશ્કર, પરિવાર વગેરે બધુ નાશ પામે છે;

ત્યારે દાનથી થયેલા આનંદમાં એકલી કીર્તિજ જીવે છે.

(૯) દાતાનો, માગણ જેવો કોઈ સગો નથી, કારણ કે તે દાતાનો ભાર ઉપાડી લે છે, અને લક્ષ્મીરૂપી શત્રુમાથી તેને છોડાવે છે.[૩૪]

ઉપર પ્રમાણે મહાદાનો આપવાથી ' મારા જેવી કોઇ થઇ નથી કે થશે નહિ ' એમ અભિમાનથી ફુલાઇ જઇને રાતે નીરાંતે મીનલદેવી સુતી હતી. ત્યાં ( સ્વપ્નમાં ) તપસ્વીનો વેષ ધારણ કરેલા તેજ દેવે ( સોમેશ્વરે ) કહ્યુ કે " યાત્રાએ આવેલી એક કાપડી સ્ત્રી અહીં મારા મંદિરમાંજ છે; તેની પાસેથી તેનું પુણ્ય તારે માગવું " આમ કહીને તે દેવ અંતર્ધ્યાન થઇ ગયા. પછી મીનલદેવીના કહેવાથી રાજસેવકો તે બાવીને શોધીને લઇ આવ્યા. તેની પાસે યાત્રાનું પુણ્ય માગ્યું પણ જ્યારે તેણે કોઇ રીતે આપ્યું નહિ, ત્યારે " યાત્રામાં તેં શું ખરચ કર્યું ?" એમ પૂછ્યું, એટલે તેણે જવાબ આપ્યો કે "હું ભીખ ઉપર ગુજારો કરતી કરતી સો યોજન (લગભગ ૮૦૦ મૈલ) છેટેથી આવી છું અને આગલે દિવસે તીર્થોપવાસ કરી પારણાને દિવસે કોઈ પુણ્યશાળી પાસેથી મળેલા ખોળ ( કે સાથવા ?)[૩૫]ના કટકાથી સોમેશ્વરને પૂજીને, તથા તેમાંથી થોડો ભાગ અતિથિને આપીને મેં જાતે પારણું કર્યું; તમે તો પુણ્યશાળી છો, તમારા બાપ અને ભાઇ, તેમજ પતિ અને પુત્ર બધા રાજાઓ છે. તમે બાહુલોદનો કર છોડાવીને આવ્યાં છો, અને સવાક્રોડની પૂજાથી સોમેશ્વરને પૂજ્યા છે; આટલું પુણ્ય કરનાર તમે મારૂં પુણ્ય મેળવવા કેમ ઇચ્છો છો ? જો ગુસ્સે ન થાવ તો કંઇક કહું ? ખરી રીતે તો તમારા પુણ્યથી મારૂં પુણ્ય પૃથ્વી ઉપર વધારે મોટું છે, કારણ કે;-

(૧૦) સંપત્તિવાળી સ્થિતિમાં સંયમ રાખવો, શક્તિ હોય છતાં સહન કરવું, જુવાનીમાં વ્રત કરવું, અને દરિદ્ર સ્થિતિમાં થોડું પણ દાન કરવું, એ મોટો લાભ આપનાર થાય છે.

---

૩૪. આ ત્રણ શ્લોકો પ્રક્ષિપ્ત જેવા છે એ માટે જુઓ ૩૦ મી ટિપ્પણી તથા મૂળ પૃ. ૯૨ ટિ.*

૩૫ મૂળમાં पिण्याक શબ્દ છે, તેનો અર્થ ખોળ થાય છે, જે ગાય ભેંસને ખોરાક તરીકે અપાય છે. શા. દી. શાસ્ત્રીએ મોળો સાથવો એમ અર્થ કર્યો છે. ટૉનીએ oilcake અર્થ આપ્યો છે.

આ પ્રમાણે સુક્તિયુક્ત વાક્યથી તેના ગર્વને દૂર કર્યો.

૨૦ સિદ્ધરાજ સમુદ્રને કાંઠે[૩૬] ઉભા હતા ત્યાં એક ચારણે કહ્યું:—

(૧૧) હે સ્વામી!, તમારા મનને કોણ જાણી શકે છે? તમે ચક્રવર્તી પદ તો મેળવ્યું છે, હવે, હે કર્ણના પુત્ર, લંકાના ફળને લેવાનો માર્ગ શોધો છો કે શું?

આ રીતે સિદ્ધરાજની સ્તુતિ થતી હતી.

૨૧ આ રીતે રાજા (સિદ્ધરાજ) યાત્રામાં હતા, (પાટણમાં નહોતા) એ વખતે અવકાશ શોધતા માળવાના રાજા[૩૭] યશોવર્માએ ગુજરાત પ્રદેશમાં ઉપદ્રવ કરવા માંડ્યો. ત્યારે સાન્તૂ મન્ત્રીએ "તમે શી રીતે પાછા વળો?" એમ પૂછ્યું. અને તે રાજાએ જવાબ આપ્યો કે "તમે જો તમારા રાજાની જાત્રાનું પુણ્ય મને આપો તો હું પાછો વળી જાઉં;" એટલે મંત્રીએ તે રાજાના પગ ધોઈ તેનું પુણ્ય આપવાના ચિહ્નરૂપે હાથમાં પાણી મુકયું અને આ રીતે (માળવાના) રાજાને પાછો વાળ્યો. પછી સિદ્ધરાજે જ્યારે આ વૃત્તાન્ત જાણ્યો ત્યારે તેને મંત્રી ઉપર ક્રોધ ચડયો. પણ તે મંત્રીએ "હે સ્વામી, જો મારા આપવાથી તમારૂં પુણ્ય ચાલ્યું જતું હોય, તો તેનું અથવા બીજા પુણ્યશાળીઓનું પણ પુણ્ય મેં તમને આપ્યુંજ છે, (એમ સમજજો.) ગમે તે ઉપાયથી શત્રુના સૈન્યને, પોતાના દેશમાં આવતું અટકાવવુંજ જોઇએ." આમ કહીને રાજાના મનનું સમાધાન કર્યું.

૨૨ પછી માળવાના રાજા ઉપરના ક્રોધના વેગમાંજ માળવા ઉપર ચડી જવા ઇચ્છતા સિદ્ધરાજે સચિવોને તથા કારીગરોને સહસ્રલિંગ સરોવરરૂપી ધર્મસ્થાન બાંધવાના કામની સૂચનાઓ આપી. અને એ કામ એકદમ થવા માંડયું એટલે રાજાએ પ્રયાણ કર્યું. ત્યાં બાર વર્ષની લડાઇ થઇ તેમાં સિદ્ધરાજનો જય થયો પણ માળવાની રાજધાની હાથ આવી નહિ એટલે સિદ્ધરાજે એક દિવસ પ્રતિજ્ઞા કરી કે "આજે ધારા પડયા પછી ભોજન લઇશ," પણ સચિવોએ, પાયદળ લશ્કરે તથા પાંચસો પરમાર રજપુતોએ પ્રાણ આપ્યા છતાં પણ સાંજ સુધીમાં રાજાની પ્રતિજ્ઞા

---

૩૬ મયણલ્લ દેવી સાથે સિદ્ધરાજ પણ જાત્રા કરવા ગયેલા એમ આ પ્રસંગના વર્ણનથી જણાય છે.

૩૭ સિદ્ધરાજ યાત્રામાં હતા ત્યારે ગુજરાત ઉપર ચડી આવનાર માળવાનો રાજા યશોવર્મા નહિ પણ નરવર્મા હોવો જોઇએ. કારણ કે વિ. સં. ૧૧૯૦ સુધી નરવર્મા માળવાની ગાદી ઉપર હતા (જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભાગ પ્હેલો પૃ. ૧૪૯)

પુરી થઇ શકી નહિ, એટલે લોટનો ધારાનો કિલ્લો બનાવી, તે તોડી, એ રીતે પ્રતિજ્ઞા પૂરી કરી રાજાએ પાછા ફરી જવાનો વિચાર કર્યો અને એ વાત મુંજાલ મંત્રીને જણાવી. તેણે પણ ચૌટાંઓમાં, ચોકમાં અને મંદિરોમાં પોતાનાં માણસો (જાસુસો) રાખી ધારાનો કિલ્લો કેવી રીતે તુટે વગેરે વાતો કરાવી, ત્યારે ધારામાં રહેનાર કોઇ માણસ પાસેથી "જો દક્ષિણ દરવાજા ઉપર શત્રુનું લશ્કર જોર કરે તોજ કિલ્લો પડે, તે શિવાય પડે એમ નથી" એવી વાત સાભળીને તે મંત્રીએ ગુપ્ત રીતે રાજાને ખબર આપ્યા.[૩૮] આ ખબર મળ્યા પછી રાજા સિદ્ધરાજે પણ દક્ષિણ દરવાજે સૈન્ય લઇ કિલ્લો દુર્ગમ છે એમ વિચાર કરી, યશઃપટહ નામના બળવાન હાથી ઉપર સામળ નામના માવતને બેસારી હાથીના પાછલા ભાગથી દરવાજા (ત્રિપોલી) નાં બેય કમાડ[૩૯] ઉપર જોરથી ધક્કા મરાવ્યા. પરિણામે અંદરની ભોગળ ભાગી ગઇ (અને દરવાજો ઉઘડી ગયો.) પણ અતિ જોર કરવાને લીધે અંદરથી તુટી ગયેલા હાથી ઉપરથી સિદ્ધરાજને[૪૦] ઉતારીને જેવો માવત ઉતરવા જાય છે તેવો હાથી જમીન ઉપર પડી ગયો. પોતાના યશથી ધવલ એવો તે હાથી શૂરવીર હોવાથી મરી જઇને વડસર ગામમાં યશોધવલ નામના ગણપતિ રૂપે અવતર્યો.[૪૧]

---

૩૮ આ વર્ણન જરા વિચિત્ર લાગે છે. મુંજાલ મંત્રી આ ઘેરા વખતે ક્યા હતા ? જો રાજાની સાથેજ હોય તો ધારાની અંદર પોતાના માણસો શી રીતે મોકલી શકે ? તેમ પછી પણ ગુપ્ત રીતે-' ગુપ્ત વિજ્ઞપ્તિ ' દ્વારા શા માટે ખબર આપવા પડે ? પણ જો ધારાની અદર હોય તો આ બધું બરાબર છે. પણ તો લડાઈ વખતે પણ લડતા શત્રુના એલચી સામાના શહેરમા રહી શકતા હતા એમ માનવું પડે. ભીમ ભોજ પ્રબધમા પણ ભીમનું લશ્કર બ્હાર હતુ ત્યારે ભીમનો એલચી ડામર ધારામા હોય એવું વર્ણન છે.

૩૯ એ વખતના કિલ્લાના દરવાજા તોડવા માટે આ રીતે હાથીનો ઉપયોગ થતો: પણ હાથી જેવું કીમતી જનાવર કમાડના ખીલાઓ વાગી મરી ન જાય એ માટે હાથી અને કમાડ વચ્ચે ઉંટને રાખવાનો રિવાજ હતો, એમ કહેવાય છે. અહી તો હાથી એકલોજ છે.

૪૦ દરવાજો તોડવાના હાથી ઉપર રાજા પોતે બેઠો હોય એ જરા વિચિત્ર લાગે છે.

૪૧ હાથીનું નામ એક પ્રતમાં યશોધવલ આપ્યું છે, જ્યારે જિનમંડન ગણિએ યશ. પટહ નામ આપ્યુ છે અને તે મરીને વ્યન્તર થયો એમ લખ્યું છે (જુઓ મૂળ પૃ. ૯૫ ટિ. ૧) માળવા સિદ્ધરાજે બાર વર્ષે લીધું અને હાથી દ્વારા દરવાજો તોડયો એટલી વાત જિ. ગણિએ, જયસિંહ સૂરિએ તથા ચારિત્ર સુંદર ગણિએ

(૧૨) સિદ્ધિના રત્નરૂપ પર્વત સાથે અફળાઈને જાણે એક દાંત પડી ગયો હોય એવા એક દાંત વાળા ગજવદન ગણપતિ તમારૂં કલ્યાણ કરો.

આ તેની સ્તુતિ છે.

૨૩ ઉપર પ્રમાણે ધારાનો દુર્ગ તોડયા પછી, (પોતાની સામે) રણે ચડેલા યશોવર્માને ૭ દોરડાંથી બાંધીને, તથા પોતાની જગન્માન્ય આજ્ઞા ત્યાં (માળવામા) ફેરવીને યશોવર્મા રૂપી પ્રત્યક્ષ યશધજા સાથે શોભતા સિદ્ધરાજ શ્રી પાટણમાં આવ્યા.[૪૨]

---

સરખી લખી છે. માત્ર આલિગ નામના સચિવને સ્વદેશની રક્ષા માટે રાખીને સિદ્ધરાજે ચડાઈ કરી હતી એટલું ચા. ગણિએ ઉમેર્યુ છે. પણ કુમારપાલે આલિગને મત્રી બનાવ્યો એમ પ્ર. ચિ. તો કહે છે. આલિગ નામના પુરોહિતનો ઉલ્લેખ પ્ર. ચિ. ની એક પ્રતમા મળે છે ખરો (જુઓ મૂળ પૃ. ૯૬ ટિ.)

૪૨ એ વખતે માળવાનો રાજા કોણ હતો અને માળવા જીત્યા પછી તેના રાજાનું સિદ્ધરાજે શું કર્યુ એ વિષે કાંઇક હેરફેર વાળા વર્ણનો મળે છે. જયસિંહ સૂરિએ તથા જિનમંડન ગણિએ માળવાના રાજાનું નરવર્મા નામ લખ્યુ છે. કી. કૌ. મા 'નરવર્માની નગરી ધારા લીધી' (સ. ૨ શ્લો. ૩૨) એમ શબ્દો છે. પણ સમકાલિન દ્વયાશ્રયમા (સ. ૧૪ શ્લો. ૧૮) તથા સુકૃત સંકીર્તન (સ. ૨ શ્લો. ૩૪) મા યશોવર્મા નામ છે. અને વિ. સં. ૧૧૯૫ના સિદ્ધરાજના સમયના ઉજ્જૈનના લેખમા પણ યશોવર્મા નામ છે. છતા એક બીજા સંવત વગરના (તલવાડા-વાસવાડા માથી મળેલા) લેખમા નરવર્માનું માન મર્દન કર્યાનો ઉલ્લેખ છે, અને એ ઉપરથી નરવર્માના વખતમાં લડાઈ શરૂ કરેલી પણ સિદ્ધરાજે જેને હરાવ્યો તેતો યશોવર્માજ એમ માનવુ યોગ્ય છે.

બીજો પ્રશ્ન યશોવર્માનું શું કર્યુ ! "બાંધીને કેદમા નાખ્યો" એમ પ્ર. ચિ. કહે છે. "સહકુટુમ્બ (દારા સાથે) કારાગ્રહમા નાખ્યો"—"લાકડાના પાંજરામા નાખ્યો" એમ સોમેશ્વર કહે છે. (સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૨૨, કી. કૌ. સ. ૨ શ્લો ૩૧,) અરિસિંહે પણ "કારાગ્રહમા નાખ્યો" એમ લખ્યુ છે (સ. ૨ શ્લો ૩૪), હેમચન્દ્રે પણ યશોવર્માને કેદ કર્યો એમ લખ્યુ છે અને સિદ્ધરાજના પોતાના-દોહદના લેખમા માળવાના રાજાને કારાગૃહમા નાખ્યો એ પ્રમાણે છે. એટલે જયસિંહ સૂરિએ (કુ. ચ. સ. ૧) લખેલી નીચેની વાત કે "સિદ્ધરાજની તરવાર બાર વર્ષ મ્યાન વગર રહી ત્યારે સિદ્ધરાજે ક્રોધમા આવી પ્રતિજ્ઞા કરી કે માળવાના રાજાના ચામડાથી તરવારનું મ્યાન ચઢાવીશ, અને તેણે રાજાના પગનું ચામડું મ્યાન ઉપર મઢાવ્યું" તથા જિનમંડન ગણિએ તેમા સુધારો કરી મ્યાન માટે થોડી ચામડી ઉતરાવ્યા પછી મંત્રીઓએ એ કામ નીતિ શાસ્ત્ર વિરૂદ્ધ છે એમ કહેવાથી કેદ કર્યો એ રીતે જે લખ્યું છે (કુ પ્ર. પૃ. ૮) તે કથનો ઉપરના પુરાવા જોતા કલ્પિત જણાય છે.

૨૪ એ વખતમાં હમેશાં બધા ધર્મના મુખ્ય પુરૂષોને આશીર્વાદ લેવા બોલાવવામાં આવતા હતા, તેમાં હેમચંદ્રને અગ્રેસર કરીને જૈન આચાર્યો પણ પોતાને ટાણે આવ્યા, અને સિદ્ધરાજને મળ્યા. જે વખતે રાજાએ વસ્ત્રો વગેરે આપીને ખુશી કર્યા, તે વખતે બધાએ એ રીતે આગળ કરેલ અપ્રતિમ પ્રતિભાથી શોભતા શ્રી હેમચન્દ્રે નીચે પ્રમાણેનો આશીર્વાદ રાજાને આપ્યોઃ—

(૧૪) આ સિદ્ધરાજ પૃથ્વીને જીતીને આવે છે, માટે હે કામદુધા! તારા છાણના રસથી આ ધરતીને સીંચી દે, હે રત્નાકર સાગરો! તમે મોતીઓના સાથીઆ રચો, હે ચંદ્ર! તું તારો ઘડો (અમૃતથી) પૂરો ભર, અને હે દિશાઓના હાથીઓ! તમે કલ્પવૃક્ષોનાં પાંદડાંને તમારી ઉંચી કરેલી સુંઢમાં બાંધી તેનાં તોરણો બાંધો.[૪૩]

૨૫ પ્રપંચ વગરના આ કાવ્યનો વિસ્તારથી અર્થ કરવામાં આવતાં તેના વચનની ચતુરાઇથી ચિત્તમાં ખુશી થયેલા રાજાએ હેમચંદ્રની[૪૪] જ્યારે પ્રશંસા કરી ત્યારે આ ન સહન કરી શકતા કેટલાકોએ "અમારાં શાસ્ત્રો જાણીને આ વિદ્વત્તા તો મેળવીનાં ?" એમ કહ્યું, એ વખતે રાજાના પૂછવાથી હેમચંદ્રે કહ્યું કે "જૂના કાળમાં શ્રી મહાવીર જિન ભગવાન પોતાની બાલ્યાવસ્થામાં ઇન્દ્ર પાસેથી જે વ્યાકરણ શીખેલા તે જૈન વ્યાકરણ અમે ભણીએ છીએ." આ વાકય સાંભળી "એ પુરાણુ વાર્તા છોડી દીઓ, આપણી નજીકના કોઇ વ્યાકરણ કર્તા થયા હોય તો બતાવો" એ પ્રમાણેનાં ચાડી ખાનારનાં વચન પછી હેમચન્દ્રે કહ્યું કે "જો શ્રી સિદ્ધરાજ સહાય કરે તો થોડાક દિવસોમાં નવું પંચાંગ વ્યાકરણ રચી આપું."

---

માળવાના રાજાને સિદ્ધરાજે ક્યારે જીત્યો એ કોઇ પ્રબંધમાં કહ્યું નથી પણ સિદ્ધરાજના તથા માળવાના ઉત્કીર્ણ લેખો જોતા ૧૧૯૨–૯૩ માં માળવા જીત્યું જણાય છે. ૧૧૯૩ ના ગાળા (ધ્રાંગધરા રાજ્ય) માં મળેલા લેખમાં પ્રથમ જ સિદ્ધરાજનું અવંતીનાથ બિરૂદ જોવામાં આવે છે. (જુઓ પુરાતત્વ પુ. ૪ ર. ક. ર.)

૪૩ ૧૩ મું કાવ્ય તથા તેને લગતો વૃત્તાન્ત પ્રભાવકચરિત (હેમસૂરિ પ્રબંધ) માં પણ છે.

૪૪ એક પ્રતમાં આ સ્થળે હેમચન્દ્રે સિદ્ધરાજ પાસે માન્યતા કેવી રીતે મેળવી તે વિષે હલકા ચમત્કારો ગુંથેલી વાર્તા લખી છે: જેમાં આકાશે તથા પાંદડાં હેમચન્દ્ર સૂરિ જયસિંહના મહેલમાં જતા એમ કહ્યું છે અને ઉપર પ્રમાણે વૈરાગ્ય કરનારનું નામ આલિગ પુરોહિત લખ્યું છે (જુઓ મૂળ પૃ. ૯૬ ટિ.)

પછી " આ તમે કબુલ કર્યું છે તે કામ પૂરૂં કરવું " એમ કહીને રાજાએ રજા આપવાથી શ્રી હેમચન્દ્ર સૂરિ પોતાને સ્થાનકે ગયા.

૨૬ પછી ( માળવા જીતીને પાટણમાં આવ્યા ત્યારે) " યશોવર્મા રાજાના હાથમાં ઉઘાડી છરી આપીને તથા તેની આગળ હાથી ઉપર બેસીને અમે શહેરમાં પ્રવેશ કરશું " એ પ્રમાણે રાજાએ પ્રતિજ્ઞા કરી છે એવું સાંભળીને મુંજાલ મંત્રીએ પ્રધાન પદનું રાજીનામું આપવા માંડયું ત્યારે રાજાએ આગ્રહથી એમ કરવાનું કારણ પૂછયું. અને મંત્રીએ જવાબ આપ્યો કે:—

૧૪ " રાજાઓ ભલે સંધિ[૪૫] કે વિગ્રહમાં ન સમજે પણ જો ( મંત્રીઓનું ) કહ્યું સાંભળે, તો એટલાથી જ તેઓ પંડિત થઇ જાય.

આ પ્રમાણે રાજનીતિ શાસ્ત્રમાં કહેલું હોવાથી સ્વામીએ પોતાની બુદ્ધિથીજ જે આ પ્રતિજ્ઞા કરી છે તે પરિણામે હિતકારક નથી. " પછી " ભલે પ્રાણ જાય પણ જગતવિદિત પ્રતિજ્ઞા તો નહિ છોડું " એમ રાજાએ કહ્યું, ત્યારે મંત્રીએ ધોળા રંગની રાળ ચોપડેલી છરી રાજાની પાછળ બેઠેલા યશોવર્માના હાથમાં આપી. અને એ રીતે તેની આગળ બેસી શ્રી સિદ્ધરાજે પરમ ઉત્સવ સાથે અણહિલપુર શહેરમાં પ્રવેશ કર્યો.[૪૬]

૨૭ ઉપર કહેલા પ્રવેશનું મંગલ કાર્ય પુરૂં થયા પછી રાજાએ વ્યાકરણની વાત સંભારી એટલે અનેક દેશોમાંથી વ્યાકરણ જાણનારા પંડિતો પાસેથી મગાવી બધાં વ્યાકરણો એકઠાં કર્યાં; અને પછી શ્રીહેમાચાર્યે શ્રીસિદ્ધહેમ નામનું પાંચેય અંગોવાળું સવાલાખ શ્લોકના પૂરવાળું વ્યાકરણ એક વર્ષની અંદર રચ્યું. પછી રાજાને બેસવાના હાથીના માથા ઉપર એ

૪૫ આ શ્લોકમા સંધિ, વિગ્રહ અને આખ્યાત એ પ્રમાણે જે ત્રણ શબ્દો છે તે વ્યાકરણની તથા રાજનીતિ શાસ્ત્ર બેયની પરિભાષાના અર્થવાળા છે.

૪૬ ઉપરના વર્ણનઉપરથી સિદ્ધરાજે પ્હેલા કેદ કરેલા યશોવર્માને પાછળથી છોડયા હોય એમ લાગે છે. જરા આગળ ૨૮ મા પ્રબંધમા યશોવર્માને સિદ્ધરાજે પાટણનાં સહસ્રલિંગ સરોવર, મંદિરો વગેરે ધર્મસ્થાનો બતાવ્યા એમ વર્ણન છે એ જોતા પણ પાટણમા યશોવર્માને છુટા રાખ્યા હોય એમ લાગે છે. ચરિત્ર સુંદર ગણિનો " માળવાનો રાજા નમી પડવાથી તેને રાજ્ય પાછું સોપ્યું " (સ. ૧, ૨ શ્લો. ૩૧ થી ૩૯ ) લખે છે; પણ ઉત્કીર્ણ લેખો જોતા માળવાનો કેટલોક ખાસ કરીને પૂર્વનો ભાગ કુમારપાલ અને અજયપાલ સુધી ગુજરાતના રાજાઓને તાબે હતો એમ જણાય છે ( જુઓ I. A. 1932 octomber માં ગંગુલીનો પરમારો વિષે લેખ )

પુસ્તકને પધરાવી, ઉપર શ્વેતછત્ર ધરાવી તથા ચામર વીંઝનારીઓ પાસે બે ચામરથી પવન નખાવતાં રાજમહેલમાં લઈ આવી, ઉત્તમ પૂજાપાથી તેની પૂજા કરી, ભંડારમાં મુકાવ્યું. અને ત્યાર પછીથી રાજાની આજ્ઞાથી બીજાં વ્યાકરણો બંધ કરી આ વ્યાકરણુજ બધે (ગુજરાતમાં) ભણાવા માંડયું. ત્યારે કોઈ અદેખાએ "તમારા વંશનું વર્ણન આ વ્યાકરણમાં નથી" એમ કહેતાં રાજાને ક્રોધ ચડયો છે, એવું રાજાનાં માણસો પાસેથી સાંભળીને શ્રીહેમાચાર્યે બત્રીશ શ્લોકો નવા રચીને (સિદ્ધહૈમનાં) સૂત્રનાં બત્રીશ પાદોમાં સંબંધ પ્રમાણે ગોઠવીને એક એક લખી દીધા. પછી સવારે રાજાની સભામાં વ્યાકરણ વચાતાં ચૌલુક્યવંશની પ્રશંસાના શ્લોકો વંચાવી રાજાને સંતોષ આપ્યો.[૪૭] આ શ્લોકો (ની શરૂઆત) નીચે પ્રમાણે છે:

---

૪૭ આ સિદ્ધહૈમ વ્યાકરણની રચના શી રીતે થઈ એ વિષે પ્રભાવક ચરિતમાં થોડી વિગતો વધારે આપી છે; માળવા જીતીને આવેલા સિદ્ધરાજને આશીર્વાદ આપવા બધા ધર્માચાર્યો આવેલા વગેરે ઉપર આવી ગયેલને ગળતું વર્ણન કર્યા પછી લખ્યું છે કે એ વખતે સિદ્ધરાજે હેમચંદ્રને વારંવાર પોતાની પાસે આવવા કહ્યું. હવે માળવાને જીતી ત્યાંની જે સમૃદ્ધિ-લુંટ સિદ્ધરાજે પાટણમાં આણેલી તેમાં માળવાનો મોટો પુસ્તક ભંડાર પણ હતો. અને રાજ્યના પુસ્તક ભંડારના અધિકારીઓ માળવેથી આવેલાં પુસ્તકો તપાસતા હતા, ત્યાં એક પુસ્તક વિષે રાજાએ હેમચંદ્રાચાર્યને "આ શું છે?" એમ પૂછ્યું અને હેમચંદ્રે 'ભોજ વ્યાકરણ છે' એમ કહ્યું. (શ્લો. ૭૫) તથા ભોજ રાજાનાં ગ્રંથકર્તા વરીકે વખાણ કર્યાં (શ્લો. ૭૬ થી ૭૮) આ સાંભળીને સિદ્ધરાજે કહ્યું કે "શું આપણા ભંડારમાં આવી શાસ્ત્ર પદ્ધતિ નથી? આખા ગુર્જર દેશમાં શું કોઈ વિદ્વાન નથી?" આ સાંભળી બધા પંડિતોએ હેમચંદ્ર સામું જોયું અને રાજાએ ભક્તિથી પ્રાર્થના કરી-કે "તમે વ્યાકરણ શાસ્ત્ર લખો. તમારા સિવાય બીજો કોઈ પંડિત લખી શકે તેમ નથી." (શ્લો. ૮૦, ૮૧). આ રીતે હૈમ વ્યાકરણ રચાયું. આ વાતના મુખ્ય મુદ્દાને હેમચંદ્રના પોતાનાં વચનો ટેકો આપે છે. તેઓના ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્રમાં રાજા કુમારપાલ હેમચંદ્રને કહે છે કે "તમે પૂર્વે સિદ્ધરાજની માગણીથી સાંગ વ્યાકરણ રચ્યું છે" અને સિદ્ધ હૈમ પ્રશસ્તિમાં લખ્યું છે કે "અતિ વિસ્તૃત, દુર્બોધ અને વિપ્રકીર્ણ વ્યાકરણોના સમૂહથી કદર્થિત સિદ્ધરાજ જયસિંહે સર્વાંગ પૂર્ણ એક નૂતન શબ્દાનુશાસન રચવાની આચાર્ય હેમચંદ્રને પ્રાર્થના કરી."

જૈનો પાસે વ્યાકરણ નથી એમ બ્રાહ્મણોની ટકોર વગેરે પ્ર. ચિં. ની વાત પ્ર. ચરિતમાં પણ છે (શ્લો. ૮૨, ૮૩) પ્રભાવક ચરિતમાં કાશ્મીરથી વ્યાકરણ ગ્રંથો મગાવેલા એમ કહ્યું છે. (એજન શ્લો. ૮૬)

(૧૫) વિષ્ણુ પેઠે બલિને બાંધનાર, તથા શંકર પેઠે ત્રણ શક્તિયુક્ત અને બ્રહ્માપેઠે કમલ ( કમલા-લક્ષ્મી)ના આશ્રયરૂપ શ્રીમૂલરાજ રાજા જય પામે[૪૮] છે.

વગેરે (પ્રશસ્તિના શ્લોકો છે). વળી શ્રીસિદ્ધરાજના દિગ્વિજયના વર્ણનનો [૪૯]દ્વયાશ્રય નામે ગ્રન્થ પણ શ્રીહેમચન્દ્રે રચ્યો છે.

(૧૬) ભાઇ, હવે પાણિનિના પ્રલાપો વીંટી લીઓ, ( પાણિનિ વ્યાકરણ ભણવું બંધ કરો ) કાતંત્ર ( એક વ્યાકરણ ગ્રન્થ )ની ગોદડી તો નકામી છે, શાકટાયનની કડવી વાણી હવે બોલોમાં, ક્ષુદ્ર ચાન્દ્રને તો કરવુંજ શું ? અને કંઠાભરણ વગેરે બીજાં ( વ્યાકરણો )થી તો હવે કોણ પોતાને ભારે મારે ! કારણ કે હવે મીઠા અર્થવાળી શ્રીહેમચંદ્રની ઉક્તિઓ મંભળાય છે.

૨૮ એક વખત શ્રી સિદ્ધરાજે પાટણના ત્રિપુરૂષ[૫૦] વગેરે રાજપ્રાસાદો અને સહસ્રલિંગ વગેરે ધર્મસ્થાનો યશોવર્માને દેખાડીને પૂછ્યું કે "દેવો મંબંધે દર વર્ષે એક ક્રોડ દ્રવ્ય વપરાય છે તે ઠીક કે નહિ ?" ત્યારે તેણે જવાબ આપ્યો કે " હું અઢાર લાખ માળવાનો[૫૧] ધણી તમારી પાસે કેમ હારી ગયો ?

સિદ્ધહૈમ વ્યાકરણ ૧૧૯૭ ની આસપાસમા રચાયુ હોવાનો બુલ્હરે તર્ક કર્યો છે. ૧૧૯૪-૯૫ માં રચાયું હોવાનો મારો તર્ક છે. કુમારપાલના વખતમા એ ભણાવવામાં વપરાતું ( જુઓ મોહપરાજય અ. ૧) આ વ્યાકરણ રચનાનો પ્રબંધ જિ. મુનિના કુ. પ્ર. માં છે. ( પૃ. ૧૬ )

૪૮ સિદ્ધ હૈમ પ્રશસ્તિનો આ પ્હેલો શ્લોક છે, એમા હેમચન્દ્રે વિષ્ણુ, શંકર અને બ્રહ્મા સાથે મૂળરાજની તુલના કરી છે. બલિ એટલે વિષ્ણુપક્ષે બલિ રાજા અને મૂળરાજપક્ષે બળવાન્ શત્રુઓ, જો કે ટાનીએ બલિનો અર્થ કર ગણીને કર સ્થિર કરનાર એવો અર્થ કર્યો છે. ત્રિશક્તિ એટલે શંકરપક્ષે ત્રણ શંકરપત્નીઓ અને મૂળરાજ પક્ષે પ્રભુ શક્તિ, મંત્ર શક્તિ અને ઉત્સાહ શક્તિ. કમલાશ્રયનો અર્થ બ્રહ્મા પક્ષે કમળમાં રહેલા અને મૂળરાજ પક્ષે કમલા=લક્ષ્મીના આશ્રયરૂપ.

૪૯ હેમચન્દ્રે રચેલા દ્વયાશ્રય કાવ્યમા કેવળ સિદ્ધરાજના દિગ્વિજયનું વર્ણન નથી, પણ મૂળરાજથી કુમારપાલ સુધીના રાજાઓનું વર્ણન છે.

૫૦ ત્રિપુરૂષ પ્રાસાદને મૂળરાજ પ્રબંધમા ધર્મસ્થાન કહેલ છે ( જુઓ મૂળ પૃ. ૨૬, ૨૭ ) અને અહીં રાજપ્રાસાદ કહે છે, તે શું સમજવું ? એ જ કે રાજપ્રાસાદનો અર્થ રાજમહેલ નહિ પણ મોટું મંદિર.

૫૧ આ. અઢારલાખ, ( કે સપાદ લક્ષ=સવા લાખ) વગેરેથી વિવક્ષિત શું છે ? ફાર્બસ સાહેબે વાર્ષિક અઢાર લાખ ઉત્પન્ન જેનું હોય તે દેશ એવો અર્થ કર્યો છે, ટાનીએ અઢાર લાખ ગામડાં અર્થ કર્યો છે. પણ એતો અસંભવ છે, સાત લાખની આસપાસ જ્યારે આખા હિંદુસ્તાનના ગામડાની સંખ્યા છે ત્યારે માળવામા અઢાર લાખ કેમ હોય ?

વાત એમ છે કે પ્હેલાં મહાકાળ દેવને આપેલો હોવાથી માળવા એ દેવ દ્રવ્ય ગણાય, અને એ (દેવ દ્રવ્ય)ને ભોગવનારા અમે તે ( મહાકાળ ) ના પ્રભાવથી ઉદય તથા અસ્તને પામીએ છીએ. અને તમારા વંશના રાજાઓ પણ આટલા બધા દેવ દ્રવ્યનો કાયમ નિભાવ નહિ કરી શકે. અને પરિણામે બધાં દેવદાનો બંધ કરીને (દેવના કોપથી) વિપત્તિમાં પડશે.

૨૯ એક વખત સિદ્ધરાજે સિદ્ધપુરમાં રૂદ્ર મહાકાલનું[૫૨] મંદિર કરાવવાનો વિચાર કરી એક સ્થપતિ ( સલાટ-એન્જીનીઅર ) ને પોતાની પાસે રાખી મંદિરનો આરંભ કરવાના મુહૂર્ત વખતે એક લાખના કરજ માટે ગીરવી મુકેલા સ્થપતિના માપણી કરવાના રાચને[૫૩] (તેનું કરજ ચુકવીને) છોડાવ્યું. પણ જ્યારે ત્યાં જોયું ત્યારે તે વાંસનું બનાવેલું જોવામાં આવ્યું. રાજાએ આનું કારણ પૂછતાં 'મેં સ્વામીની ઉદારતાની પરીક્ષા કરવા માટે આમ કર્યું હતું,' એમ તેણે કહ્યું એટલે રાજાએ તેની ઇચ્છા નહોતી છતાં તે, દ્રવ્ય ( એક લાખ ) તેને આપી દીધું. પછી ક્રમે કરીને ૨૩ હાથ પ્રમાણનું સંપૂર્ણ મંદિર થઇ જતાં, અશ્વપતિ, ગજપતિ અને નરપતિ એવા ઉત્તમ રાજાઓની મૂર્તિઓ કરાવીને તેની આગળ હાથ જોડેલી પોતાની મૂર્તિ કરાવી 'દેશનો નાશ કરવામાં આવે તો પણ મંદિરનો નાશ ન કરવાની' સિદ્ધરાજે યાચના કરી.[૫૪] એ મંદિર ઉપર ધજા ચડાવવાનો સમારંભ કરતી વખતે બધાં જૈન મંદિરો ઉપરથી ધજાઓ ઉતરાવી. જેમ માળવામાં મહાકાલની ધજા ફરકતી હોય ત્યારે કોઈ પણ જૈન મંદિર ઉપર ધજા નથી ઉડતી તેમ ( ગુજરાતમાં પણ કર્યું. )

૫૨ આ રૂદ્ર મહાકાલનું મંદિર સિદ્ધરાજે જ બંધાવ્યું હોય એવું વર્ણન છે, પણ ખરી રીતે એ મૂળરાજે, માળવાના, કવિ કાલિદાસથી પણ પ્રાચીન સમયના મહાકાલ મંદિરની હરીફાઈમાં બંધાવ્યું હોવું જોઈએ; કારણ કે મૂળરાજે શ્રીસ્થળના રૂદ્ર મહાલયને પૂજીને વિ. સં. ૧૦૪૩ માં એક દાન આપ્યું છે. ( જુઓ I. A. Vol VI. ગુજરાતનાં ૧૧ દાનપત્રોમાં પ્હેલું દાનપત્ર ) સિદ્ધરાજે એનો વિશાળ જીર્ણોદ્ધાર કર્યો હોય એ સંભવ છે.

૫૩ મૂળમાં कलासिका શબ્દ છે. આપ્ટેના કોષમાં તો આ શબ્દ નથી મળતો, ટોનીએ મંદિરનો કલશ એવો અર્થ કર્યો છે. પણ રા. દી. શાસ્ત્રીએ માપણી કરવાનું રાચ ( કદાચ ગજ ) એવો અર્થ કર્યો છે જે મેં સ્વીકાર્યો છે.

૫૪ આ રૂદ્ર મહાલયને ન ભાંગવાની સિદ્ધરાજની પ્રાર્થના સફળ થઇ નથી. અને ઇ. સ. ૧૨૯૭-૯૮ માં તથા ૧૪૧૫ માં એ મંદિરનો નાશ કરવામાં આવ્યો છે. છતાં અત્યારે જે અવશેષો મળે છે તે ઉપરથી ૩૦૦ ફીટ લાંબા તથા ૨૩૦ ફીટ પ્હોળા આંગણામાં એ કે ત્રણ માળનું મંદિર હશે એમ જણાય છે. ( જુઓ ગુજરાતનાં દીર્ઘરચાનો પૃ. ૯૦ )

૨૦ એક વખત સિદ્ધરાજ માળવે જતા હતા ત્યારે કોઇ વેપારીએ સહસ્રલિંગ જેવા ધર્મસ્થાનના ખરચમાં પોતાના તરફનો ભાગ રાખવાની માગણી કરી પણ રાજાએ તેની ના પાડી અને પોતે માળવે ગયા. એ પછી કેટલોક વખત જતાં રાજ્યના કોશમાં પૈસા ન હોવાથી સહસ્રલિંગનું કામ ટાઢું પડયું છે એમ સાંભળીને તે વેપારીએ પોતાના પુત્ર પાસે કોઇ પૈસાદારની પુત્ર વધૂનું કાનનું ઘરેણું ચોરાવી તેના દંડ તરીકે ત્રણે લાખ આપ્યા. આથી એ કામ પૂરૂં થયું, એમ સાંભળીને માળવામાં ચોમાસું ગાળવા ઇચ્છતા રાજાને અત્યન્ત આનંદ થયો. પછી ચોમાસામાં જ્યારે વરસાદે ખૂબ વરસીને પૃથ્વીને એક સમુદ્ર જેવી બનાવી દીધી ત્યારે વધામણી ખાવા, મંત્રીઓએ મોકલેલો એક મારવાડી રાજા આગળ લબાણથી વરસાદ કેવો પડયો વગેરે વાત કરતો હતો, ત્યા એ વખતેજ આવેલા એક ગુજરાતી ધૂર્ત માણસે “ સ્વામી, સહસ્રલિંગ સરોવર ભરાઇ ગયું એની વધામણી છે. ” એમ તરત કહી દીધું અને આ વાક્ય સાંભળીને તરતજ રાજાએ પોતાના શરીર ઉપરનાં બધાં ઘરેણા, સીકાં ઉપર પડેલી બીજ્રાડીને જોતો હોય તેમ, મારવાડી તેને જોતો રહ્યો, અને તે ગુજરાતીને આપી દીધાં.

૨૧ ચોમાસું ઉતર્યા પછી રાજાએ પાછા વળતાં શ્રીનગરમાં મુકામ કર્યો, ત્યાં તે શહેરનાં મંદિરો ઉપર ધજાઓ જોઇ એટલે “ આ કોનાં મંદિરો છે ? ” એમ બ્રાહ્મણોને પૂછ્યું. તેઓએ “ જૈનોનાં તથા બ્રહ્માનાં છે ” એમ કહ્યું. એટલે રાજાએ ક્રોધમાં આવીને કહ્યું કે “ ગુજરાતમાં જૈન મંદિરો ઉપર ધજા ચડાવવાની મેં મના કરી છે અને આ તમારા ગામમાં જૈન મંદિરો ધજા વાળાં કેમ છે ? ” ત્યારે તેઓએ વિનતિ કરી કે “ આપ સાંભળો, વાત એમ છે કે સત્ય યુગમાં જ્યારે મહાદેવે આ મોટા ( તીર્થ ) સ્થાનની સ્થાપના કરી ત્યારે શ્રી ઋષભદેવ સ્વામીનું, તથા શ્રી બ્રહ્માનું એ બે મંદિરો પોતેજ કરાવ્યાં, અને તે ઉપર ધજા ચડાવી. તે આ મંદિરોનો પુણ્યશાળી માણસોને હાથે જીર્ણોદ્ધાર થતાં થતાં ચાર યુગો વહી ગયા. વળી શ્રી શત્રુંજય મહાગિરિનો આ નગર તળ પ્રદેશ ગણાય છે. કારણ કે નગર પુરાણમાં કહ્યું છે કેઃ—

(૧૭) ( શેત્રુંજાની ) મૂળ આગળની ભૂમિનો પચાસ યોજન વિસ્તાર, ઉપરની ભૂમિનો દશ યોજન અને ઉંચાઇ આઠ યોજન એ પ્રમાણે જિનેશ્વરના પર્વત (શેત્રુંજા)નું ક્ષેત્રફળ ગણાય છે.

સત્યયુગમાં આદિ દેવ શ્રી ઋષભ થઇ ગયા છે; તેના પુત્ર ભરત થયા; જેના નામથી આ દેશ ભરતખંડ તરીકે પ્રસિદ્ધ થયો છે.

(૧૮) આ ઋષભ દેવ નાભી રાજાના અને મરૂ દેવીના પુત્ર હતા, તેઓ સમદષ્ટિ વાળા, સ્વચ્છ (હૃદયવાળા), જેની ઇન્દ્રિયો પ્રશાન્ત છે એવા, અને શુદ્ધ બુદ્ધિવાળા હતા અને તેઓએ મુનિઓના યોગ માર્ગનું આચરણ કર્યું હતું; એમના પદને ઋષિઓ આર્હતોનું પ્રથમ પદ કહે છે.

(૧૯) નાભિરાજાથી મરૂદેવીમા વિષ્ણુનો આઠમો અવતાર થયો; જેણે બધા આશ્રમોથી પૂજાયેલો ધીર પુરૂષો (યોગીઓ) નો માર્ગ દેખાડયો."

આ અને આવાં પુરાણ વચનો કહીને વધારે વિશ્વાસ આવે માટે પાંચ માણસો ઉપાડી શકે એવું ભરતરાજાના નામવાળું કાંસાનું પત્રું (લેખનું) ઋષભદેવના મંદિરના ભંડારમાંથી લઇ આવીને રાજાને દેખાડી જૈન ધર્મનું આદિ પણું સિદ્ધ કર્યું. આથી ખિન્ન થયેલા રાજાએ એક વર્ષ પછી (બીજાં ?) જૈન મંદિરો ઉપર ધજા ચડાવવાનો હુકમ કર્યો.

૩૨ પછી રાજા પાટણ આવ્યા. પ્રસંગોપાત (સહસ્રલિંગ) સરોવરના ખરચના આંકડા વંચાતા હતા તેમાં ગુન્હેગાર શેઠના દંડમાંથી મળેલા ત્રણ લાખ એ કામમાં ખરચાયા; એ સાંભળી, રાજાએ ત્રણ લાખ તેને ઘેર મોકલી આપ્યા. આથી શેઠે રાજા પાસે હાજર થઇ, ભેટ ધરી, 'આ શું?' એવું પૂછ્યું. એટલે રાજાએ જવાબ આપ્યો કે " જે કોટિધ્વજ શેઠ તે કાનનું ઘરેણું તે ચોરે ? પણ તમે આ ધાર્મિક કામમાં ભાગ માગ્યો હતો, પરંતુ મળ્યો ન હતો તેથી પ્રપચ કરવામાં ચતુર, અને જેનું મોઢું મૃગનું પણ અંતર વાઘનું છે એવા અને બ્હારથી સરલ પણ અંદરથી શઠ એવા તમે આ કામ કર્યું છે."

૩૩ હવે સહસ્રલિંગ સરોવરની શ્રીપાલ[૫૫] કવિએ રચેલી પ્રશસ્તિ પ્રશસ્તિ પટ્ટિકા (લેખ કોતરવાના પથરા) માં કોતરાતી હતી માટે તેનું

૫૫ આ શ્રીપાલ કવિએ વિ. સં. ૧૨૦૮ માં વડનગર પ્રાકાર પ્રશસ્તિ રચી હતી (જુઓ પ્રાચીન લેખમાળા ભાગ ૧ નં. ૪૫) તે મળે છે. પણ આ સહસ્રલિંગ સરોવરની પ્રશસ્તિ નથી મળતી.

આ સ્થળે રાજના પૂછવાથી પ્રવિદ્યાચાર્ય જય મંગલસૂરિએ કહેલા શહેરના વર્ણનના બે શ્લોકો તથા ઉપર કહેલ શ્રીપાલની પ્રશસ્તિમાં આ શ્લોક છે એમ કહીને એક શ્લોક પહેલાં છપાયેલ પુસ્તકમાં છે. જે પૃ. ૧૦૨ ની તથા ૧૦૧ ની ટિપ્પણીમાં ઉતાર્યો છે. શ્રીપાલની પ્રશસ્તિનો કહેલો શ્લોક કીર્તિ કૌમુદીમાં મળે છે, એટલે પ્રશસ્તિમાં હોવાનો સંભવ થોડો છે.

શોધન કરવા બધા માર્ગના વિદ્વાનોને બોલાવ્યા હતા ત્યારે શ્રી હેમચન્દ્રાચાર્યે પોતાના શિષ્ય પડિન રામચન્દ્રને[૫૬] "જો પ્રશસ્તિ કાવ્યને બધા વિદ્વાનોની સંમતિ હોય તો તારે કાંઇ પંડિતાઇ ન બતાવવી" એમ કહીને ત્યાં મોકલ્યો હતો, પછી બધા વિદ્વાનો પ્રશસ્તિના વખાણ કરવા મંડયા. વળી રાજાની એમાં મમતા હોવાથી તથા શ્રીપાલ કવિનાં ડહાપણ તથા દાક્ષિણ્ય ( સૌની ગાથે સારૂં રાખવાનો સ્વભાવ ) ને લીધે બધાં કાવ્યો બરાબર છે, અને ખાસ તો નીચેનું કાવ્યઃ—

(૨૦) આ લક્ષ્મીએ કમળનો ત્યાગ કરીને તમારી ( સિદ્ધરાજની ) તરવારનો આશ્રય કર્યો છે, કારણ કે કમળ કોશ (—ડોડવો તથા ખજાનો ) અને દળ (—પાન તથા લશ્કર ) સહિત છે તો પણ પોતાના સ્પષ્ટ (શત્રુરૂપ) કટકના સંબંધને કાપી શકતું નથી, વળી એ કોઇ વખત પુરૂષત્વ ધારણ કરતું નથી, પણ આ અસિ (તરવાર) એકનો–કોશ (મ્યાન) રહિત હોવા છતાં આખી પૃથ્વીને કંટક (શત્રુ) વગરની કરે છે (.વળી તેને દલ–સૈન્યની જરૂર નથી અને પુંસ્ત્વ ધારણ કરે છે એટલે કે એ શબ્દ પુલિંગ છે ). ખાસ સૌએ વખાણ્યું ત્યારે રાજાના પૂછવાથી રામચંદ્રે કહ્યું કે "એ જરા વિચારવા જેવું છે" અને પછી સૌના પૂછવાથી "આ કાવ્યમા સૈન્ય વાચક દલ શબ્દ છે અને કમળ શબ્દને નિત્ય નપુમક ગણ્યો છે, તે બે દૂષણ વિચાર કરવાં જેવાં છે. પછી બધા પડિતોને આગ્રહ કરીને રાજાએ દલ શબ્દનો સૈન્ય અર્થ સ્વીકારાવ્યો, પણ લિંગાનુ શાસનથી કમલ શબ્દ પુલિંગમા વપરાયજ નહિ એવો નિયમ ન હોવાથી એનું શુ કરવું ? એ મુશ્કેલીનો "પુરૂષત્વને પ્રાપ્ત થાય કે ન થાય" એવો પાઠ ઉપના શ્લોકમાં સ્વીકારીને તોડ કાઢયો. આ વખતે સિદ્ધરાજને થયેલા દષ્ટિ દોષથી પ. રામચદ્રની, ઘરમાં પેમતાંજ એક આંખ ફુટી ગઇ.[૫૭]

૫૬ હેમચંદ્રના શિષ્ય પડિત આ રામચદ્ર એ વખતના એક સમર્થ કવિ નાટકકાર હતા. તેણે ઘણા ગ્રન્થો લખ્યા છે; જેમાથી સત્ય હરિશ્ચન્દ્ર, નલવિલાસ, કૌમુદી મિત્રાણદ નાટ્યદર્પણ વગેરે હમણા છપાયા છે. મૂળ પૃ. ૧૦૨ ની ટિપ્પણીમા રામચન્દ્ર કવિને સિદ્ધરાજે 'ઉનાળામા દિવસો કેમ વધારે લાબા હોય છે." એમ પૂછ્યુ અને તેણે જવાબમા રાજાની પ્રશંસા કરના બે શ્લોકો કહ્યા એટલો વિશેષ છે. આ રામચદ્ર કવિને આ શ્લોક રચના માટે કવિકટારમલ્લનું બિરૂદ મળ્યુ હતુ એમ રત્નમદિર ગણિએ વિ. સ. ૧૫૧૭ મા લખેલ ઉપદેશ તરગિણીમા કહ્યુ છે.

૫૭ દૃષ્ટિદોષ—નજર લાગવા—નો એ વખતે બહુ વહેમ હોય એમ જણાય છે. આ ગ્રથમા દષ્ટિ દોષની વાત વારવાર આવે છે. ઉપર પ્રમાણે કવિ

૭૪ એક વખત—

(૨૧) (જે) આથી યુક્ત પ્રાણ પોષે છે, વિથી યુક્ત મુનિઓને પ્રિય છે, સં થી યુક્ત સંપૂર્ણ રીતે અનિષ્ટ છે, અને એકલો હોય ત્યારે સ્ત્રીઓને પ્રિય લાગે છે. (એ કયો શબ્દ ?)

આ પ્રમાણે ડાહલ દેશના રાજાના યમલ (મૈત્રી સંબંધ દર્શાવનારા) પત્રને છેડે એક શ્લોક લખવામાં આવ્યો હતો. આ શ્લોકના અર્થનો વિચાર ચાલતાં બીજા પંડિતોએ મૌન રાખ્યું, ત્યારે રાજાના પૂછવાથી શ્રી હેમચન્દ્રાચાર્યે હાર શબ્દ આ વગેરે સાથે જોડી શ્લોકની મતલબ સ્પષ્ટ કરી આપી. ((૧) આહાર, (૨) વિહાર (૩) સંહાર (૪) હાર.)

એક વખત સપાદલક્ષના રાજાએ નીચેનો સમસ્યાનો દુહો લખી મોકલેલો:—

(૨૨) પડવાના (ખરી રીતે બીજના) ચન્દ્રની શોભા ગૌરી (સ્ત્રી) ના મુખ કમળની શોભાને અનુસરતી નથી,

આ સમસ્યા જ્યારે (સિદ્ધરાજની સભાના) કવિઓ ન પૂરી કરી શક્યા ત્યારે હેમચન્દ્રાચાર્યે નીચે પ્રમાણે પૂરી કરી:—

(કારણ કે) ચન્દ્રની ન દેખાતી બાકીની કલાનું કેમ અનુમાન થઈ શકે ?

'(૭૫) એક વખત શ્રી સિદ્ધરાજે આભીરોના રાણા નવઘણને તાબે કરવાની તૈયારી કરી, પણ પ્હેલાં અગીઆર વખત, પોતાનું સૈન્ય તેનાથી હારેલું હોવાથી,[૫૮] શ્રી વઢવાણ વગેરે શહેરોમાં કિલ્લાઓ બંધાવી, જાતેજ પ્રયાણ કર્યું. તેના (નવઘણના) ભાણેજે સંકેત આપતી વખતે (ગઢને તોડવાનો રસ્તો બતાવતી વખતે) કરાર કરેલો કે ગઢ હાથમાં આવે ત્યારે નવઘણને અસ્ત્રો વગેરેથી નહિ પણ દ્રવ્યથી મારવો, આ કરાર રાણીઓએ વચ્ચે પડીને કરાવેલો હોવા છતાં નવઘણને (તેના) વિશાળ

રામચંદ્રની આંખ ફુટયાની વાત પ્રભાવક ચરિતમાં પણ મળે છેઃ—"અતિશય પીડા થઈને જમણી આંખ ફુટી, પણ રામચન્દ્ર કર્મનું કારણ માની શાન્ત રહી ચાર મહિના તપમાં બેઠા રહ્યા" (હે. સૂરિ પ્રબંધ શ્લો ૧૩૯)

૫૮ આ ૭૬ મા પ્રબંધની વાક્યરચના અસ્પષ્ટ અને અર્થની ગડબડ કરે એવા પાઠાંતરવાળી છે. પ્હેલા છપાયેલ પુસ્તકમાં નિર્જસૈન્યૈઃ એ રીતે પાઠ હતો. જેનો અર્થ સિદ્ધરાજના સૈન્યથી અગીઆરવાર નવઘણ હાર્યો હતો એવો થાય પણ એ અર્થ આગળ પાછળના સંદર્ભ જોતે બેસતો નથી. અને વધારે હસ્તપ્રતોમાં નિર્જસૈન્યે વાળો પાઠ મળે છે. વળી એ પાઠને પ્રભાવક ચરિત (મહેન્દ્ર સૂરિ પ્રબંધ શ્લોક ૪૩૦) નો ટેકો છે.

મકાનમાંથી બ્હાર ખેંચી કાઢી, દ્રવ્ય રાખવાનાં વામણીથીજ મારીને મારી નાખ્યો. અને એને દ્રવ્યથીજ માર્યો છે એ પ્રમાણે તેની રાણીઓને શબ્દ રચનાથી સમજાવી.

શોકમાં પડેલી તેની રાણીનાં નીચેનાં વચનો પ્રચલિત છેઃ--

(૨૩) જુઓ સખિઓ! હવે તે રાજા નથી, અને તેનું કુટુંબ પણ નથી. તે બધું અને પ્રાણો પણ ખેંગાર સાથે અગ્નિમાં હોમીએ છીએ.

(૨૪) બધા રાણા વાણીઆ છે અને જેસલ મોટો શેઠ છે. અમારા ગઢ હેઠળ આ શું વેપાર માંડયો?

(૨૫) હે મોટા ગિરનાર, તેં મનમાં શું અદેખાઇ રાખી છે? કે ખંગાર મરતાં એક શિખર પણ હેઠું ન પાડયું?

(૨૬) અરે જેસલ! અમારા રહેઠાણને છોડીને અમે વારે ઘડીયે ખરાબ દેખાઇએ છીએ. કારણ કે નદી પેઠે નવઘણ (નવઘણ રાજા તથા નવાં વાદળાં) વગર નવો પ્રવાહ આવતો નથી.

(૨૭) વઢાઈ ગયા છતાં વઢવાણ ભુલાવ્યું ભુલાતું નથી. કારણ કે સોના જેવા પ્રાણ ભોગાવે ભોગવ્યા છે.

આ અને આવાં બીજાં ઘણાં વાકયો આ પ્રસંગને યોગ્ય મળી આવે તે અહીં સમજી લેવાં.૫૯

## પરિશિષ્ટ

### ખેંગાર (કે ખંગાર) અને તેની રાણી

સોરઠ ઉપર સિદ્ધરાજે કરેલી ચડાઈનો દ્વયાશ્રયમાં તો ઉલ્લેખ જ નથી. તેમજ સુ-સં, સુ-કી-ક, વ-વિ, તથા વ-તે-પ્ર-માં પણ નથી. પણ પ્ર-ચિં. ઉપરાંત પ્રભાવક ચરિત, તીર્થ કલ્પ, કી-કૌ-, રૈવંત ગિરિરાસુ, તથા સિદ્ધરાજના દોહદના લેખમાં કાંઇક સૂચન મળે છે. એટલે એ બનાવને ઐતિહાસિક માનવામાં વાંધો નથી. પણ પ્ર-ચિં. માં આપેલી ટુંકી વાતનો લોક કથામાં ભાટ ચારણો તથા તૂરીઓને હાથે ખૂબ વિસ્તાર થયો છે. હાલમાં પ્રચલિત રાણકદેવી રાખેંગારની વાર્તા અતિ લોકપ્રિય છે. તૂરીઓ પાસેથી સાંભળેલી રાણકદેની રાખેંગારની વાર્તા તેમાં આવતા દુહા-સોરઠા સાથે રાસમાળામાં ઉતારી છે.

૫૯ મેરૂતુંગે છેલ્લા વાકયમા કહ્યુ છે તેમ આવા ઘણા દુહાઓ એ જમાનામા પ્રચલિત હશે અને તેમા જમાને જમાને વધારો પણ થયો હશે. પ્ર. ચિ. ની એક પ્રતમાં ત્રણ દુહા વધારે મળે છે. (જુઓ મૂળ પૃ. ૧૦૪ ટિ.)

(જુઓ રાસમાળાનું ગુ. ભાષાંતર ત્રીજી આવૃત્તિ પૃ. ૨૦૭ થી ૨૧૯) આ વાર્તાનાં કેટલાંક સૂક્ષ્મ બીજો પ્ર–ચિં. ના ઉપરના–૩૪ મા પ્રબંધમાં મળે છે, પણ મેરૂતુંગનું તેમજ બીજા જૈન લેખકોનું લક્ષ્ય તો ગિરનાર ઉપર નેમિનાથનું મંદિર બંધાવાનો પ્રસંગ શી રીતે આવ્યો એ કહેવા ઉપર છે. સોરઠનો રાજા કોણ હતો ? તેનું શું થયું ? એ બધી, એ લેખકોને મન, ગૌણ બાબતો છે. એટલે એ ગૌણ વિષયના વર્ણનમાં ક્વચિત્ ગોટાળો પણ થઈ જાય છે. પણ આપણે માટે તો રાણકદેવી રાખેંગારની વાર્તાનો કેટલો અંશ પ્ર–ચિં. માં મળે છે અને એમાં ઐતિહાસિક તથ્ય કેટલું હોવાનો સંભવ છે એજ મુખ્ય વિચારણીય વસ્તુ છે.

૧ રાણકદેવી નામની, તેના જન્મની, તે કુંભારને ઘેર ઉછર્યાની સિદ્ધરાજ સાથે તેના સગપણની કે ખેંગાર તેને પરણી ગયાની કશી વાત પ્રબંધ ચિંતામણીમાં નથી. ભાટોના કહેવા પ્રમાણે કાલડીના દેવડાની પુત્રી રાણકદેવી હોવાની પણ પ્ર. ચિ. ને ખબર નથી. પણ (૧) સિદ્ધરાજે પ્હેલાં અનેક વખત નિષ્ફળ પ્રયાસો કર્યાં (૨) પછી સોરઠનાx આભીર રાણાને હરાવ્યો, (૩) તથા માર્યો (૪); આ કામમાં સોરઠના રાણાના ભાણેજોએ તથા તેની રાણીએ કાંઇક સંકેત તેમજ કરાર કરેલો (૫) પણ સિદ્ધરાજે એ કરાર શબ્દચ્છળ કરીને ખરેખર પાળ્યો નહિ. (૬) છેવટ સોરઠના રાણાની રાણીએ શોકમાં પડીને કેટલાક માર્મિક સોરઠાઓ કહ્યા. આટલી વાત પ્ર. ચિં. માં ટુંકામાં છે. સોરઠ લીધા પછી ત્યાંની વ્યવસ્થા માટે સિદ્ધરાજે સજ્જનને નીમ્યો વગેરે ૩૬ મા પ્રબંધની વાત ને રાણકદેવી રાખેંગારની વાત સાથે કશો સંબંધ નથી.

(૧) સિદ્ધરાજે એક કરતાં વધારે વખત સોરઠ લેવાનો પ્રયાસ કર્યો હશે એમ માનવામાં વાંધો નથી. પ્ર. ચિં. અને પ્રભાવક ચરિત (હેમચંદ્ર સૂરિ પ્ર. શ્લો. ૪૩૭) બેયમાં એક સરખું કથન છે. અને મૂળરાજના વખતથી તે લગભગ છેવટ સુધી પાટણના રાજાઓ સોરઠના રાજાઓ સાથે લડયા કર્યા છે. પ્ર. ચિં. અગીઆર વખત કહે છે તે આંકડો સાચો માનવાની જરૂર નથી. પૃથ્વીરાજે મ્લેચ્છ રાજા (શાહબુદ્દીન) ને એકવીશ

x જુનાગઢના રાજાઓ હાલમાં યાદવ કહેવાય છે. ભાટો તેઓને યાદવ જ કહે છે. પણ પ્ર–ચિં. તથા દ્વયાશ્રય તેને આભીર કહે છે. છેક મહાભારતના કાળથી યાદવોને ગાળ દેવી હોય ત્યારે આભીર–ગોવાળ કહે છે. આ વિષે વધારે વિવેચન માટે જુઓ 'યાદવોનું કુળ' નામે મારો નડિઆદની સાહિત્ય પરિષદમાં આપેલો નિબંધ

વાર હરાવેલો એમ પ્ર. ચિં. કહે છે, ખરી વાત એક વખત હરાવ્યો હતો એમ છે.

(૨) સોરઠના રાણાનું નામ શું હતું ? પ્ર. ચિ. માં નવઘણ લખ્યું છે, પણ તે નવઘણની રાણીના મોઢામાં મુકેલાં વચનોમાં ખેંગાર અને નવઘણ બેય નામ મળે છે. ભાટોની દંતકથા આ ગોટાળાનો ખુલાસો નવઘણ અને ખેંગારને પિતા પુત્ર માનીને તથા સિદ્ધરાજે નવઘણને પ્હેલાં હરાવ્યો, પછી એનું વેર લેવા ખેંગારે પાટણનો પૂર્વ ભણીનો દરવાજો તોડી પાડયો; પછી સિદ્ધરાજ સાથે જેનું લગ્ન નક્કી થયેલું તે રાણકનું ખેંગારે હરણ કર્યું, પરિણામે સિદ્ધરાજે સોરઠ ઉપર ચડાઇ કરી અને ખેંગારના ભાણેજ દેશળ વીશળની મદદથી ખેંગારને મારી નાખ્યો અને રાણકદેવી વઢવાણ આગળ સતી થઇ; એ રીતે વાર્તા ગોઠવીને કરે છે (જુઓ રાસમાળા ત્રીજી આવૃત્તિ પૃ. ૨૦૦ થી ૨૦૫) રાસમાળાના કર્તા તથા તેને અનુસરીને શ્રી. ક. મા. મુનશી ગુજરાતના નાથમાં એ ક્રમમાં પ્રસંગો વર્ણવે છે.

પણ પ્ર. ચિં. માથી નવઘણ અને ખેંગાર બેય સાથે યુદ્ધ થયાનો અર્થ કોઇ રીતે નીકળતો નથી. બીજું પ્ર. ચિં. થી પ્રાચીનતર કીર્તિકૌમુદી (સ. ૨ શ્લો-૨૫) રેવંતગિરિ રાસુ (કડવું. ૧ શ્લો. ૮) અને પ્ર. ચિંના સમકાલિન પ્રભાવક ચરિતમાંથી પણ સોરઠના રાજાને સિદ્ધરાજે બે વખત હરાવ્યાનો અર્થ નીકળતો નથી અને સોરઠના રાજાનું નામ એ ગ્રંથોમાં ખેંગાર આપ્યું છે. ત્યારે સાચું શું ? વધારે પુરાવાઓ સિદ્ધરાજથી હારનાર રાજાનું ખેંગાર નામ હોવાનું કહે છે. પણ પ્રભાવક ચરિતમાં એક સ્થળે ખેંગારને સિદ્ધરાજે માર્યો (હે. સૂ. પ્ર. શ્લો. ૪૬૩) એમ કહેલું છે અને બીજે સ્થળે સિદ્ધરાજને કનેડનાર તથા કુમારપાલ રાજાના વખત સુધી જીવતા સોરઠના રાજાનું નામ નવઘણ લખેલું છે (એજન શ્લો. ૪૩૦) પ્ર. ચિં. ના દુહામાં તથા પ્ર. ચ. માં આ રીતે નવઘણ અને ખેંગાર બેય નામો મળે છે તેનો એક ખુલાસો એ થાય કે સોરઠના એ ચૂડાસમા રાજાઓ બધા નવઘણ કહેવાતા હોય, અથવા ભાટો કહે છે તેમ ખેંગારના પિતા તથા પુત્રનું નામ નવઘણ હોય. (જુઓ ભાટોના ચોપડાઓ ઉપરથી તારિખ. ૪. સોરઠમાં તથા તે ઉપરથી કાઠીઆવાડ ગેઝીટીઅરમાં ઉતારેલી ચૂડાસમાઓની વંશાવળી પૃ. ૪૯૩—૪૯૪).

સિદ્ધરાજ જયસિંહના ઐતિહાસિક વૃત્તાન્તના છેલ્લા લેખક શ્રી. ગૌ. હી. ઓઝા પણ રાસમાળાને અનુસરી નવઘણ અને ખેંગાર બેય સાથે યુદ્ધ થયાનું માને છે. પણ ભાટોની દંતકથાને એટલું બધું વજન આપવા જેવું

કારણ હું જોતો નથી એટલે સિદ્ધરાજે એક કરતાં વધારે વાર નિષ્ફળ પ્રયત્નો કર્યા પછી સોરઠના રાજા ખેંગારને હરાવ્યો અને દોહદના લેખમા કહ્યા પ્રમાણે કેદ કર્યો એમ માનું છુ માળવાના રાજાને કેદ કરીને પાટણ લઈ જવામાં આવ્યો હતો તેમ સોરઠના રાજાને પણ કદાચ લઇ જવામાં આવ્યો હોય એવો સંભવ છે રાણકદેવીના કહેવાતા દુહાઓમા પાટણના ઉલ્લેખો આવે છે તેનો ખુલાસો એ રીતે થઇ શકે છે પાછળથી–કદાચ સિદ્ધરાજે છોડયા પછી ગમે તે કારણથી વઢવાણ આગળ સોરઠનો રાજા મરી ગયો હોય અને તેની રાણી ત્યા સતી થઇ હોય એમ સભવે પ્ર ચિ ના ટુકા પ્રબધમાથી આટલું ઐતિહાસિક તથ્ય નીકળે એમ મને લાગે છે દેશળ વીશળની લાંબી કથા તો કથા જ હશે પણ પ્ર ચિં મા કહેલું તેનું સક્ષિપ્ત બીજ જોતા કાંઇક કપટ થયુ હોય એવો સંભવ છે સોરઠના રાજાને તેના શહેર આગળ જ માર્યો એ પ્ર ચિં નું તથા ભાટો અને તૂરીઓની દતકથાનું કથન તો સિદ્ધરાજના દોહદનાઃ* લેખથી વિરુદ્ધ હોવાથી ખોટુ જ માનવુ પડશે. ( આ વિષયની વિશેષ ચર્ચા માટે જુઓ શારદા ૧૯૩૧ જાનેવારી પૃ ૯૫૩ 'રાણક એક નહીં બે ?' ઉપર મારી ચર્ચા )

## પરિશિષ્ટ સમાપ્ત.

૭૬ પછી મહં જામ્બના[૬૦] વંશના સજ્જન દંડાધિપતિને[૬૧] યોગ્ય જાણીને સોરઠનો કારભાર શ્રી સિદ્ધરાજે સોપ્યો. તેણે મહારાજાને જણાવ્યા શિવાય ત્રણ વર્ષની આવક વાપરીને શ્રી ગિરનાર પર્વત ઉપર, શ્રી નેમીના-

* દોહદનો વિ સ. ૧૧૯૬નો લેખ ૨૫૪ કહે છે કે—

श्री जयसिंहदेवोस्ति भूपो गूर्जरमंडले ।

येन कारागृहे क्षिप्तौ सुराष्ट्रमालवेश्वरौ ॥

અર્થ —ગૂર્જરમંડળના રાજા શ્રી જયસિંહદેવે સોરઠના તથા માળવાના રાજાને કેદખાનામા નાખ્યા

( ઈન્ડીઅન એન્ટીક્વેરી ગ્રં. ૧૦ પૃ ૧૫ )

૬૦ વનરાજનો મહામાત્ય જમ્બ કે જામ્બ હોવાનુ પ્ર-ચિં-મા જ વનરાજ પ્રબધમા આવી ગયુ છ આ સજ્જન તેનો વંશજ હોવાની દતકથા પ્ર-ચિ-ના વખતમા પ્રચલિત હશે.

૬૧ દંડાધિપ કે દંડપતિનો અર્થ કેટલાક ફોજદાર જેવો કર્યો છે, ટૉનીએ Police Magistrate અર્થ કર્યો છે રા દી. એ ખંડણી ઠરાવનાર અર્થ કર્યો છે ખરી રીતે ચક્રવર્તી સરકાર તરફના અધિકારી 'રેસીડેન્ટ' જેવો અર્થ લાગે છે આ અધિકારીઓ ઘણા સત્તાવાળા થઇ જતા એમ આ પ્રબંધથી તથા બીજા વિમલ પ્રબધ વગેરેમાના દાખલાઓથી લાગે છે

યનું લાકડાનું મંદિર કાઢી નાખી તેની જગ્યાએ નવું પથ્થરનું મંદિર કરાવ્યું. ચોથે વર્ષે ચાર સામન્તોને મોકલીને સજ્જન દંડાધિપતિને પાટણમાં તેડાવ્યો અને તેની પાસે રાજાએ ત્રણ વર્ષની આવકની માગણી કરી. ત્યારે તેણે તે (સોરઠ) દેશના વેપારીઓ પાસેથી તેટલું દ્રવ્ય લઇ રાજા આગળ મુકયું અને "એ દ્રવ્ય અથવા ગિરનારના મંદિરના જીર્ણોદ્ધારનું પુણ્ય બેમાંથી જે ઠીક પડે તે એક આપ લીઓ " એમ રાજાને કહ્યું.

આ વચનથી તેની બુદ્ધિ કુશળતા જોઇને ખુશી થયેલા શ્રી સિદ્ધરાજે તીર્થોદ્ધારનું પુણ્યજ સ્વીકારી લીધું. અને તેણે (સજ્જને) તે દેશનો અધિકાર ફરી પ્રાપ્ત કરીને બાર બાર યોજનનાં શત્રુંજય તથા ગિરનાર બેય તીર્થોને કપડાંની ધજાઓ આપી. આ રૈવતકોદ્ધાર પ્રબંધ પૂરો થયો.[૬૨]

૨૭ પછી સોમેશ્વરની યાત્રામાંથી ફરી[૬૩] પાછા ફરતાં શ્રી સિદ્ધરાજે

૬૨ આ રૈવતકોદ્ધાર પ્રબંધ પ્રભાવક ચરિત ( હે-સૂ. પ્રબંધ શ્લો. ૩૨૭ થી ૩૬૭)માં તથા જિ. મ.ના કુમારપાલ પ્રબંધમા મળે છે. પણ કુ. પ્રબંધમા કર્ણના જીવતાં સજ્જને જીર્ણોદ્ધાર કર્યો અને સજ્જનના પુત્ર પરશુરામે પ્ર-ચિં.મા સજ્જને આપ્યો છે તે જવાબ સિદ્ધરાજને આપ્યો. એવું વર્ણન છે ( પૃ. ૫ ). પ્ર-ચ-મા પ્ર-ચિં-ને મળતું જ વર્ણન છે પણ જયસિંહ સોમનાથની યાત્રાએ જતા ગિરનાર ગયા, ત્યારે સજ્જન પાસે ત્રણ વર્ષની આવકનો ખુલાસો પુછયો અને તેણે ઉપર પ્રમાણે જવાબ આપ્યો એવું વર્ણન છે. પ્ર-ચ-મા વળી નવ વર્ષ પ્હેલા સજ્જનને અધિકારી નીમેલા અને તેણે ૨૭ લાખ દ્રમ્મ ખર્ચ્યા હતા એટલું ઉમેર્યું છે. દ્વયાશ્રયમાં આ પ્રસંગનુ વર્ણન જ નથી પણ રૈવતગિરિ રાસુમા દંડાધિપ સજ્જને ૧૧૮૫ માં જીર્ણોદ્ધાર કર્યો એમ સાલ પણ આપી છે. ( इक्कारसयसहीउ पंचासीय वच्छरि કડવું. ૧ શ્લો. ૯. )

૬૩ મૂળમાં भूयः શબ્દ છે. भूयः એટલે ફરીવાર પણ એ શબ્દની મતલબ શું ? સિદ્ધરાજે એક વખત સોમેશ્વરની યાત્રા કરી હતી. કદાચ પોતાની મા સાથે અને આ બીજી વાર કરી એમ સમજવું ? વળી માળવાનો રાજા સિદ્ધરાજ ઉપર ચડી આવ્યો હતો તે પહેલી યાત્રા વખતે કે આ બીજી યાત્રા વખતે ? સિદ્ધરાજે પુત્રની ઈચ્છાથી સોમેશ્વરની યાત્રા કરી હતી એમ દ્વયાશ્રયમા કહ્યું છે. ( સ-૧૫ ) કુમારપાલના સમયના ચિતોડના એક લેખમાં પણ પુત્રેચ્છાથી પગે ચાલીને જાત્રા કર્યાનું વર્ણન છે. ( જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ખ. ૧ પૃ. ૨૧૮ ટિ ૩ ) પ્રભાવક ચરિત ( હે. સૂ. પ્ર. શ્લો. ૩૧૦ અને આગળ )માં જયસિંહ સૂરિના (સ-૩), જિનમંડન ગણિના (પૃ. ૨૨) તથા ચારિત્ર સુંદરગણિના કુમારપાલના પ્રબંધોમા આ યાત્રાની વાત છે. પ્ર-ચ-મા સિદ્ધરાજ સાથે હેમચંદ્ર હતા અને તેમણે यत्र तत्र समये વગેરે શ્લોક બોલીને નમસ્કાર કર્યા વગેરે વર્ણન છે. ( શ્લો. ૩૪૫ થી ૩૪૮ ) પ્ર-ચિ-મા કુમારપાલ સાથે હેમચંદ્ર સોમેશ્વરની યાત્રાએ ગયા ત્યારે ઉપલો શ્લોક તેણે કહ્યો એમ વર્ણન છે. સિદ્ધરાજ સાથે હેમચંદ્ર હોવાનું તો જયસિંહ સૂરિ વગેરેએ પણ કહ્યું છે.

ગિરનારની તળેટીમાં રહેવાનું રાખીને ત્યારેજ તે (સજ્જને કરાવેલું નેમીનાથનું ) મંદિર જોવાની ઇચ્છા કરી, પણ અદેખાઇ અને ગર્વથી ભરેલા બ્રાહ્મણોએ "આ (ગિરનાર) પર્વત જલાધારી સાથે શિવલિંગના આકારનો છે, માટે એને પગ અડાડવો યોગ્ય નથી." વગેરે બનાવટી વચનો કહીને સિદ્ધરાજને રોક્યા. એટલે તેણે ગિરનાર ઉપર પૂજા મોકલીને જાતે શત્રુંજય મહાતીર્થ પાસે લશ્કરનો પડાવ નાખ્યો. ત્યાં પ્હેલાં કહેલા, પોતાની જાત દેખાડી આપનારા, નિર્દયો ( બ્રાહ્મણો ) એ હાથમા તરવાર લઇને આડા ફરી રાજાને રોક્યો. એટલે સિદ્ધરાજે રાત પડતા કાપડીનો વેષ પ્હેરી બે પાસ ગંગાજળ ભરેલા વાસણોવાળી કાવડ ખભા ઉપર મુકી તેઓની વચ્ચે થઇને, ઓળખાયા વગર જ, પર્વત ઉપર ચડી, ગંગાજળથી શ્રી યુગાદિ દેવને ન્હવરાવી, પર્વતની નજીક આવેલાં બાર ગામો શ્રી દેવની પૂજા માટે આપ્યાં. તીર્થના દર્શનથી આંખો જાણે ઉઘડી ન ગઇ હોય, અમૃતથી જાણે ન્હાવા ન હોય એવો તેણે અનુભવ કર્યો. "આ પર્વતમાં વિંધ્યાચળ જેવી સલકી ( એક જાતનું ખડ ) વાળી નદીઓ છે માટે આને જ હું વિંધ્યાચળ કરીશ" એવો વિચાર જેની પ્રતિજ્ઞા નિષ્ફળ નથી જતી એવા રાજાને આવ્યો પણ હાથીઓનાં ટોળા પૂરાં પાડવાનો વિચાર આવતાં, મન ભાગી પડયું, અને તીર્થનો નાશ કરે એવો વિચાર કરવા માટે પોતાને પાપી ગણીને શ્રી દેવના ચરણ પાસે રાજલોકના દેખતાં સિદ્ધરાજે 'મને ધિક્કાર છે!' એ રીતે પોતાની નિન્દા કરી અને આનંદ સાથે પર્વત ઉપરથી ઉતરી ગયા.[૬૪]

૩૮. હવે શ્રીદેવસૂરિનું ચરિત્ર કહીએ છીએ. એ વખતમાં કુમુદચન્દ્ર નામના દિગંબર તે તે દેશમાં ૮૪ પ્રકારના વાદોથી વાદીઓને જીતીને પછી ગુર્જર દેશને જીતવા માટે કર્ણાટકથી કર્ણાવતીમાં આવ્યા. ત્યાં ભટ્ટારક શ્રીદેવસૂરિ ચાતુર્માસ ગાળતા રહ્યા હતા. અને શ્રી અરિષ્ટનેમિ મંદિરમાં ધર્મશાસ્ત્રના વ્યાખ્યાન પ્રસંગે એમના વચનોની અપૂર્વ ખુબી જોઇને શ્રી. કુમુદચન્દ્રના પંડિતોએ એ વાત તેને કરી એટલે તેણે તેના અપાશરા–( ઉપાશ્રય )માં [૬૫]ખડ સાથે પાણી નંખાવ્યું. પણ ખડનમાં તથા તર્ક

૬૪ સિદ્ધરાજે શત્રુંજયના યુગાદિ દેવને પૂજીને બારગામ તેની પૂજા માટે આપ્યા હતા એમ પ્ર. ચ. ( હે. સૂ. પ્ર. શ્લો. ૩૨૪, ૩૨૫ ) મા જયસિંહસૂરિના ગ્રંથ ( સ. ૩ શ્લો. ૨૭ ) મા તથા જિનમંડન ગણિના ગ્રંથ ( પૃ. ૫ ) માં પણ લખ્યુ છે.

૬૫ ખડ સાથે પાણી નાખવું એ વાદવિવાદ માટે આહ્વાન કરવાની રીત હોય એમ લાગે છે. આગળ પણ પ્ર. ચિ. મા એ પ્રયોગ આવે છે.

વગેરે પ્રમાણોમા જાતે પ્રવીણ પંડિત હોવા છતાં તે મહર્ષિ (દેવસૂરિ)એ, જાણે એ વાત સાંભળીજ ન હોય એમ તેની દરકાર ન કરી એટલે શ્રી દેવાચાર્યની બ્હેન જે સાધ્વી હતી તેને પોતાનાં માણસો મારફત પાણી ભરાવી, તથા નાચ વગેરે અનેક કષ્ટો આપી હેરાન કરી. એટલે તે નોકરોને ખસેડી, એ અતિ અપમાન માટે (નોકરોને દેવસૂરિએ ખસેડયા એ માટે) વઢવા મંડેલા કુમુદચન્દ્રને રોકાને શ્રી દેવાચાર્યે કહ્યુ કે "વાદવિદ્યાના વિનોદ માટે તમારે પાટણ જાવું. ત્યાં રાજસભામાં તમારી સાથે હું વાદવિવાદ કરીશ." આ સાંભળીને પોતાને કૃતકૃત્ય માનતા તે દિગંબર મુનિ શ્રી પાટણના પાદરમાં ગયા ત્યારે શ્રીસિદ્ધરાજે પોતાની માતાના પિતાના ગુરૂ ગણીને તેનું સામૈયું કરી સત્કાર કર્યો, તથા ઉતારો આપ્યો. પછી શ્રીસિદ્ધરાજે એની સામે વાદ કરી શકે એવી કુશળતા કોનામા છે એ શ્રીહેમાચાર્યને પૂછયું. ત્યારે એમણે "ચાર[૬૬] વિદ્યામા પરમ પ્રવીણતા ધરાવતા કર્ણાવતીમાં રહેલા દેવાચાર્ય જૈનમુનિઓરૂપી હાથીઓના ટોળાના નાયક જેવા, રાજસભાને શોભાવનાર, વાદવિદ્યા જાણનાર તથા વાદીઓરૂપી હાથીઓના સિંહ જેવા છે," એમ કહ્યું. એટલે તેમને તેડાવવા માટે રાજાએ વિનંતિપત્ર મોકલ્યું અને એ સાથે જ (પાટણના) શ્રી સંઘનું લખાણ પણ ગયુ, એટલે શ્રીદેવસૂરિ પાટણ આવ્યા. અને રાજાના આગ્રહથી એમણે વાગ્દેવતાની આરાધના કરી. અને તે દેવતાના "વાદીઓ માટે વેતાલ જેવા ભયંકર શ્રીશાન્તિસૂરિએ રચેલ [૬૭]ઉત્તરાધ્યયન બૃહદ્‌વૃત્તિમા દિગમ્બરો સાથેના વાદસ્થળે ૮૪ વિકલ્પોનો જે ઉપન્યાસ છે તેનો તમે વિસ્તાર કરશો એટલે દિગમ્બરના મોઢાને તાળુ દેવાઈ જાશે." એવા આદેશ પછી કુમુદચન્દ્ર કયા શાસ્ત્રમાં ખાસ કુશળ છે એ જાણવા માટે ગુપ્તવૃત્તિથી પંડિતોને મોકલ્યા હતા. તેમને તેણે કહ્યુ કે :—

(૨૮) હે ભૂદેવ,[૬૮] તમે કહો શુ કરૂં? કહો તો એકદમ લંકા

---

૬૬ અહીં ચાર વિદ્યાઓ એટલે ત્રયી, આન્વીક્ષિકી, દંડ નીતિ અને વાર્તા એ અર્થ શાસ્રોક્ત ચાર વિદ્યા હોવાનો સંભવ છે.

૬૭ શ્રી શાન્તિસૂરીના ઉત્તરાધ્યયન સૂત્ર બૃહદ્ વૃત્તિ નામના ગ્રંથમા આ દિગમ્બર સામેનો ઉપન્યાસ મળે છે.

૬૮ આ શ્લોક અને તેના પ્રસંગની વાકયરચના જરા અસ્પષ્ટ છે. ટૉનીએ શ્લોકના પ્હેલા શબ્દ દેવનો અર્થ 'રાજા' કરીને આ શ્લોક રાજાને કહેવાયો ગણ્યો છે, જ્યારે શા. દી. શાસ્ત્રીએ "પંડિતોને મોકલ્યા" એની સાથે સંબંધ જોડીને દેવ એટલે 'ભૂદેવ'–પંડિત એવો અર્થ કર્યો છે.

અહીંજ લઇ આવું, કહો તો જમ્બુદ્વીપને અંહીંથી ઉપાડી જાઉં; અથવા સમુદ્રને શોષી લઉં, અથવા સહેલાઇથી કૈલાસપર્વતનાં શિખરોના મોટા મોટા પથરાઓ ઉખેડી, એને સમુદ્રમાં નાખી એના ક્ષોભથી જેનાં પાણીમાં ભરતી આવી છે એવા સમુદ્રને પાળ બાંધી દઉં.

આ જવાબ સાંભળીને એ સિદ્ધાન્તમાં ઓછા કુશળ છે એમ માનીને શ્રીદેવાચાર્ય અને હેમચંદ્ર ખુશી થયા.[૬૯]

પછી દેવસૂરિના રત્નપ્રભ નામના મુખ્ય શિષ્ય રાત પડતાં ગુપ્ત વેષમાં કુમુદચન્દ્રના તંબુમાં ગયા, અને તેણે "તમે કોણ છો?" એમ પૂછ્યું એટલે "હું દેવ છું" એમ જવાબ આપ્યો. "દેવ કોણ?" "હું;" "હું કોણ?" "તમે;" "તમે કોણ?" "કુતરો;" "કુતરો કોણ?" "તમે;" આ રીતે કોણ, હું, તમે એ શબ્દોને એ (દિગંબર અને રત્નપ્રભ) બેના સવાલજવાબરૂપ ફરતા ચગડોળમાં ચડાવી પોતાને દેવરૂપ અને દિગંબરને કુતરારૂપ ઠરાવી જેમ આવ્યા હતા તેમ ગયા. આ રીતે તેણે ચક્રદોષ ઉત્પન્ન કરવાથી, ખેદરૂપ ચંડાળને પોતાને સ્પર્શ થતાં નીચેનું કાવ્ય કુમુદચન્દ્રેઃ—

(૨૯) અરે શ્વેતાંબરો, મોટા આડંબરવાળાં વચનો બોલીબોલીને ભોળાં માણસોને સંસારરૂપી અતિ વિકટ અને ઉંડા ખાડામાં કેમ નાખો છો? પણ તમને જો તત્ત્વ શું છે એ જાણવાની લગીરે ઇચ્છા હોય તો ખરેખર કુમુદચન્દ્રના ચરણયુગલનું રાતદિવસ ધ્યાન કરો.

તે (શ્વેતાંબરો)ને યોગ્ય બનાવીને કોઇ સાથે શ્રી દેવસૂરિને મોકલ્યું.

પછી શ્રી દેવસૂરિના ચરણના સેવક (શિષ્ય) અને બુદ્ધિવૈભવમાં ચાણાક્યને હઠાવી દીએ એવા પંડિત માણિક્યેઃ

(૩૦) અરે કોણ સિંહની ડોક ઉપરની કેશવાળીને પગ અડાડે છે? અથવા કોણ તીખી ધારવાળી ભાલાની અણીથી પોતાની આંખ ખંજવાળવા ઇચ્છે છે? અથવા કોણ મોટા સર્પરાજના માથા ઉપરનો મણિ લઈ પોતાની શોભા વધારવા તૈયાર થાય છે? અથવા (એના જેવુંજ) પૂજ્ય શ્વેતાંબર શાસનની આ નિન્દાનું કામ કોણ કરે છે?

૬૯ અહીં એક હસ્તપ્રતમાં નીચેની મતલબનો ઉમેરો છે (જૂઓ મૂળ પૃ. ૧૦૭ ટિ.) વાહડનામના એક જૈન ગૃહસ્થે શ્રી દેવસૂરિને કહ્યું કે "દિગંબરે ગાંગિલ વગેરે રાજ્યના મંત્રી મંડળના પુરૂષોને પૈસા આપીને પોતાના પક્ષમાં લીધા છે. જો તમે આજ્ઞા આપો તો હું પણ એમ કરૂં" ત્યારે તેણે જવાબ આપ્યો કે—"જો વિદ્યાના પ્રસાદથી જય નહિ મળે તો આ ખટપટથી શું થવાનું?"

અને રત્નાકર પંડિતે :—

(૩૧) નગ્નો ( દિગંબરો ) સ્ત્રીઓની મુક્તિની ના પાડે છે, એ વાત તો ઉઘાડી છે. પછી નકામી કર્કશ તર્કની રમત શા માટે કરવી? તમારી આ પૃચ્છા અનર્થનું મૂળ છે.[૭૦]

આ પ્રમાણેના બે શ્લોકો મશ્કરી સાથે કુમુદચન્દ્ર તરફ મોકલી આપ્યા. હવે શ્રી મયણલ્લદેવીને કુમુદચન્દ્ર તરફ પક્ષપાત હતો તેથી તેઓ હમેશાં પોતાની પાસે આવેલા સભ્યોને, કુમુદચન્દ્રનો જય થાય એ માટે આગ્રહ કર્યા કરે છે એમ સાંભળીને, શ્રીહેમચન્દ્રે તેઓ ( દિગંબરો ) પાસે કહેવરાવ્યું કે વાદ વખતે દિગંબરો સ્ત્રીઓએ કરેલું પુણ્ય નકામું જાય છે એમ સિદ્ધ કરવા પ્રયત્ન કરશે અને શ્વેતાંબરો સ્ત્રીઓએ કરેલું પુણ્ય સફળ થાય છે એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરશે. આ ઉપરથી વ્યવહારથી બહિર્મુખ એવા દિગંબર તરફનો પક્ષપાત રાણીએ છોડી દીધો. હવે પોતપોતાનો મત પ્હેલેથી લખી આપવા માટે કુમુદચન્દ્ર પાલખીમાં બેસીને અને રત્નપ્રભ ચાલતા અક્ષપટલમાં[૭૧] ગયા. અને તેના અધિકારીઓ પાસે

(૩૨) કેવલપદને પામેલો આહાર નથી કરતો, વસ્ત્રોવાળાને નિર્વાણ નથી મળતું, સ્ત્રીઓને ( કૈવલ્યની ) સિદ્ધિ નથી થતી એ કુમુદચન્દ્રનો મત છે.

એ રીતે કુમુદચન્દ્રે પોતાનો સિદ્ધાંત લખાવ્યો.

હવે શ્વેતાંબરોનો જવાબ નીચે પ્રમાણે છે:—

(૩૩) કેવલપદને પામેલો પણ આહાર કરે, વસ્ત્રધારણ કરનારનો પણ મોક્ષ થાય, અને સ્ત્રીનો પણ મોક્ષ થાય; એવો દેવસૂરિનો મત છે.

---

૭૦ રા. દી. શાસ્ત્રીએ બતાવ્યું છે તેમ આ શ્લોકમાંથી બીજો અર્થ એવો નીકળે છે કે—નાગા માણસો સ્ત્રીઓને રોકે—પોતાની પાસેથી છુટી ન કરે—એનું કારણ ઉઘાડું છે. આમાં દિગંબરોનો ઉઘાડો ઉપહાસ છે. અને ગ્રન્થકર્તાએ 'મશ્કરી સાથે' શબ્દોમાં સ્વમુખે એ કહ્યું જ છે.

૭૧ અક્ષપટલ—આ શબ્દ જૂના ઉત્કીર્ણ લેખોમાં તથા હર્ષચરિત જેવા ગ્રન્થોમાં મળે છે. હર્ષચરિતનું અંગ્રેજી ભાષાંતર કરનાર કોવેલ અને થોમસે અક્ષપટલનો અર્થ લેખ—document કર્યો છે, પણ મોનીઅરવીલીઅમ્સે 'લેખોને રાખવાનું સ્થાન' depository of legal documents એવો અર્થ આપ્યો છે. રા. દી. શાસ્ત્રી 'અદાલતની કચેરી' અર્થ કરે છે. આપ્ટેના કોશમાં પણ એ અર્થ છે. રાજ્યનાં દફતરો archive અક્ષપટલિક કહેવાતાં એમ બુલ્હર ઉત્કીર્ણ લેખો ઉપરથી કહે છે. ટુંકામાં રાજ્ય તરફનાં લખાણો,—દા. ત. દાનપત્રો, જ્યાં લખાય અને સચવાય તે અક્ષપટલ અને તેની વ્યવસ્થા કરનાર અક્ષપટલિક રાજ્યના મંત્રી

આ પ્રમાણે ભાષામાં ( પક્ષ અને પ્રતિપક્ષના મતો ) ઉત્તર લખાયા પછી વાદ માટે નક્કી થયેલા દિવસે અને સ્થળે શ્રી સિદ્ધરાજ તથા ૭૭૩ દર્શનો જાણનારા સભ્યો સભામાં આવ્યા પછી જેની આગળ જય ડંકો-( ડિંડિમ ) વાગે છે, ઉપર શ્વેત છત્ર ધર્યું છે, પોતે પાલખીમા બેઠા છે અને આગળ વાંમને છેડે પત્રો ( જય પત્રો )નો દાબડો લટકે છે, એવા ઠાઠથી કુમુદચન્દ્રવાદી સિદ્ધરાજની સભામા આવ્યા અને રાજાએ માનથી આપેલા સિંહાસન ઉપર બેઠા. ત્યારે શ્રીદેવસૂરિએ શ્રીહેમચન્દ્ર મુનિ સાથે સભાના એકજ સિંહાસનને શોભાવ્યું. પછી જાતે મોટી ઉમ્મરના એવા કુમુદચન્દ્રવાદીએ હમણાંજ જેણે શૈશવ અવસ્થા પુરી કરી છે એવા શ્રી હેમચન્દ્રને "તમે છાશ પીધી ?" ( पीतं तक्रं ) એમ પૂછયું ત્યારે શ્રી હેમચંદ્રે ( पीत શબ્દનો અર્થ પીળું કરીને ) "ઘડપણથી જેની બુદ્ધિ ચચળ થઇ ગઈ છે એવા એ ડોસા ! આવું ખોટું શું બોલો છો ! છાશ તો ધોળી હોય છે, પીળી તો હળદર હોય." આ રીતે એનો તિરસ્કાર કર્યો. પછી કુમુદચંદ્રે "તમારા એમાં કોણ વાદી છે ?" એમ પૂછતાં, શ્રી દેવસૂરિએ "આ હેમચંદ્ર તમારો પ્રતિવાદી છે" એમ આ વાતનું નિરાકરણ થઇ જાય માટે જવાબ આપ્યો. એટલે કુમુદચન્દ્રે કહ્યું કે "આ બાળક સાથે મારો વૃદ્ધનો વાદ કેમ ઘટે ?" તેનું આ વચન સાંભળીને હેમચદ્રે કહ્યું કે "હું જ મોટો છું અને તમે કેડ ઉપર દોરો અને કપડું-લંગોટી પણ નથી વીંટતા માટે બાળક છો." આ પ્રમાણેની તેઓની વિતંડાને રાજાએ અટકાવી. એટલે નીચે પ્રમાણે પરસ્પર કરાર થયો કે—જો શ્વેતાંબરો હારે તો તેઓએ દિગંબરપણું સ્વીકારવું, અને દિગંબરો હારે તો તેઓએ દેશ છોડી દેવો. આ પ્રમાણે નિર્ણય થઇને કરાર થયા પછી સ્વદેશને કલંક લાગવાથી બ્હીતા, દેશનો મહિમા વધે એવો પ્રયત્ન કરતા અને પોતાના કહેવાનો અનુવાદ કરીને પ્રતિવાદી લાભ લઇ જાય એમ ન થવા દેવા માગતા શ્રીદેવાચાર્યે કુમુદચન્દ્રને કહ્યું કે

---

મંડળમા એક ગણાતો. ગૌ. હી. ઓઝા અક્ષપટલાધીશ એટલે આવક ખર્ચનો હિસાબ રાખનાર, એમ કહે છે. ( રાજપૂતાનેકા ઇતિહાસ ખં. ૧ પૃ. ૪૦૬ ટિ. ૩ )

૭૩ છ દર્શનોનો અર્થ બ્રાહ્મણ ધર્મના છ આસ્તિક દર્શનો હોય તો (૧) ન્યાય (૨) વૈશેષિક (૩) સાખ્ય (૪) યોગ (૫) પૂર્વ મીમાંસા (૬) અને ઉત્તરમીમાંસા એ પ્રમાણે છ ગણાય છે પણ જૈન સંપ્રદાયમા હરિભદ્રના ષડ્દર્શન સમુચ્ચયમાં આપેલ (૧) બૌદ્ધ, (૨) ન્યાય (૩) સાખ્ય (૪) જૈન (૫) વૈશેષિક (૬) અને જૈમિનીય ( પૂર્વ મીમાંસા ) હોવાનો વધારે સંભવ છે.

પ્હેલાં તમે તમારો પક્ષ માંડો." ત્યારે કુમુદચન્દ્રે રાજાને આશીર્વાદનો નીચેનો શ્લોક કહ્યો :—

(૩૪) જે આકાશની મહત્તા આગળ સૂર્ય આગીઆના પ્રકાશ જેવો લાગે છે, ચંદ્ર કરોળીઆના ઘર ઉપર ધોળો ડાઘ હોય એવો લાગે છે અને પર્વતો મસલાં જેવા જણાય છે, તે આકાશનું, આ પ્રમાણેનું વર્ણન કરતાં, હે રાજન્, તમારા યશનું સ્મરણ થયું, એટલે તો તે આકાશ ભમરા જેવું લાગવા માંડયું અને (એથી મોટી બીજી વસ્તુ ન દેખાવાથી) વાણી બંધ થઇ ગઇ.

આ શ્લોકમાં 'વાણી બંધ થઈ ગઇ' (वाचस्ततो मुद्रिताः) એ અપશુકનના શબ્દો (હારવાથી વાણી બધ થઇ જવાના ભાવિ સૂચક) પોતાને હાથે પોતાને બાંધી લેવા જેવા લાગવાથી સભ્યોને આનંદ થયો. પછી દેવાચાર્યે રાજાને નીચેનો આશીર્વાદ આપ્યોઃ—

(૩૫) જે જિનશાસન સ્ત્રીઓને નિર્વાણનું પદ આપી શકે છે, જે શ્વેતાંબરની વધતી જતી કીર્તિથી મનોહર લાગે છે, જેમાં નય માર્ગના સપ્ત ભંગી વિસ્તારની ખુબી ભરેલી છે અને જેમાં સામા પક્ષના ગર્વને જીતી લેનારા કેવળ જ્ઞાનીને પણ આહાર કરવાનુ કહ્યું છે; તે જિન-શાસન અને હે ચૌલુક્ય રાજા, (રાજ્ય પક્ષનો બીજો અર્થ)—જે રાજ્યમાં શત્રુઓને સુખનું ઠેકાણુ નથી તથા શ્વેત વસ્ત્ર જેવી કીર્તિના ફેલાવાથી જે મનોહર લાગે છે અને જેમાં હમેશા શત્રુઓના ગર્વને જીતી લે એવા બળવાન્ કોણ નથી ? (માણસો તો છે જ પણ હાથીઓયે છે.) તે રાજ્ય લાંબો વખત જીવો.[૭૪]

પછી વાદી કુમુદચંદ્રે કેવલ જ્ઞાનીનો આહાર, સ્ત્રીઓને નિર્વાણ, અને (જૈન સાધુઓએ) વસ્ત્રો ન પહેરવાં જોઈએ એ વણ મુદ્દાઓ વાળો પોતાનો પક્ષ પારેવાં જેવી (ધીમી ધીમી) અને વચ્ચે તુટતી વાણીમાં શરૂ કર્યો, એ જોઇને સભ્યોએ બ્હારથી વખાણ કર્યાં તથા ઉત્સાહ આપ્યો પણ અંદરથી તેની હાંસી કરી કુમુદચંદ્રે થોડે સુધી પોતાનો પક્ષ માંડયા પછી હવે તમે બોલો એમ દેવાચાર્યને કહ્યું. અને તેણે પ્રલયકાળના પ્રચંડ વાયુના બળથી ક્ષોભ પામેલા સમુદ્રના ઉછળતા તરંગો જેવી ગર્જના

૭૪ આ શ્લોકના શબ્દોના બે અર્થ કરીને તથા શબ્દોને તોડીને દાખલા તરીકે ત્રીજી પંક્તિમા केवलिनो અને के बलिनो એ રીતે તથા सदाऽदन्तिनो અને सदा अदन्ति नो એ રીતે બે અર્થ કરેલા છે.

કરતી વાણીમાં બૃહદુત્તરાધ્યયન વૃત્તિના ચોરાશી વિકલ્પ જાળનો ઉપન્યાસ જ્યાં શરૂ કર્યો, ત્યાં તો સૂર્યનો પ્રકાશ ફેલાવા માંડતાં જેમ પોયણી કરમાઈ જાય તેમ કરમાઇ ગયેલા અને સંભ્રમથી જેનું ચિત્ત ભમી ગયું છે એવા કુમુદચન્દ્રે તેનાં વચનોનો અર્થ ન પકડી શકવાથી ફરી વાર એજ વસ્તુ કહેવા માટે માગણી કરી. સિદ્ધરાજના સભ્યોએ (એ માગણી કબુલ કરવાની) જો કે ના પાડી છતાં અસંખ્ય વિષયો ની લહરીઓથી તેને પ્રમાણ સમુદ્રમાં ડુબાડી દેવા માટે શ્રી દેવાચાર્યે આરંભ કર્યો પણ બોલતાં બોલતાં સોળમે દિવસે દેવાચાર્યનું ગળું એકાએક રૂંધાઇ ગયુ. ત્યારે કુરૂકુલા દેવીની કૃપાથી જેને અપૂર્વ વરદાન મળેલ છે એવા શ્રી યશોભદ્ર સૂરિ વગેરે માંત્રિકોએ શ્રી દિગંબરના કામણથી શ્રી દેવસૂરિના ગળામાં ખેડેલો વાળનો દડો એક ક્ષણમાં ગળામાંથી પાડી નાખ્યો. આ વિચિત્ર વસ્તુ જોઇને ચતુર માણસોએ શ્રી યશોભદ્ર સૂરિનાં વખાણ કરવા માંડયાં અને કુમુદચન્દ્રની નિંદા કરવા માંડી. પરિણામે યશોભદ્ર સૂરિ આનંદ પામ્યા અને કુમુદચન્દ્ર ખિન્ન થયા. પછી શ્રી દેવસૂરિના ઉપન્યાસમાં કોટાકોટિ શબ્દ બોલાતાં, કુમુદચન્દ્રે એ શબ્દની વ્યુત્પત્તિ પૂછી એટલે જેને આઠે વ્યાકરણો કંઠસ્થ છે એવા[૭૫] કાકલ પંડિતે શાકટાયન વ્યાકરણમાં કહેલ ટાપરીપ સૂત્રથી સિદ્ધ થયેલા તરીકે કોટાકોટિ, કોટીકોટિ, અને કોટિકોટિ એ ત્રણ શબ્દોનો નિર્ણય કર્યો. પછી શરૂઆતમાં 'તેથી વાણી બંધ થઇ ગઇ' એ રીતે પોતેજ કહેલું હોવાથી, પોતાના જ અપશુકનીયાળ શબ્દના પ્રભાવથી એ વખતે જેનું મોઢું બંધ થઇ ગયું છે એવા કુમુદચન્દ્રે પોતે જ "શ્રી દેવાચાર્યે મને જીત્યો છે", એમ કહ્યું અને શ્રી સિદ્ધરાજે હારેલાઓના ધોરણને અનુસરી તેને પાછલે બારણેથી બ્હાર કાઢયો. અને હારી જવાના ખેદની અસરથી વિસ્ફોટક રોગ થઇને તે મરણ પામ્યો.

૩૯ પછી હર્ષથી જેનું મન પ્રફુલ્લ થઇ ગયું છે એવા શ્રી સિદ્ધરાજે શ્રી દેવાચાર્યની મહત્તાને જાહેર રીતે માન આપવાની ઇચ્છા કરી અને

---

૭૫ કાકલ પંડિત જાતે કાયસ્થ હતો, અને આચાર્ય હેમચન્દ્રે પોતાના વ્યાકરણનો તેને અધ્યાપક નીમ્યો હતો. દરેક જ્ઞાન પંચમીએ એ પોતાના વિદ્યાર્થીઓની પરીક્ષા લેવરાવતો; રાજ પરીક્ષામા પાસ થનારને કંકણો આપતા; સિદ્ધહૈમ જે પૂરૂં ભણી રહે તેને રાજ તરફથી દુકૂલ, સ્વર્ણાલંકાર, પાલખી અને છત્ર મળતાં એમ પ્રભાવક ચરિત્રમાં કહ્યુ છે. (હે-સ. પ્ર. પૃ. ૩૦૩)

જેના માથા ઉપર ચાર શ્વેત છત્રો ધરેલા છે, અનેક સેવકો જેને ચામર કરે છે, આગળ જોડી શંખો ફુંકાય છે, વળી ત્રાસા નગારાના અવાજથી તથા ઉત્તમ પ્રકારની તુરીઓના અવાજથી જેમા આકાશનુ પેટાળ તથા દિશાઓ ગાજી રહે છે એવી સ્વારી કાઢી અને રાજા પોતે શ્રી દેવસૂરિના હાથને ટેકો દઇને તેની સાથે ચાલ્યા આ ઉત્સવમાં થાહડ નામના ઉપાસકે ત્રણ લાખ રૂપીઆ ખરચીને માગણોના સમૂહને સતોષ પમાડયો એ વખતે " વાદીઓના ચક્રવર્તીના પગ પૂજો " વગેરે વગેરે સ્તુતિવાળુ અત્યંત આનંદનો બોધ ફેલાવનાર મગન જ્યા વારવાર બોલાય છે ત્યા થાહડે પોતે જ કરાવેલા મદિરમા શ્રી મહાવીરને નમસ્કાર કરાવીને શ્રી દેવાચાર્યને અપાશરામા પ્રવેશ કરાવ્યો. અને તેના પારિતોષિક તરીકે જો કે સૂરિની ઇચ્છા નહોતી તો પણ રાજાએ છાલા વગેરે બાર ગામોનુ તેમને દાન કર્યું આ પ્રસંગ વિષે તેની પ્રશસામા નીચેના વચનો કહેવાય છે —

(૩૬) વસ્ત્ર પ્રતિષ્ઠાના આચાર્ય શ્રી દેવસૂરિને નમસ્કાર છે જૈન માર્ગમા " કેમ સુખી છો ? " એવા પ્રશ્નો ( અને તેના જવાબો )મા જાણે એની કૃપાનુ ફલ દેખાય છે[૭૬]

એ પ્રમાણે પ્રદ્યુમ્નાચાર્યે કહ્યું

(૩૭) સૂર્યના જેવા પ્રખર પ્રકાશવાળા દેવસૂરિએ જો કુમુદચંદ્રને ન જીત્યા હોત તો કોઇ પણ શ્વેતામ્બર કેડ ઉપર કપડું કેમ રાખી શકત ?

એ પ્રમાણે હેમાચાર્યે કહ્યું.

(૩૮) દિગંબરોએ કીર્તિ રૂપી કથા મેળવીને પોતાની પ્રતિજ્ઞા ( નગ્ન રહેવાની ) ના ભગનું પાપ વહોર્યું હતું પણ એ કથાને ફાડી નાખીને દેવસૂરિએ દિગમ્બરને પાછો નિર્ગ્રન્થ[૭૭] ( નાગો ) બનાવી દીધો છે

એ પ્રમાણે શ્રી ઉદયપ્રભદેવે કહ્યું

(૩૯) હજુ સુધી લેખશાળા ( લખવાનું ઘર અને દેવોનું સ્થાન )

૭૬ શ્લોક ૩૬ માના બીજા પદનો અર્થ કાંઈક સદિગ્ધ છે શા દી શાસ્ત્રીએ તો જેમ ઘણા શ્લોકોના અર્થ નથી આપ્યા તેમ આ ૩૬ થી ૪૧ ના પણ નથી આપ્યા ટૌનીએ દેવાચાર્યની તબીઅત માટે પ્રશ્નો પુછાતા એનો દેખાવ (દર્શન) જ જાણે કે એની કૃપા કરી આપે છે એમ અર્થ કર્યો છે અને Corrigenda & Addendaમા જેના વિચારો(દર્શન) તેની માનસિક સ્પષ્ટતા (Mental clearness ) ને જાણે બનાવે છે એમ સુધાર્યો છે

૭૭ આ નિર્ગ્રન્થ કે નિગ્ગન્થ શબ્દ મૂળ તો મહાવીર પ્રભુ માટે વપરાતો શબ્દ છે અહિં તિરસ્કારમા વપરાયો છે.

ને ન છોડતા દેવોના ગુરૂ સાથે વાદ વિદ્યાવાળા આ દેવસૂરિની સમાનતા મ થાય ?

એમ શ્રી મુનિદેવાચાર્યે કહ્યુ.

૪૦ જેની પ્રતિભાની ગરમીથી નગ્ને ( દિગંબરે ) કીર્તિયોગ રૂપી કપડાને છોડી દીધુ એટલે તેને, શરમથી જાણે, સરસ્વતીએ પણ છોડી દીધો તે દેવસૂરિ તમારા આનદ માટે થાવ

(૪૧) દિગબરને જીતવાથી જેણે બધા કેવલ જ્ઞાનીઓ માટે અન્ન સત્રની તથા તેઓને ખાવાની છુટની સ્થાપના કરી, જેના યુક્તિવાળા જવાબોથી સ્ત્રીઓના મોક્ષ માટે પગથીઆ બધાયા અને જે શ્વેતાંબર માર્ગની પ્રતિષ્ઠાના ગુરૂ થયા તે શ્રી દેવસૂરિ પ્રભુ દેવોના ગુરૂથી પણ વધારે અમેય મહિમાવાળા છે.

આ છેલ્લા બે શ્લોકો શ્રી મેરૂતુંગ સૂરિના છે.

આ રીતે દેવસૂરિ પ્રબંધ પુરો થયો.[૭૮]

---

૭૮ દિગમ્બર કુમુદચન્દ્ર સાથે શ્રી દેવસૂરિના વાદનો આ પ્રસગ જૈનોમા બહુ લોકપ્રિય હશે એમ લાગે છે. કદાચ ગુજરાતમા દિગંબરો ન રહેવાનું એક મુખ્ય કારણ એ વાદ પણ હોય પ્રભાવક ચરિતાતર્ગત દેવસૂરિ પ્રબંધમા આ પ્રબધ લગભગ આ પ્રમાણે છે પણ આ બેય ગ્રન્થો કરતા જૂનાકાળમા યશશ્ચન્દ્રે આ પ્રસગ ઉપર જ મુદ્રિત કુમુદચન્દ્ર નામનું નાટક લખ્યુ છે. અને પ્રભાવક ચરિતમા તથા પ્ર-ચિં. મા એ નાટકમાથી કેટલાક શ્લોકો ઉતારવામા આવ્યા છે ( જુઓ મૂળની ટિપ્પણીઓ ) છતા નાટકના વર્ણનમા અને પ્ર-ચિ-ના વર્ણનમા કેટલોક ફેર છે. દા. ત પ્ર-ચિ-મા હેમચદ્ર દેવસૂરિ સાથે હતા એમ કહ્યુ છે, નાટકમા નથી કહ્યુ છેવટ જેથાહડનો ઉલ્લેખ પ્ર-ચિં-કરે છે તે થાહડ તથા દેવસૂરિના શિષ્ય પ. માણિક્ય એ બેય નામો મુ-કુ નાટકમા મળે છે પણ સાધારણ રીતે પ્ર. ચિ. કરતા પ્ર ચ. નાટકને વધારે અનુસરે છે

આ વાદ સ. ૧૧૮૧ મા થયો એમ પ્રભાવક ચરિત ( શ્લો ૧૯૩ ) મા કહ્યુ છે, એ જોતા પ્ર-ચિ. મા હેમચદ્ર એ વખતે 'કિંચિદ્ વ્યતિક્રાન્તશૈશવ' હતા એમ જે કહ્યુ છે તે બરાબર નથી લાગતું, કારણ કે પ્ર ચ. પ્રમાણે હેમચન્દ્ર સ. ૧૧૪૫ મા જન્મ્યા હોઈને વાદ વખતે ૩૬ વર્ષના હતા. આ દેવસૂરિની જન્માદિની સાલો પ્ર-ચ-મા નીચે પ્રમાણે આપી છે. જન્મ સ. ૧૧૪૩, દીક્ષા ૧૧૫૨, સૂરિપદ ૧૧૭૪ અને મરણ સં. ૧૨૨૬ ( જુઓ શ્લો. ૨૮૪, ૨૮૬ ) તપાગચ્છનીપટ્ટાવલીમા પણ આ જ સાલો આપી છે, ( જુઓ જૈન ગુર્જર કવિઓ બીજો ભાગ પૃ. ૭૧૪)

૪૦ શ્રી પાટણનો રહેવાસી અને જેનો વંશ ઉચ્છિન્ન થઇ ગયો છે એવો આભડ નામનો વાણીઆનો દીકરો કંસારા ( કાંસાની ધાતુનું 'કામ કરનાર ) ની દુકાને વાસણ ઘસવાનું કામ કરી પાંચ વિષોપક[૭૯] મેળવી પોતાનું રોજનું ગુજરાન કરતો હતો, પણ બેય વખત શ્રી હેમસૂરિના ચરણમાં પરિક્રમણ કરવા જતો હતો. એ સ્વભાવે ચતુર હતો અને રત્ન પરીક્ષાને લગતા અગસ્ત્ય મત, બૌદ્ધ મત[૮૦] વગેરે ગ્રન્થો ભણ્યો હતો તથા રત્ન પરીક્ષક ઝવેરીઓ પાસે રહીને પોતે પણ રત્નની પરીક્ષા કરવામાં કુશળ થઇ ગયો હતો. એક વખત આ વાણીઆએ શ્રી હેમચન્દ્ર પાસે પરિગ્રહના નિયમો[૮૧] લેવાની ઇચ્છા કરી અને પોતાની પાસે ધન ન હોવાથી બહુ થોડું ધન પોતાની પાસે રાખવાનો નિયમ લેવા તૈયાર થયો ત્યાં સામુદ્રિક જાણનાર શ્રી હેમાચાર્યે આગળ જતાં તેનું સદ્ભાગ્ય ઉઘડીને તેને વૈભવ મળવાનો છે એમ જાણીને તેની પાસે ત્રણ લાખ દ્રમ્મના પરિગ્રહનો નિયમ લેવરાવ્યો. આવો નિયમ લેવરાવનાર શ્રી હેમાચાર્ય સાથે સંતુષ્ટ થઇને સંબંધ રાખતો તે એક વખત કોઇ ગામ જવા નીકળ્યો, ત્યાં રસ્તામા એક બકરીઓના ટોળાંને જતું જોયું. આ ટોળાંમાંની એક બકરીની ડોકમાં એક પથરાનો કટકો બાંધેલો હતો. પણ જાતે રત્ન પરીક્ષક હોવાથી એ પથરો રત્નની જાતનો છે એમ જોઇને તેના લોભથી તે બકરીને તેની કિંમત આપી તેણે ખરીદી લીધી. પછી મણિકાર ( રત્નો ઘસીને તેજસ્વી બનાવનાર ) પાસે તેણે તે રત્નને ઘસાવી સિદ્દરાજનો મુકુટ બનાવવાના કાનમાં એક લાખ દ્રમ્મ લઇને રાજાને વેચી નાખ્યું. પછી આ મૂળ ધનથી તેણે વેપાર કરવા માંડયો, તેમાં એક વખત મજીઠની ગુણો બ્હારથી આવેલી તેણે ખરીદ કરી અને પછી

---

આ દેવસૂરિ મુનિચન્દ્રના શિષ્ય હતા, તેમણે સ. ૧૨૦૪ મા ફલોધીમા ચૈત્ય બધાવ્યુ અને આરાસણમાં નેમિનાથની પ્રતિષ્ઠા કરી. તેમણે સ્યાદ્વાદ રત્નાકર નામનો પ્રમાણ ગ્રથ રચ્યો જેમાથી ચતુર્વિંશતિ સૂરિ શાખા જન્મ પામી. એમ પટ્ટાવલીમાં કહેલું છે. ( જુઓ જૈન ગુર્જર કવિઓ બીજો ભાગ. પૃ. ૭૧૪ ) આ દેવસૂરિએ આ વાદ પ્હેલા સપાદ લક્ષના અર્ણોરાજની સભામા દિગબર ગુણ ચન્દ્રને હરાવેલો એમ મુ. કુ. નાટકમાં કહ્યુ છે.

૭૯ વિષોપક કે વીંશોપક એ એક જાતના હલકા સીક્કાનુ નામ છે.

૮૦ રત્ન પરીક્ષાને લગતા ગ્રન્થોના આ નામો છે. એમ. ફીનોટે બૌદ્ધભટ્ટ રત્ન પરીક્ષા, અગસ્તિમત અને અગસ્તીયમત રત્ન પરીક્ષા એ ગ્રથો છપાવ્યા છે.

૮૧ જૈનોમાં ગૃહસ્થે લેવાના જે નિયમો છે તેમાં આ પરિગ્રહ નિયમ પણ છે.

વેચવા ટાણે જોયું તો વહાણવટીઓએ ચાંચીઆઓની બીકથી તે ગુણોમાં સંતાડી રાખેલ સોનાના લાટા[૮૨] જોયા, એટલે બધી ગુણોમાંથી તે લાટા કાઢી લીધા. આ પછી તે પાટણ શહેરનો મુખ્ય, સિદ્ધરાજનો માન્ય અને જિનશાસનનો પ્રભાવક શ્રાવક ગણાવા લાગ્યો. અને તેણે દર વર્ષે જેમ આવે તેમ જૈન મુનિઓને અન્ન, વસ્ત્ર વગેરે આપવા માંડયું તથા તેણે ગુપ્ત રીતે નવાં ધર્મસ્થાનો કરાવ્યાં અને સ્વદેશમાં જીર્ણ થઇ ગયેલાં ધર્મ સ્થાનોનો જીર્ણોદ્ધાર કર્યો, પણ તેમાં ( પોતાની ) પ્રશસ્તિ ન મુકાવી.

(૪૨) વેલીથી વીંટાયેલા ઝાડ પેઠે તથા માટીથી ઢંકાયેલાં બીજ પેઠે ગુપ્ત રીતે કરેલું પુણ્ય કાર્ય ઘણે ભાગે સેંકડો શાખામાં વૃદ્ધિ પામે છે.

આ પ્રમાણે સાહુ આભડ પ્રબંધ પુરો થયો.[૮૩]

૪૧ એક વખત સંસાર સાગરને તરવાની ઇચ્છાથી શ્રી સિદ્ધરાજે સર્વ દેશના સર્વ દર્શનોના માણસોને દેવતત્ત્વ, ધર્મતત્ત્વ અને પાત્રતત્ત્વ જાણવા માટે જુદું જુદું પૂછી જોયું તો દરેકે પોતાના મતની સ્તુતિ કરી અને પારકાના મતની નિન્દા કરી. આથી રાજાનું મન શંકાને ચકડોળે ચડયું અને તેણે હેમાચાર્યને બોલાવી પોતાની ગુંચ પૂછી. પણ હેમાચાર્યે ચૌદ વિદ્યા[૮૪] સ્થાનોનાં રહસ્યનો વિચાર કરીને નીચેનો પૌરાણિક નિર્ણય કહેવા માંડયો–પૂર્વે એક વેપારીએ પ્હેલાં પરણેલી પોતાની સ્ત્રીને તજી દઇને બધું પોતાની રાખેલીને આપી દીધુ. આથી પ્હેલાં પરણેલી સ્ત્રી હમેશા પતિને વશ કરવાનું કામણ જાણકારોને પુછ્યા કરતી. એક વખત કોઈ ગૌડ ( બંગાળ ) દેશના માણસે "તારા વરને તું દોરડાંથી બાંધીને દોરે એવો કરી દઉં" એમ કહીને કાંઇક અચિન્ત્ય શક્તિવાળું ઔષધ લઇ આવીને ' આ ખાવામાં આપી દીજે' એમ કહીને ચાલ્યો ગયો. અમુક દિવસ પછી ક્ષયતિથિને દિવસે તે બાઇએ

૮૨ મૂળમાં ફમ્બિકા. શબ્દ છે તેનો કોશમાં ચમચા અર્થ કર્યો છે. પણ શા. દી. શાસ્ત્રીએ કાળી–લાંબી લાકડીઓ–એવો અર્થ કર્યો છે.

૮૩ ચતુર્વિંશતિ પ્રબંધમાં આભડ પ્રબંધ વધારે વિસ્તારવાળો છે. આ આભડ શેઠ આત્મઘાતના વખત સુધી જીવતો હતો એમ ચતુર્વિંશતિ પ્રબંધમાં કહ્યુ છે.

૮૪ બ્રાહ્મણ સાહિત્યમાં તો ચૌદ વિદ્યા નીચે પ્રમાણે ગણાવી છે, (૧) પુરાણ (૨) ન્યાય, (૩) મીમાંસા, (૪) ધર્મશાસ્ત્ર, (૫ થી ૧૦) છ વેદાંગો અને (૧૧ થી ૧૪) ચાર વેદો. જૈનો વારંવાર ચૌદ વિદ્યાસ્થાનોનો ઉલ્લેખ કરે છે તે આજ કે બીજાં ? બૌદ્ધો અઢાર વિદ્યાસ્થાનો કહે છે. પુરાણોમાં ૧૪ અને તેમાં ચાર ઉપવેદો ઉમેરીને

તે પ્રમાણે કર્યું, તો તેનો વર સાક્ષાત્ બળદ થઇ ગયો. હવે તે બાઇ આનું વાળણ શું કરવું એ તો જાણતી નહોતી, એટલે બધા લોકોની નિન્દા સહન કરતી, પોતાનાં ખોટાં કામનો શોક કરતી, એક દિવસ બપોરને વખતે સૂર્યના પ્રખર તાપમાં તડકો વેઠીને પણ લીલાં ખડવાળી જમીનમાં પોતાના બળદરૂપી પતિને ચરાવતી હતી અને એકાદ ઝાડનાં મૂળ પાસે બેઠી બેઠી થાક ખાતી તે રોતી હતી; ત્યાં આકાશમાં થતી વાતચીત તેણે સાંભળી. એ વખતે ( આકાશમાં જતા ) વિમાનમાં બેઠેલા શંકરને પાર્વતીએ આ બાઈના દુઃખનું કારણ પૂછ્યું; એટલે જે બન્યું હતું તે કહી બતાવી, તે ઝાડની છાયામાં જ તે બળદને પાછું પુરૂષપણું આપે એવું ઔષધ છે એમ પાર્વતીના આગ્રહથી કહી, શંકર અંતર્ધ્યાન થઇ ગયા. પછી તે બાઇએ તે ઝાડની છાયાને ફરતી લીટી દોરી લીધી અને તેની અંદર આવેલી વનસ્પતિ માત્રના અંકુરો કાપી કાપીને બળદના મોઢામાં આપવા માંડ્યા, આ રીતે તેને ન ઓળખાયેલા પણ બળદના મોઢામાં પડેલા ઔષધાંકુરથી તે બળદ મનુષ્યરૂપ પામ્યો. જેમ તે ઔષધે તેનું સ્વરૂપ ન ઓળખાયેલું હોવા છતાં ધારેલું કાર્ય સિદ્ધ કર્યું. તેમ કળિયુગમાં મોહથી પાત્રજ્ઞાન ઢંકાઇ ગયું છે માટે સર્વ દર્શનો (ધર્મો)નું ભક્તિથી કરેલું આરાધન અજાણતાં પણ મુક્તિ આપનાર થાય છે. એમ મારો નિર્ણય છે. આ પ્રમાણે હેમચન્દ્રે સર્વ દર્શનના સન્માન માટે મત આપ્યો એટલે શ્રી સિદ્ધરાજે સર્વ ધર્મોની આરાધના કરવા માંડી.

આ પ્રમાણે સર્વદર્શન માન્યતા પ્રબંધ પુરો થયો. *

૪૨ વળી એકવાર રાતને વખતે રાજા કર્ણમેરૂ મંદિરમાં નાટક જોતા હતા, ત્યાં કોઈ ચણા વેચનાર સાધારણ વાણીઓ રાજાના ખભા ઉપર હાથ મુકીને[૮૫] બેઠો. (કે ઉભો), એની આ રમતીઆળ ચેષ્ટાથી જેના મનમાં આશ્ચર્ય થયું છે એવા રાજાએ વારંવાર તેણે આપેલાં કપુર વાળાં પાનનાં બીડાં પ્રસન્ન થઇને સ્વીકાર્યાં. અને નાટકમાંથી છુટતી વખતે, સેવકો મારફત એ વાણીઆનું ઘર વગેરે બરાબર જાણી લીધું, પછી મહેલમા આવીને સુઈ ગયા. બીજે દિવસે સવારમાં રાજાએ પ્રાતઃકાળના

*આ પ્રબંધ જયસિંહસૂરિના કુ-ચ-ગા ( સ-૨ શ્લો. ૨૮૦ ) તથા જિન-મંડિનના કુ. પ્ર. ( પૃ. ૧૩ ) મા છે.

૮૫ આ નાટક જોનારાઓની બેઠકો કેવી રીતે હશે તેનું કાઇ વર્ણન મળતું નથી પણ ગમે તે સામાન્ય માણસ રાજાના ખભા ઉપર હાથ મુકી શકે છે, એ ઉપરથી રાજા ગુપ્ત વેષમાં નાટક જોવા ગયા હશે એમ લાગે છે.

કામથી પરવારી, આમ દરબારમાં સભા મંડપમાં બેસીને તે ચણા વેચનાર દુકાનદારને બોલાવી કહ્યું કે "રાતે મારા ખભા ઉપર તમે મુકેલા હાથથી આ મારી ડોક દુઃખે છે." આ સાંભળી એજ વખતે તેનો જવાબ સુઝી આવવાથી તેણે વિનતિ કરી કે "મહારાજ, જો આપના ખભાને સમુદ્ર સુધી લમાયેલી પૃથ્વીનો ભાર પણ પીડા નથી કરી શકતો તો પછી તૃણ જેવો, હાટડી માંડી જીવતો અને નિર્જીવ જેવો હું તેનો તે ભાર આપના ખભાને શું લાગે?" આ તેના ઔચિત્યવાળા હાજર જવાબથી રાજાએ ખુશી થઈને તેને ઇનામ આપ્યું.[૮૬]

ચણા વેચનાર વાણીઓનો પ્રબંધ પુરો થયો.

૪૩ વળી એક વખત રાજાએ કર્ણમેરૂ મંદિરમાંથી નાટક જોઈને પાછા વળતાં, કોઈક વાણીઆના મહેલમાં ઘણા દીવાઓ જોઈને "આ શું છે?" એમ પુછ્યું, ત્યારે તેણે (માણસે?) લાખ સૂચક દીવા છે એમ જવાબ આપ્યો. અને એ ધન્ય છે એમ કહ્યું. પછી રાત વીતી જતાં પોતાના મહેલમાં બેસી રાજાએ પોતાને ધન્ય માનનાર તે વેપારીને બોલાવીને કહ્યું કે આટલા બધા દીવાઓ બાળવાથી તમારે હમેશાં બધું સળગાવવાની તકલીફ રહે છે; તે તમારી પાસે કેટલા લાખ છે? ત્યારે તેણે પોતાની પાસે ચોરાશી લાખ હોવાનું કહ્યું. તેના ઉપરની અનુકંપાથી જેનું મન કંપી રહ્યું છે એવા રાજાએ તેને ઘેર પોતાના કોશમાંથી સોળ લાખ મોકલી આપ્યા. અને આ રીતે તેના મહેલ ઉપર કોટિધ્વજ ચડાવરાવ્યો.

આ રીતે ષોડશ લક્ષ પ્રબંધ પુરો થયો.[૮૭]

૪૪ એક વખત રાજાએ વાળાક દેશમાં ડુંગરાળ પ્રદેશમાં સિંહપુર નામનું બ્રાહ્મણોનું અગ્રહાર (બ્રાહ્મણોનું જ ગામ) સ્થાપ્યું. અને તેની હકુમતમાં ૧૦૧ ગામ રાખ્યાં. પછી એક વખત સિંહના અવાજેથી બ્હી ગયેલા બ્રાહ્મણોએ દેશની વચ્ચે ક્યાંક રહેવાનું આપવાની સિદ્ધરાજને

૮૬ આ પ્રબંધની મૂળ વાક્ય રચના જરા અસ્પષ્ટ છે; પાનના બીડા રાજાનાં આપેલાં વાણીઆએ ખાધા કે વાણીઆએ આપેલા રાજાએ ખાધા? શા. દી. શાસ્ત્રીએ તો તે વાણીઆએ નાટકમાં ઘણો ભાર ઉપાડીને રાજાને ખુશી કર્યો વગેરે વિચિત્ર અર્થ કર્યો છે.

૮૭ જિનમંડનગણિના કુ. પ્રબંધ (પૃ. ૧૬) મા પણ આ પ્રબંધ મળે છે. આ વાત જરા વિચિત્ર છે, પણ પાટણમાં તે કાળે એક ગૃહસ્થ જેટલા લાખનો ધણી હોય તેટલા દીવા તે બાળે અને કોટિપતિ ધ્વજ ચડાવે એવો રિવાજ હોવાનું એમાં સૂચન છે.

વિનતિ કરી. એટલે તેણે સાબરમતીને કાંઠે આવેલું આશાબિલી ગામ તેઓને આપ્યું. અને સિદ્ધપુરથી ધાન્ય લઇને જતાં આવતા આપવાનો કર માફ કર્યો.૮૮

૪૫ એક વખત સિદ્ધરાજે માળવે જતાં વારાહી ગામના પાદરમાં ઉતારો કરીને, તે ગામના પટેલીઆઓને બોલાવ્યા અને તેઓની ચતુરાઇની પરીક્ષા કરવા માટે પોતાની મુખ્ય પાલખી થાપણ તરીકે તેઓને સોંપી. પછી રાજા ત્યાંથી આગળ ચાલ્યા એટલે તે બધા પટેલીઆઓએ ભેગા મળી તે પાલખીના બધા ભાગો છુટા કરી જેમ ઠીક પડયુ તેમ સૌએ પોત પોતાને ઘેર રાખી લીધા. જ્યારે રાજા પાછો આવ્યો અને તે થાપણ તેઓ પાસે પાછી માગી ત્યારે તેઓ જુદા જુદા કટકાઓ લઇ આવ્યા, એ જોઇને રાજાને આશ્ચર્ય થયું અને "આનો શ અર્થ ?" એમ પૂછ્યું, ત્યારે તેઓએ જવાબમાં વિનતિ કરી કે "મહારાજ ! અમારામાંથી કોઇ એક તો આ વસ્તુ સાચવી શકે એવો શક્તિવાળો નથી અને કદાચ ધાડપાડુઓ વગેરેથી કાંઇ નુકશાન થાય તો મહારાજાને કોણ જવાબ આપે ? આમ વિચાર કરીને અમે આ રસ્તો લીધો છે." આ સાંભળી આશ્ચર્ય સાથે મનમાં હસતા રાજાએ તેઓને બૂચ ( કે બુચ )૮૯ નું બિરૂદ આપ્યું

**આ પ્રમાણે વારાહીય બૂચ પ્રબંધ પુરો થયો.**

---

૮૮ આ સિંહપુર તે તો હાલનું સિહોરજ છે. એ સિદ્ધરાજે વસાવ્યુ તથા ત્યા બ્રાહ્મણોને ગામો આપ્યા એટલી વાત દ્વયાશ્રય ( ૧૫ શ્લો. ૯૭–૮ )મા પણ છે. જો કે દંતકથા મૂળરાજે ઔદીચ્ય બ્રાહ્મણોને સીહોર આપ્યું એમ છે. ( જુઓ રાસમાળા પૃ. ૯૧ )

એ ગામને અગ્રહાર કહે છે એ ઉપરથી તો એ બ્રાહ્મણોને દાનમા આપ્યું જણાય છે. પણ तच्छासाने षडुत्तरशतं ग्रामाः એ મૂળના શબ્દોનો ફાર્બસ સાહેબે એકસો ગામ બ્રાહ્મણોને દાનમા આપ્યા ( એમની પાસેની હસ્ત પ્રતમા षडुत्तर શબ્દ નહિ હોય) એવો અર્થ કર્યો છે ટૉનીએ એ દાનના લેખમા ૧૦૬ ગામ હતા એમ અર્થ કર્યો છે. રા. દી. શાસ્ત્રીએ પણ એને મળતો અર્થ કર્યો છે. વાલાક દેશમા સિદ્ધપુર વસાવ્યુ એમ મૂળનો સ્પષ્ટ અર્થ છે પણ રાસમાળામા વાલાક દેશ તથા ભાલમા સો ગામ આપ્યા એમ વાક્ય છે.

*આશાબિલી તે કયુ ગામ ? રાસમાળામા આશાવલી લખ્યુ છે. સાબરમતીને કિનારે જ આશાપલ્લીથી જુદું કોઈ આશાબિલી હશે ? કે આશાપલ્લી જ પાઠ જોઇએ ?*

૮૯ ફાર્બસ સાહેબે બુચપાઠ પસંદ કર્યો છે અને તેનો અણુંઆ–ભોળા–મૂર્ખા જેવો અર્થ કર્યો છે. રા દી શાસ્ત્રી પણ એવોજ અર્થ કરે છે. બીજુ મૂળમા થાપણની વસ્તુનું નામ સેજવાલી છતે શું ? પાલખી કે રાસમાળામા કહ્યુ છે તેમ રથ ? ટૉની તો litter અર્થ કરે છે.

૪૬ એક વખત શ્રી જયસિંહદેવ માળવા જીતીને પાછા આવતા હતા ત્યારે ઉંઝા ગામ આગળ લશ્કરનો પડાવ નાખ્યો. એટલે તે ગામના લોકોએ મોસાળીયાં[૯૦] બનીને મુખ્યત્વે દુધવાળા ખોરાકથી તથા બીજી યોગ્ય ચીજ વસ્તુઓ પુરી પાડીને રાજાને સંતુષ્ટ કર્યો. પછી રાતે સિદ્ધરાજ ગુપ્ત વેષમાં તેઓનાં સુખ દુઃખ જાણવાની ઇચ્છાથી નીકળ્યો અને કોઇક ગામડીઆને ઘેર ગયો. જાતે ગાય દોહવામાં રોકાયેલ હોવા છતાં તે ગામડીઆએ 'તું કોણ છો ?' એમ પૂછ્યું, ત્યારે રાજાએ "હું મહારાષ્ટ્ર દેશનો રહેવાસી સોમેશ્વરનો (યાત્રાળુ) કાપડી-બાવો છું" એમ જવાબ આપ્યો. એટલે તેણે મહારાષ્ટ્ર દેશના તથા ત્યાંના મહારાજાના ગુણદોષ સંબંધી પૂછ્યું. ત્યારે રાજાએ ત્યાંના રાજામાં ૯૬ ગુણો છે એમ પ્રશંસા કરી, તેની સરખામણીમાં ગૂર્જર દેશના રાજાના ગુણદોષ પૂછ્યા. એટલે ગામડીઆએ સિદ્ધરાજની પ્રજાને પાળવાની હુશીઆરી, સેવકો ઉપર અસામાન્ય વત્સલતા, વગેરે ગુણો કહેવા માંડયા. પછી બાવાએ રાજાના બનાવટી દોષો ઉત્પન્ન કરવા માંડયા, ત્યારે ગામડીઆએ "અમારાં મંદ ભાગ્યથી રાજાને દીકરો નથી એ એકજ તેનો દોષ છે." એ પ્રમાણે નિષ્કપટ ભાવથી આંખમાં આંસુ સાથે જ્યારે કહ્યું, ત્યારે રાજાને સંતોષ થયો. પછી બીજે દિવસે સવારે બધા મળીને રાજાનાં દર્શનની ઉત્કંઠાથી રાજમહેલમાં ગયા અને રાજાને પ્રણામ કરીને રાજાના પોતાના અતિશય સુંદર પલંગ ઉપર જ બેસી ગયા. આવનારને આસનો આપનારા રાજ સેવકોએ જુદાં આસનો આપ્યાં પણ એ ગામડાના લોકો તો હાથ ફેરવીને રાજાના પલંગની કુમાશ જોતાં જોતાં "અમે તો અહીંજ ઠીક બેઠા છીએ" એમ કહીને બેઠા રહ્યા, અને રાજાએ ધીમું ધીમું હસ્યા કર્યું.

**આ પ્રમાણે ઉંઝા ગામના ગામડીઆઓનો પ્રબંધ પુરો થયો.**

૪૭ હવે ઝાલા જાતનો માંગૂ નામનો એક ક્ષત્રિય શ્રી સિદ્ધરાજની સેવા માટે એની સભામાં જાય ત્યારે રોજ બે પરાઇ (કોશ) જમીનમાં નાખીને (તે ઉપર) બેસે અને ઉભો થાય ત્યારે બેય ઉપાડી લીએ, એને જમવામાં એક કુડલો ઘી જોઇએ અને ઘી ચોરેલ દાઢીને ધોયા છતાં તેમાં સોળમો ભાગ ઘી ભરાઇ રહેતું. એક વખત તેની તબીયત ઠીક ન હોવાથી પથ્યમાં પાંચ માનક (લગભગ ચાર રતલ) જેટલી યવાગુ (ચોખા

૯૦ મૂળમાં प्रतिपन्नमातुलैः એમ શબ્દો છે આ મોસાળીયાનો દાવો ક્યાંથી આવ્યો, એ માટે રાસમાળા પૃ. ૨૨૭ માં એમ લખ્યું છે કે મયણલ્લદેવીનું લગ્ન થયું તે પ્હેલાં તેને ઉંઝાના મુખી હિમાળાના ઘરમા રક્ષણ મળ્યું હતું, એવી દંતકથા ૯૦ સુધી ત્યાં ચાલે છે.

વગેરેની પાતળી બનાવટ ) પી ગયા પછી વૈદ્યે ઠપકો આપ્યો કે વચ્ચે-અર્ધું ખાધા પછી-પાણી કેમ ન પીધું ? કારણ કે:—

(૪૩) સૂર્ય ઉગ્યો ન હોય ત્યારે સો ઘડા પાણી પણ પીવાય; પણ સૂર્ય ઉગ્યા પછી પીવેલું એક ટીપું પાણી એક ઘડા બરોબર થાય છે. રાતની છેલ્લી ચાર ઘડીઓમાં, સૂર્ય ઉગે નહિ ત્યાં સુધીમાં, જે પાણી પીવામાં આવે તે વજ્રોદક કે અમૃતોદક કહેવાય છે. પણ સૂર્યોદય થયા પછી અન્ન ખાધા શિવાય જે પાણી પીવામાં આવે તો એને ઝેર સમજવું. એ પાણીનું એક ટીપું સો ઘડા બરોબર થાય છે. વળી ભોજનની વચ્ચે જે પાણી પીવાય, તે અમૃત જેવું સમજવું અને ભોજન પછી તરત જે પાણી પીવામાં આવે તો એ છત્ર કે છત્રોદક[૯૧] કહેવાય છે. ત્યારે તેણે કહ્યું કે "પહેલાં ખાધું હતું એ અર્ધો આહાર થયો એમ ગણીને હવે પાણી પીને પાછો અર્ધો આહાર કરૂં ?" પણ તેને એમ કરવા જતાં તે વૈદ્યેજ રોક્યો. એક વખત રાજાએ કાંઇ હથીઆર પાસે ન રાખવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે વિનતિ કરી કે "જે વખતે જે મળે તે મારૂં હથીઆર." પછી એક વખત તે ન્હાતો હતો ત્યાં તેના ઉપર માવતે હાથી ચલાવ્યો, એ જોઇને પાસે ઉભેલા કુતરાને ઉપાડી હાથીની સુંઢ ઉપર માર્યો અને પછી મર્મસ્થાનમાં જેને વાગ્યું છે એવા હાથીનાં પૂછડાંને પકડીને એવું એંચ્યું કે તેના અસાધારણ બળથી હાથીની નસો અંદરથી તુટી ગઇ અને માવતને ઉતારી લીધો કે હાથી જમીન ઉપર પડીને મરી ગયો. મ્લેચ્છો ચડી આવતાં[૯૨] ગુજરાતનો રાજા ભાગી ગયો ત્યારે મ્લેચ્છોને યુદ્ધમાં યથેચ્છ કાપતાં કાપતાં પાટણમાં જે ઠેકાણે આ માંગૂ સ્વર્ગમાં ગયો તે જગ્યા માંગુ સ્થંડિલ-થાનક નામથી પ્રસિદ્ધ છે.

આ પ્રમાણે માંગૂ આલા પ્રબંધ પૂરો થયો.

૪૮ એક વખત મ્લેચ્છ ( રાજા )ના પ્રધાનો-મુખ્ય દૂતો-આવ્યા ત્યારે સિદ્ધરાજે મધ્ય દેશમાંથી આવેલા વેષ લેનારાઓ ( ભાંડો )ને બોલાવી ગુપ્ત રીતે કાંઇક કહીને તેઓને રજા આપી. પછી બીજે દિવસે સાંજે પ્રલયકાળ આવવાનો હોય એવો પ્રચંડ વાયુ ફુંકાવા લાગ્યો, ત્યારે રાજા ઇન્દ્રની સભા જેવી સભામાં બેસીને જુએ છે તો અંતરિક્ષમાંથી ઉતરતા,માથે મુકેલી સોનાની બે

૯૧ છત્રોદક શબ્દ આયુર્વેદિક સાહિત્યમા મારા વાચવામાં આવ્યો નથી પણ અન્નને ઢાંકી દેનાર એટલે બરાબર પાક ન થવા દેનાર એવો અર્થ કદાચ હશે.

૯૨ મ્લેચ્છો ચડી આવતાં પાટણમાંથી ભાગી ગયો એ કયો રાજા ? અને ક્યારે એ બનાવ બન્યો હશે ?

ઈંટોથી સોનેરી શોભા ધારણ કરતા બે રાક્ષસોને જોઇને સભાતો ભયથી ભ્રમિત થઇ ગઇ પણ તે રાક્ષસોએ સોનાની ઈંટોની ભેટ રાજાના પગ રાખવાની પાટ ઉપર મુકી અને જમીન ઉપર આળોટીને પ્રણામ કર્યા પછી વિનતિ કરી કે, "આજે દેવપૂજા વખતે લંકા શહેરમાં મહારાજાધિરાજ વિભીષણે પોતાને ગાદી ઉપર બેસારનાર રઘુકુલતિલક રામચંદ્રના અનેક સુંદર ગુણોનું સ્મરણ કરતા જ્ઞાનમય-દિવ્યદષ્ટિથી જોયુ તો હાલમા ચાલુક્ય કુળના ભૂષણરૂપ શ્રીસિદ્ધરાજરૂપે પોતાના ધણી (રામચંદ્રજી) એ અવતાર લીધો છે, એમ જોઇને 'ઉત્કંઠાથી જેનુ મન ભરાઇ ગયુ છે એવો હું મહારાજને પ્રણામ કરવા આવુ ? કે મહારાજ અહીં આવવાની મારા ઉપર કૃપા કરશે ?' એવી વિનતિ સાથે અમને બેને મોકલ્યા છે. માટે હવે આપનો નિર્ણય આપને મોઢેથી જ સંભળાવો." એ બે રાક્ષસોએ આ રીતે કહેતાં રાજાએ મનમાં થોડો વિચાર કરીને તે બેયને નીચે પ્રમાણે સંદેશો આપ્યો કે "અમે જ પ્રફુલ્લ ઉત્કંઠાની લહેરથી પ્રેરાઇને અનુકૂળ વખતે વિભીષણને મળવાને આવશું" એમ કહીને પોતાના ગળાને શોભાવતા એકાવલી હારને સામી ભેટ તરીકે આપ્યો. પછી "મને અને આને પણ મહારાજે સેવકોને મોકલતી વખતે ન ભુલી જવા" એ પ્રમાણે વિશેષ વિનતિ કરીને તે બેય રાક્ષસો અંતરિક્ષમાર્ગે દેખાતા બંધ થઇ ગયા. એજ વખતે રાજાની પાસે બોલાવવામાં આવેલા તે મ્લેચ્છ રાજાના પ્રધાન પુરૂષો ભયથી ભ્રમિત થઇને પોતાના બળનું અભિમાન છોડી દઇને ભક્તિથી દીપી ઉઠતાં વચનો બોલવા લાગ્યા અને શ્રીસિદ્ધરાજે તેઓના રાજા માટે યોગ્ય ભેટ આપીને તેઓને વિદાય કર્યા.

### આ પ્રમાણે મ્લેચ્છાગમનિષેધ પ્રબંધ પુરો થયો.

૪૯ હવે એક વખત[૯૩] કોલાપુર શહેરના રાજાની સભામાં બન્દીજનોએ શ્રીસિદ્ધરાજની કીર્તિની વાતો કરી ત્યારે ત્યાંના રાજાએ કહ્યું કે "જો સિદ્ધરાજ અમને પણ કાંઈક પ્રત્યક્ષ ચમત્કાર બતાવે તો તેને સાચો (ચમત્કાર કરી શકે એવો) માનીએ, આમ કહીને તે રાજાએ તે બન્દીજનોને પાછા પાડયા. અને તેઓએ આ પ્રસંગનું સિદ્ધરાજ પાસે વર્ણન કર્યું. પછી રાજાએ સભા સામું જોવા માંડયું એટલે તેનું મન

૯૩ મૂળમાં કથાનન્તર એમ શબ્દો છે એનો અર્થ આ પછી એમ થાય પણ મૂળ લેખકે કોઇ અવાતર પ્રબધ લખતા કાલાનુક્રમનું જરાય ધ્યાન રાખ્યું હોય એમ દેખાતું નથી એટલે ભાષાતરમા એક વખત શબ્દો વાપર્યા છે.

ગગજનાર કોઇ સેવકે હાથ જોડીને પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો પછી રાજાએ એકાંતમાં તેને હાથ જોડવાનું કારણ પૂછ્યુ ત્યારે તેણે કહ્યું કે "આપનો આશય હું સમજ્યો છુ" અને ઉમેર્યું કે "પણ ત્રણ લાખ દ્રવ્યથી એ વાત બની શકે એવી છે" તેજ વખતે જોષીએ જોઇ આપેલા મુહૂર્તમાં તે સેવક રાજા પાસેથી ત્રણ લાખ લઇને જાતે વાણીઆનો વેષ લઇ, બધા વેપાર માટેના વાસણોનો સંગ્રહ કરી તથા (યોગીવેષ કાઢવા), રત્ન જડેલી સોનાની બે ચાખડીઓ, અદ્‌ભુત દેખાતો ગોગદડ, બે મણિમય કુંડલો એ જાતના [૯૪]યોગનું સ્વરૂપ દર્શાવે એવુ યોગપટ્ટ, અને સૂર્યજેવો તેજસ્વી ટુંકો ઘાઘરો એટલું સાથે લઇ રસ્તો ઓળગી કેટલાક દિવસ પછી તે કોલાપુર પહોચી ગયો, અને ત્યા (દુકાન માંડીને) રહ્યો પછી નજીક આવતી દીવાળીની રાતે તે શહેરના રાજાની રાણીઓ મહાલક્ષ્મીની પૂજા કરવા માટે તેના મંદિરમા ગઇ ત્યારે આ માણસ સિદ્ધ પુરૂષનો બનાવટી વેષ ઉપર કહેલ વસ્તુઓથી ધારણ કરી, ઉડવા જેવો મોટો કુદકો મારવાની જેણે સારી રીતે ટેવ પાડેલી હતી એવા[૯૫] બર્બર સાથે એકાએક દેવીના આસન ઉપર પ્રગટ થયો અને દેવીની રત્નમય તથા સોનેરી કપુરવાળી પૂજા કરીને તથા તે રાણીઓને એવાજ જ બીડા આપીને તથા શ્રીસિદ્ધરાજના નામની છાપવાળો સિદ્ધવેષ પૂજાને બ્હાને ત્યા રાખી બર્બરકને ખભે ચડી જેમ આવ્યો હતો તેમ ઉડીને ગયો એ ગત પૂરી થતા રાણીઓએ આ વિરોધી રાજાનો વૃત્તાન્ત કોલાપુરના રાજાને કહી સમજાવ્યો એટલે ભયભ્રાન્ત રાજાએ પોતાના મંત્રીઓ સાથે તે ભેટ (સિદ્ધવેષ) સિદ્ધરાજને મોકલી આપી. પછી તે સેવકે વાસણો વેચવા ખરીદવાનું કામ આટોપી લઇ, 'હું આવી પહોચુ ત્યાસુધી આ મંત્રીઓને આપે દર્શન ન આપવુ" એમ ઉતાવળે દોડી શકે એવા ખેપીઆ સાથે સિદ્ધરાજને વિનતિ કરી અને પોતે પણ થોડા દિવસમાં એકદમ પહોચી ગયો પછી શુ બન્યુ હતું તે જાણી લઇ રાજાએ તે મંત્રીઓનો તેઓને યોગ્ય સત્કાર કર્યો

આ પ્રમાણે કોલાપુર રાજપ્રબંધ પુરો થયો

---

૯૪ જુદા જુદા પંથના યોગીઓ જુદી જુદી જાતના વેષ રાખે છે, એટલે જે જાતના યોગીનો વેષ લીધો હશે તે જાતના યોગીમા વપરાતુ હશે એવુ યોગપટ્ટ એમ મતલબ જણાય છે એ જાતના યોગીઓ કેડ નીચે ટુંકા ઘાઘરા જેવુ પેરતા હશે એમ લાગે છે.

૯૫ બર્બરક શબ્દ પ્રાચીન સંસ્કૃત સાહિત્યમા ખૂબ વપરાએલો મળે છે. એ શબ્દનુ અંગ્રેજી Barbarian શબ્દ સાથે સામ્ય છે સાધારણ રીતે જંગલી અનાર્ય એવો અર્થ કરવામા આવે છ. સિદ્ધરાજે બર્બરક જીષ્ણુ બિરૂદ ગ્રહણ કરેલુ તે કયા બર્બરોને જીતીને ? શીદીઓને જીતીને હશે ?

૫૦ શ્રી સિદ્ધરાજે જ્યારે માળવા દેશથી યશોવર્માને કેદ કરીને આણ્યો, ત્યારે તેના ઉત્સવની રાજસભામાં સીલ નામના કોઇ કૌતુકી માણસે (ભાટે?) "એડા-(મછવા)માં સમુદ્ર બુડી ગયો" એમ પછવાડેથી ગાયું, ત્યારે "આવું અપશુકનીઆળ શું બોલછ?" એમ તેનો તિરસ્કાર કરવામાં આવ્યો. પણ તેણે કહ્યું "એડા-(મછવા) જેવો ગુજરાત દેશ, તેમાં માળવારૂપી સમુદ્ર બુડી ગયો." આવો વિરોધાલંકારનો અપત્તિથી ખુલાસો કરીને તેણે રાજા પાસેથી સોનાની છ્બનું ઇનામ મેળવ્યુ.

આ પ્રમાણે કૌતુકીસીલણ પ્રબંધ પુરો થયો.

૫૧ એક વખત સિદ્ધરાજના એક હાજર જવાબમાં હુશીઆર એલચી (સાન્ધિવિગ્રહિક)ને કાશીના રાજા જયચંદ્રે અણહિલપુરનાં તળાવ, કુવા, પરબ વગેરે વિષે પૂછતાં પૂછતાં નીચે પ્રમાણે દૂષણ બનાવ્યુ કે "સહસ્રલિંગ સરોવરનું પાણી શિવ નિર્માલ્ય હોવાથી અસ્પૃશ્ય છે એટલે આલોક અને પરલોક એમ બગાડે એવું એ પાણી વાપરનાર તમારા લોકોનો પ્રભાવ કેમ ઉદય પામે? સિદ્ધરાજે આ સહસ્રલિંગ સરોવર બંધાવીને ખરેખર અયોગ્ય કામ કર્યું છે." તે રાજાનાં આવાં વચનો સાંભળીને અંદરથી કોપેલા તે એલચીએ રાજાને પૂછયું કે "અહીં કાશીમાં કયાંનું પાણી પીવાય છે?" રાજાએ "ગંગાનું પાણી" એમ જવાબ આપ્યો એટલે તેણે તરત કહ્યું કે "શું ગંગાનું પાણી શિવનિર્માલ્ય નથી? ગંગાને રહેવાનું ઠેકાણું જ શંકરનું મસ્તક છે."

જયચંદ્ર રાજા સાથે ગુર્જર પ્રધાનના સવાલ જવાબોનો પ્રબંધ.[૯૬]

૫૨ એક વખત કર્ણાટદેશથી આવેલા સાન્ધિવિગ્રહિકને શ્રી મયણલ્લદેવીના પિતા જયકેશીરાજના ખુશી ખબર પૂછવામાં આવતાં તેણે આંખમાં આંસુ સાથે મયણલ્લદેવીને નીચે પ્રમાણે ખબર આપ્યા. બાઇ સાહેબ! પ્રભાતમાં નામ લેવા જેવા જયકેશી મહારાજાએ જમવા વખતે પાંજરામાંથી પાળેલા પોપટને બોલાવ્યો. પોપટ "બીલાડું" એમ બોલ્યો. એટલે રાજાએ ચારે તરફ જોઇને પોતાને જમવાના ભાતના વાસણની નીચે છુપાયેલ બીલાડીને જોયા વગર પોપટને કહ્યું કે "જો બીલાડાથી તારો નાશ થાય તો હું પણ તારી સાથે મરણ સ્વીકારીશ." રાજાએ આવી પ્રતિજ્ઞા કરી, એટલે જેવો પોપટ પાંજરામાંથી ઉડીને તે સોનાના વાસણ ઉપર બેઠો કે એકદમ તે બીલાડીની દાઢથી તેનો નાશ થએલો જોઇને રાજાએ અનાજનો કોળીઓ

૯૬ કાશીનો રાજા જયચંદ્ર તે કનોજનો ગહડવાલ જયચંદ્ર જ; એ વિ. સ. ૧૨૨૬ (ઈ. સ. ૧૧૭૦) મા ગાદીએ બેઠો હતો એટલે તે સિદ્ધરાજનો સમકાલીન નહતો. (જુઓ ડફની ક્રોનોલોજી ઓફ ઈન્ડીયા પૃ. ૨૮૫)

મુકી દીધો. અને વચનોના યુક્તિથી ખુલાસા કરવામાં હુશીઆર એવા રાજવર્ગે રોક્યા છતાંઃ—

(૪૪) ભલે રાજ્ય જાવ, ભલે લક્ષ્મી જાવ, ભલે એક ક્ષણમાં પ્રાણ જાવ, પણ મેં જાતે જ જે વાણી કાઢી તે વાણી કોઇ કાળે વ્યર્થ ન જાવ.

આ શબ્દો, તે ઇષ્ટ દૈવત ન હોય તેમ, જપતા જપતા જયકેશી પોપટ સાથે લાકડાં ખડકેલી ચિતામાં પેઠા. આ વાત સાંભળીને શોક સમુદ્રમાં ડુબી ગયેલી મયણલ્લદેવીને ખાસ ધર્મોપદેશરૂપ હાથનો ટેકો આપીને, વિદ્વાનોએ તે શોક સમુદ્રમાંથી બ્હાર કાઢી.

૫૩ પછી શ્રી મયણલ્લદેવી પિતાના કલ્યાણ માટે શ્રી સોમેશ્વર પાટણની યાત્રાએ ગયાં. અને ત્યાં કોઈ ત્રણ વેદ જાણનાર બ્રાહ્મણને બોલાવીને તેના હાથમાં પાણી મુકતી વખતે "જો ત્રણ જન્મ ( પૂર્વજન્મ, વર્તમાન જન્મ અને ભાવિ જન્મ)નું પાપ લેતો હોતો, આ દાન આપું નહિતો ન આપું." એમ કહ્યું. તેના આ વચનથી વધારે સંતોષ પામીને તેણે હાથી, ઘોડા સોનું વગેરેવાળા પાપઘડાનું દાન લીધુ અને પછી તેણે એ બધુ બ્રાહ્મણોને આપી દીધું, એટલે રાણીએ " આનો શુ અર્થ ? " એમ પૂછયું. ત્યારે તેણે જવાબ આપ્યો કે "પૂર્વ જન્મના પુણ્યથી આ જન્મે તમે રાજાની રાણી, અને રાજમાતા થયાં છો અને આ લોકોત્તરદાનોથી અને સત્કર્મોથી ભાવિજન્મ પણ તમારો કલ્યાણકારી થશે એમ વિચારીને મેં ત્રણ જન્મનું પાપ ગ્રહણ કર્યું તમે પાપઘટનું દાન આપવા માંડયું એટલે કોઇક અધમ દ્વિજ પાપઘડાને લઇને પોતાને અને તમને સંસાર સમુદ્રમાં ડુબાડી દેશે એમ ધારીને બધાં ધનનો જેણે ત્યાગ કર્યો છે એવા મેં આ ધન લઇને પાછું દાનમાં આપી દીધું એટલે જે (ધન) મેળવ્યુ હતું તેથી આઠગણું પુણ્ય મેળવ્યું ' આ રીતે તેણે કલ્યાણ મેળવ્યું.

આ પ્રમાણે પાપઘટ પ્રબંધ પુરો થયો.

૫૪ એક વખત માળવા દેશ સાથે લડીને સ્વદેશના લશ્કરી મુકામ તરફ નીકળેલા શ્રી સિદ્ધરાજે વચ્ચે શુરવીર ભીલોએ રસ્તો રોકયો છે એમ જોયું. આ વૃત્તાન્ત જાણવામાં આવતા સાન્તૂ નામના મંત્રીએ ગામેગામથી અને દરેક શહેરમાંથી ઘોડાઓ ઉપરાવી તથા દરેક બળદ ઉપર પલાણ નાખી મોટું સૈન્ય એકઠું કરી ભીલોને નસાડી શ્રીસિદ્ધરાજને સુખપૂર્વક આ

આ પ્રમાણે સાન્તુ મંત્રી પ્રબંધ કે બુદ્ધિ વૈભવ પ્રબંધ પુરો થયો.

૫૫ એક વખત રાતે એક બીજાથી વાદમાં હારે નહિ એવા બે સિદ્ધરાજના સેવકો તેના પગ ચાપતા હતા ત્યારે રાજાએ ઉંઘથી આંખ મીંચી છે, એમ ધારીને બેય ચર્ચા કરવા મંડયા એકે લાભ આપવા માટે તથા નુકશાન કરવા માટે સમર્થ સિદ્ધરાજના નોકરોના કલ્પવૃક્ષ તરીકે વખાણ કર્યાં, ત્યારે બીજાએ એ રાજાને વિશાળ રાજ્ય આપનાર પૂર્વજન્મના કર્મનાજ વખાણ કર્યા રાજાએ આ વૃત્તાન્ત સાંભળીને કર્મના વખાણ ખોટા પાડવા માટે તથા પોતાની પ્રશંસા કરનાર સેવકને લાભ આપવા માટે, બીજે દિવસે, શું છે તે જણાવ્યા વગર પોતાની મહેરબાની દેખાડનારો લેખ તેને આપ્યો આ લેખ લાવનાર સેવકને સો ઘોડાનું સામન્ત પદ આપવું એમ અંદર લખીને તે લેખ આપીને મહામાત્યશ્રી સાન્તુ પાસે તેને મોકલ્યો પછી જ્યા તે સેવક રાજમહેલના પગથીઆ ઉતરતો હતો ત્યાં પગ સરકી ગયો અને જમીન ઉપર પડી જતા તેનો એકાદ અવયવ જરાક ભાગી ગયો તેની પાછળ આવતા બીજા સેવકે શું થયું ?" એમ પૂછતા પેલાએ પોતાની સ્થિતિ જણાવી એટલે તેને ખાટલામાં સુવારી ઘેર લઇ જવામા આવ્યો અને પેલો લેખ તેણે બીજા સેવકને આપ્યો પરિણામે એ લેખને અનુસરીને મહામાત્યે આ બીજા સેવકને સો ઘોડાનું સામન્ત પદ આપ્યું છેવટ આખી વાત બરાબર સાંભળીને તે દિવસથી રાજાએ કર્મનેજ બળવાન્ માનવા માંડયું કહ્યું છે કે—

(૪૫) આકૃતિ, કુળ, શીળ, વિદ્યા કે જાતે કરેલી સેવા કોઇ માણસોને ફળ આપતા નથી પણ પ્હેલાના તપથી એકઠું થયેલ પુણ્ય, જેમ ઝાડ પોતાને ટાણે ફળ આપે તેમ કાળે કરીને ફળ આપે છે

આ પ્રમાણે વહકર્મપ્રાધાન્ય'પ્રબંધ પુરો થયો

(૪૬) જે જેસલ રાજાએ રાજવંશોને કાપી નાખીને એક છત્ર (રાજ્ય) કર્યું તે કૂડથી ઉચ્છેદ કરનાર રાજા ત્રણલોકમા જય પામે છે

(૪૭) મોટું મન્દિર મોટી (વિજય) યાત્રા, મોટું સ્થાન, અને મોટું સરોવર, વગેરે જે સિદ્ધરાજે કર્યું છે તે પૃથ્વીમા બીજું કોણ કરશે ૬૭

(૪૮) વિજયની ઇચ્છાવાળા એક માત્રાની અધિકતા પણ મદન

૬૭ આ શ્લોકમા કહેલ મોટું મંદિર તે સિદ્ધપુરનુ રૂદ્ર મહાલય હશે, મોટી વિજયયાત્રા તે માળવાનો વિજય, મોટું સરોવર તે સહસ્રલિંગ સરાવર અને મોટું સ્થાન તે કીયુ ? સોદોર હશે ?

કરતા નથી. શું એટલા માટે હે ધરાનાથ (રાજા) તમે ધારાનાથ (માળવાના રાજા)ને દૂર કર્યો!

(૪૯) હે સરસ્વતી! માન છોડી દે, હે ગંગા! તારા સૌભાગ્યની વિશેષતા મુકી દે, હે યમુના! તારી વાંકી શોભા નકામી છે, અને હે રેવા! તારો વેગ(નો ગર્વ) તજી દે. કારણ કે શ્રીસિદ્ધરાજની તરવારથી ફાટેલી શત્રુઓની કાંધમાંથી ઉછળતા લોહીના પ્રવાહથી બનેલી નદીરૂપી નવી સ્ત્રીમાં સમુદ્ર (હાલમાં) આસક્ત થયો છે.

(૫૦) હે વિજયી સિંહદેવરાજ! ખરેખર, તારા પ્રયાણના ઉત્સવ વખતે જળાશયો સુકાઇ જવાથી માછલીઓ રૂવે છે, વીરોએ કરેલાં વ્રણો ઉપર બેસવાનું મળશે એ આશાથી હાથીઓના ગંડસ્થળ ઉપર બેઠેલી માંખીઓ હસે છે અને પોતપોતાના પતિના વિનાશનો સમય પાસે આવ્યો છે એમ વિચારીને ચિન્તાતુર રહેતી શત્રુઓની સ્ત્રીઓ ગમગીનીમાં ડુબી ગઇ છે.

(૫૧) આનાક રાજા નમી ગયો તો એને સપાદલક્ષદેશ બીજા લાખો (દ્રવ્ય) સાથે આપી દીધો; અને યશોવર્મા શત્રુ અભિમાનમાં રહ્યો તો એનો માલવ (દેશ અથવા લક્ષ્મીનો અંશ) પણ હે સિદ્ધરાજ, તેં સહન ન કર્યો-રહેવા ન દીધો.

આ વગેરે તેની ઘણી જાતની સ્તુતિઓ તથા પ્રબંધો છે.

સંવત્ ૧૧૫૦થી શ્રી સિદ્ધરાજ શ્રી જયસિંહદેવે ૪૯ વર્ષ રાજ્ય કર્યું.

**આ પ્રમાણે મેરૂતુંગાચાર્યે રચેલ પ્રબંધ ચિંતામણિનો શ્રીકર્ણ અને શ્રી સિદ્ધરાજનાં વિવિધચરિત્ર અને અનેક પરાક્રમોનાં વર્ણનનો ત્રીજો પ્રકાશ પુરો થયો.**

## પરિશિષ્ટ क.

સિદ્ધરાજના રાજ્યકાળનાં જે વર્ષો પ્ર.-ચિં-માં આપ્યાં છે તેજ વિચારશ્રેણીમાં તથા બીજા ગ્રન્થોમાં આપ્યાં છે. અને તેને ખોટાં માનવાનું કારણ દેખાતું નથી. સિધ્ધરાજ ગાદીએ બેઠો ત્યારે મોટી ઉમ્મરનો નહિ હોય; પણ પ્ર-ચિં. કહે છે તેમ છેક ત્રણ વર્ષનોયે નહિ હોય.

સિદ્ધરાજના વૃત્તાન્તમાં ચણા વેચનાર વાણીઆનો પ્રબંધ, વારાહી ગુચ પ્રબંધ વગેરે પ્રબંધો સિદ્ધરાજની લોકપ્રિયતાની સૂચક દંતકથાઓ છે. પણ એનાં મોટાં કામોમાં સોરઠનો, માળવાનો તથા બર્બરકનો જય એ મુખ્ય લાગે છે. ચાલુક્ય ઉત્કીર્ણ લેખોમાં અવન્તીનાથ અને બર્બરકજિષ્ણુ એ સિદ્ધરાજનાં મુખ્ય બિરૂદો છે. તેમાં અવન્તીનાથતો માળવાને જીતીને

મેળવેલું બિરૂદ છે. માળવાને જીત્યાનું તથા તેના રાજાને કેદ કર્યાનું ઉત્કીર્ણ લેખોમાં તથા ઘણા ખરા પ્રબંધોમા મળે છે. સોરઠને જીત્યાની વાત દ્વયાશ્રયમાં નથી પણ બીજા પ્રબંધોમાં છે અને મુખ્ય બનાવને ઐતિહાસિક માનવો પડશે, એની વિગતોના વિચાર માટે જુઓ બેંગારવાળું પરિશિષ્ટ (પૃ. ૧૩૫) છતાં એ બનાવનું સિદ્ધરાજના કાળમા બહુ મહત્ત્વ મનાયું જણાતું નથી. કારણ કે દ્વયાશ્રયમાં તેનો ઉલ્લેખ નથી એટલુંજ નહિ પણ સિદ્ધરાજને એ વિજયથી કોઇ જાતનું બિરૂદ મળ્યુ નથી

બર્બરક જિષ્ણુ—આ બર્બરક તે ભીલ સરદાર હશે? પ્રબંધ ૫૪ માં જે ભીલોને નસાડયાની વાત છે તેથી જ બર્બરક જિષ્ણુ થયા હશે? કે. ગૌ હી ઓઝા તર્ક કરે છે તેમ બાબરીઆવાડના જંગલી લોકોને જીત્યા હશે? ગમે તેમ હો પણ દ્વયાશ્રય, સુ-સં; વ-વિ; સુ. કી-ક; કી. કૌ; બધામાં બર્બરકજયની વાત છે.

પ્ર-ચ. માં લખેલ કોલ્હાપુરની તથા મ્લેચ્છ પ્રધાનોને ચકિત કર્યાની વાત તો કલ્પિત લાગે છે પણ શ્લો ૫૧ માં જે સપાદલક્ષના આ નાકને નમાવ્યાની વાત છે તે વિચારણીય છે; કી કૌ માં પણ એ પ્રકારનું કથન મળે છે (૨-૨૭, ૨૮) આ ઉપરાંત કીર્તિ કૌમુદીમાં મહોબકની ભેટ વિષે ઇસારો છે. (૨-૩૩) તેનો પ્ર-ચિં. માં ઉલ્લેખ નથી. પણ ચતુર્વિંશતિ પ્રબંધમાં જુદી રીતે છે (જુઓ પ્ર. ૨૧)

સિદ્ધરાજે સહસ્રલિંગ સરોવર બંધાવ્યું એ પણ મોટું કામ હોય એમ પ્ર-ચિં-વગેરે ઉપરથી લાગે છે બીજા પ્રબંધોમા પણ એનો ઉલ્લેખ છે. સિદ્ધરાજ જયસિંહ વિષે રાસમાળા, અને મુબઇ ગેઝીટીઅર પછી શ્રી. ગૌ. હી ઓઝાએ નાગરીપ્રચારિણી પત્રિકા (ભા. ૯. અં. ૩) માં જે લેખ લખ્યો છે એ જોવા જેવો છે. પ્ર-ચિં. માં પણ સિદ્ધરાજનાં બધાં પરાક્રમો નથી વર્ણવવામાં આવ્યા એ કી. કૌ વગેરે બીજા પ્રબંધો તથા બીજાં સાધનો જોતાં ચોક્કસ જણાય છે.

# પ્રકાશ ચોથો

## કુમારપાલ પ્રબન્ધ.

૧ હવે [1]પરમાર્હત કુમારપાલના પ્રબન્ધનો આરંભ થાય છે. શ્રી અણહિલપુરમા જ્યારે મોટા (પ્હેલા) ભીમદેવનું રાજ્ય હતું, ત્યારે તેના શહેરમાં [2]ચઉલા નામની એક વેશ્યા હતી; તે તેના રૂપથી અને ગુણથી શહેરમાં પ્રખ્યાત હતી. કુલસ્ત્રીઓ કરતા પણ વધી જાય એવી મર્યાદા એ સાચવે છે એમ જાણીને તેના ચારિત્ર્યની પરીક્ષા માટે સવાલાખની કિંમતની એક છરી રાજાએ પોતાનાં માણસો સાથે એને પોતાની રાખેલી તરીકે એ રહે માટે મોકલાવી. અને ઉત્સુકતાથી તેજ રાતે ગામની બ્હાર છાવણી નાખી પ્રસ્થાન કર્યું પછી રાજા બે વર્ષ સુધી માળવામાં લડાઇમાં રોકાયેલા રહ્યા ત્યારે ચૌલાદેવી રાજાનું ધન લીધેલુ હોવાને લીધે પોતે તેની રાખેલી છે એમ માનીને તે બે વર્ષ સુધી બીજા સર્વ પુરૂષોથી દૂર રહી શીલ સાચવીને રહી. નિસીમ પરાક્રમવાળા ભીમ કૃતકૃત્ય થઇને પાછા પોતાના શહેરમાં આવ્યા ત્યારે લોકપરંપરાથી તેની એ વાત જાણીને તેને અન્તઃપુરમા રાખી. તેનો દીકરો હરિપાલ, હરિપાલનો પુત્ર ત્રિભુવનપાલ, અને તેનો પુત્ર કુમારપાલ.[3] તે ધર્મને (જૈન ધર્મને) નહોતો સમજતો ત્યારે

---

૧ જૈન લેખકો કુમારપાલને પરમાર્હત એટલે કે પરમ જૈનધર્માનુયાયી ગણે છે. અને એ કારણથી એના ચરિત્રના અનેક ગ્રન્થો જૈનો દ્વારા લખાયા છે વળી કુમારપાલના અનેક ઉત્કીર્ણ લેખો મળ્યા છે, પણ 'પરમાર્હત' બિરુદ એક જ લેખમા મળે છે. આ બાબતની વિશેષ ચર્ચા અન્યત્ર કરી છે

૨ આ વેશ્યાનું અમુક પ્રતોમા બકુલાદેવી અને અમુકમા બકુલાદેવી નામ મળે છે. (જુઓ મૂળ પૃ. ૧૨૪ ટિ. ૧ ) જિનમણ્ડનગણિએ પણ બકુલાદેવી નામ આપ્યુ છે.

૩ આ રીતે કુમારપાલના દાદાની મા ભીમદેવ પ્હેલાની રાખેલી વેશ્યા હતી એ વાત મેરૂતુંગેજ પ્હેલી લખી છે. કુમારપાલની ઉપર આપેલી વંશાવળી તો હેમચંદ્રને તથા કુમારપાલના ચિતોડના લેખને માન્ય છે. પછી ક્ષેમરાજ કે હરિપાલ કર્ણથી મોટો હતો એટલુ યે હેમચંદ્રે લખ્યુંજ છે (જુઓ દ્વયાશ્રય સ ૯ શ્લો. ૭૦, ૭૨) મેરૂતુંગ પછીના લેખકોમા જિનમણ્ડન ગણિએ, કર્ણની માતાથી સન્તુષ્ટ ભીમે કર્ણને રાજ્ય આપ્યું એમ લખ્યુ છે. જયસિંહસૂરિએ, ક્ષેમરાજની અને કર્ણની મા જુદી જુદી હતી અને દશરથ પેઠે પિતાએ વચન આપેલુ હોવાથી ક્ષેમરાજે પોતાના નાના ભાઈ કર્ણને ગાદીએ બેસાર્યો એમ લખ્યુ છે. (સ ૧ શ્લો ૩૬) ચારિત્ર સુંદર ગણિ ભીમને જયન્તી નામની પત્ની હતી અને પછી કામલતા નામની વેશ્યામા તેને આસક્તિ થઇ અને આ કામલતાનો પુત્ર તે ક્ષેમરાજ (જુઓ સ.

પણ દયાવાળો અને પરસ્ત્રીને બ્હેન સમાન ગણનારો હતો સામુદ્રિક શાસ્ત્ર જાણનારા ( જ્યોતિષીઓ )એ સિદ્ધરાજને તમારી પછી આ ( કુમારપાલ ) રાજા થશે એમ ભાખેલું હોવાથી તેને હલકા કુળનો ગણીને તે રાજા થાય એ સહન ન કરી શકતા સિદ્ધરાજ તેના વિનાશનો રસ્તો હમેશાં શોધ્યા કરતા. કુમારપાલને આ વાતની જરા ખાતમી મળી જવાથી એ રાજાથી એનું મન બ્હીના કરતું, એટલે તેણે તપસ્વી વેષે અનેક વર્ષો સુધી જુદા જુદા દેશોમા ફર્યા કર્યું અનેક વર્ષો પછી એક વખત ફરી પાટણમા આવી ક્યાંક મઠમા કુમારપાલે ઉતારો કર્યો. પછી શ્રીકર્ણદેવના શ્રાદ્ધ વખતે રાજાએ શ્રદ્ધાળુપણાથી બધા તપસ્વીઓને ભોજન માટે નિમંત્રણ કરેલું અને સિદ્ધરાજ પોતે બધા તપસ્વીઓના પગ ધોતા હતા; ત્યાં કુમારપાલ નામના તપસ્વીના પગના તળા હાથના સ્પર્શથી કમળ જેવાં કોમળ જોઇને તથા તેના ઉર્ધ્વ રેખા વગેરે લક્ષણો જોઇને આ કોઇક રાજ્ય ( પામવા ) યોગ્ય છે એમ વિચાર કરી, તેને નિશ્ચલ દષ્ટિથી જોવા મંડયા. તેનાં ( સિદ્ધરાજનાં ) ચિહ્નોથી તેને વિરૂદ્ધ જાણીને કુમારપાલ વેષપાલટો કરીને, કાગડો જેમ ઉડી જાય તેમ નાશી ગયો.[૪] ( રસ્તામા ) આલિંગ નામના કુંભારના ઘરમાં માટીના ઠામનો નીંભાડો તૈયાર થતો હતો તેમા સંતાઇને પાછળ પડેલાં સિદ્ધરાજનાં માણસોથી પોતાનું રક્ષણ કર્યું પછી ત્યાથી આગળ જતા અને તેની શોધમાં પાછળ પડતાં રાજાનાં માણસોથી ત્રાસ પામેલા કુમારપાલને નજીકમા રાજાનાં માણસો ન પોચી શકે એવું સ્થળ ન જોઇને એક ખેતરમાં ખેતરના રખેપાઓએ વાડ કરવા માટે કાંટાવાળા ઝાડોની ડાળોનો પોતે ઢગલો કરતા હતા તેમાં તેને સંતાડી દીધો, અને તેઓ પાછા પોતાને ઠેકાણે જતા રહ્યા. પછી પગીએ વગેરે ત્યાં સુધી આવતાં એ કાંટાના ઢગલામાં સર્વથા અસંભવિત માનીને તથા ભાલાની અણી અંદર ખોસી જોતાં પણ તેમાં તેને ન જોઇને

---

૧ ૧-૨ શ્લો, ૨૭ થી ૩૩ ). અને કર્ણ બધા વર્ગોથી પૂજ્ય હોવાથી તથા ભોગે વચન આપેલું હોવાથી પિતા મરતા ક્ષેમરાજે કર્ણને ગાદીએ બેસાર્યો ( શ્લો. ૪૦ ) એમ લખે છે.

૪ કુમારપાલને ગાદીએ બેઠા પહેલા ભટકતું પડ્યું હતું એમ તો મોહપરાજયમા પણ કહ્યું છે. ( कुतूहलितया वग्राम भूमण्डल અ. ૧ શ્લો. ૨૮ ). મેરૂતુંગ પ્રમાણે પ્રભાચંદ્ર, જયસિંહ સૂરિએ, જિન મંડને તથા ચારિત્ર સુંદર ગણિએ કુમારપાલને જયસિંહના ત્રાસથી કેવી રીતે નાસભાગ કરવી પડી તથા રસ્તામાં શું બન્યું તે લખ્યું છે. પણ જુદા જુદા ગ્રન્થોની વિગતોમા થોડો ફેર છે.

રાજસૈન્ય પાછું ફરી ગયું.' એટલે બીજે દિવસે તે ખેતરના ધણીઓએ તે ઠેકાણેથી તેને બ્હાર કાઢ્યો. પછી આગળ આડ રસ્તે ગમે ત્યાં ચાલવા જતાં રસ્તામાં એક સ્થળે ઝાડની છાયામાં બેઠો હતો ત્યાં એક ઉંદરના દરમાંથી મોઢેથી રૂપા નાણું ખેંચી આણતા ઉંદરને નિશ્ચળ દૃષ્ટિથી જોઇ રહ્યો. તેણે જોયું કે એકવીશની સંખ્યા થઈ ત્યાં સુધી દરમાંથી બ્હાર લઇ આવ્યો અને પછી એક સીક્કો પાછો દરમાં લઇ ગયો. એ જોઇને પાછળ વધેલા બધા સીક્કા લઇને જેવો કુમારપાલ શાંત બેઠો તેવો પેલો ઉંદર નાણું ન જોઇને તેના દુઃખથી મરણ પામ્યો. આ ઉંદરના મરણના શોકથી મનમાં વ્યાકુળ થયેલો કુમારપાલ ઘણીવાર સુધી પશ્ચાત્તાપ કરીને આગળ ચાલ્યો. અને ત્રણ દિવસ સુધી રસ્તામાં ખાવાનું ન મળવાથી તેના પેટમાં ખાડો પડી ગયો ત્યાં સાસરેથી પીયર જતી કોઇક શ્રીમન્તના દીકરાની વહુએ ભાઇ જેવા હેતથી કપુરથી સુગંધી કરેલા દહીં મેળવેલા ભાત ખવરાવીને કુમારપાલને તૃપ્ત કર્યો. એ પછી જુદા જુદા દેશમા ભમતો ભમતો ખંભાતમાં શ્રી ઉદયન પાસે ભાતું માગવા માટે ગયો. અને તેઓ પોષધશાળા–અપાશરા–માં ગયા છે એમ સાંભળી ત્યા ગયો. ત્યારે ઉદયનના પૂછવાથી શ્રી. હેમચન્દ્રાચાર્યે કુમારપાલનાં અંગોનાં લોકોત્તર લક્ષણો જોઇને આ ચક્રવર્તી રાજા થશે એમ ભવિષ્ય ભાખ્યુ. જન્મથી જ દરિદ્રતાથી પીડાયેલો હોવાથી તેને તે વચનમાં શંકા થવા લાગી અને (કટાક્ષથી) "ક્ષત્રિય મોટે. એ અસંભવિત નથી" એમ વિનતિ કરી; ત્યારે "સ. ૧૧૯૯ ના વર્ષમાં કાર્તિક વદ બીજ ને રવિવારે હસ્ત નક્ષત્રમા જો તમારો રાજ્યાભિષેક ન થાય તો આજ પછી નિમિત્ત–ભાવિ ફળાદેશ જોવાનો મારે ત્યાગ કરવો" એ પ્રમાણે પ્રતિજ્ઞા લખીને હેમચન્દ્રાચાર્યે એક કાગળ મન્ત્રીને અને બીજો તેને આપ્યો. તેની આ કળાથી મનમા આશ્ચર્ય પામેલા તે ક્ષત્રિયે "જો આ સાચુ પડે તો તમે જ રાજા અને હું તો તમારા ચરણની રજ," એ પ્રમાણે પ્રતિજ્ઞા સંભળાવી; ત્યારે "જેને પરિણામે નરક છે એવા રાજ્યની ઇચ્છા અમે શું કરવા કરીએ? ઠીક, પણ તમારે આ ભુલવું નહિ અને કૃતજ્ઞપણાથી હમેશાં જિનશાસનના ભક્ત થઇને રહેવું." એમના આ ઉપદેશને માથે ચડાવીને તથા રજા લઇને મન્ત્રી સાથે તે ઘેર આવ્યો. અને સ્નાન, પાન, ભોજન વગેરે સત્કાર કરીને તથા જે માગ્યુ તે ભાતું આપીને મન્ત્રીએ તેને રવાના કર્યો. પછી માળવે પોચતા કુમારપાલે કુડંગેશ્વરના મંદિરની પ્રશસ્તિના પતરામાંઃ—

(૧) "હે વિક્રમ રાજા! તમારા પછી જ્યારે એક હજાર એક સો અને ૯૯ વર્ષો પૂરાં થશે ત્યારે તમારા જેવો કુમર રાજા થશે."

આ ગાથા જોઇને કુમારપાલ આશ્ચર્ય ચકિત થયો અને ગૂર્જર રાજા સિદ્ધરાજ મરણ પામ્યાના ખબર જાણીને ત્યાંથી પાછો ફર્યો રસ્તામાં એક શહેરમાં ભાતું ખુટી જતાં કોઈક દુકાનદારની દુકાનમાથી ખાઇ લીધું અને ત્યાંથી ભાગ્યો તે શ્રી અણુહિલપુર પોચ્યો અને રાતે પાસે કાંઇ ધન નહોવાથી કંદોઇની દુકાનમા તેણે પોતાને માટે રાખેલું ખાઇ લીધું. પછી પોતાના બનેવી રાજા શ્રી કાન્હડદેવને[5] ઘેર ગયો. ત્યા રાજમહેલથી કાન્હડદેવ પાછો આવ્યો ત્યારે તેને આવકાર આપીને ઘરમા લઇ ગયો પછી સારી રીતે ભોજન વગેરેથી તૃપ્ત થઇને કુમારપાલ ત્યા સુઇ ગયો

૨ સવારે તે બનેવીએ પોતાના સૈન્યને તૈયાર કરીને રાજમહેલમા (કુમારપાલને) લઇ જઈ રાજ્યાભિષેકને કોણ યોગ્ય છે તેની પરીક્ષા માટે પ્હેલાં એક કુમારને રાજ સિંહાસન ઉપર બેસાર્યો. તેણે ઉપર ઓઢેલું કપડું પણ સરખુ ન ઓઢયું, એ જોઇને બીજાને બેસાર્યો, તેણે હાથ જોડી રાખ્યા એ જોઇને તેને પણ યોગ્ય ન ગણ્યો, પછી શ્રી કાન્હડદેવની અનુમતિથી કુમારપાલ બેઠો, તેણે સિંહાસન ઉપર બેસી કપડા સંકેલી લઈ, ઉંચો શ્વાસ લઇ, હાથમાંની તરવાર ફેરવવા માંડી; કે તરત પુરોહિતે મંગલાચાર કર્યો. આ રીતે પચાસ વર્ષનો કુમારપાલ ગાદી ઉપર બેઠો, કે મંગલ વાજીંત્રના અવાજો સાથે શ્રી. કાન્હડદેવે જમીનને પાંચે અંગો અડાડીને નમસ્કાર કર્યા[6]

૩ કુમારપાલ પ્રૌઢ ઉમ્મરનો હોવાથી તથા દેશ પરદેશમા ફરેલો હોવાથી પોતાની હુશીઆરીથી રાજ્યનું શાસન કરવા લાગ્યો, તે રાજ્યનાં જૂના માણસોને ન ગમ્યુ એટલે તેઓએ ભેગા મળીને તેને મારી નાખવાનો તાગડો રચ્યો. તેઓએ જ્યાં અંધકાર રહેતો હતો એવા દરવાજાઓમાં મારાઓ રાખ્યા હતા. પણ તેના પૂર્વ જન્મના પુણ્યની પ્રેરણા થવાથી તેના કોઈ અંગના માણસે આ વૃત્તાન્ત કુમારપાલને જણાવી દીધો એટલે

---

૫ આ કાન્હડ દેવ ( રા. કૃષ્ણ દેવ, ચા-ગણિએ કૃષ્ણ ભટ્ટ લખ્યું છે ) મોઢેરકનો સ્વામી હતો અને કુમારપાલની બેન પ્રેમલ દેવીને પરણ્યો હતો એમ પ્રબન્ધો કહે છે. ( જુઓ સ. ૧ વ. ૧ શ્લો. ૯ ) કુમારપાલની બીજી બેન શાકંભરીના રાજા આર્ણોરાજને પરણી હતી એમ રાજશેખર તથા જિ. ગણિ કહે છે. વળી જિ. ગણિ પ્રેમલ દેવીના પતિ કૃષ્ણદેવને જયસિંહનો ગુરુ ગાધ્યક્ષ કહે છે. (જુઓ પૃ. ૧૭)

૬ કૃષ્ણદેવે કુમારપાલને કેવી રીતે ગાદી ઉપર બેસાર્યો તેનું વર્ણન પ્ર. ચિ. ને મળતું પ્રભાવક ચરિતમા પણ છે ( જુઓ હે સૂ. પ્રબંધ શ્લો. ૪૦૩થી ૪૧૫ ) જિ. ગણિના કુ. પ્ર. મા પણ એજ પ્રમાણે વર્ણન છે.

તેણે તે દરવાજેથી પ્રવેશ ન કર્યો, પણ બીજે બારણેથી કિલ્લામાં પેસી તે (કાવતરાખોર) પ્રધાનોને મારી નખાવ્યા.

૪ તે મંડલેશ્વર બનેવી (કૃષ્ણદેવ) શાળાના સંબંધથી તથા પોતે ગાદી ઉપર બેસારનાર આચાર્ય હોવાથી રાજાને તેની (પ્હેલાંની) ખરાબ સ્થિતિની વાતો કહ્યા કરતો. પછી રાજાએ કહ્યું કે "હે બનેવી! રાજસ્વારીમાં કે રાજસભાની બેઠકમાં પ્હેલાંની ખરાબ સ્થિતિ સંબંધી મનને ખુચે એવી મશ્કરી હવે પછી ન કરવી. એકાંતમાં તમારે ઠીક પડે તેમ બોલવું." આ પ્રમાણે રાજાએ આગ્રહભરી વિનતિ કરી છતાં જાતે ઉચ્છૃંખલ હોવાથી તથા તિરસ્કારથી "અરે મૂઢ-પોતાને ન ઓળખનાર, અત્યારમાં તારા પગ શું જમીનને નથી અડતા?" આ રીતે બોલીને મરવા ઇચ્છનાર જેમ પથ્ય ન પાળે તેમ તેણે રાજાનું હિતકારક વચન પણ ન માન્યું. રાજાએ પોતાનો ભાવ જણાવા ન દીધો પણ બીજે દિવસે પોતાના મલ્લો પાસે એના હાથ પગ ભાંગી નખાવ્યા અને બેય આંખો ફોડાવી તેને ઘેર મોકલી દીધો.

(૨) મેંજ આ દીવાને પ્હેલાં પ્રગટયો છે. માટે હું એની દરકાર નહિ કરૂં તો પણ તે મને બાળશે નહિ. એમ ભ્રમમાં રહીને જેમ દીવાને આંગળીથી પણ અડાતું નથી તેમ રાજાને પણ અડાતું નથી.

આ પ્રમાણે વિચાર કરીને ભયભીત થઇ ગયેલા બધા સામન્તોએ તે દિવસથી રાજાની પગલે પગલે સેવા કરવા માંડી.

૫ તે રાજાએ પ્હેલાં ઉપકાર કરનાર શ્રી. ઉદયનના પુત્ર શ્રી વાગ્ભટ દેવને મહામાત્ય બનાવ્યો. અને આલિંગ નામના માણસને મુખ્ય પ્રધાન બનાવ્યો.[૭]

---

૭ આ વાકયમા બે સંશયસ્થાનો છે એક તો 'મહામાત્ય' એટલે શું? અને 'મુખ્ય પ્રધાન' એટલે શું? બેય શબ્દો પર્યાય હોવાનું કોષ તો કહે છે.

બીજી શંકા હકીકતને લગતી છે. જયસિંહ સૂરિ કુ. ચ. (સ. ૩ શ્લો. ૪૭૬)માં લખે છે કે "પોતાના ઉપર ઉપકાર કરનાર ઉદયનને મુખ્ય મંત્રી કરીને તેના પુત્ર વાગ્ભટને અમાત્ય બનાવ્યો." જિન મંડનગણિ આ વચનનો અનુવાદ કરીને લખે છે કે "રાજ નીતિ જાણનાર રાજાએ પ્હેલા ઉપકાર કરનાર ઉદયનને મહામાત્ય પદ આપ્યુ અને તેના પુત્ર વાગ્ભટને બધાં રાજકાર્યના વ્યાપારમાં જોડયો." (પૃ. ૩૪) પ્રભાવક ચરિતમાં તો ઉદયન અમાત્ય હતો એમ લખ્યું જ નથી પણ તેના પુત્ર વાગ્ભટને મંત્રી કહ્યો છે. હવે વાગ્ભટાલંકારના કર્તા કવિ વાગ્ભટને તેનો ટીકાકાર મહામાત્ય કહે છે પણ તે કવિ વાગ્ભટ તો સોમનો પુત્ર હતો.

બીજું આ આલિંગ તે કુમારપાલની પ્હેલાં રક્ષા કરનાર કુંભાર તો નહિ એમ સાતમા પ્રબંધ ઉપરથી જણાય છે, આગળ ૩૨ મા પ્રબંધમા કહેલા વૃદ્ધ પ્રધાન આલિંગ તે આ હોય તો એના ઉપકારની વાત કયાંય નથી આવતી.

આ ગાથા જોઇને કુમારપાલ આશ્ચર્ય ચકિત થયો અને ગૂર્જર રાજા સિદ્ધરાજ મરણ પામ્યાના ખબર જાણીને ત્યાંથી પાછો ફર્યો રસ્તામાં એક શહેરમાં ભાતું ખુટી જતાં કોઈક દુકાનદારની દુકાનમાંથી ખાઇ લીધું અને ત્યાંથી ભાગ્યો તે શ્રી અણહિલપુર પોચ્યો અને રાતે પાસે કાંઇ ધન નહોવાથી કંદોઇની દુકાનમા તેણે પોતાને માટે રાખેલુ ખાઇ લીધું. પછી પોતાના બનેવી રાજા શ્રી કાન્હડદેવને[૫] ઘેર ગયો. ત્યા રાજમહેલથી કાન્હડદેવ પાછો આવ્યો ત્યારે તેને આવકાર આપીને ઘરમા લઇ ગયો પછી સારી રીતે ભોજન વગેરેથી તૃપ્ત થઇને કુમારપાલ ત્યા સુઇ ગયો.

૨ સવારે તે બનેવીએ પોતાના સૈન્યને તૈયાર કરીને રાજમહેલમાં (કુમારપાલને) લઇ જઈ રાજ્યાભિષેકને કોણ યોગ્ય છે તેની પરીક્ષા માટે પ્હેલાં એક કુમારને રાજ સિંહાસન ઉપર બેસાર્યો. તેણે ઉપર ઓઢેલું કપડું પણ સરખુ ન ઓઢ્યું, એ જોઇને બીજાને બેસાર્યો, તેણે હાથ જોડી રાખ્યા એ જોઇને તેને પણ યોગ્ય ન ગણ્યો, પછી શ્રી કાન્હડદેવની અનુમતિથી કુમારપાલ બેઠો; તેણે સિંહાસન ઉપર બેસી કપડાં મેંકેલી લઈ, ઉંચો શ્વાસ લઇ, હાથમાની તરવાર ફેરવવા માંડી; કે તરત પુરોહિતે મગલાચાર કર્યો. આ રીતે પચાસ વર્ષનો કુમારપાલ ગાદી ઉપર બેઠો, કે મગલ વાજાંના અવાજે સાથે શ્રી. કાન્હડદેવે જમીનને પાંચે અંગો અડાડીને નમસ્કાર કર્યા[૬]

૩ કુમારપાલ પ્રૌઢ ઉમ્મરનો હોવાથી તથા દેશ પરદેશમાં ફરેલો હોવાથી પોતાની હુશીઆરીથી રાજ્યનું શાસન કરવા લાગ્યો, તે રાજ્યનાં જૂનાં માણસોને ન ગમ્યુ એટલે તેઓએ ભેગા મળીને તેન મારી નાખવાનો તાગડો રચ્યો. તેઓએ જ્યાં અંધકાર રહેતો હતો એવા દરવાજાઓમાં મારાઓ રાખ્યા હતા. પણ તેનાં પૂર્વ જન્મનાં પુણ્યની પ્રેરણા થવાથી તેના કોઈ અંગના માણસે આ વૃત્તાન્ત કુમારપાલને જણાવી દીધો એટલે

૫ આ કાન્હડ દેવ ( સ. કૃષ્ણ દેવ, ચા-ગણિએ કૃષ્ણ ભટ્ટ લખ્યું છે ) સેરેરકનો સ્વામી હતો અને કુમારપાલની બેન પ્રેમલ દેવીને પરણ્યો હતો એમ પ્રબન્ધો કહે છે. ( જુઓ સ. ૧ વ. ૧ શ્લો. ૬ ) કુમારપાલની બીજી બેન શાકંભરીના રાજા આર્ણોરાજને પરણી હતી એમ રાજશેખર તથા જિ. મણિ કહે છે. વળી જિ. મણિ પ્રેમલ દેવીના પતિ કૃષ્ણદેવને જયસિંહનો દુર ગારપરા કહે છે. (જુઓ પૃ. ૧૭)

૬ કૃષ્ણદેવે કુમારપાલને કેવી રીતે ગાદી ઉપર બેસાર્યો તેનું વર્ણન પ્ર ચ. ને મળતુ પ્રભાવક ચરિતમા પણ છે ( જુઓ. હે સૂ. પ્રબંધ શ્લો. ૪૦૩ થી ૪૧૫ ) જિ. મણિના કુ. પ્ર. મા પણ એજ પ્રમાણે વર્ણન છે.

તેણે તે દરવાજેથી પ્રવેશ ન કર્યો, પણ બીજે બારણેથી કિલ્લામાં પેશી તે (કાવતરાખોર) પ્રધાનોને મારી નખાવ્યા.

૪ તે મંડલેશ્વર બનેવી (કૃષ્ણદેવ) રાજાના સંબંધથી તથા પોતે ગાદી ઉપર બેસારનાર આચાર્ય હોવાથી રાજાને તેની (પ્હેલાંની) ખરાબ સ્થિતિની વાતો કહ્યા કરતો. પછી રાજાએ કહ્યું કે "હે બનેવી! રાજસ્વારીમાં કે રાજસભાની બેઠકમાં પ્હેલાંની ખરાબ સ્થિતિ સંબંધી મનને ખુંચે એવી મશ્કરી હવે પછી ન કરવી. એકાંતમાં તમારે ઠીક પડે તેમ બોલવું." આ પ્રમાણે રાજાએ આગ્રહભરી વિનતિ કરી છતાં જાતે ઉચ્છૃંખલ હોવાથી તથા તિરસ્કારથી "અરે મૂઢ-પોતાને ન ઓળખનાર, અત્યારમાં તારા પગ શું જમીનને નથી અડતા?" આ રીતે બોલીને મરવા ઇચ્છનાર જેમ પથ્ય ન પાળે તેમ-તેણે રાજાનું હિતકારક વચન પણ ન માન્યું. રાજાએ પોતાનો ભાવ જણાવા ન દીધો પણ બીજે દિવસે પોતાના મલ્લો પાસે એના હાથ પગ ભાંગી નખાવ્યા અને બેય આંખો ફોડાવી તેને ઘેર મોકલી દીધો.

(૨) મેંજ આ દીવાને પ્હેલાં પ્રગટયો છે. માટે હું એની દરકાર નહિ કરૂં તો પણ તે મને બાળશે નહિ. એમ ભ્રમમાં રહીને જેમ દીવાને આંગળીથી પણ અડાતું નથી તેમ રાજાને પણ અડાતું નથી.

આ પ્રમાણે વિચાર કરીને ભયભીત થઇ ગયેલા બધા સામન્તોએ તે દિવસથી રાજાની પગલે પગલે સેવા કરવા માંડી.

૫ તે રાજાએ પ્હેલાં ઉપકાર કરનાર શ્રી. ઉદયનના પુત્ર શ્રી વાગ્ભટ દેવને મહામાત્ય બનાવ્યો. અને આલિંગ નામના માણસને મુખ્ય પ્રધાન બનાવ્યો.[૭]

---

૭ આ વાકયમાં બે સંશયસ્થાનો છે એક તો 'મહામાત્ય' એટલે શું? અને 'મુખ્ય પ્રધાન' એટલે શું? બેય શબ્દો પર્યાય હોવાનું કોષ તો કહે છે.

બીજી શંકા હકીકતને લગતી છે. જયસિંહ સૂરિ કુ. ચ. (સ. ૩ શ્લો. ૪૭૬)મા લખે છે કે "પોતાના ઉપર ઉપકાર કરનાર ઉદયનને મુખ્ય મંત્રી કરીને તેના પુત્ર વાગ્ભટને અમાત્ય બનાવ્યો." જિન મંડનગણિ આ વચનનો અનુવાદ કરીને લખે છે કે "રાજ નીતિ જાણનાર રાજાએ પ્હેલાં ઉપકાર કરનાર ઉદયનને મહામાત્ય પદ આપ્યું અને તેના પુત્ર વાગ્ભટને બધાં રાજકાર્યના વ્યાપારમાં જોડયો." (પૃ. ૩૪) પ્રભાવક ચરિતમા તો ઉદયન અમાત્ય હતો એમ લખ્યું જ નથી પણ તેના પુત્ર વાગ્ભટને મંત્રી કહ્યો છે. હવે વાગ્ભટાલંકારના કર્તા કવિ વાગ્ભટને તેનો ટીકાકાર મહામાત્ય કહે છે પણ તે કવિ વાગ્ભટ તો સોમનો પુત્ર હતો.

બીજું આ આલિંગ તે કુમારપાલની પ્હેલા રક્ષા કરનાર કુંભાર તો નહિ એમ સાતમા પ્રબંધ ઉપરથી જણાય છે, આગળ ૩૨ મા પ્રબંધમાં કહેલા વૃદ્ધ પ્રધાન આલિગ તે આ હોય તો એના ઉપકારની વાત કયાંય નથી આવતી.

૬ મહં. શ્રી ઉદયન દેવનો પુત્ર વાહડ નામનો કુમાર જેને સિદ્ધરાજે દીકરો કરેલો તે કુમારપાલનો તિરસ્કારજ કર્યા કરતો હતો અને સપાદ લક્ષના રાજાના લશ્કરમાં પાયદળમાં દાખલ થયો.[૮] પછી કુમારપાલ સાથે વિગ્રહ કરવાની ઇચ્છાથી ત્યાંના સર્વ સામન્ત લોકોને લાંચ, અને માન અકરામ આપીને પોતાને વશ કરીને પાછું ન હઠાવી શકાય એવા લશ્કર સાથે સપાદલક્ષના રાજાને સાથે લઇને (ગુર્જર) દેશને સીમાડે તે (વાહડ) આવી પહોંચ્યો. પછી સોલંકી ચક્રવર્તીએ પ્રતિ શત્રુ તરીકે તેની છાવણી પાસે પોતાના લશ્કરનો પણ પડાવ નાખ્યો. લડાઇ માટે જે દિવસ મુકરર થયો હતો તે દિવસે સીમાડાને નિષ્કંટક ( શત્રુ રહિત ) કરતા હતા અને ચતુરંગ સેનાને તૈયાર કરતા હતા ત્યાં ચઉલિંગ નામનો રાજાનો મહાવત જેને પહેલાં કોઇ વાંક માટે રાજાએ ઠપકો આપેલો, તેણે ક્રોધથી અંકુશ છોડી દીધો ( અર્થાત્ મહાવત પણું છોડી દીધું ) પછી રાજાએ અસાધારણ ગુણવાળા સામળ નામના મહાવતને પુષ્કળ પૈસો ( ઇનામ તરીકે ) આપીને તેની જગ્યાએ રાખ્યો અને પોતાના કલહ પચાનન નામના હાથીને તૈયાર કરીને તેના ઉપર રાજા માટેનું આસન ગોઠવી, તેમાં ૩૬ પ્રકારનાં આયુધો રાખી સર્વ કળા ( હાથી કેળવવા સંબંધી ) સમૂહથી સંપૂર્ણ એવો તે મહાવત પોતાના પગ હાથીની ડોક ઉપરના દોરડામાં ભરાવી બેઠો અને સોલંકી રાજા પણ પોતાના આસનમાં બેઠા પછી લડાઇ માટેના અધિકારીઓએ લડાઇ શરૂ કરવાની સૂચના કરતાં વાહડ કુમારે ફોડેલા

---

૮ પ્ર. ચિ. ની કોઈક પ્રતમાં ચાહડ નામ છે તો કોઈમાં વાહડ નામ છે પણ સપાદલક્ષના રાજા પાસે રહી કુમારપાલ સામે તેને તેડી લાવનાર આ ચાહડ કે વાહડને પ્ર. ચિ. માં ઉદયનનો પુત્ર કહ્યો છે; એ તો ચોખ્ખી ગરબડ જ લાગે છે. ઉદયનના પુત્ર વાહડ ( વાગ્ભટ ) ને ઉપરના જ (પાચમા ) પ્રબંધમાં મહામાત્ય બનાવ્યો એમ કહ્યું છે. અને ૩૮ મા પ્રબંધમાં ઉદયન પુત્ર ચાહડને સેનાપતિ બનાવીને સપાદલક્ષ સામે લડવા મોકલ્યાનું કહેલું છે. મતલબ કે આ બાબતમાં પ્ર. ચિ. માં જ અંતર્વિરોધ છે. બીજા ગ્રન્થો જોઇએ તો આ સપાદ લક્ષના પક્ષમાં જનાર માણસને દ્વયાશ્રય ( સ. ૧૯ શ્લો. ૧૪ )માં હસ્તિશાળાનો ઉપરી ચાહડ કહ્યો છે. જ. સૂ. ના કુ. ચ. ( શ્લો. ૫૨૯ ) માં પણ તેનું ચાહડ નામ છે, ચતુર્વિંશતિ પ્રબંધમાં તેને બાહડનો રાજપુત્ર ચાહડ કહ્યો છે, તેણે સિદ્ધરાજના મરણ પછી રાજ્ય માગ્યું પણ પ્રધાનોએ ન આપ્યું તેથી તે રીસાઇને આનાકને આશ્રયે ગયો, (જુઓ ચ. પ્ર. પૃ ૧૯૭), મોહપરાજયમાં આનું નામ કુમારસિંહ વાગ્ભટ લખ્યું છે ( જુઓ અ. ૫ શ્લો. ૩૬ ), પ્ર. ચ. ( શ્લો. ૫. ૪૬) માં ચારૂભટ અને જિ. મં. ના કુ. પ્ર. માં ચારભટ નામ છે. દ્વયાશ્રય સિવાય બધા તેને સિદ્ધરાજનો ધર્મ પુત્ર કે પ્રતિપન્ન પુત્ર કહે છે.

હોવાથી સામંતોએ લડાઇ શરૂ કરવાનો હુકમ ન માન્યો[૯] એટલે આખું સૈન્ય તુટી જવાનો સંભવ જોઇને તેણે મહાવતને પોતાના હાથીને આગળ ચલાવવાનો હુકમ કર્યો. સામેના લશ્કરમાં સપાદલક્ષના રાજાના હાથીને, છત્ર ચામર વગેરે ચિન્હોથી ઓળખીને, જો સૈન્ય ફુટી જાય તો મારે એકલાએ જ લડવું એવો નિશ્ચય કરીને પોતાના હાથીને તે ( સપાદ લક્ષના રાજાના હાથી ) પાસે લઇ જવા મહાવતને આજ્ઞા કરી, છતાં પણ તેણે તેમ ન કર્યું ત્યારે " શું તું પણ ફુટેલો છો ! " એમ પૂછયું. ત્યારે તેણે વિનંતિ કરી કે " મહારાજ, કલહ પંચાનન હાથી અને સામળ નામનો મહાવત એ બે પ્રલયકાળે પણ નહિ ફુટે. પણ સામેના હાથીના માથા ઉપર તીવ્ર અવાજ વાળો વાહડ નામનો કુમાર ચડેલો છે જેની હાકલથી હાથીઓ પણ પાછા હઠી જાય છે" એમ કહીને પોતાનાં ઓઢવાનાં વસ્ત્રના બે કટકાથી હાથીના કાન ઢાંકી દઇને તેણે પોતાના હાથીને ચલાવ્યો. પછી ચ્હેલેથી પોતાના પક્ષમાં ફોડી લીધેલો ચઉલિગ નામનો મહાવત છે એમ ધારીને, વાહડ હાથમાં તરવાર લઇને કુમારપાલને મારવાની ઇચ્છાથી કલહ પંચાનનના માથા ઉપર પગ મુકવા જાય છે ત્યાં તો તે મહાવતે હાથીને પાછળ હઠાડયો, એટલે તે જમીન ઉપર પડી ગયો અને નીચે ઉભેલા પાયદળ સિપાઇઓએ પકડી લીધો. પછી સોલંકી રાજાએ સપાદ લક્ષના આનાક નામના રાજાને " હથીઆરો તૈયાર કરો, " એમ કહ્યું, અને તેના મોઢા ઉપર યોગ્યતાથી ( સરસ રીતે ) બાણ ચલાવીને " મુખ્ય ક્ષત્રિય છો " એવાં મશ્કરી વાળાં વખાણથી છેતરીને બાણથી વીંધી નાખી હાથીના માથા ઉપર પાડી દઇ, " આપણે જીત્યા છીએ, જીત્યા છીએ " એમ બોલતાં બોલતાં જાતે પોતાનું વસ્ત્ર હવામાં હલાવ્યું. એ રીતે ( સામા વાળાના ) બધા સામન્તોના બધા ઘોડાઓને હુમલો કરીને કેદ કરી લીધા

આ રીતે વાહડ કુમાર પ્રબંધ પૂરો થયો.[૧૦]

---

૯ આ વાકય જરા વિચિત્ર છે. સામંત વગેરે શબ્દો અધ્યાહાર લઇને અર્થ કરવો પડે છે.

૧૦ આ વાહડકુમાર પ્રબંધમાં પ્ર. ચિં. એ કેવી ગડબડ કરી છે એ આકરમ ટિપ્પણીમાં નોંધ્યું જ છે. સપાદલક્ષ ( સવાલિકકેસાભર )ના રાજા સાથેની લડાઇની મૂળ વાત ઐતિહાસિક હકીકત લાગે છે. ચૌલુકય વંશના ઉત્કીર્ણ લેખોમાં કુમારપાલનાં વિશેષણમાં એનો ઉલ્લેખ છે. અને દ્વયાશ્રયમાં, પ્રભાવકચરિત ( હેમસૂરિ પ્ર. )માં, જયસિંહસૂરિના કુ. ચ. ( સ. ૪ શ્લો. ૧૭૩ થી આગળ )માં, સુ

૭ આ પછી કૃતજ્ઞોમા શિરોમણિ એવા સોલંકી રાજાએ આલિંગ[૧૧] નામના કુભારને સાતસો ગામનુ વિચિત્ર ચિત્તોડનું પરગણુ આપ્યુ. પણ તેના કુળના લોકો પોતાના કુળથી શરમાય છે અને હજી સુધી 'સગરા' એમ કહેવાય છે જેઓએ કાપેના કાટાના ઝાડોમા રાખીને રાજાની રક્ષા કરી હતી તેઓને પોતાના અંગ રક્ષક તરીકે રાખ્યા

હવે સોલાક નામના એક ગવૈયાએ એક પ્રસગે પોતાની ગાવાની કળાથી રાજાને ખુશી કરી, તેની પાસેથી ૧૧૬ દ્રમ્મ મેળવ્યા હતા[૧૨] પણ તેણે તેમાથી મિષ્ટાન્ન ભોજન કર્યું તથા બાળકોને (પ્રસાદ વહેંચી) ખુશી કર્યા આ ગવૈયાને રાજાએ ક્રોધ કરીને રજા આપી પછી તે પરદેશ ગયો અને ત્યા (કોઇ) રાજાને પોતાના ગાયનથી ખુશી કરી તેની પાસેથી બે હાથી ઇનામ તરીકે મેળવ્યા અને (પાટણ) લઇ આવી એ હાથીઓ સોલકી રાજાને ભેટ કર્યા એટલે તેણે તેને પાછો રાખ્યો પછી એક વખત કોઇક પરદેશી ગવૈયો "હુ લુટાઇ ગયો, હુ લુટાઈ ગયો" એમ તાણીને બુમો પાડતો આવ્યો ત્યારે રાજાએ 'કોણ લુટી ગયુ ?' એમ પૂછ્યુ, એટલે તેણે જવાબ આપ્યો કે "મારાં ગીતની ખુબીથી એક હરણ પાસે આવીને ઉભુ, એટલે મેં એના ગળામાં, રમત ખાતર, સોનાની માળા નાખી, પણ ત્યાતો બિહ્વથી ડરીને એ હરણુ ભાગી ગયુ; આ રીતે હુ લુંટાઇ ગયો છુ " પછી રાજાએ તે સોલાક નામના પોતાના શ્રેષ્ઠ ગવૈયાને આજ્ઞા કરી અને તેણે જગલમા ફરતા ફરતાં પોતાની સરસ ગાયન કળાની આકર્ષણ વિદ્યાથી જેના ગળામા સોનાની સાંકળી છે એવા હરણને શહેરમા લઇ આવીને રાજાને બતાવ્યો પછી તેની કળાની કુશળ-

સ. કી કૌ વ વિ સુ કી ક, મોહપરાજય વગેરે અનેક ગ્રન્થોમા એનો ઉલ્લેખ મળે છે પણ ચિત્તોડના કિલ્લાનો કુમારપાલનો પોતાનો લેખ એ વર્ણનોની કસોટી તરીકે ઉપયોગી છે અને એ જોતા મેરુતુગે ઉપર આપેલુ વર્ણન મોટે ભાગે કલ્પિત લાગે છે. અલબત્ત આ લડાઇ કુમારપાલ ગાદીએ બેઠા પછી તરતમા થઈ હોય એમ એ તથા બીજા ઉત્કીર્ણ લેખોથી જણાય છે ખરૂ

૧૧ પ્રહેલા જે આલિગને મુખ્ય પ્રધાન બનાવ્યો એમ કહ્યુ છે તે આ કે જુદો? અને ૩૨ મા પ્રબધવાળો આલિંગ તે કોણ?

૧૨ કુમારપાલે ખુશી થઇને માત્ર ૧૧૬ દ્રમ્મજ આપ્યા, એ તેનું ૩૨ મા પ્રબંધમા કહેલુ કૃપણપણુ દેખાડે છે. ટોનીએ આ નોધ્યુ છે, પછી ગવૈયાએ એ એકસો સોળ દ્રમ્મ ઉડાડી નાખ્યા માટે રાજાએ તેને કાઢી મુક્યો એમ ટોનીએ અર્થ કર્યો છે, પણ મૂળમાથી એવો અર્થ કાઢવાની જરૂર મને નથી લાગતી

તાથી જેના મનને આશ્ચર્ય થયુ છે એવા શ્રી હેમાચાર્ય પ્રભુએ "ગાયન કળાની હદ શુ"? એમ પૂછ્યુ. ત્યારે તેણે તદ્દન સુક્કા લાકડાને પણ કુણુગા ફુટે એ પોતાની કળાની હદ બતાવી. "ત્યારે એ આશ્ચર્ય બતાવો" એમ આદેશ થતાં આબુ પર્વતમાથી વિરહ[૧૩] નામનું ઝાડ લઇ આવી તેની સુકી ડાળના લાકડાને રાજ મહેલના આંગણામાં કુંવારી માટીનો કયારો કરાવી, તેમાં રોપી પોતાની નવીન ગાયન કળાથી એકદમ તેને કુણગા ફુટેના બતાવી, રાજા સાથે શ્રી હેમચન્દ્ર સ્વામીને પણ ખુશ કરી દીધા

આ પ્રમાણે આશ્ચર્ય કારક સોલાકનો પ્રબંધ પૂરો થયો.

૮ હવે એક વખત દિવાન-ઇ-આમમા બેઠેલા સોલકી રાજાએ કોકણ દેશના મલ્લિકાર્જુન નામના રાજાનું, કોઇ ચારણને મોઢે 'રાજપિતામહ' એવુ બિરૂદ સાંભળ્યું તે સહન ન થવાથી તેણે રાજસભા સામુ જોયુ. એટલે રાજાનું મન સમજનાર મત્રી આંબડે બે હાથનો સપુટ કરીને બતાવ્યો. આ જોઇને ચકિત થયેલા રાજાએ સભાનું વિસર્જન કર્યા પછી તેને હાથ જોડવાનું કારણ પૂછ્યુ એટલે તેણે કહ્યુ કે "આ સભામા એવો કોઇ માણસ છે કે જેને મોકલીને ચતુરંગ સેનાવાળા રાજા જેવો ડોળ કરતા તે મિથ્યાભિમાની મલ્લિકાર્જુનનો આપણે નાશ કરી શકીએ? એમ તમારા મનનો આશય જાણીને તમારો હુકમ ઉપાડવા માટે સમર્થ એવા મે હાથ જોડ્યા." તેની આ વિનતિ સાંભળીને તરત જ તે રાજા સામે લશ્કરનો ઉપરી બનાવીને પંચાંગ પ્રસાદ (શરીરનાં પાચે અંગો માટે પોષાક) આપીને બધા સામન્તો સાથે તેને મોકલ્યો. તે બીલકુલ રોકાયા વગર મજલો કરીને કોકણ દેશમાં પેઠો અને ન ઉતરાય એવા પૂરવાળી કલવિણી[૧૪] નામની નદી ઉતરીને સામે કાંઠે પડાવ નાખે છે ત્યા તેને લડાઇ માટે તૈયાર (થઇને આવેલો) ધારીને મલ્લિકાર્જુન રાજાએ તેના લશ્કરને મારીને વીખેરી નાખ્યુ. આ રીતે તેનાથી હારેલો તે સેનાપતિ મોઢું કાળુ કરી, કાળા વસ્ત્રો પહેરી, માથે કાળી છત્રી ઓઢી કાળા તબુમા રહેતો (પાટણ આવી પહોચ્યો) સોલકી રાજાએ આ જોઇને "આ કોના લશ્કરની છાવણી છે"? એમ પૂછ્યું. ત્યારે કોકણથી પાછા ફરેલા હારેલા આંબડ સેનાપતિની આ છાવણી છે એમ જવાબ મળતા, તેની શરમથી મનમા ચકિત થયેલા રાજાએ

૧૩ કોઇ ઝાડનું વિરહક નામ જાણવામા નથી.

૧૪ કલવિણી નદી એ ચીખલી અને વલસાડમાથી વહેતી કાવેરી. જુઓ મુંબઇ ગેઝેટીઅર પુ. ૧ ભા. ૧પ. ૧૮પ ટિ. ૪

(૪) અમે તો ભિક્ષાન્ન ખાઇએ છીએ, જીર્ણ વસ્ત્રો પહેરીએ છીએ અને જમીન ઉપર સુઇ રહીએ છીએ, અમે રાજાઓથી શુ કરીએ ?

અને રાજાએ જવાબ આપ્યો કે:—

(૫) એક જ મિત્ર છે; રાજા અથવા યતિ.
એક જ સ્ત્રી છે; સુંદરી અથવા ગુફા.
એક જ શાસ્ત્ર છે, વેદ શાસ્ત્ર કે અધ્યાત્મ શાસ્ત્ર
અને એક જ દેવ છે, વિષ્ણુ કે જિન.

આ પ્રમાણે મહાકવિઓએ કહેલુ હોવાથી પરલોક બાંધવા માટે તમારી સાથે મિત્રતા ઇચ્છુ છુ, એમ રાજાએ કહ્યુ, અને જેની ના ન પાડી હોય તે કબુલ કર્યું સમજવુ એ નિયમને અનુસરી, તે મહર્ષિની ચિત્તવૃત્તિ જાણી લઇને રાજાએ પોતાની પાસે, માણસોને જતાં આવતાં રોકનાર પ્રતિહારને, ગમે ત્યારે પોતાની પાસે શ્રી હેમાચાર્યને આવવા દેવાનો હુકમ પોતાને મોઢે કરી દીધો.

૧૦ હવે ત્યાં ( રાજા પાસે ) આવવા જવાનું થવા લાગતા અને રાજાએ સૂરિના ગુણોની સ્તુતિ કરવા માંડી એટલે રાજાના પુરોહિત આમિગે વિરોધથી કહ્યુ કે:—

(૬) અરે દભ તો જુઓ, વિશ્વામિત્ર પરાશર વગેરે જેઓ ફક્ત પાદડા અને પાન ખાઇને રહેતા તેઓ પણ સ્ત્રીના સુંદર મુખ કમળને જોઇને જ મોહિત થઇ ગયા છે, તો પછી જે માણસો દુધ, દહીં અને ઘીવાળો ખોરાક ખાય છે તેઓ તો ઇન્દ્રિય નિગ્રહ ક્યાથી જ રાખી શકે !

તેનાં આ વચનના જવાબમાં હેમચદ્રે કહ્યુ કે:—

(૭) હાથી અને ડુક્કરનું માંસ ખાનાર બળવાન સિંહ આખા વર્ષમાં માત્ર એક વખત વિષય ભોગ કરે છે, અને કઠોર કાંકરાનું ભોજન કરનાર હોવા છતાં નરપારેવો રોજ કામી થાય છે, એવું શું કારણ છે એ કહો જોઇએ.

આ રીતે એનું[૧૮] મોઢું બધ કરી દીએ એવો જવાબ અપાતાં રાજા પાસે કોઇ અદેખાએ કહ્યું કે "આ શ્વેતાંમ્બરો સૂર્યને પણ નથી માનતા " ત્યારે,

---

૧૮ આ પ્રસગમા મેરૂતુંગે લખેલુ પુરોહિતનુ આમિગ નામ સાચુ લાગે છે. કારણ કે સોમેશ્વરે પોતાના એક પૂર્વજનું આમિગ નામ લખ્યુ છે. ( જુઓ સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૨૬ ) પણ ત્યા એ કુમારપાલનો પુરોહિત હતો એમ નથી કહ્યુ. પ્ર. ચ.મા સિદ્ધરાજના પુરોહિત આમિગ સાથે ઉપરની ચર્ચા થયેલી

(૮) પ્રકાશનું ધામ એવા સૂર્યને અમે જ હૃદયમાં રાખીએ છીએ, કારણ કે તે અસ્ત થવાનું કષ્ટ જાણવામાં આવતાં અમે ભોજનનો ત્યાગ કરીએ છીએ.

આ પ્રમાણના બળથી અમેજ સૂર્યના ભક્તો છીએ અને તેઓ નથી એ રીતે તેઓનું મોઢું બંધ થયું. એક વખત દેવપૂજા વખતે મોહ રૂપી અંધકારને દૂર કરવામાં ચન્દ્ર જેવા શ્રી હેમચંદ્ર મહેલમાં આવ્યા ત્યારે શ્રી યશશ્ચન્દ્ર ગણિએ રજો હરણથી આસનને વાળીને ત્યાં કામળી પાથરી ત્યારે એનું રહસ્ય ન સમજીને રાજાએ " આ શા માટે ! " એમ પૂછ્યું. ત્યારે જવાબમાં કહેવામાં આવ્યું કે " અહીં કદાચ કોઈ જન્તુ હોય તો તેને કષ્ટ ન થાય એ માટે આ પ્રયત્ન છે. " " જ્યારે પ્રત્યક્ષ રીતે કોઇ જન્તુ દેખાય ત્યારે જ આમ કરવું યોગ્ય છે, તે શિવાય નકામો શ્રમ લેવાની જરૂર નથી " આવું યુક્તિ વાળું રાજાનું વચન સાંભળીને તે સૂરિએ જવાબ આપ્યો કે " રાજ્યમાં હાથી ઘોડા વગેરેનું લશ્કર કોઇ પણ શત્રુ રાજા ચડી આવે ત્યારેજ તૈયાર કરવામાં આવે છે કે પ્હેલેથી તૈયાર રાખવામાં આવે છે ? જેવો રાજ્યવ્યવહાર છે તેવો એ અમારો ધર્મવ્યવહાર પણ છે. " પછી શ્રી હેમાચાર્યના ગુણથી હૃદયમા ખુશી થયેલા રાજાએ પ્હેલાં કબુલ કરેલું રાજ્ય આપવા માંડયું ત્યારે બધાં શાસ્ત્રો વિરૂદ્ધ હોવાથી ( સૂરિએ ના પાડી ). તેઓએ કહ્યું કેઃ—

(૯) હે યુધિષ્ઠિર ! રાજાઓ પાસેથી દાન લઈ ને બળી ગયેલા બ્રાહ્મણોનો બળેલાં બીજમાથી અંકુર ન ફૂટે તેમ પુનર્જન્મ નથી થતો.[૧૯]

આ પુરાણનું વચન; અને જૈનશાસ્ત્ર નીચે પ્રમાણે છેઃ—

ગૃહસ્થ પાસેથી મળે ત્યાં સુધી રાજાનું અન્ન શા માટે લેવું ?

આ પ્રકારના તેમના ઉપદેશથી મનમા ચકિત થયેલો રાજા શ્રી પાટણ પોચ્યો.

---

એમ વર્ણન છે. ઉપરના ૬, ૭ એવા શ્લોકો પ્રઃ ચં ના મળે છે ( હે. સં. પ્ર. શ્લો. ૧૭૬, ૧૭૮ ) સિદ્ધરાજનો પુરોહિત કુમાર નામનો સોમેશ્વરનો પૂર્વજ હતો એમ સોમેશ્વરે કહ્યુ છે ( સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૨૨ ). મુદ્રિત કુમુદ ચન્દ્રપ્રકરણમાં આલિગને રાજગુરૂ કહ્યો છે. એને જ સચિવ પણ કહ્યો છે. મુ. કુ. પ્ર.મા આલિગ. જૈન સાધુઓની નિન્દા કરે છે અને દેવસૂરિ તેનો જવાબ આપે છે એવું વર્ણન છે.

૧૯ પુનર્જન્મ નથી થતો એટલે ફરી બ્રાહ્મણ જન્મ નથી મળતો એમ અર્થ હોવો જોઈએ

૧૧ એક વખત રાજાએ મુનિને પૂછ્યુ કે " અમારો યશ કલ્પના અન્ત સુધી કેવી રીતે રહે ? ' એ પ્રમાણે રાજાની વાણી સાભળીને " વિક્રમાદિત્ય પેઠે જગતને ઋણ રહિત કરો અથવા સોમેશ્વરનું લાકડાનુ મન્દિર પાણી પાસે હોઇને સમુદ્રના પાણીની છોળોથી લગભગ ધમાઇ ગયુ છે તેનો જીર્ણોદ્ધાર કરો તો તમારી કીર્તિ કલ્પના અન્ત સુધી રહે ' આ પ્રમાણે ચદ્રના પ્રકાશ જેવી શ્રી હેમચન્દ્રની વાણીથી રાજાનો આનંદ સમુદ્ર ઉછળી રહ્યો અને તેણે એ મહર્ષિને જ પિતા રૂપ ગુરૂ રૂપ અને દૈવતરૂપ માન્યા તેઓ બ્રાહ્મણોની કોઇ વખત નિન્દા નથી કરતા એમ રાજા જાણતા હતા પછી તેજ દિવસે જ્યોતીએ બતાવેલા મુહૂર્ત સોમેશ્વરના મદિરના ઉદ્ધાર માટે ત્યા પચોલીને મોકલીને મદિરનો આરંભ કરાવ્યો

૧૨ એક વખત શ્રી હેમચન્દ્રના અલૌકિક ગુણો વડે જેનું હૃદય ખેચાયેલુ છે એવા રાજાએ શ્રી ઉદયન મત્રીને પૂછ્યુ કે ' સમગ્ર વશના અલકાર રૂપ આવા પુરૂષ રત્નનો કયા દેશમા અને સર્વ ગુણોની ખાણ જેવા કયા શહેરમાં જન્મ થયો છે ' ? ત્યારે તે મત્રીએ જન્મથી આરભી એમનું પવિત્ર ચરિત્ર નીચે પ્રમાણે કહ્યું —[૨૦]

અર્ધાષ્ટમ નામના દેશમા ધધુકા શહેરમા શ્રી મોઢવશમાં ચાચિગ નામનો એક વેપારી હતો. સતીઓમા શ્રેષ્ઠ એવી, જિન શાસનની દેવી જેવી અને શરીરધારી લક્ષ્મી જેવી પાહિણી નામની તેને સ્ત્રી હતી એને ચામુડાદેવી તથા ગોનસ (યક્ષ) ના પ્હેલા અક્ષરોથી જેનુ નામ બન્યું છે તેવા ચાગદેવ નામનો તેને પુત્ર થયો તે આઠ વર્ષની ઉમ્મરનો હતો ત્યારે શ્રી દેવચંદ્રાચાર્ય તીર્થયાત્રા માટે નીકળેલા તે ધધુકામા મોઢ વસહિકા (મોઢોએ બધાવેલા મદિર)મા દેવને નમસ્કાર કરવા માટે ગયા, ત્યા સરખી ઉમ્મરના બાળકો સાથે રમતો ચાગદેવ એકાએક શ્રી દેવચદ્ર માટેની સિંહાસન ઉપર પાથરેલી ગાદી ઉપર બેસી ગયો એ વખતે તેનાં અગ પ્રત્યગોના જગતથી જુદા લક્ષણો જોઇને આ જો ક્ષત્રિય કુળમા જન્મ્યો હોય તો ચક્રવર્તી રાજા થાય, જો વાણીઆ બ્રાહ્મણમા જન્મ્યો હોય તો

૨૦ આ પ્રમાણે આમુકપરિચય પછી રાજા પૂછે છે અને ઉદયનમત્રી હેમાચાર્યના જન્મ અને દીક્ષાની કથા કહે છે એમ મેરૂતુગે વર્ણન કર્યું છે પણ કુમારપાલ પ્રતિબોધ પ્રમાણે રાજાને ધર્મ સ્વરૂપ સમજવાની ઇચ્છા થતા વાગ્ભટ (બાહડ) હેમચદ્રનો પરિચય કરાવે છે અને તેના જન્મની તથા દીક્ષાની વાત કરે છે (જુઓ કુ પ્ર સપ્ર ૧ પૃ ૫) પછી કુમારપાલ હેમચદ્ર પાસે જાય છે અને તેની પાસેથી અહિંસાનો તથા સાચા ધર્મનો બોધ સાભળે છે (એજન)

મહામાત્ય થાય, અને જો ધર્મની દીક્ષા લીએ તો યુગ પ્રધાન પેઠે કળિયુગમા પણ સત્ય યુગને ઉતારે એવો આચાર્ય થાય." એ રીતે વિચાર કરીને તેને મેળવવાની ઇચ્છાથી તે નગરના વેપારીઓ સાથે ચાચિગને ઘેર જઈને જોયું, તો ચાચિગને પરગામ ગયેલો જોયો એ વખતે તેની વિવેક વાળી પત્નીએ આવકાર વગેરે વડે સંતુષ્ટ કરેલા શ્રી દેવચન્દ્રાચાર્યે "અમે તારા દીકરાને માગવા અહીં આવ્યા છીએ" એમ કહ્યુ ત્યારે પોતાને રત્નને ધારણ કરનારી માનીને હર્ષનાં આંસુ વહેવરાવતાં તેણે કહ્યુ કે "શ્રી સંઘ તીર્થંકરોને પણ માનનીય છે; એ મારા દીકરાને માગે છે એ તો હર્ષનું કારણ છે છતાં એમા ખેદની વાત એટલાજ છે કે આના બાપ અત્યત મિથ્યા દૃષ્ટિ (અજૈન) છે. વળી એવા પણ તે હાલમાં ગામમાં નથી." ત્યારે તે વેપારીઓએ "તમે આપો" એમ કહેતાં પોતાને માથેથી દોષ ઉતારવા માતાએ ડહાપણથી અસાધારણ ગુણોના પાત્રરૂપ પુત્ર તે ગુરૂને આપ્યો તે પછી તેણે ગુરૂનું શ્રીદેવચન્દ્રસૂરિ નામ જાણ્યુ. તે ગુરૂએ તે બાળકને "તું શિષ્ય થાઇશ" એમ પૂછ્યુ એટલે તેણે હા પાડી અને તે છોકરો પણ ધંધુકેથી પાછા ફરેલા દેવચન્દ્રાચાર્ય સાથે કર્ણાવતી આવ્યો ત્યાં ઉદયનમત્રીના ઘરમાં તેના પુત્રો સાથે બાળકોને સાચવનારા માણસો પાસે એ રહેતો હતો ત્યાં બ્હાર ગામથી આવેલા ચાચિગે તે વૃત્તાન્ત જાણીને દીકરાનુ મોઢું જોયા પ્હેલાં બીલકુલ ખોરાક ન લેવાની પ્રતિજ્ઞા લીધી અને પોતે ગુરૂનું નામ જાણી લઇ કર્ણાવતી ગયો અને તેના મકાનમાં આવી ક્રોધમા હોવાથી જરાક નમીને પ્રણામ કર્યા. ગુરૂએ દીકરાના મળતાપણા ઉપરથી ઓળખી કાઢી પોતે ચતુર હોવાથી જુદી જુદી રીતે સત્કાર કર્યો પછી ત્યાં બોલાવાયેલા ઉદયનમંત્રીએ ધર્મબન્ધુની બુદ્ધિથી પોતાને ઘેર તેડી જઇ પોતાનો મોટોભાઇ હોય એવી ભક્તિથી તેને જમાડયો પછી તેના પુત્ર ચાંગદેવને તેના ખોળામા બેસારી પાચે અંગો માટે ભેટ, ત્રણ વસ્ત્ર, અને ત્રણ લાખ રોકડા તેની આગળ મુકી તેનો સત્કાર કર્યો. ત્યારે તેને ચાચિગે કહ્યુ. "ક્ષત્રિયની કિંમત ૧૦૮૦, ઘોડાની કિંમત ૧૭૫૦, અને કાંઇ ન કરે એવા પણ વાણીઆની કિંમત નવાણુ હાથીઓ એટલે કે ૯૯ લાખ, તમે તો ત્રણ લાખ આપવાના કરીને ઉદારતાને બ્હાને લોભીપણુ દેખાડો છો મારો પુત્ર તો અમૂલ્ય છે, અને તમારી ભક્તિ અતિ અમૂલ્ય છે માટે એની કિંમત તરીકે એ ભક્તિજ ભલે રહી. આ દ્રવ્યનો ઢગલો તો મારે શિવનિર્માલ્ય પેઠે અસ્પૃશ્ય છે." આ રીતે ચાચિગે પુત્રના સ્વરૂપનું વર્ણન કર્યું એટલે આનંદથી જેનું મન ભરાઇ ગયુ છે એવા ઉદયનમંત્રીએ અતિશય ઉલ્લાસથી

"વાહ, વાહ," એમ કહેતાં કહેતાં તેને ભેટીને પછી કહ્યું કે "મને પુત્રરૂપે આપ્યો હોત તો મદારીના વાંદરા પેઠે બધા લોકોને પગે લાગતો માત્ર અપમાન પામવાને યોગ્ય થાત. ગુરૂને આપ્યો તો ગુરૂપદને પ્રાપ્ત કરીને બાલચન્દ્ર પેઠે આખા જગતને નમસ્કાર યોગ્ય થશે. માટે જેમ યોગ્ય લાગે તેમ વિચાર કરીને બોલો." ત્યારે તેણે કહ્યું કે "તમારો વિચાર કબુલ છે." એટલે તેને ગુરૂ પાસે તેડી ગયા અને તેણે ગુરૂને પોતાનો દીકરો આપી દીધો. પછી પોતાના પુત્રના ત્યાગનો યાચિગે ઉત્સવ કર્યો. પછી તે અપ્રતિમ પ્રતિભાવાળો હોવાથી ગર્વ વિદ્યારૂપ સમુદ્રને અગસ્ત્ય પેઠે પી ગયો. સર્વ વિદ્યાઓ ભણી લીધી, અને ગુરૂએ આપેલા હેમચન્દ્ર નામથી તે પ્રખ્યાત થયો. પછી સર્વ સિદ્ધાન્તોનું જ્ઞાન જેની બુદ્ધિમાં ઉતરી ગયું છે અને જે સૂરિમાં હોવા જોઇતા ૩૬ ગુણોથી યુક્ત છે એવા તેને ગુરૂએ સૂરિપદ આપ્યું. આ પ્રમાણે ઉદયનમંત્રીએ કહેલી હેમાચાર્યના જન્મની વાત જાણી રાજાને ખૂબ આનંદ થયો.[૨૦]

૧૩ હવે શ્રીસોમનાથ દેવનું મંદિર બંધાવવાનો આરંભ થતાં પાયાનો પથરો[૨૧] મુકાયાનો પંચોલીએ મોકલેલો વધામણીનો કાગળ આવતાં શ્રીહેમચંદ્રને એ પત્ર બતાવીને "આ મંદિરનો પ્રારંભ કેમ નિર્વિઘ્ને પૂરો થાય?" એમ રાજાએ પૂછ્યું એટલે કાંઇક યોગ્ય વિચાર કરીને ગુરૂએ જવાબ આપ્યો કે "આ ધર્મકાર્યમાં વચ્ચે આવતું વિઘ્ન ટાળવા માટે મંદિર ઉપર ધજા ચડે ત્યાં સુધી નિષ્કપટ બ્રહ્મચર્ય પાળવાનો અથવા મદ્ય અને માંસ તજી દેવાનો એમાંથી એક નિયમ લીઓ." એમનું આ વચન સાંભળીને મદ્ય અને માંસનો નિયમ લેવાની ઇચ્છા કરીને શ્રીનીલકંઠ ઉપર પાણી મુકીને તે નિયમ ગ્રહણ કર્યો. બે વર્ષ પછી કળશ અને ધજા ચડાવવા જેટલું તે મંદિર તૈયાર થઇ જતાં, તે નિયમ છોડવાની ઇચ્છાથી ગુરૂની રજા માગતાં તેઓએ કહ્યું કે "જો આ તમે કરાવેલા મંદિરમાં ભગવાનશંકરના દર્શન

---

૨૦ હેમચન્દ્રના વૃત્તાન્ત માટે સરખાવો કુ પ્રતિબોધ, પ્ર ચ માં હેમચન્દ્ર સૂરિપ્રબંધ તથા જયસિંહ સૂરિ વગેરેના કુમારપાલ ચરિત્રના ગ્રન્થો.

૨૧ પહેલાં છપાયેલી પ્રતમાં શિલાશિલાનિવેશ શબ્દો છે અને શા દિ શાસ્ત્રીએ 'શિખરનો આરંભ થયો' એવો અર્થ કર્યો છે. પણ શબ્દ જેનો એ બરાબર નથી એટલે અમુક પ્રતો ઉપરથી ટોની પેઠે મેં પણ શિલાન્યાસપાઠ પસંદ કર્યો છે અને પાયાનો પથરો અર્થ કર્યો છે

કરવાની ઇચ્છા હોય તો તે યાત્રા પૂરી થાય ત્યારે નિયમ છોડવાનો યોગ્ય વખત આવે." આમ કહીને શ્રીહેમચન્દ્રમુનિ ઉઠયા ત્યારે એમના છત્રીશ ગુણોવડે જેના હૃદયમાં એમના પ્રતિ અતિ પ્રેમ ઉત્પન્ન થયો છે એવા રાજાએ સભામાં એમની એકલાનીજ પ્રશંસા કરી ત્યારે કારણ વગર વૈર રાખનાર, રાજાના પાસવાનોએ હેમચન્દ્રનું તેજ ન ખમી શકવાથી:—

(૧૧) ક્ષુદ્ર માણસો ઉજ્જ્વલ ગુણવાળાને ઉન્નતિ પામેલો કોઇ રીતે દેખી શકતા નથી, પતંગીયું પોતાના શરીરને બાળીને પણ બળતા દીવાને ઠારી નાખે છે.

એ વચનમાં કહ્યા પ્રમાણે ચાડીઆપણાનો દોષ વ્હોરી લઇને પણ તેના દોષો કહેવા માંડયા કે 'આ (હેમચંદ્ર) તો (રાજાની) મરજીને અતિશય અનુસરનારો સેવાધર્મમાં કુશળ છે એટલે રાજાને ગમતું જ બોલે છે. જો એમ ન હોય તો સવારે આવે ત્યારે તેને શ્રી સોમેશ્વરની યાત્રા માટે ખૂબ આગ્રહ કરવો." રાજાએ એમ કર્યું, એટલે હેમચન્દ્રસૂરિએ કહ્યું કે "ભૂખ્યાને વળી જમવાના નોતરામાં આગ્રહની શુ જરૂર ? ઉત્કંઠાવાળા માણસને મોરનો કેકારવ સંભળાવવાની શું જરૂર ? એ લોકરૂઢી પ્રમાણે તપસ્વીઓ જેનો તીર્થયાત્રાનો ખાસ અધિકાર છે તેઓને રાજાએ આગ્રહ કરવાની કયાં જરૂર છે ?" આ રીતે ગુરૂએ (યાત્રાનો) સ્વીકાર કરતાં "તમારે લાયક સુખાસન (પાલખી) વગેરે શું વાહન જોઇશે ? જે જોઇએ તે લીઓ." એમ કહેતાં "અમે પગે ચાલતા ચાલતા જ જવામાં યાત્રાનું પુણ્ય માનીએ છીએ. હવે અમે હમણાં જ રજા લઇ, રોજ થોડું થોડું ચાલી, શ્રી શત્રુંજય, ગિરનાર વગેરે મહાતીર્થોને નમસ્કાર કરી શ્રી સોમનાથ પાટણમાં તમારા પ્રવેશ વખતે તમને મળશું." આમ કહી (ગયા અને) તેમણે તેમજ કર્યું.

૧૪ રાજા સર્વ સામગ્રી સાથે કેટલાંક પ્રયાણો કરીને શ્રી પાટણ પહોંચ્યા, ત્યાં શ્રી હેમચન્દ્રમુનિ મળવાથી તેને અત્યંત આનંદ થયો. અને સામે આવેલા ગંડ. શ્રી બૃહસ્પતિ જેમા પાળા ચાલતા હતા એવા મોટા ઉત્સવથી શહેરમાં પ્રવેશ કરી શ્રી સોમેશ્વરના મંદિરનાં પગથીઆં ચડતાં જમીન ઉપર આળોટી પ્રણામ કરીને તથા લાંબા કાળની ઉત્કંઠાના અપ્રમેય આનંદથી શ્રી સોમેશ્વરના લિંગને ખૂબ દાબીને ભેટયા પછી "આ (હેમચન્દ્ર) જિન સિવાય બીજાને નમસ્કાર નથી કરતા" એવાં મિથ્યાદષ્ટિવાળા (અજૈન) ઓનાં વચનથી જેનું ચિત્ત ભમી ગયું હતું એવા રાજાએ શ્રીહેમચન્દ્રને નીચે પ્રમાણે વચન કહ્યું. "જો યોગ્ય લાગે તો આ મનોહર ઉપચારોવડે આપ

શ્રી સોમેશ્વરની પૂજા કરો." 'હા ઠીક' એમ પ્રતિજ્ઞા કરીને રાજાના ભંડારમાંથી આવેલું સુંદર પવિત્ર વસ્ત્ર પહેરીને રાજાના કહેવાથી શ્રી બૃહસ્પતિએ[22] જેનો હાથ ઝાલ્યો છે એવા હેમચન્દ્રે મંદિરનો ઉંબરો ઓળંગી, જરા વિચાર કરીને, આ મંદિરમાં કૈલાસનિવાસી મહાદેવ સાક્ષાત વસે છે એ વિચારથી જેના શરીરના રૂવાંડાં ઉભાં થઇ ગયાં છે એવા હેમચન્દ્રે "આ ઉપહારને બમણો કરો" એમ કહીને શિવપુરાણમાં કહેલ દીક્ષાવિધિ પ્રમાણે આવ્હાનન, અવગુંઠન, મુદ્રા, મંત્ર, ન્યાસ, વિસર્જન વગેરે ઉપચારોવડે પંચોપચારવિધિથી શિવનું પૂજન કરીને છેવટ —

(૧૧) જે તે સમયમાં, જે તે રીતે, જે કાંઇ નામથી જે તમે હો તે હો, પણ જો તમે જે એકજ દોષરહિત છે તે હો તો, હે ભગવન્ તમને નમસ્કાર છે.[23]

(૧૨) સંસારના બીજને અંકુર ઉત્પન્ન કરનારા રાગ વગેરે જેના ક્ષીણ થઇ ગયા છે તે બ્રહ્મા હો, વિષ્ણુ હો, કે મહેશ્વર હો તેને નમસ્કાર છે.

વગેરે સ્તુતિવડે, બધા રાજલોક સાથે આશ્ચર્યયુક્ત રાજા જોતા હતા, ત્યાં દંડવત્‌પ્રણામપૂર્વક સ્તુતિ કરીને શ્રી હેમાચાર્ય શાંત થયા ત્યારે તે રાજાએ શ્રી બૃહસ્પતિએ પૂજાવિધિ બતાવ્યા પ્રમાણે અતિશય શ્રદ્ધાથી શિવપૂજન કરીને ધર્મશિલા ઉપર તુલાપુરુષ (પોતાના વજન જેટલું સોનું આપવું તે), ગજદાન વગેરે મહાદાનો આપીને, કપૂરની આરતી ઉતારી પછી બધા રાજવર્ગને દૂર ખસેડીને સોમેશ્વરના ગર્ભ ગૃહમાં પ્રવેશ કરીને શ્રીહેમચન્દ્રને કહ્યું કે "મહાદેવ જેવો કોઈ દેવ નથી, મારા જેવો કોઇ રાજા નથી અને તમારા જેવો કોઇ મહર્ષિ નથી, આ રીતે સદ્‌ભાગ્યની મહત્તાથી અહીં આ ત્રણનો સંયોગ થયો છે. માટે અનેક દર્શનોએ જુદા જુદા દેવને પ્રતિષ્ઠા

૨૨ કુમારપાલના વખતમાં સોમનાથના પૂજારી મઠપતિ શ્રી બૃહસ્પતિ હતા એ વાત ખરી છે. એ મોટા પાશુપતાચાર્ય હતા. સોમનાથનો ઉપર વર્ણવેલ જીર્ણોદ્ધાર ખરી રીતે એમને હાથે જ થયો હતો. જુઓ (વિ સં. ૧૨૨૫ ની ભાવબૃહસ્પતિની સોમનાથ પ્રશસ્તિ)

૨૩ હેમચન્દ્ર કુમારપાલની સાથે સોમનાથ પાટણ ગયા ત્યારે તેણે ઉપરના શ્લોકોથી સ્તુતિ કરી એમ મેરૂતુંગે કહ્યું છે. પણ પ્ર ચ.માં સિદ્ધરાજ સાથે હેમચન્દ્ર ગયેલા ત્યારે આ શ્લોકથી સ્તુતિ કરી એમ વર્ણન છે. (જુઓ હે ચૂ. પ્ર. શ્લો ૩૧૦ થી ૩૪૬) પણ જયસિંહસૂરિ, જિનમંડનગણિ વગેરે મેરૂતુંગને અનુસરે છે.

આપેલી હોવાને લીધે દેવતત્ત્વ સંદિગ્ધ છે માટે મુક્તિ આપે એવા કયા દેવ છે એ વાત તમે આ તીર્થમાં મને સાચેસાચી કહી દો." આના જવાબમાં શ્રી હેમાચાર્યે બુદ્ધિપૂર્વક થોડો વિચાર કરીને રાજાને કહ્યું કે "પુરાણો કે દર્શનોનાં વચનોને રહેવા દઈને શ્રી સોમેશ્વરનાં જ પ્રત્યક્ષ દર્શન તમને કરાવું છું. જેથી તેની પાસેથી જ મુક્તિનો માર્ગ કયો છે તે તમે જાણી શકશો." આ વાક્યથી આશ્ચર્યચકિત થયેલા રાજાએ "શું આ વાત પણ બની શકે છે?" એમ પૂછ્યું. ત્યારે શ્રી હેમાચાર્યે જવાબ આપ્યો કે "અહીં દેવતત્ત્વ તિરોહિત છે એ ચોક્કસ છે, તો પછી આપણે ગુરુએ બતાવેલ રીત પ્રમાણે નિશ્ચલ આરાધના કરીએ તો એ રીતે દેવ (આપણા બેયનાં કાર્ય)ની સિદ્ધિ થતાં દેવનો આવિર્ભાવ સહેલો છે. હવે હું ધ્યાન કરું છું અને તમારે કાળો અગર નાખ્યા કરવો (ધૂપદાનમાં) અને ત્ર્યમ્બક(શંકર) પ્રત્યક્ષ દર્શન આપીને ના પાડે ત્યાં સુધી નાખવાનું ચાલુ રાખવું." પછી એ બેયે એ પ્રમાણે કરવા માંડતાં, ધૂપના ધુમાડાથી ગર્ભગૃહમાં અંધારું થઈ ગયું, અને નક્ષત્રમાળા (એક પ્રકારની દીવી)ના દીવાઓ ઠરી ગયા ત્યારે એકાએક સૂર્યના તેજ જેવો પ્રકાશ ફેલાઈ રહ્યો અને રાજાએ સંભ્રમથી આંખ ચોળીને જોયું તો જલાધારી ઉપર ઉત્તમ સુવર્ણના જેવી કાંતિવાળા, જેનું સ્વરૂપ ચર્મચક્ષુઓવાળાંને દેખાવું મુશ્કેલ, અપ્રતિમ તથા કલ્પી ન શકાય એવું છે તેવા તપસ્વીને જોયા. પછી તેનો પગના અંગુઠાથી તે જટા સુધી પોતાના હાથથી સ્પર્શ કરીને એ દેવતાજ આવ્યા છે એમ નિશ્ચય કરીને, ભક્તિપૂર્વક પોતાનાં પાંચે અંગોવડે જમીનને અડીને તેને પ્રણામ કર્યા અને પછી રાજાએ નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી. "હે જગદીશ! આપનાં દર્શનથી આ નેત્રો કૃતાર્થ થયાં, હવે ઉપદેશથી આ કાનને કૃતાર્થ કરો." આ રીતે વિજ્ઞપ્તિ કરીને રાજા બોલતા બંધ થયા કે મોહરૂપી રાતને દૂર કરવામાં સૂર્ય જેવા તેના મુખમાંથી નીચેની વાણી નીકળી. "હે રાજા! આ મહર્ષિ સર્વદેવોનો અવતાર છે. તેઓ જરાય પડદા વગર પરબ્રહ્મને જોઈ શકે છે તથા હાથમાં રાખેલા મોતીપેઠે ત્રણે કાળનું સ્વરૂપ એના જાણવામાં છે. તેઓ મુક્તિના જે માર્ગનો ઉપદેશ કરે તેને મુક્તિનો ચોક્કસ માર્ગ જાણજો." આટલો ઉપદેશ આપીને ભૂતપતિ (શંકર) અંતર્ધાન થઈ જતાં અને રાજા જાગૃત થતાં, પ્રાણાયામથી રોકેલા પવનનું જેણે રેચન કર્યું છે તથા દૃઢ વાળેલા આસનને જેણે શિથિલ કર્યું છે એવા શ્રી હેમચન્દ્રે જ્યાં "રાજા" એમ સંબોધન કર્યું ત્યાં તો ઇષ્ટદેવતના સંકેતથી જેણે રાજ્યનું અભિમાન તજી દીધું છે એવા રાજાએ 'હે જીવ! (ગુરુના) પગ પકડી લે' એમ કહેતાં કહેતાં

વિનયથી માથુ નમાવીને "મારે શુ કરવુ તે કહો" એમ કહ્યુ પછી ત્યાં જ રાજા પાસે આખી જીંદગી સુધી માસ અને મદિરાના ત્યાગનો નિયમ લેવરાવી ત્યાંથી રાજા અને ગુરૂ બ્હાર નીકળ્યા અને શ્રી અણહિલપુર પહોચ્યા[૨૪]

(૧૫) શ્રી જિનના મોઢામાંથી નીકળેલ હોવાથી પવિત્ર કરનાર એવી શુદ્ધ સિદ્ધાન્ત (જૈનધર્મ)ની વાણીથી જાગૃત થયેલા રાજાએ પરમ આર્હતનુ બિરૂદ પ્રાપ્ત કર્યું[૨૫] અને તેણે માગણી કરવાથી હેમાચાર્ય પ્રભુએ ત્રિષષ્ટિ શલાકાપુરૂષ ચરિત અને વિંશતિ વીતરાગ સ્તુતિવાળુ પવિત્ર યોગશાસ્ત્ર એ બે ગ્રન્થો લખ્યા વળી પ્રભુની આજ્ઞાથી પોતાનો હુકમ માનનાર અઢાર દેશોમા ચૌદ વર્ષ સુધી પ્રાણિમાત્રની મારી (હિંસા)નો રાજાએ નિષેધ કર્યો[૨૬] જુદા જુદા દેશમા મળીને ૧૪૪૪ વિહારો કરાવ્યા સમ્યગ્જ્ઞાનથી લેવા યોગ્ય લાગતા બાર વ્રતોનો અંગીકાર કર્યો[૨૭] તેમા અદત્તાદાન (ન આપેલું લેવા)ના ત્યાગરૂપ ત્રીજા વ્રતનું વ્યાખ્યાન થતા તેમાથી કેવળ પાપનું બખન કરનાર રૂદતીવિત્તના[૨૮] દોષો જાણવામા આવ્યા એટલે રાજાએ તેના-રૂદતીવિત્ત ઉઘરાવવાના

---

૨૪ હેમચન્દ્ર અને કુમારપાલને સોમનાથ દર્શન આપ્યાની વાત હેમચન્દ્રે પોતે નથી લખી, પ્ર ચ મા પણ નથી, પરંતુ જયસિંહસૂરિના કુ ચ. મા તથા જિ ગણિના કુ ? મા ઉપર પ્રમાણે જ છે

૨૫ કુમારપાલના અનેક ઉત્કીર્ણ લેખો મળ્યા છે પણ તેમાથી માત્ર એક જ સ. ૧૨૨૧ ના જબાલીપુરના લેખમા કુમારપાલને 'હેમસૂરિપ્રબોધિત પરમાર્હત' કહેલ છે.

૨૬ મોહપરાજયમા બાર વર્ષ સુધી હિંસાનુ નિવારણ કર્યું એમ કહ્યુ છે (અ. ૪ પૃ ૧૦૨) મતલબ કે આ નિયમ લીધા પછી કુમારપાલ ચૌદ કે બાર વર્ષ સુધી જીવ્યો

૨૭ કુમારપાલે જૈન ધર્મગ્રહણ કરીને શું શું કર્યું એનું વર્ણન કુમારપાલ પ્રતિબોધમા નીચે પ્રમાણે મળે છે કુમારપાલે સર્વ ગામનગરોમા જીવદયા પાળવાની આજ્ઞા કરી. (પૃ ૪૧) રાજાએ માસનો ત્યાગ કર્યો (પૃ ૪૨), રાજાએ દ્યૂતનો ત્યાગ કર્યો તથા નિષેધ કર્યો (પૃ ૭૬), મદ્યપાનનો ત્યાગ કર્યો (પૃ ૮૨) ચૌર્યનો તથા મરેલાના ધનનો ત્યાગ કર્યો (પૃ ૧૧૪)

૨૮ રૂદતીવિત્ત એટલે અપુત્ર પુત્ર વ રસ મુકયા વગર-મરી જનારની સ્ત્રી રોતી રહે અને તેનુ ધન તેને માટે ખોરાકીપોશાકી જેટલું રાખી રાજા લઈ જાય એ ધનનો ત્યાગ કુમારપાલે આ કરબધ કર્યો એમ કહીને જૈનલેખકો તેના બહુ વખાણ કરે છે.

અધિકારી પચોલીને બોલાવીને ૭૨ લાખનો તેનો પટ્ટો ફાડીને (તે લાગો) મુકી દીધો એ રાજહક છોડી દીધો એ માટે વિદ્વાનોએ તેની નીચે પ્રમાણે સ્તુતિ કરી –

(૧૩) પહેલાના રઘુ, નહુષ, નાભાગ અને ભરત વગેરે સત્યયુગમા ઉત્પન્ન થયેલા રાજાઓએ પણ જે નહોતું છોડયુ તે રૂદતીવિત્ત હમણા, હે કુમારપાલ રાજા ! તેં છોડી દીધુ માટે તું ભોગ ( રાજા )ઓના માથાનો મુકુટમણિ છો

અને શ્રીહેમાચાર્ય પ્રભુએ નીચે પ્રમાણે આ પ્રશસાને અનુમોદન આપ્યુ

(૧૪) પુત્ર વગર મરી જનારાઓનું ધન લેનાર રાજા તેનો પુત્ર થાય છે અને સંતોષથી તે છોડી દેનાર તું ખરેખર રાજપિતામહ ( રાજાઓનો દાદો ) છો

૧૬ હવે સોરઠ દેશના સુવર નામના ( બહારવટીઆ ? ) સામે લડવા માટે શ્રીઉદયનમંત્રીને લશ્કરનો નાયક બનાવીને આખા લશ્કર સાથે રાજાએ મોકલ્યો અને તે શ્રી વઢવાણ પોચ્યો કે બધા મડલેશ્વરોને આગળ વધવાનું કહીને પોતે શ્રીયુગાદિદેવના ચરણોને પ્રણામ કરવાની ઇચ્છાથી શેત્રુજે ગયો અને વિશુદ્ધ શ્રદ્ધાથી દેવની પૂજા વગેરે કરીને જ્યા વિધિ પ્રમાણે મન્દિરની વદના કરે છે, ત્યા દીવીમાથી બળતી વાટ લઇને એક ઉંદર તે લાકડાના મદિરના એક દરમા પેસતો હતો તેની પાસેથી દેવ મદિરના રખેવાળોએ વાટ છોડાવી દીધી એ પછી પોતાની સમાધિ છુટી જવાથી તે મંત્રીએ લાકડાના દેવ મદિરના નાશની બીકથી દેવની સન્મુખ તે મન્દિરનો જીર્ણોદ્ધાર કરવાની ઇચ્છાથી એક ભક્ત ( આ મદિરનો જીર્ણોદ્ધાર નહિ કરૂ ત્યાં સુધી એકજ વખત એકજ વસ્તુ જમીશ) વગેરે નિયમો લીધા પછી ત્યાથી નીકળી લશ્કરની છાવણીમા પોચી ગયો અને તે શત્રુ સાથે લડાઈ થતા શત્રુઓએ રાજાના લશ્કરને હરાવવાથી શ્રીઉદયન પોતે લડવા ઉઠયો ત્યા શત્રુના ઘાથી જેનું શરીર જર્જરિત થઈ ગયુ છે એવા શ્રીઉદયનને જ્યારે રહેઠાણમા લઇ ગયા ત્યારે તેઓ ત્યા આવે એ રીતે રોવા લાગ્યા સ્વજનોએ તેનુ કારણ પૂછતાં મંત્રીએ કહ્યુ કે 'મૃત્યુ નજીક આવી ગયુ અને શ્રી શેત્રુજાનો તથા શકુનિક વિહારનો જીર્ણોદ્ધાર કરવાની ઇચ્છા મનમા રહી માટે દેવકરણ માથે રહી ગયુ" ત્યારે તેઓએ કહ્યુ કે 'વાગ્ભટ અને આમ્રભટ નામના તમારા પુત્રો નિયમો લઇને એ બેય તીર્થોનો ઉદ્ધાર કરશે અને એ બાબતમા અમે જમાન છીએ" આ રીતે તેઓએ કબુલ કરવાથી જેનું શરીર રોમાંચિત થઇ ગયુ છે એવા,

પોતાને ધન્ય માનનાર તે મંત્રીએ છેવટની આરાધના માટે કોઈ સાધુની શોધ કરવા માંડી. એવો કોઈ સાધુ ન મળવાથી (પાસેનાં માણસોએ) કોઈ પણ વંઠ (ભાંડ)ને સાધુનો વેષ પહેરાવી મન્ત્રી આગળ ઊભો રાખ્યો. એટલે તેના ચરણ કપાળે અડાડીને તથા તેની આગળ દશ પ્રકારની આરાધના કરીને શ્રીઉદયને પરલોકમાં ગતિ કરી. અને ચંદનતરૂની નજીક રહેલા ક્ષુદ્ર લાકડામાં જેમ તેની સુગંધ બેસી જાય તેમ વંઠ ઉપર તે (ઉદયન)ની વાસનાની સુગંધ લાગવાથી તેણે અનશન વ્રત લઈને (અન્ન ત્યાગ કરીને) ગિરનારમાં પોતાનો દેહ પાડી નાખ્યો.[૨૯]

૧૭ પછી અણહિલ્લપુર આવેલા તે સ્વજનોએ વાગ્ભટ અને આમ્રભટને તે વૃત્તાન્ત જણાવ્યો, એટલે તેઓએ તેજ નિયમો લઈને જીર્ણોદ્ધારનો આરંભ કર્યો બે વર્ષે શ્રીશત્રુંજા ઉપરનું મંદિર પૂરૂં થયું ત્યારે ત્યાંથી આવેલા ખાસ માણસે આપેલી વધામણી વંચાતી હતી ત્યાં તો બીજા માણસે આવી મંદિરમાં ફાટ પડયાના ખબર આપ્યા એ તપાવેલા જસત જેવી વાણી સાંભળીને શ્રીકુમારપાલ રાજાની રજા લઈને મહં. શ્રી કપર્દીને શ્રીકરણ મુદ્રા[૩૦]નો અધિકાર સોંપીને ચાર હજાર ઘોડાઓ (ઘોડેસ્વારો) સાથે શ્રીશત્રુંજાની તળેટીમાં પોચી ત્યાં પોતાના નામથી વાગ્ભટપુર વસાવ્યું પછી પ્રદક્ષિણા ફરવાની ગલીવાળા મંદિરમાં, એ ગલીમાં પેઠેલો વાયુ બ્હાર ન નીકળી શકવાથી મંદિરની દિવાલમાં ફાટ પડે છે એમ ત્યાંના કારીગરોએ નક્કી કરીને કહ્યું. હવે પ્રદક્ષિણા માટેની ગલી રાખ્યા વગર મંદિર બાંધવાથી માણસ નિર્વંશ જાય છે એવી માન્યતા હોવાથી વંશ ન રહે તો ભલે ન રહે પણ શ્રીભરત વગેરે પ્હેલાંના જીર્ણોદ્ધાર કરનારાઓની પંક્તિમાં પોતાનું નામ રહેશે એવું તે મંત્રીએ દીર્ઘદષ્ટિવાળી બુદ્ધિવડે વિચારીને પ્રદક્ષિણાની ગલીની ભીંત અને મુખ્ય ભીંતની વચ્ચેના ગાળાને પથરાઓથી પૂરાવી દઈને ત્રણ વર્ષે પૂરા થયેલા મંદિર

---

૨૯ ઉદયન સોરઠમા ગયેલો અને ત્યા તેને શેત્રુંજાના મન્દિરનો જીર્ણોદ્ધાર કરવાનો વિચાર થયો અને છેવટ તેના પુત્ર વાહડે જીર્ણોદ્ધાર કર્યો વગેરે પ્રસગ પ્ર. ચ.મા પણ છે. ત્યા સોરઠના રાજાનું નામ નવઘણ લખ્યું છે. એ નવઘણે આધ રાજા (જયસિંહ)ને વારંવાર ત્રાસ આપેલો એમ પ્ર. ચ. કહે છે.

(જુઓ હે. સૂ. પ્ર. શ્લો ૪૨૯, ૪૩૦).

૩૦ શ્રીકરણ મુદ્રા શબ્દનો પ્રધાનપદની સીલ (Seal) જેવો અર્થ લાગે છે. ઉત્કીર્ણ લેખોમા પણ એ શબ્દો મળે છે.

ઉપર કળશ અને ધજા ચડાવવાના ઉત્સવ વખતે શ્રી પાટણના સંઘને નિમંત્રણ-પૂર્વક તેડાવીને મોટા ઉત્સવથી સં. ૧૨૧૧માં મંત્રીએ ધજા ચડાવી.[31] તેણે મમ્માણીય [32]ખાણમાંથી પથરો લાવીને ત્યાંના કારીગરો પાસે તેમાંથી મૂર્તિ ઘડાવી હતી. વળી વાગ્ભટપુરમાં રાજાના પિતાના નામથી ત્રિભુવનપાલ વિહાર કરાવી તેમાં શ્રી પાર્શ્વનાથની સ્થાપના કરી. તથા દેવની પૂજા માટે શહેરમાં ૨૪ બગીચાઓ, શહેરને ફરતો કોટ તથા દેવમંદિરોને ગરાસ, (પૂજારીઓ માટે) મકાનો વગેરે આપ્યાં. આ બધું કરાવ્યું તેમાં-આ તીર્થોદ્ધાર ખાતે નીચે પ્રમાણે ખરચ થયું:—

(૧૫) જેના મંદિરમાં એક કરોડ અને સાઠ લાખનો ખરચ થયો તે વાગ્ભટ દેવનું વિદ્વાનોથી કેમ વર્ણન થઇ શકે?

આ પ્રમાણે શ્રી શત્રુંજયોદ્ધાર પ્રબંધ પુરો થયો.

૧૮ હવે વિશ્વમાં જેને એકનેજ સુભટ-(શૂરવીર) કહી શકાય એવા શ્રી આમ્રભટે પિતાના કલ્યાણ માટે ભૃગુપુર (ભરૂચ)માં શ્રી શકુનિકા વિહારનું મંદિર બંધાવવાની શરૂઆત કરતાં, પાયા ખોદાતા હતા ત્યાં નર્મદા પાસે હોવાથી અકસ્માત્ જમીન ભેગી થઇ જઇને પાયા પૂરાઇ જતાં મજુરો હેરાન થવા (દટાઇ જવા?) લાગ્યા. એટલે તેઓ ઉપરની દયાને વશ થઇને પોતાનીજ ખૂબ નિન્દા કરતા કરતાં આમ્રભટે સ્ત્રી પુત્ર સાથે એ પાયામાં ઝંપાપાત કર્યો. આ તેના અતિશય સાહસથી તે વિઘ્ન દૂર થઈ જતાં પાયાનો પથરો મુકીને શરૂ કરેલું આખું મન્દિર પૂરૂં થઈ જતાં, કળશ અને ધજા ચડાવવાના ઉત્સવ વખતે શહેરના સંઘોને નિમંત્રણપૂર્વક તેડાવીને તેનું અન્નવસ્ત્ર, અલંકાર વગેરેથી યથાયોગ્ય સન્માન કરીને, સામન્તોને જેમ આવ્યા હતા તેમ પાછા મોકલ્યા. પછી ધજા ચડાવવાનું શુભ મુહૂર્ત પાસે આવતાં ભટ્ટારક શ્રીહેમચન્દ્રને આગળ કરીને રાજા સાથે શ્રી અણહિલપુરના સંઘને ત્યાં બોલાવીને અતિશય સ્નેહપૂર્વક અલંકારો વગેરે આપીને તેને તૃપ્ત કર્યા પછી ધજા ચડાવવા માટે ચાલવાની શરૂઆત કરતાં માગણો

---

૩૧ શત્રુંજયના મંદિરનો જીર્ણોદ્ધાર કરી તેના ઉપર સં. ૧૨૧૩મા ધજા ચડાવી તથા હેમચંદ્રે પ્રતિમાની પ્રતિષ્ઠા કરી એમ પ્ર. ચ. (હે. સૂ. પ્ર. શ્લો. ૬૭૨)મા કહ્યુ છે ત્યારે જિનમંડન ગણિએ (પૃ. ૭૩) તથા ચા. ગણિએ (સ. ૭) મેરૂતુંગ પેઠે આ જીર્ણોદ્ધારની સં. ૧૨૧૧ની સાલ આપી છે.

૩૨ મમ્માણીય ખાણ મૂર્તિના પથ્થર માટે અહીં તથા આગળ વસ્તુપાલ-ચરિતમાં આવે છે. એ કઈ ખાણ?

પાસે પોતાનો મહેલ લુંટાવી દઇને શ્રી સુવ્રત સ્વામીના મંદિરમાં મહાધ્વજ સાથે ધજાને ચડાવીને, અતિશય હર્ષના આવેશમાં ત્યાંજ ખુબ નાચવા માંડયું. ઊવટ રાજાએ માગણી કરવાથી, આરતી લેતાં ઘોડો દ્વારપાળને આપી દીધો, પછી જ્યારે રાજાએ તિલક કર્યું અને છર સામન્તો ચામર કરીને તથા પુષ્પવૃષ્ટિ વગેરેથી મદદ કરવામાં ઉભા રહ્યા ત્યારે આવેલા બન્દીજનને પોતાનું કંકણ ઉતારીને આપી દીધું. હવે રાજાએ હાથ ઝાલીને બલાત્કારથી મંગલ દીવાવાળી આરતી ઉતરાવી. પછી શ્રી સુવ્રતસ્વામીનાં ચરણોને તથા ગુરૂનાં ચરણોને પ્હેલાં પ્રણામ કરીને ધર્મ બન્ધુઓને વંદના કરી. પછી રાજાને આરતી ઉતારવામાં ઉતાવળ કરવાનું કારણ પૂછયું. ત્યારે રાજાએ કહ્યું કે " જેમ જુગારી જુગારના રસના વેગમાં પોતાનું માથું વગેરે પદાર્થો પણ હોડમાં મુકી દે છે; તેમ તમે પણ હવે કોઇએ માગણી કરી તો ત્યાગના રસના વેગમાં તેઓને માથું પણ આપી દેશો. એમ ધારીને ( મેં ઉતાવળ કરાવી ) " આ રીતે રાજાએ કહ્યું. ત્યાં તેના લોકોત્તર ચરિત્રથી જેનું હૃદય હરાઇ ગયું છે એવા શ્રી હેમાચાર્યે પોતાનો મનુષ્યની સ્તુતિ ન કરવાનો જન્મથી પાળેલો નિયમ ભૂલી જઇને કહ્યું કેઃ—

(૧૬) જ્યાં તમે ન હો ત્યાં સત્ય યુગને પણ શું કરવો ? અને જેમાં તમે હો તે શું કલિયુગ કહેવાય ? જો કલિયુગમાં તમારો જન્મ થયો હોય તો કલિજ ભલે રહ્યો; સત્ય યુગને શું કરવો છે ?

આ પ્રમાણે આમ્રભટને અનુમોદન આપીને ગુરૂ અને રાજા જેમ આવ્યા હતા તેમ પાછા ગયા.

૧૯ હવે ત્યાં (પાટણમાં) ગુરૂ આવ્યા પછી શ્રી આમ્રભટ અકસ્માત્ દેવીના દોષથી છેલ્લી સ્થિતિએ આવી જતાં, (છેલ્લી) રજા માગતો પત્ર આવવાથી તેજ વખતે, તે મહાત્મા (આમ્રભટ) મન્દિરના શિખર ઉપર નૃત્ય કરતા હતા ત્યાં તેના ઉપર મિથ્યા દષ્ટિવાળાઓ (અજૈનો)ની દેવીનો દોષ લાગ્યો છે, એમ નક્કી કરીને રાતે યશશ્ચન્દ્ર નામના સાધુ સાથે આકાશ માર્ગે ઉડીને એક નિમેષમાં ભરૂચના પાદરમા આવી પોચી, શ્રી હેમાચાર્ય પ્રભુએ સૈન્ધવી[૩૩] દેવીને પ્રસન્ન કરવા માટે કાયોત્સર્ગ ( ઉભાં ઉભાં એક જાતનું ધ્યાન ) કર્યો પણ દેવીએ જીભ બ્હાર કાઢીને તિરસ્કાર દર્શાવ્યો

૩૩ ભરૂચમા હાલમાં સૈન્ધવી માતાનું મંદિર છે; એ સ્થળેથી જૂની મૂર્તિઓ મળી છે. ઉપરનું વર્ણન જોતાં હાલનું મંદિર નવું હશે પણ એ સ્થાન વિ. સં.ના ૧૪ મા શતક જેટલું તો જૂનું છે જ.

એટલે ખાણીઆમાં શાળ નાખી તેના ઉપર યશશ્ચન્દ્ર ગણિએ જેવું સાંબેલાથી ખાંડવા માંડયું કે પ્હેલાં મંદિર હાલી ઊઠયું, અને બીજો પ્રહાર થતાં દેવીની મૂર્તિજ પોતાને ઠેકાણેથી ઉપડી "વજ્ર જેવા હાથથી થતા પ્રહારોથી મને બચાવો, બચાવો," એમ બોલતી શ્રી હેમચન્દ્રના ચરણમાં પડી. આ રીતે સાચી વિદ્યાના બળથી તે દેવી જેનું મૂળ કારણ છે એની મિથ્યા દૃષ્ટિવાળાઓની જંત્રી (વ્યન્તરી)ના દોષને દૂર કરીને શ્રી સુવ્રત સ્વામીના મન્દિરે ગયા.

(૧૭) સંસારરૂપી સમુદ્રના સેતુરૂપ, કલ્યાણ માર્ગે જવામાં રસ્તાના દીવા જેવાં, વિશ્વના ટેકા માટે લાકડી જેવાં, બીજા મતોના મોહને દૂર કરવા માટે ઉગેલા કેતુ જેવા અને અમારા મનરૂપી હાથીને બાંધવા માટે મજબુત થાંભલાનું રૂપ લેનારા શ્રીસુવ્રતસ્વામીના ચરણોનાં નખનાં કિરણો (સૌનું) રક્ષણ કરો.

આ સ્તુતિઓ વડે શ્રીમુનિસુવ્રતસ્વામીની ઉપાસના કરીને શ્રીઆમ્રભટને રોગમાંથી છુટ્યાનું સ્નાન કરાવી જેમ આવ્યા હતા તેમ શ્રીહેમચંદ્ર અને યશશ્ચન્દ્રગણિ ગયા. શાઉદયનચૈત્યમા, શકુનિકાવિહારમાં અને રાજાના ઘડીગૃહમાં એ રીતે ત્રણ સ્થળે કોકણના રાજાના ત્રણ કલશને વહેંચી નાખ્યા.

**આ પ્રમાણે શ્રીરાજપિતામહ આમ્રભટનો પ્રબંધ પુરો થયો.**[૩૪]

૨૦ એક વખત કુમારપાલ રાજા પાંડિત્ય મેળવવાની ઇચ્છાથી કપર્દિમંત્રીની અનુમતિથી જમ્યા પછી એક ક્ષણ કોઇ વિદ્વાન પાસે કામંદકીય નીતિશાસ્ત્ર સાંભળતા હતા; તેમાં નીચેનો શ્લોક આવ્યો :—

(૧૭) મેઘ પેઠે રાજા પણ પ્રાણીઓનો આધાર છે. મેઘ આડો થાય તો જીવાય પણ રાજા આડો થતાં જીવાય નહિ

આ વાક્ય સાંભળીને કુમારપાલે "મેઘ રાજાની ઔપમ્યા છે" એમ કહ્યું ત્યારે બધા સભાસદોએ રાજાના વખાણમાં ઓવારણાં લેવા માડયાં; એ જોઇને કપર્દીમંત્રી નીચું માથું રાખી બેસી રહ્યા એટલે એકાંતમાં રાજાએ તેનું કારણ પૂછ્યું; ત્યારે તેણે કહ્યું કે "મહારાજે ઔપમ્યા શબ્દ વાપર્યો, એવો કોઇ શબ્દ વ્યાકરણમાં નથી, છતાં આપની ખુશામત કરનારાઓએ

૩૪ પ્ર. ચિ.ની એક પ્રતમા શકુનિકા વિહારના જીર્ણોદ્ધારમા બે કરોડનું ખર્ચ થયું એટલું વધારે છે. આમ્રભટનો આ પ્રબંધ જિનપ્રભસૂરિના તીર્થકલ્પમા તેમજ પ્ર. ચ. (હે. સૂ. પ્ર.)મા મળે છે. વળી જયસિંહસૂરિએ વિ. સં. ૧૨૧૧–૧૨૧૩ મા આ ઉદ્ધાર કર્યો એમ લખ્યું છે, (શ્લો. ૬૪૨) ત્યારે જિનમંડનગણિએ ગણિએ વિ. સં. ૧૨૨૨ ની સાલ આપી છે (પૃ. ૭૦)

વખાણ કર્યાં ત્યારે મારે તો ખેવડુ નીચા જોણું થયુ. રાજા વગરનું-અંધાધુંધીવાળું જગત સારૂં પણ મૂર્ખ રાજા સારો નહિ, એ રીતે વિરોધી રાજાનાં મંડળોમાં આપણી અપકીર્તિ ફેલાય છે. હવે આ બાબતમાં ઉપમેય, ઔપમ્ય, ઉપમા વગેરે શબ્દો શુદ્ધ છે." તેણે આ શબ્દો કહ્યા પછી રાજાએ પોતાને પચાસ વર્ષ થયાં હોવા છતાં એક ઉપાધ્યાય પાસે બારાખડીથી શાસ્ત્ર ભણવાનું શરૂ કરી એક વર્ષમા ત્રણ વૃત્તિ[૩૫] અને ત્રણ કાવ્યો ભણી લીધા અને વિચાર ચતુર્મુખનું બિરૂદ મેળવ્યુ

**આ પ્રમાણે વિચારચતુર્મુખ શ્રીકુમારપાલ પ્રબંધ પુરો થયો.[૩૬]**

૨૧ એક વખત વિશ્વેશ્વર નામના કવિ કાશીથી શ્રીપાટણ આવ્યા. અને શ્રીહેમસૂરિની સભામા આવ્યા, ત્યારે ત્યાં શ્રીકુમારપાલ રાજા પણ બેઠા હતા અને તેણે નીચેનું વચન કહ્યુ :—

(૧૮) ધાબળો અને દંડ લઈને ફરતા હેમગોવાળ તમારૂં રક્ષણ કરો

આ પ્રમાણે અર્ધું બોલીને જરા અટક્યા ત્યા રાજાએ ક્રોધ કરીને તેના સામુ જોયું પણ તેણે

જૈન ગોચર (ધર્મ)મા ૭ દર્શનોનાં પશુઓના સમૂહને ચરાવતા (હેમચંદ્ર)

એ રીતે ઉત્તરાર્ધ કહી સભાજનોને ખુશ કરી દીધા. પછી તેણે શ્રીરામચંદ્ર વગેરે કવિઓને "દૂર રાખેલી" એ રીતે સમસ્યા આપી અને મહામાત્ય શ્રીકપર્દીમંત્રીએ નીચે પ્રમાણે એની પૂર્તિ કરી—

(૧૯) એક વખત કેટલીક કન્યાઓ ગેતાકુકડીની રમત રમતી હતી તેમા એક દીર્ઘ નેત્રવાળી કન્યાના સરલ નેત્રો બે હાથથી પણ ઢાકી શકાય એમ નથી અને તે મુખચંદ્રની ચાંદની ફેલાતા આ કન્યા બધે પકડાઇ જાય છે એમ કહીને સખીઓએ રમતમાંથી દૂર રાખેલી એક કન્યા પોતાના નિન્દિત નયનોને અને મોઢાને રૂએ છે

આ પ્રમાણે શ્રીકપર્દી મહામાત્યે સમસ્યાપૂર્તિ કરતાં એ (વિશ્વેશ્વર) કવિએ પચાસ હજારની કિંમતનો પોતાના ગળાનો હાર આ સરસ્વતીની પદ રચના છે એમ કહીને તેના ગળામા નાખ્યો[૩૭] પછી તેની વિદ્વત્તાથી

---

૩૫ વૃત્ત એમ મૂળમા શબ્દ છે એ વ્યાકરણના કોઇ ગ્રંથના વિભાગનો સૂચક હોવો જોઇએ સારસ્વત વ્યાકરણમા ત્રણ વૃત્તિ છે પણ એ ગ્રંથ કુમારપાલના વખતમા રચાયેલ ન હતો.

૩૬ આ વૃત્તાન્ત જિનમંડન ગણિના કુમારપાલ પ્રબંધમા પણ છે

૩૭ આ વિશ્વેશ્વર કવિ કાશીથી કઇ રીતે પાટણ આવ્યા એનું સવિસ્તર વર્ણન જિ. મ. ગણિના કુમારપાલ પ્રબંધમા મળે છે. વળી આ વિશ્વેશ્વર કવિના પ્રસંગનું

ખુશી થયેલા રાજાએ વિશ્વેશ્વરને પોતાની પાસે રાખવાની ઇચ્છા બતાવી.

(૨૦) કર્ણની[૩૮] માત્ર વાતો રહી, (કર્ણ જવાથી) કાશી શહેરમાં માણસોની વસ્તી આછી થઇ ગઇ, અને પૂર્વ દિશા (કાશી)માં [૩૯]હમ્મીરના ઘોડાઓ હર્ષમાં આવીને હણહણી રહ્યા છે. એ સ્થિતિમાં સરસ્વતીને ભેટવાને આતુર સમુદ્ર સાથે પ્રીતિવાળાં પ્રભાસક્ષેત્ર તરફ આ મારૂં હૃદય ઉત્કંઠાવાળું થઇ ગયું છે.

એમ કહીને, રાજાએ જેનો [૪૦]સત્કાર કર્યો છે અને સૌએ જેની રજા લીધી છે એવો તે કવિ પોતાને રૂચતા સ્થાન તરફ ગયો.

૨૨ એક વખત શ્રી કુમારપાલ વિહારમાં રાજાએ બોલાવેલા શ્રી હેમાચાર્ય કપર્દીના હાથનો ટેકો લઇને જ્યાં પગથીઆં ચડે છે ત્યાં નર્તકીના કમખાની દોરી ખેંચાતી જોઇને શ્રી કપર્દીએ કહ્યું:—

(૨૧) સુંદરીની કાંચળી સારા ભાગ્યના ઉદયને પામવા ઉતાવળ કરે છે.

આટલું બોલી જરા વાટ જોઈ ત્યાં શ્રી. હેમાચાર્યે નીચે પ્રમાણે ઉત્તરાર્ધ કહ્યું.

---

વર્ણન ચારિત્રસુંદરગણિએ કર્યું છે તેમા લખ્યું છે કે તેણે બે સમસ્યાઓ આપેલી એક ઉપરની વ્યાપિદ્રા અને બીજી શૃઙ્ગાગ્રેણ. પ્હેલી કપર્દી મંત્રીએ પૂરી કરી અને બીજી રામચંદ્ર કવિએ. હેમચંદ્રની ગોવાળ કહીને પ્રશંસા કરતો ઉપર આપેલો ૧૮મો શ્લોક પ્ર. ચ. (હે. સૂ. પ્ર.)મા મળે છે પણ તેમા વિશ્વેશ્વરે નહિ પણ દેવબોધે કહ્યો એમ વર્ણન છે.

૩૮ આ કર્ણ તે કાશીનો રાજા હોવો જોઇએ એમ સંબંધ ઉપરથી લાગે છે. રા. દી. શાસ્ત્રીએ એમજ અર્થ કર્યો છે. એટલે ભીમ અને ભોજનો સમકાલીન ડાહલનો કર્ણ જ અહીં વિવક્ષિત છે. એ મરતા કાશીની વસ્તી ઓછી થઈ ગઇ અને પોતાને ત્યાં રહેવાનું પ્રયોજન ન રહ્યું એમ કહેવા માગું છે.

૩૯ આ હમ્મીર ક્યાનો રાજા? શાકંભરીનો એટલે રણથંભોરનો ચોહાણરાજા એમ ટૉની કહે છે. પણ શાકંભરીનો હમ્મીર તો કુમારપાલ પછી સો કરતા વધારે વર્ષ પછી વિ. સં. ૧૩૪૨ મા ગાદી ઉપર બેઠો હતો. (જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ પ્ર. ભા. પૃ. ૨૯૬) અને હમ્મીર એટલે મુસલમાનો એવો અર્થ હોય તો તેઓ પણ કુમારપાલ પછી વીશ બાવીશ વર્ષ પછી કાશી પોચ્યા છે. હરિદ્દિશ એટલે શિવની દિશા—North east એમ ટૉની કહે છે, પણ ઇંદ્રની દિશા અર્થાત્ પૂર્વ દિશા એ અર્થ વધારે સયુક્તિક છે. રા. દી. શાસ્ત્રીએ એ શબ્દો છોડી દીધા છે અને કાશીમાં હમ્મીરનું રાજ્ય થયું એમ કહ્યું છે.

૪૦ કેટલો સત્કાર કર્યો એ વિષે જિ. ગણિ કહે છે કે કુમારપાલ રાજાએ ... આપ્યા.

( એ વાત ખરી છે ) કારણકે તરૂણીજનનો પછવાડેનો ભામ ગુણ ગ્રહણ કરીને પુષ્ટ થયો છે

૨૩ એક વખત મવારમા કપર્દીમંત્રીએ (જતા જતા) પ્રણામ કર્યો એટલે શ્રીહેમાચાર્યે "આ હાથમા શુ છે ?" એમ પૂછ્યુ ત્યારે તેણે પ્રાકૃત ભાષામા હુરડઇ (છેલ્લા ઇ નો એ થઇને હાલમા હરડે કહેવાય છે) એમ કહ્યુ ત્યારે પ્રભુએ કહ્યુ "શુ હજી ?" તરત બુદ્ધિ હોવાથી તેમના વચનમા રહેલો છળ પામી જઇને કપર્દીએ કહ્યુ "ના હવે નહિ," કારણકે "છેલ્લો હતો તે પ્હેલો થયો છે અને એક માત્રા વધી છે" હર્ષાશ્રુથી જેના નેત્રો ભરાઇ ગયા છે એવા શ્રી હેમાચાર્યે શ્રી રામચન્દ્ર વગેરે પંડિતો પાસે કપર્દીની ચતુરાઈની પ્રશસા કરી તેઓએ રહસ્ય ન સમજીને "એ શુ ?" એમ પૂછતા શ્રી હેમાચાર્યે કહ્યું કે હુરડઇનો શબ્દના છળથી 'હુ અક્ષર રડે છે' એવો અર્થ કરી "શુ હજી પણ" એટલું પૂછતા જ એ વચનનું રહસ્ય સમજી જઇને તેણે 'હાલમા નહિ" એમ કહ્યુ કારણકે પ્હેલાં બારાખડીમા હુકાર છેલ્લો બોલાતો હતો માટે હુ રડે છે હાલમા અમારા નામમા હુ પ્હેલો છે અને એક માત્રા વધારે છે (હે (અક્ષર) મા)

એ રીતે હુરડઇ પ્રબંધ પૂરો થયો

૨૪ એક વખત કોઇ પંડિતે ઉર્વશી શબ્દમા શ તાલવ્ય જોઇએ કે દન્ત્ય ?" એમ પૂછતા શ્રીહેમાચાર્યજી કાઇક કહેવા જાય છે, ત્યા કપર્દીમંત્રીએ એક કાગળ ઉપર "ઘણાનું જે અશન કરે તે ઉર્વશી" એ રીતે વ્યુત્પત્તિ લખી શ્રીહેમાચાર્યના ખોળામા એ કાગળ નાખ્યો. એ પ્રમાણથી શ્રીહેમાચાર્યે તાલવ્ય શકારનો નિર્ણય તેની આગળ કર્યો

આ રીતે ઉર્વશી પ્રબંધ પુરો થયો.

૨૫ એક વખત સપાદલક્ષના રાજાનો એક એલચી (સાન્ધિવિગ્રહિક) શ્રીકુમારપાલ રાજાની સભામા આવ્યો, ત્યારે રાજાએ "તમારા મહારાજ કુશળ છે ?" એમ પૂછ્યુ. અને પોતાને પડિત માનનાર તે મિથ્યાભિમાનીએ "વિશ્વને ગ્રહણ કરે તે વિશ્વલ" એનાના વિજયમા વળી શો સદેહ ? આ સાભળી રાજાની પ્રેરણાથી શ્રીકપર્દીમંત્રીએ "જલદી નાશ પામે" તે વિશ્વલ એ રીતે નવી વ્યુત્પત્તિ દર્શાવી આ પ્રમાણે તેના નામમાં દુષણ આવે છે એમ પ્રધાને વિજ્ઞપ્તિ કર્યાથી તે રાજાએ વિગ્રહરાજ નામ ધારણ કર્યું બીજે વર્ષે તે જ પ્રધાને (એલચીએ) શ્રીકુમારપાલ રાજા આગળ પોતાના રાજાનું નામ વિગ્રહરાજ કહ્યું, ત્યારે શ્રીકપર્દીમંત્રીએ "વિગ્ર એટલે નાક વગરનું, હર અને નારાયણને જેણે નાક વગરના કર્યાં તે

વિગ્રહરાજ" એ રીતે વ્યુત્પત્તિથી અર્થ કર્યો. આ વાત જાણીને એ પછી કપર્દી પોતાના નામનું ખડન કરશે એ બીકથી તે રાજાએ કવિબાંધવ એવું નામ ધારણ કર્યું.[૪૨]

૨૬ એક વખત શ્રી કુમારપાલ રાજા આગળ શ્રી યોગશાસ્ત્રનું વ્યાખ્યાન થતું હતું, ત્યારે પંદર કર્માદાનની વ્યાખ્યામાં **दन्तकेशनखास्थित्वक्रोम्णां ग्रहणमाकरे** એ શ્લોક આવ્યો. તેમાં શ્રીહેમાચાર્યના મૂળ પાઠને સુધારીને બહુવચનનું એકવચન કરીને **रोम्णां**ને બદલે **रोम्णो** એ રીતે પં ઉદયચંદ્રે વારંવાર વાંચ્યું ત્યારે શ્રી હેમાચાર્યે ફેરફાર કરવાનું કારણ પૂછ્યું અને તેણે પ્રાણીઓનાં અંગો અને વાદિત્રો માટે એકવચન દ્વંદ્વસમાસમાં વ્યાકરણ સિદ્ધ છે એમ વ્યાકરણસૂત્રથી દર્શાવ્યું એટલે શ્રી હેમાચાર્યે, રાજાએ તથા બીજાઓએ તેની પ્રશંસા કરી.

આ પ્રમાણે પં. ઉદયચન્દ્રનો પ્રબંધ પુરો થયો.

૨૭ એક વખત તે રાજર્ષિ (કુમારપાલ) ઘીવાળુ મિષ્ટાન્ન ભોજન કરતા હતા; ત્યાં જરા વિચાર કરીને એ ભોજન છોડી દઇને શ્રી હેમાચાર્યને પૂછ્યું કે "મારે ઘીવાળું મિષ્ટાન્ન ખાવું એ યોગ્ય છે કે નહિ?" ત્યારે તેઓએ જવાબ આપ્યો કે "વાણીઆ બ્રાહ્મણ માટે યોગ્ય છે, પણ જેણે અભક્ષ્ય (માંસ) ન ખાવાનો નિયમ લીધો છે તેવા ક્ષત્રિય માટે યોગ્ય નથી કારણકે તેથી માંસાહાર યાદ આવે છે." "એમજ છે" એમ કહીને રાજાએ પ્હેલાં કરેલા અભક્ષ્યના ભક્ષણ માટે પ્રાયશ્ચિત્ત માગ્યું અને આચાર્યે "બત્રીશ દાંત છે માટે બત્રીશ વિહારો કરાવો" એમ કહ્યું.

રાજાએ તેમ કર્યું પછી આચાર્યે આપેલા મુહૂર્ત વખતે વટપદ્રક (વડોદરા?)થી કાન્હ નામનો વેપારી પોતે કરાવેલા મંદિરમાં મૂલનાયકની પ્રતિષ્ઠા કરાવવા માટે શ્રી પાટણ આવ્યો. ત્યારે શહેરના મુખ્ય મંદિરમાં તે મૂર્તિ મુકીને પૂજા વગેરેની સામગ્રી લેવા ગયો; પણ સામગ્રી લઇને જ્યાં પાછો આવ્યો ત્યાં રાજાના અંગરક્ષકોએ બારણામાં રોકી રાખ્યો એટલે તે અંદર ન જઇ શકયો. અમુક કાળ ગયા પછી દ્વારપાળો ખસી

૪૨ ઉપર પ્રમાણે સપાદલક્ષના રાજાની કુમારપાલની સભામાં મશ્કરી થયાનું મેરૂતુંગ કહે છે. પણ ખરી રીતે કુમારપાલથી હારેલા અર્ણોરાજના અનુયાયી સપાદલક્ષના રાજા વિગ્રહરાજ (કે વિશલદેવ) (વિ સ. ૧૨૦૯ થી ૧૨૨૦) તેણે કુમારપાલને હરાવ્યો હોય એમ એના ઉત્કીર્ણ લેખથી જણાય છે. (જુઓ J. A. S. B. Vol. LV p. 41) આ કપર્દીમંત્રી કુમારપાલનો ભાડાગારિક હતો એમ જિનમંડનગણિ કહે છે. (જુઓ કુ. પ્ર. પૃ. ૧૦૦)

ગયા પણ એ વખતે પ્રતિષ્ઠા મુહૂર્ત ચાલ્યું ગયું હતું. એથી તે અંદર જઈને આચાર્યના પગમાં પડીને પોતાને ઠપકો આપતાં આપતાં રોવા લાગ્યો. આચાર્યે જોયું કે આ માણસનું દુઃખ બીજી કોઇ રીતે દૂર થઇ શકે એમ નથી એટલે મંદિરના રંગમંડપમાંથી બ્હાર નીકળી, નક્ષત્રો જોઇને પોતાના શુભ મુહૂર્તનું નક્ષત્ર આકાશમાં ઉગેલું જોઇને તેને કહ્યું કે "જોષીએ ઘડી જોઇને જે મુહૂર્ત આપેલું તેમાં જો મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી હોત તો તેનું ત્રણ વર્ષનું જ આયુષ્ય હતું. હાલમાં જે મુહૂર્ત છે તે મુહૂર્તમા પ્રતિષ્ઠા કરવાથી તેનું આયુષ્ય લાંબું ચાલશે." આ રીતે આચાર્યે કહ્યું. એટલે તે વખતે પ્રતિષ્ઠા કરાવી અને આચાર્યે કહ્યું હતું તેમજ થયું.

આ પ્રમાણે અભક્ષ્યભક્ષણના પ્રાયશ્ચિત્તનો પ્રબંધ પુરો થયો.

૨૮ મેં "ધન હરી લેવાથી પ્હેલાં એક ઉંદર મરી ગયો છે માટે તેનું પ્રાયશ્ચિત્ત આપો" એ રીતે રાજાએ માગણી કરવાથી આચાર્યે તેના કલ્યાણ માટે તેના નામથી મૂષક વિહાર કરાવ્યો. વળી કોઈ વેપારીની સ્ત્રી જેનાં નાત, નામ, ઠામ, સંબંધ કાંઇ જાણવામાં નહોતાં તેણે વાટમાં ત્રણ દિવસથી ભૂખ્યા રાજાને દહીં ભાત ખવરાવી તૃપ્ત કર્યો હતો; એની કૃતજ્ઞતાથી તેનું પુણ્ય વધે માટે શ્રી પાટણમાં કરંબવિહાર કરાવ્યો.

૨૯ એજ રીતે યૂકાવિહાર આ પ્રમાણે થયો. સપાદલક્ષ દેશના એક અવિવેકી શેઠીઆએ માથું ઓળવા વખતે પોતાની પ્રિયાએ આપેલી જૂંને હાથમાં લઇ, તે પીડા કરનાર જૂંનો તિરસ્કાર કરીને તેને હાથમાં ઘણા વખત સુધી ચોળી નાખીને મારી નાખી. એ વખતે પાસે રહેલા અમારિનો અમલ કરાવનાર પંચોળીએ તે ગૃહસ્થને અણહિલપુર પાટણ લઇ આવી રાજા પાસે ઉભો કર્યો. પછી આચાર્યની આજ્ઞાથી તેના દંડ તરીકે તેનું સર્વસ્વ લઇને ત્યા જ યૂકાવિહાર કરાવ્યો.

આ રીતે યૂકાવિહારપ્રબંધ પુરો થયો.[૪૨]

૩૦ વળી ખંભાતમાં જ્યાં આચાર્યને દીક્ષા અપાઇ હતી તે સાલિગ વસહિ નામના અસામાન્ય મંદિરમાં, રત્નમયમૂર્તિઓ સાથે અનુપમ જીર્ણોદ્ધાર કરાવ્યો.

એ રીતે પ્રભુદીક્ષા વસહિકાના ઉદ્ધારનો પ્રબંધ થયો.

૩૧ એક વખત ભીરોમેશ્વર પાટણમાં કુમારવિહાર નામના મંદિરમાં બૃહસ્પતિ નામના તપસ્વીએ કાંઇક (જૈન ધર્મ વિરુદ્ધ) અપરાધ કર્યો.

૪૨ યૂકાવિહારની આ વાત જિ. જિનના કુમારપાલ પ્રબંધમાં છે. (પૃ. ૬૦)

પરિણામે આચાર્યની અકૃપા થવાથી તેનો અધિકાર લઇ લેવામાં આવ્યો. એટલે તેણે અણહિલ્લપુર આવીને થોડા આવશ્યક (૭ પ્રકારનાં આવશ્યક કર્મો) માં કુશળતા મેળવીને હેમાચાર્યની સેવા કરવા માંડી. એક વખત ચાતુર્માસ (ચોમાસાના ચાર મહિના સુધી કરેલા વ્રતના) ના પારણાને દિવસે હેમાચાર્યના ચરણોની દ્વાદશાવર્તનથી વંદન કર્યા પછી તેણે કહ્યું. (પચ્ચખાણ કર્યું.)

(૨૨) હે નાથ! તમારા ચરણ પાસે રહેવાથી કષાયોના નાશદ્વારા વિકારરહિત થવા માટે ચોમાસાના ચાર માસ સુધી આ (રાંધેલા અન્નના ત્યાગરૂપ?) વ્રત કર્યું. હવે હે મુનિઓમાં શ્રેષ્ઠ! તમારા ચરણમાં લોટવાથી જેનો કલિ નાશ પામ્યો છે એવા મારૂં પાણીથી ભીંજાયેલાં અન્ન વડે, ભલે પારણું થાય. એ રીતે તેણે વિજ્ઞપ્તિ કરી એટલે આચાર્યને પ્રસન્ન જોઇને, એજ વખતે ત્યાં આવેલા રાજાએ તેને ફરી તેનો અધિકાર આપ્યો.

આ રીતે બૃહસ્પતિગંડને ફરી અધિકાર આપવાનો પ્રબંધ પુરો થયો.

૩૨ એક વખત દિવાને આમમાં આવેલા આલિગ નામના વૃદ્ધ પ્રધાનને રાજાએ પૂછ્યું કે "હું સિદ્ધરાજથી ઉતરતો છું, તેના સમાન છું કે તેનાથી ચડીઆતો છું?" ત્યારે તેણે પોતાના કથનને ગુન્હો ન ગણવાની શરતે કહ્યું કે "શ્રીસિદ્ધરાજમાં ૯૬ ગુણો અને બે દોષો હતા. જ્યારે આપનામાં બે ગુણ અને ૯૬ દોષો છે." આ તેનાં વાક્યથી દોષમય જીવમાં વૈરાગ્ય આવવાથી જ્યાં આંખમાં છરી મારવા રાજા જાય છે, ત્યાં તેનો આશય સમજનાર આલિગે વિજ્ઞપ્તિ કરી કે "શ્રી સિદ્ધરાજના છન્નું ગુણો તેના સંગ્રામમાં અસુભટતા (અશુરવીરપણું) અને સ્ત્રીલંપટતા એ બે દોષો વડે ઢંકાઇ ગયા હતા. ત્યારે લોભ વગેરે તમારા દોષો લડાઇમાં શુરવીરપણું અને પરસ્ત્રી સહોદરપણું એ બે ગુણોથી ઢંકાઇ ગયા છે." આ તેનાં વચનથી તે રાજા સ્વસ્થ સ્થિતિમાં આવી ગયો.

આ રીતે આલિગ પ્રબંધ પુરો થયો.

૩૩ એક વખત શ્રી સિદ્ધરાજના રાજ્ય વખતે પાંડિત્યમાં (હેમાચાર્ય સાથે?) સ્પર્ધા કરતો વામરાશિનામનો વિપ્ર હેમાચાર્યની પ્રતિષ્ઠા સહન ન થવાથી નીચેનું વચન બોલ્યો—

(૨૩) જેના કામળામાં (કોઇ દિવસ ન ધોવાવાથી) સો લાખ જૂંઓની હારો ફરી રહી છે, દાંતોમાં બાઝેલા પુષ્કળ મળથી જેના મોઢામાંથી

દુર્ગંધ છૂટી રહી છે, અને નાકની દાંડી ઢંકાવાથી ગણગણાટ કરી બોલે છે એવો માથામાં ટાલવાળો આ હેમડ નામનો સેવડો (જૈન ગોરજી) આવે છે." આ પ્રકારની અતિશય નિંદાવાળુ તેનું વચન સાંભળીને મનમાં ઉદ્ભવેલા ક્રોધથી ભરેલું તિરસ્કારયુક્ત નીચેનું વચન હેમાચાર્યે કહ્યુ "અરે પંડિત ! વિશેષણ પહેલાં મુકવું જોઇએ એટલું શુ તમે નથી ભણ્યા ?" માટે હવેથી સેવડહેમડ એમ કહેવુ. અને સેવકો (સાથે ચાલતા) એ ભાલાના પાછલા ભાગથી મારીને જવા દીધો. અને શ્રીકુમારપાલ રાજાના રાજ્યમાં શસ્ત્ર વગરનો વધ પ્રચલિત હોવાથી તેની વૃત્તિ (જીવાઇ) બંધ કરી. એ પછીથી તે વિપ્ર દાણાની ભીખ માગીને પેટ ભરતો શ્રીહેમાચાર્યની પોષધશાળાની આગળ પડી રહેતો. અને આના વગેરે તપસ્વી રાજવીઓ યોગશાસ્ત્ર ભણતા હતા એ સાંભળીને પોતે સરલ હોવાથી નીચેનું વચન બોલ્યોઃ—

(૨૪) કારણ વગર ભયંકર થઇ પડે એવા જે લોકોના મોઢામાંથી આજ્ઞારૂપી પીડાકારક ઝેર નીકળ્યા કરતું તે જટાનાં અને ફણાનાં મંડલો ધારણ કરનારના મોઢામાંથી શ્રીયોગશાસ્ત્રરૂપી વચનામૃત નીકળે છે.

અમૃતની ધારા વર્ષનારાં તેના આ વચનથી જેનો પહેલાંનો સંતાપ શાંત થઇ ગયો છે એવા તે હેમાચાર્યે વામરાશિને બમણી જીવાઇ બાંધી આપવાની કૃપા કરી.

આ રીતે વામરાશિ પ્રબંધ પુરો થયો.[૪૩]

એક વખત સોરઠમાં રહેતા બે ચારણો જેઓ દુહા વિદ્યામાં એક બીજાની હરિફાઇ કરતા હતા તેઓએ અંદર અંદર શરત કરી કે શ્રીહેમાચાર્ય જેના દુહાનું વ્યાખ્યાન કરે તેણે બીજાને તેના ખર્ચના પૈસા આપવા. આવો ઠરાવ કરીને તેઓ શ્રી અણહિલપુરમાં આવ્યા, પછી શ્રીહેમાચાર્ય અંદર આવતાં એકે નીચેનો દુહો કહ્યોઃ—

(૨૫) એના મુખમાં લક્ષ્મી અને સરસ્વતી બેય સુભાગ્યે વસે છે, માટે જેના ઉપર એની નજર પડે છે તેઓ પંડિત થઇ જાય છે.

આમ કહીને તે પાસે ઉભો રહ્યો, ત્યાં શ્રીકુમારપાલ વિહારમાં આરતીના સમય પછી રાજા શ્રીહેમાચાર્યને પ્રણામ કરવા જરાવાર ઉભા રહ્યા અને આચાર્યે તેની પીઠ ઉપર હાથ મુકયો ત્યાં અંદર પ્રવેશ કરીને બીજા ચારણે નીચેનો દુહો કહ્યોઃ—

(૨૬) હે હેમાચાર્ય ! તમારા હાથમાં આશ્ચર્યકારક રિદ્ધિ ભરી છે તેથી જેઓ (કુમારપાલ પેઠે) નીચુ મોઢું કરી તમને નમે છે તેને સર્વ સિદ્ધિ મળે છે.

---

૪૩ આ વામરાશિ પ્રબંધ જિ. મુનિના પુ. પ્ર. માં પણ છે. (જુઓ પૃ.૭૦)

આવાં તેનાં નવીનતાભરેલાં વચનથી મનમાં ખુશી થયેલા રાજાએ તેની પાસે એજ દુહો વારંવાર બોલાવ્યો. ત્રણ વખત બોલ્યા પછી તેણે વિનતિ કરી કે "શું એકવાર બોલવા માટે એક લાખ આપશો ?" એટલે તેને ત્રણ લાખ અપાવ્યા.

આ રીતે સોરઠના બે ચારણોનો પ્રબંધ પુરો થયો.

૩૫ એક વખત શ્રીકુમારપાલ રાજાએ શ્રીસંઘના અધિપતિ થઈને તીર્થયાત્રા કરવાની ઇચ્છા કરી અને તે માટે મોટા ઉત્સાહથી શ્રીદેવાલયમાં પ્રસ્થાન કર્યું. ત્યાં પરદેશથી આવેલા દૂતોએ "તમારા ઉપર ડાહલદેશનો કર્ણ રાજા ચડી આવે છે" એમ ખબર આપ્યા. આથી જેને કપાળે પરસેવાનાં ટીપાં બાઝયાં છે તથા ભયથી જેનો સંઘના અધિપતિ થવાનો મનોરથ ભાંગી પડયો છે એવા રાજાએ મંત્રી વાગ્ભટ સાથે શ્રીહેમાચાર્ય પાસે આવી પોતાની નિન્દા કરી. પછી રાજા ઉપર આવેલા આ મહાભય વિષે જરા વિચાર કરીને 'બારમા પ્રહરે તમને શાંતિ થઇ જશે'. એમ કહીને હેમાચાર્યે રાજાને જવાની રજા આપી. પણ રાજા તો હવે શું કરવું એ ન સૂઝવાથી મૂઢ જેવો બેસી રહ્યો હતો ત્યાં હેમાચાર્યે કહેલો સમય થતાં આવેલા દૂતોએ "શ્રીકર્ણ સ્વર્ગમા ગયો" એમ ખબર આપ્યા. એટલે રાજાએ ઝટ મોઢામાંથી પાન કાઢી નાખીને 'કેવી રીતે?' એમ પૂછ્યું અને તેઓએ જવાબ આપ્યો કે "હાથી ઉપર બેઠેલો શ્રીકર્ણ રાતે મુસાફરી કરતો હતો ત્યાં ઉંઘથી આંખ મીંચાઇ ગઇ અને ડોકમાં રહેલી માળામાં વડની ડાળ ભરાઇ જતાં તે લટકી રહ્યો અને મરી ગયો.[૪૪] તેને અગ્નિસંસ્કાર કર્યા પછી અમે નીકળ્યા ". આ સાંભળતા જ રાજા એકદમ હેમચન્દ્ર પાસે પોષધશાળામાં જઇ તેમનાં વખાણ કરવા લાગ્યો. ત્યારે "કેવી રીતે ? કેવી રીતે ?" એવા પ્રશ્નોને રોકી બોતેર સામન્તો તથા આખા સંઘ સાથે શ્રીહેમાચાર્યે જેને બે રીતે (ધર્મમાર્ગ તથા યાત્રામાર્ગ) માર્ગનો ઉપદેશ કર્યો છે એવો રાજા ધંધુકે આવ્યો. અને શ્રીહેમાચાર્યની જન્મગૃહની ભૂમિમાં પોતે

૪૪ ડાહલ દેશનો રાજા કર્ણ કુમારપાલ ઉપર ચડી આવ્યાની તથા ઉપર પ્રમાણે મરણ પામ્યાની કથા જે જિનમંડન ગણિએ પણ ઉતારી છે (જુઓ. પૃ. ૧૦૦) તે પાયા વગરની છે. કારણ કે કર્ણ રાજાનો સમય વિ. સં. ૧૦૯૮ થી ૧૧૫૪ સુધીનો લગભગ નિશ્ચિત છે. તે ભોજ અને ભીમનો સમકાલીન હોવાનું મેરૂતુંગજ કહે છે. પછી એ કુમારપાલના વખતમા કયાંથી હોય ? કુમારપાલના સમયમાં તો ગયકર્ણદેવ અને નરસિંહદેવ ડાહલની ગાદી ઉપર હતા. ગયકર્ણદેવનો પણ વિ. સ. ૧૨૧૨ પહેલાં દેહાન્ત થઇ ગયો હતો. (જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ, પ્રથમ ભાગ પૃ. ૪૧ થી ૫૨)

કરાવેના સત્તર હાથ પ્રમાણના ઓલિકાવિહારમા પ્રભાવના કરવાની ઇચ્છા કરી પણ એમા જન્મથી જ ચાડી કરનાર–કુટિલ બ્રાહ્મણોએ ઉભા કરેલા વિઘ્નને જોઇને તેઓને દેશબ્હાર કાઢ્યા અને પછી પોતે શ્રીશત્રુંજય તીર્થે ગયા

૩૬ ત્યા ' દુઃખનો તથા કર્મનો ક્ષય કરનાર" નમસ્કાર વાક્યો બોલતા દેવની પાસે જુદી જુદી જાતની પ્રાર્થના કરતા હતા, એ વખતે એક ચારણે નીચેનુ વચન કહ્યુ

" (૨૭) એક કુલ માટે, જે સ્વામી (મોક્ષરૂપ) સર્વ સિદ્ધિનું સુખ આપે છે, તે ભોળા જિનવરનો આશ્રય લોકો શા માટે (કઇ ઇચ્છાથી) કરે છે ?

આ પ્રમાણે ચારણને બોલતા સાભળ્યો, તે નવ વાર બોલ્યો માટે રાજાએ તેને નવ હજાર આપ્યા પછી ગિરનાર પાસે ગયા ત્યા કાઇ કારણ વગર એકાએક પર્વતનો કમ્પ થયો, એટલે શ્રીહેમાચાર્યે રાજાને કહ્યુ કે ' આ છત્રી પેઠે ટીંગાઇ રહેતી શિલા એક સાથે જો બે પુણ્યવંત માણસો એની નીચે આવે તો તેના ઉપર પડે એવી વૃદ્ધ પરંપરા છે હવે આપણે બેય પુણ્યશાળી છીએ, એટલે જો આ ચાલી આવતી વાત સાચી હોય તો લોકાપવાદ આવે માટે રાજા જ દેવને ભલે નમસ્કાર કરે હું નહિ કરૂં" પણ રાજાએ આગ્રહ કરીને શ્રીહેમાચાર્યને જ સંઘ સાથે મોકલ્યા અને પોતે છત્રશિલાનો માર્ગ છોડી જૂના કીલ્લાની બાજુમા બીજે ઠેકાણે નવા પગથીઆં બાધવા માટે શ્રીવાગ્ભટદેવને[૪૫] આજ્ઞા કરી બેય બાજુના [૪૬] પગથીઆમા ૬૩ લાખનું ખર્ચ થયું

આ રીતે તીર્થયાત્રા પ્રબંધ પુરો થયો [૪૭]

---

૪૫ ગિરનારના નવા પગથીઆં બંધાવવા માટે કુમારપાલે વાગ્ભટને કહ્યુ એમ પ્ર ચિ મા તથા પ્રભાવકચરિત (હે સૂ પ્રબંધ શ્લો ૮૪૫) મા છે પણ સોમપ્રભાચાર્ય (સં. ૧૨૪૧) ના કુમારપાલ પ્રતિબોધમા, જયસિંહસૂરિના કુમારપાલચરિતમા અને જિનમંડન ગણિના કુમારપાલ પ્રબંધ (પૃ ૧૦૫) મા શ્રીમાળ જ્ઞાતિના રાણિગના પુત્ર આંબડ (દેશી નામ આમ્ર કે આંબડ) કુમારપાલે નીમેલા સુરાષ્ટ્રના અધિપતિ તરીકે એ પગથીઆ બંધાવ્યા એમ કહ્યુ છે આ આમ્રનો પોતાનો સં ૧૨૨૨ ૨૩ નો ખણુતરી ખાણ પાસેનો લેખ પણ મળ્યો છે (જુઓ પ્રાચીન જૈન લેખ સંગ્રહ લેખાંક ૫૭–૫૮ તથા એ ઉપર વિવેચન)

કુમારપાલ પ્રતિબોધમા કહ્યું છે કે પોતે ગિરનાર ઉપર ચઢી ન શક્યા માટે કવિ શ્રીપાલના પુત્ર સિદ્ધપાલની સૂચનાથી નવા પગથીઆ બંધાવવાની આમ્રને કુમારપાલે આજ્ઞા કરી (સંક્ષેપ પૃ ૧૩)

૪૬ મૂળમા પદ્યાયા પક્ષદ્વય એમ શબ્દો છે શા દી શાસ્ત્રીએ એ શબ્દો છોડી દીધા છે, ટોનીએ two sides of the road એમ અર્થ કર્યો છે

૪૭ આ પ્રબંધ જયસિંહસૂરિના કુમારપાલ ચરિતના નવમા સર્ગમા વર્ણવેલો છે

૩૭ એક વખત પૃથ્વીને ઋણમુક્ત કરવા માટે રાજાએ સુવર્ણસિદ્ધિની ઇચ્છા કરી અને શ્રીહેમચન્દ્રના ઉપદેશથી, તેના ગુરૂ (શ્રીદેવચન્દ્રાચાર્ય)ને શ્રીસંઘનું તથા રાજાનું વિનંતિપત્ર મોકલી બોલાવ્યા હમેશા તીવ્ર વ્રતો કર્યા કરતા ગુરૂ સંઘનું કાંઇક મોટું કાર્ય હશે એમ માની વિધિ પ્રમાણે વિહાર કરતા કરતા રસ્તામાં કોઇની નજરે પડ્યા વગર પોતાની પાષધ શાળામાં આવી પહોંચ્યા. રાજા તો હજી સામે જવાની સામગ્રી તૈયાર કરતા હતા ત્યાં તેને શ્રીહેમાચાર્યે ખબર આપવાથી પૌષધ શાળામાં ગયા પછી રાજા આદિ બધા શ્રાવકો સાથે શ્રીહેમાચાર્યે પણ ગુરૂને દ્વાદશાવર્ત વંદના કરી. વંદના પછી તેમનો ઉપદેશ સાંભળ્યો. પછી ગુરૂએ "સંઘનું શું કાર્ય છે?" એમ પૂછતાં સભાનું વિસર્જન કરી, પડદા પાછળ બેસી, શ્રીહેમચન્દ્રે તથા રાજાએ ગુરૂના પગમાં પડી સુવર્ણસિદ્ધિની યાચના કરી. શ્રીહેમચન્દ્રે કહ્યું કે "હું બાળક હતો ત્યારે લાકડાનો ભારો વેચનારી પાસેથી એક વેલ માગી લઇ તેનો રસ તમારી સૂચના પ્રમાણે તાંબાના કટકાને ચોપડી તેને અગ્નિ લગાડતાં તે કટકો સોનાનો થઇ ગયો હતો. એ વેલના નામ, લક્ષણો, ઠેકાણું વગેરે કહો." આ પ્રમાણે હેમાચાર્યે કહ્યું કે ક્રોધના વેગથી હેમચંદ્રને દૂર ખસેડી "તું યોગ્ય નથી, પ્હેલા મગના પાણી જેવી (પચવામાં હલકી) વિદ્યા આપી હતી તેનાથી તને અજીર્ણ થયું, તો પછી આ લાડુ જેવી વિદ્યા મહાશિવાળા તને કેમ આપું?" આ પ્રમાણે તેનો નિષેધ કરીને રાજાને કહ્યું કે "જગતને ઋણમુક્ત કરનારી સુવર્ણ ઉત્પન્ન કરવાની વિદ્યા તમને સિદ્ધ થાય એવું તમારૂં ભાગ્ય નથી. વળી મારિ (હિંસા)નું નિવારણ, જૈનમૂર્તિઓની સ્થાપના વગેરે પુણ્યોવડે તમને બેય લોક-આલોક અને પરલોક સિદ્ધ છે તો પછી વધારે શું ઇચ્છો છો?" એમ ઉપદેશ આપીને જેમ આવ્યા હતા તેમ વિહાર કરતા પાછા ગયા.

(એક વખત રાજાએ પોતાના પૂર્વજન્મનો વૃત્તાન્ત પૂછ્યો અને પ્રભુએ તે બધો કહ્યો.)[૪૮]

૩૮ એક વખત સપાદ લક્ષ ઉપર ચડાઇ માટે લશ્કર તૈયાર કરવામાં આવતાં શ્રીવાગ્ભટનો અનુજ ચાહડ નામનો મંત્રી દાનશૂરપણાને લીધે અયોગ્ય હોવા છતાં તેને ખૂબ શીખામણ આપીને રાજાએ સેનાપતિ બનાવ્યો. તેણે બે પ્રયાણ કર્યા પછી ઘણા માગણોને એકઠા થયેલા જોઇને તેજુરીના અધિકારી પાસેથી એકલાખ દ્રવ્યની માગણી કરી. રાજાની આજ્ઞાને અનુ-

૪૮ કૌંસમાં મુકેલું વાક્ય ચાર પ્રતોમાં નહોઇ એટલે સંદિગ્ધ પાઠ છે. પણ એ પ્રસંગ ચતુર્વિંશતિ પ્રબંધમાં વર્ણવેલો છે.

સરી તેણે એટલુ દ્રવ્ય આપવાની ના પાડી એટલે તેને ચામખા મારી છાવણીમાથી આ સેનાપતિએ કાઢી મુકયો. પછી પોતે યથેચ્છ રીતે માગણ લોકોને ખુશી કરીને ચૌદસો સાઢણી ઉપર તેથી બમણા સૈનિકોને બેસારી આગળ વધ્યો; અને થોડા પ્રયાણો કરીને બબેરા૪૯ શહેરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. હવે તેજ રાતે સાતસો કન્યાઓના લગ્ન થાય છે એવું શહેરના લોકો પાસેથી સાભળી, તેઓના વિવાહ થઇ જવા દેવા માટે રાતે એમને એમ (લડયા વિના) પડી રહી સવારે કિલ્લાને જીતી લીધો એ કિલ્લામાથી સાત કરોડ સોનું અને અગીઆર હજાર ઘોડીઓ મળી છે એ પ્રમાણેના ખુશી ખબર ખૂબ ઝડપવાળા ખેપીઆઓ સાથે રાજાને મોકલ્યા. અને પછી પોતે તે દેશમા શ્રીકુમારપાલ રાજાની હકુમત ચાલુ કરી, ત્યા અધિકારીઓ નીમી, પાછો ફરી શ્રીપાટણ આવી રાજમહેલમાં રાજાને પ્રણામ કર્યા તેની સાથે યોગ્ય વાર્તાલાપનો વખત મળતા, તેના ગુણોથી પોતે પ્રસન્ન થયેલ હોવા છતા રાજાએ તેને કહ્યું કે "તારી મોટી નજર એજ તારો મોટો દોષ છે, જે ખર્ચ તુ કરે છે તે હું પણ કરી શકતો નથી." રાજાનો આ ઉપદેશ સાંભળીને તેણે રાજાને જવાબ આપ્યો કે "મહારાજે આ સાચી વાત કરી, આવી જાતનો ખરચ આપ નથી કરી શકતા કારણ કે આપ પરંપરાથી રાજાના પુત્ર નથી પણ હું તો રાજાનો પુત્ર છું એટલે હજુ વધારે સારી રીતે ખર્ચ કરી શકું."૫૦ તેણે આ પ્રમાણે કહેતા રાજાએ ખુશી થવુ કે તેના ઉપર ક્રોધ કરવો? કસોટીનો પથ્થર કસોટીના લીસોટાથી સોનાની શોભાને ધારણ કરે છે, એ રીતે અમૂલ્યતા મેળવનાર ચાહડ, રાજાએ રજા આપવાથી પોતાને સ્થાનકે ગયો.

### આ પ્રમાણે રાજઘરટ્ટ ચાહડ પ્રબંધ પુરો થયો

૩૯ હવે આ (ચાહડ)નો ન્હાનો ભાઇ સોલાક નામનો માડલીક હતો એને સનાગારનુ બિરુદ મળ્યુ હતું

---

૪૯ આ બબેરા (કે ભભેરી) આણે લીધુ હતુ અને તેજ ભોગવતો હતો એમ એ. રા. મા કહ્યુ છે (હે સૂ. પ્ર. ૭૨૪, ૭૦૬)

૫૦ આ જવાબ જરા વિચિત્ર છે. કુમારપાલ પરંપરાગી રાજાનો પુત્ર નહિ અને આ ચાહડ રાજાનો પુત્ર શી રીતે? બેય વાતો ખોટી છે જિનમંડન ગણીએ જવાબ અપાવેલા "પોતે રાજાના બળથી ખર્ચ કરે છે, પણ રાજા કોના બળથી ખર્ચ કરે?" એ રીતે ખુશામત કરાવી છે, તે ઠીક છે. પણ ઉપર મેરુતુંગે તો ગડબડજ કરી છે. આ વિષયમા આજ પ્રકાશના છઠ્ઠા પ્રબંધ ઉપરની ટિપ્પણી પણ જુઓ.

૪૦ આનાક નામનો કુમારપાલનો માશીનો દીકરો જેને તેની સેવાના ગુણથી ખુશી થઈને રાજાએ સામન્તપદ આપ્યું હતું, છતાં જે પહેલાં પેઠે જ રાજાની સેવામાં રહેતો તે એક વખત બપોર વખતે મહેલમાં પલંગ ઉપર બેઠેલા રાજાની આગળ બેઠો હતો. ત્યાં એકાએક કોઈ નોકરને ત્યાં આવેલો જોઈને રાજાએ "આ કોણ છે ?" એમ પૂછતાં શ્રી આનાકે પોતાના નોકરને ઓળખીને, એણે સંકેત કરવાથી બહાર નીકળીને (પોતાના કુટુંબની) કુશળતા પૂછી અને તેણે (આનાકને ઘેર) પુત્ર જન્મ થયાની વધાઈ માગી. એ નોકરને "બહુ સારૂં" એમ કહી રજા આપી, સૂર્યના પ્રકાશથી જેમ કમળ ખીલી ઉઠે તેમ તે વાતથી જેનું મોઢું ખીલી ઉઠયું છે એવો તે આનાક પોતાને ઠેકાણે આવ્યો એટલે રાજાએ 'એ શું હતું ?' એમ પૂછયું. ત્યારે તેણે (વિવેકથી) મહારાજને ત્યાં પુત્ર જન્મ થયો એમ વિનતિ કરીએટલે રાજાએ મનમાં થોડો વિચાર કરીને તેને મોઢે કહ્યું કે "જેના જન્મના ખબર આપવા નોકર પ્રતિહારોથી અટક્યા વગર અહીં સુધી ગાજ્યો આવ્યો, તેના પુણ્યરાશિના, પ્રતાપે એ ગુર્જર દેશમા રાજા થશે. પણ આ શહેરમાં કે આ ધવલગૃહમાં નહિ થાય. કારણકે અહીંથી ઉઠાડયા પછી તમારી આગળ તેણે પુત્ર જન્મના ખબર આપ્યા. માટે આ શહેરનો રાજા એ નહિ થાય." એ પ્રમાણે વિચાર ચતુર્મુખ શ્રીકુમારપાલ દેવે નિર્ણય કરીને કહ્યું.

એ પ્રમાણે લવણપ્રસાદ (ના જન્મ)નો પ્રબંધ પુરો થયો.

૪૧ (૨૮) પોતાને તાબે રહેલાં અઢાર[૫૧] મંડળો (દેશો)માં (જૈન ધર્મ ઉપરના) આદરને લીધે, સર્વત્ર પ્રસરેલી પોતાની શક્તિથી ચૌદ વર્ષ સુધી મારિનું નિવારણ કરીને તથા કીર્તિ સ્તંભ જેવા[૫૨] ચૌદસો વિહારો બંધાવીને જૈન કુમારપાલ રાજાએ પોતાના પાપનો ક્ષય કર્યો.

---

૫૧ શ્લોકમા કહેલા અઢાર દેશોના નામો જિનમંડન ગણિએ નીચે પ્રમાણે ગણાવ્યા છે (જુઓ મૂળ પૃ. ૧૫૫ ટિ*)—(૧) કર્ણાટ, (૨) ગુર્જર, (૩) લાટ, (૪) સોરઠ (૫) કચ્છ (૬) સિન્ધુ (૭) ઉચ્ચા (૮) ભંભેરી (૯) મરૂદેશ (૧૦) માળવા (૧૧) કોંકણ (૧૨) મહારાષ્ટ્ર (૧૩) કીર (૧૪) જાલંધર (૧૫) સપાદ લક્ષ (૧૬) મેવાડ (૧૭) દીપ (૧૮) આભીર.

૫૨ કુમારપાલે ચૌદસો વિહારો બંધાવ્યા હતા એમ મેરૂતુંગ અહીં કહે છે. તેણે જ ૧૫ મા પ્ર. મા ૧૪૪૦ કહેલ છે. (પૃ. ૧૮૨) કુમારપાલ પ્રતિબોધમા કહ્યું છે કે રાજાએ પહેલું તો પાટણમા કુમાર વિહાર બંધાવ્યું. પછી ત્રિભુવન વિહાર બંધાવ્યું. આ ઉપરાન્ત પાટણમાંજ બીજાં ચોવીશ મંદિરો બંધાવ્યા. (મોહ પરાજયમાં બત્રીશ

પછી શ્રીહેમાચાર્યને કચ્છના રાજા લાખાની માતા જે મહાસતી હતી તેના "મૂળ રાજના વંશમાં જન્મેલાઓને લૂતારોગ થશે" એવા શાપના સંબધથી કુમારપાળે ગૃહસ્થનો ધર્મ સ્વીકારતી વખતે શ્રીહેમાચાર્ય પાસેથી રાજ્યભાર લીધેલો હોવાથી તે છિદ્રદ્વારા લૂતારોગે શ્રીહેમાચાર્યમાં પ્રવેશ કરીને તેમને પીડા કરવા માડી. એમના દુઃખથી રાજલોક સાથે રાજા પણ દુઃખી રહેવા લાગ્યા ત્યારે ધ્યાનથી પોતાના આયુષ્યને પ્રબળ જોઈને શ્રીહેમાચાર્યે અષ્ટાંગ યોગાભ્યાસથી તે રોગને રમતમાં ઉખેડી નાખ્યો.[૫૩]

૪૨ એક વખત કેળના પાન ઉપર બેઠેલા કોઈ યોગીને જોઈને આશ્ચર્યચકિત થયેલા રાજાને આસન બંધથી જમીનથી ચાર આગળ ઉંચે રહીને બ્રહ્મરંધ્રમાથી નીકળતો તેજનો પુંજ શ્રીહેમાચાર્યે બતાવ્યો હવે પોતાનું આયુષ્ય ૮૪ વર્ષનું થતાં પોતાનો મરણ દિવસ નક્કી જોઈને અનશનપૂર્વક છેવટની આરાધન ક્રિયા શ્રીહેમાચાર્યે શરૂ કરી; દુઃખથી ચલેળ થઈ ગયેલા રાજાને શ્રીહેમાચાર્યે કહ્યુ કે "હવે તમારૂં પણ છ માસનું આયુષ્ય બાકી છે. અને તમને સંતતિ નથી માટે જીવતાં જ તમારી ઉત્તરક્રિયા કરી લેજો" એ પ્રમાણે ઉપદેશ આપીને દશમા દ્વાર (બ્રહ્મરંધ્ર)થી પ્રાણ ત્યાગ કર્યો. શ્રીહેમાચાર્યને છેલ્લા સસ્કાર કર્યા પછી એની ભસ્મ પવિત્ર ગણીને રાજાએ એમાથી તિલકને બ્હાને નમસ્કાર કર્યા. પછી બધા સામતોએ ભસ્મ લીધી, છેવટ નગરના લોકોએ ત્યાંની માટી લીધી પરિણામે ત્યા પડેલો ખાડો હજી સુધી હેમખંડ નામે પ્રસિદ્ધ થયો છે.[૫૪]

૪૩ પછી આંખમાં આસુવાળા અને શ્રીહેમાચાર્યના શોકથી જેનું મન વિકળ થઈ ગયુ છે એવા રાજાને પ્રધાનોએ વિનતિ કરી ત્યારે રાજાએ કહ્યુ કે "પોતાના પુણ્યથી જેઓ ઉત્તમલોકને પ્રાપ્ત થયા છે તે પ્રભુનો

---

મંદિરો બંધાવ્યા એમ કહ્યું છ) અને પાટણ બ્હાર એટલા બધા મંદિરો બંધાવ્યા કે તેની સંખ્યા ન ગણી શકાય. પાટણ બ્હારની વાત કુમારપાલના વખતના જૈનોએ બંધાવેલા મંદિરોને લક્ષીને કહેલી જણાય છે.

૫૩ આ લુતારોગનું પ્રકરણ વિચિત્ર છે શ્રીહેમાચાર્યને લૂતારોગ થયા પછી લાખાની માતાના શાપની વાત પણ જોડાઈ હોય એમ લાગે છે. પ્ર ચિ. ની પ્હેલી આવૃત્તિના પાઠ પ્રમાણે તથા ચા. સુ મુનિના કહેવા પ્રમાણે પ્હેલા લૂતારોગ કુમારપાલને થયો અને પછી કુમારપાળે હેમચંદ્રને ગાદી ઉપર બેસારવાથી એમને થયો અને સૂરિએ છેવટ યોગબળથી દૂર કર્યો. (પૃ. ૩૪)

૫૪ હેમાચાર્યના મરણનુ વૃત્તાન્ત જિ. ગણિના કુ. પ્ર. મા પણ આ પ્રમાણે છે, પ્ર. ચ. મા કાઇ નથી.

હું શોક કરતો નથી પણ મારું જ સાત અંગવાળું આ રાજ્ય જ તજવા યોગ્ય છે રાજપિંડના દોષથી દૂષિત હોવાથી મારૂં પાપી પણ જગદ્ગુરૂના શરીરને ન અડ્યુ, એજ વાતનો શોક કરું છુ " આ પ્રમાણે પ્રભુના ગુણોને યાદ કરતાં કરતા ઘણીવાર સુધી વિલાપ કર્યો પછી શ્રીહેમાચાર્યે કહેના દિવસે તેણે કહેલા વિધિ પ્રમાણે સમાધિદ્વારા મરણ પામી રાજા સ્વર્ગે ગયા સં. ૧૧૯૯થી ૩૧ વર્ષ સુધી શ્રીકુમારપાલદેવે રાજ્ય કર્યું

૪૪ સં ૧૨૩૦ ના વર્ષમા શ્રી અજયદેવનો રાજ્યાભિષેક થયો આ રાજાએ પૂર્વજોના મંદિરોનો નાશ કરવા માડયો, એટલે સીન નામના એક ભાડે[૫૫] રાજા આગળ ભવાઈ દેખાડતા માયાથી ખોટી ઇન્દ્રજાળ રચીને તેમા પોતે ઊભા કરેલા પાચ મન્દિરો પુત્રોને આપીને તથા 'મારી પછી તમારે અતિશય ભક્તિવડે આ દેવોનું આરાધન કરવુ," એમ શિખામણ આપીને પોતે જ્યા આખરની સ્થિતિમા પડયો છે, ત્યા તેના ન્હાના દીકરાએ તે મદિરને ભાંગી નાખ્યુ એમ સાભળીને "અરે અજયદેવે પણ પિતાના પરલોક ગમન પછી તેનાં ધર્મસ્થાનોનો નાશ કર્યો છે અને ત તો હજી હું જીવુ છુ ત્યાં જ મારા ધર્મસ્થાનોનો નાશ કરે છે માટે તું તો અતિ અધમ છો।" એવા શબ્દો કહ્યા તેના આ શબ્દોથી શરમાઇને રાજાએ તે ખોટુ કામ કરવાનું છોડી દીધુ

૪૫ પછી શ્રી અજયદેવે શ્રી કપર્દીમંત્રીને મહામાત્યનું પદ લેવા માટે ખૂબ આગ્રહ કર્યો; ત્યારે "સવારે શકુનો જોઇને એ અનુકૂળ હશે તો મહારાજનો હુકમ માથે ચડાવીશ" એમ કહીને [૫૬]શકુનગૃહમા કપર્દીમંત્રી ગયો ત્યા દુર્ગાદેવી પાસે સાત પ્રકારના શકુન માગ્યા, અને તે મળતા તેની પુષ્પ અક્ષત વગેરેથી પૂજા કરી પોતાને કૃતકૃત્ય માનતો એ મંત્રી જ્યા શહેરના દરવાજામા પેઠો ત્યા ઇશાનખૂણામા મોટી ગર્જના કરતા આખલાને જોઇને મનમાં ખૂબ ખુશી થતો ઘેર આવ્યો જમ્યા પછી [૫૭]વૃદ્ધ મારવાડી

---

૫૫ પ્ર ચિમા બે વખત આ સીલ કે સીલણ નામના કૌતુકીની વાત આવે છે, બે ય વખત નામ એક સરખુ છે એથી એ વિશેષ નામ નહિ એમ લાગે છે મૂળમા કૌતુકી છે તેનો અર્થ મે ભાડ કર્યો છે

૫૬ શકુન જોવા માટે ખાસ સ્થાન-દુર્ગાદેવીનું મંદિર હોય એમ આ શબ્દો પરથી જણાય છે

૫૭ આ મરૂવૃદ્ધને યામિક કહ્યો છે યામિક એટલે દર પ્રહરે બદલાતો પહેરીગર, પણ અહીં પ્રકરણને અનુસરી શકુન જોનાર જોષી અર્થ ટોની પેઠે મે પણ કર્યો છે. આગળ આવાજ પ્રસગમા મરૂવૃદ્ધને યામિકને બદલે શાકુનિક કહ્યો છે. (જુઓ મૂળ પૃ ૧૬૨ પ્રસગ ૫૫)

જોશીએ શકુનના ખબર પૂછ્યા. શ્રી કપર્દીએ શકુનનું વર્ણન કરી તેની પ્રશંસા કરી ત્યારે તે વૃદ્ધ મારવાડીએ કહ્યું કે :—

(૨૯) "નદી ઉતરતી વખતે, માર્ગમાં ભૂલા પડતી વખતે, ભય આવી પડયું હોય ત્યારે, સ્ત્રી કાર્યમાં, રણમાં અને વ્યાધિમાં માણસથી વિપરીતનાં વખાણ થાય છે. એ પ્રમાણેથી તમારૂં મરણ પાસે આવ્યું છે તેથી તમારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે અને તમે પ્રતિકૂળને અનુકૂળ માનો છો. આખલાને તમે સારૂં શકુન ગણો છો પણ તમારા મરણથી શંકરનો અભ્યુદય જોઇને તેના વાહનરૂપ એ આખલો ગર્જના કરતો હતો."

તેના આ શબ્દોને શ્રી કપર્દીએ ગણકાર્યા નહિ એટલે તેની રજા લઇને તે તીર્થયાત્રા કરવા ચાલ્યો ગયો. પછી શ્રી કપર્દીને રાજાએ આપેલી મુદ્રા (મહામાત્યને સોંપાતી સીલની વીંટી) લઇને તે મોટા ઠાઠથી પોતાના મહેલમાં આવ્યો અને વિશ્રાંતિમાં બેઠો. ત્યાં રાજાએ તેને રાતમાં પકડાવ્યો તથા તેની સમાન કક્ષાનાં માણસો પાસે તેનો તિરસ્કાર કરાવ્યો.

૩૦ જે સિંહ મોટા હાથીઓના કુંભસ્થળ ઉપર પગ મુકીને તેના માથાનાં મોતીનો ભુક્કો કરી નાખતો; તે સિંહ આજે વિધિને વશ થઇને ચારે તરફથી શીઆળવાંની પીડ સહન કરે છે.

વગેરે વિચાર કરીને કડાઇમાં નાખવા માંડયો ત્યારે તે નીચેનો શ્લોક બોલ્યો:—

(૩૧) માગણોને દીવાની સગ જેવું પીળું સોનું કરોડોમાં આપ્યું, વાદમાં વિરોધીઓની શાસ્ત્રાર્થથી ભરેલી વાણીને તોડી પાડી, ગાદી ઉપરથી ઉઠાડીને પાછા બેસાડેલા રાજાઓ વડે જેમ સોગઠાંથી રમત કરે તેમ રમત કરી, કરવા યોગ્ય બધું કર્યું; હવે વિધિને અમારી જરૂર હોય તો એમાં પણ તૈયાર છીએ.[૫૮]

તે બુદ્ધિશાળી માણસ ઉપર પ્રમાણે છેલ્લું કાવ્ય બોલતો હતો ત્યાં એને મારી નાખવામાં આવ્યો.

આ પ્રમાણે કપર્દી પ્રબંધ પુરો થયો.

૪૬ વળી પ્રબંધશતના કર્તા રામચન્દ્ર કવિને તે નીચ રાજાએ તપાવેલા તાંબાના પાટલા ઉપર બેસાર્યો ત્યારે તે બોલ્યો :—

(૩૨) જે સૂર્યે સચરાચર પૃથ્વીને મોટે ભાગે લક્ષ્મી (શોભા) આપી છે તે દિનપતિ સૂર્યનો પણ અસ્ત થાય છે; માટે થવાનું હોય તે લાંબે કાળે પણ થાય છે.

---

૫૮ આ શ્લોક જિનમંડનગણિએ કુમારપાલ પ્રબંધમાં કુમારપાલના મોઢામાં મુકયો છે. (જુઓ પૃ. ૧૧૫).

આમ કહીને દાંતની અણીથી જીભ કરડીને મરી ગયેલા તેને મારી નાખવામાં આવ્યો.

આ પ્રમાણે રામચન્દ્ર પ્રબંધ પુરો થયો.[૫૯]

૪૭ વળી રાજા પિતામહ શ્રી આમ્રભટનું તેજ ન દેખી શકતા સામન્તોએ હવે વખત મળતાં ( રાજાને ) પોતાની સાથે પ્રણામ કરવાનું કહીને આક્ષેપ કર્યો ત્યારે શ્રી આમ્રભટે કહ્યું કે "દેવ બુદ્ધિથી વીતરાગને, ગુરૂબુદ્ધિથી શ્રી હેમચંદ્ર મહાપ્રભુને અને સ્વામીબુદ્ધિથી કુમારપાલને—એટલાનેજ આ જન્મમાં મારા નમસ્કાર છે." જૈન ધર્મ જેની સાતે ધાતુ ( રસ, રક્ત વગેરે વૈદકમાં કહેલ ધાતુઓ ) ઓમાં પ્રસરી રહ્યો છે એવા આમ્રભટે ઉપર પ્રમાણે કહ્યું, એટલે રાજાને ક્રોધ થયો. અને "લડવાને માટે તૈયાર થઇ જા" એવી રાજાની વાણી સાંભળી શ્રી જૈનમૂર્તિની પૂજા કરીને, અનશનનો નિયમ લઇને તથા લડાઇની દીક્ષા ધારણ કરીને પોતાના મહેલથી રાજાનાં માણસોને પોતાના સૈનિકોવડે ફોતરાંને ઉડાડે તેમ વીખેરી નાખતો ઘટિકાગૃહ સુધી પહોંચ્યો. ત્યાં એ ( રાજાનાં માણસો ) અપવિત્ર માણસોના સંગથી પોતાનામાં આવેલા દોષ ધારા ( તરવારરૂપ ) તીર્થમાં

---

૫૯ રાજશેખર સૂરિએ આ બાબતમાં લખ્યું છે કે શ્રી હેમચંદ્ર ઉપરના દ્વેષથી તેના શ્રી રામચન્દ્ર વગેરે શિષ્યોને અજયદેવે તપાવેલા લોઢાના આસન ઉપર બેઠારી મારી નાખ્યા. ( ચતુર્વિંશતિ પ્રબંધ નવીન સંસ્કરણ પૃ. ૨૦૧ ) શ્રી હેમચન્દ્ર ઉપર દ્વેષ થવાનું કારણ રાજશેખર એમ આપે છે કે,—જ્યારે કુમારપાલ અને હેમચન્દ્ર વૃદ્ધ થયા ત્યારે રાજાએ ગુરૂની તથા આમ્રડની સલાહ પૂછી કે "હું તો, અપુત્ર છું તો મારા પછી ગાદી કોને આપું ?" ત્યારે ગુરૂએ કહ્યું કે તમારા દૌહિત્ર પ્રતાપમલ્લને આપો, કારણ કે એ તમે સ્થાપેલા જૈન ધર્મની સ્થિરતા રાખશે પણ અજયપાલથી તો તમારા થાપેલા ધર્મનો ક્ષય થશે." ત્યા આમ્રડે સલાહ આપી કે "અમે તેવો પણ પોતાનો હોય એ સારો." હવે શ્રી હેમચન્દ્રના ગચ્છમા બે તડાં હતાં એક તરફ શ્રી રામચન્દ્ર ગુણચન્દ્ર વગેરે અને બીજી તરફ બાલચન્દ્ર. આ બાલચન્દ્રને રાજાના ભત્રીજા અજયપાલ સાથે મૈત્રી હતી. એટલે તેણે ઉપરની હેમચન્દ્રની સલાહ અજયપાલને કહી દીધી. આ કારણથી અજયપાલને હેમચન્દ્રના ગચ્છના રામચન્દ્ર વગેરે ઉપર દ્વેષ અને આમ્રડ ઉપર પ્રીતિ થઈ. ( ચતુર્વિંશતિ પ્રબંધ, નવીન સંસ્કરણ પૃ. ૨૦૦ ).

ચ. પ્ર.ના આ પ્રસંગમાં જે કુમારપાલના દૌહિત્ર પ્રતાપમલ્લનો ઉલ્લેખ છે તે સોમેશ્વરે ( કી. કૌ. ૨. શ્લો. ૯૭ થી ૧૦૦ મા ) "ભીમ બીજાના વખતમા આમ શર્મા જગદેવ, પ્રતાપમલ્લ, વગેરે ન હોવાથી એ રાજ્ય છિન્નભિન્ન થઇ ગયું" એ રીતે જેનાં વખાણ કર્યાં છે તે જ હોવો જોઇએ.

ઘોઘ નાખીને, તે આશ્ચર્ય જોવા આવેલી અપ્સરાઓએ 'હું વરૂં હું વરૂં' એમ કહીને વરેલો તે દેવરૂપ થઇ ગયો.

(૩૩) હવે ધન મારે ભાટ થવું-એ સારૂં છે, વ્યભિચારી થવું એ સારૂં છે, વેશ્યાના આચાર્ય થવું એ સારૂં, અતિશય અને દગાખોર કામ કરવામાં હુશીઆર થવું એ પણ સારૂં. પણ દાનના સમુદ્ર જેવો ઉદયનનો પુત્ર દેવથી સ્વર્ગે જતાં પૃથ્વી ઉપર કાળા માણસે કોઇ રીતે વિદ્વાન્ ન થાવું.

(૩૪) ત્રણ વર્ષે, ત્રણ માસે, ત્રણ પખવાડીએ કે ત્રણ દિવસે; પણ અતિ ઉગ્ર પુણ્ય કે પાપનું, તે કરનાર અહિં જ ફળ ભોગવે છે.

૪૮ આ પૌરાણિક પ્રમાણને અનુસરતું બન્યું; તે ખરાબ રાજાને વયજલદેવ નામના પ્રતિહારે છરીથી મારી નાખ્યો. અને ધર્મસ્થાનોને પડાવી નાખનાર તે પાપી નરકમાં હમેશાં કૃમિઓથી શરીર ખવાવાનું દુઃખ અનુભવવા અદૃશ્ય થઇ ગયો. સં. ૧૨૩૦ થી ત્રણ વર્ષ સુધી અજયદેવે રાજ્ય કર્યું.[૬૦]

૪૯ સં. ૧૨૩૩ થી બે વર્ષ સુધી બાલમૂળરાજે (મૂળરાજ બીજાએ) રાજ્ય કર્યું. આની મા-પરમર્દિ રાજાની દીકરી નાઇકિ દેવીએ દીકરાને ખોળામાં રાખી ગાડરારઘટ્ટ નામના ઘાટમાં લડાઇ કરીને તેના સત્ત્વથી અકાળે આવેલા મેઘની સહાયથી મ્લેચ્છ રાજાને હરાવ્યો.[૬૧]

---

૬૦ અજયદેવનો રાજ્ય કાળ ઉપર આપ્યો છે તેને તેના સમયના ઉત્કીર્ણ લેખો ટેકો આપે છે. પ્રબંધોની એક વાક્યતા તો છે જ.

૬૧ ઉપર જે મૂળરાજની માએ મ્લેચ્છ રાજાને હરાવ્યાનું કહ્યું છે તે વિ. સં. ૧૨૩૪ (ઇ. ૧૧૭૮ હિ. સ. ૫૭૪)માં મહમદ ઘોરી સાથે થયેલી લડાઇમાં બન્યું હોવું જોઇએ. તવારીખ ઇ. ફિરસ્તામાં લખ્યું છે કે મહમુદ ઘોરી મુલતાન થઈ ગુજરાતના રેતાળ જંગલો તરફ ગયો. કુંવર ભીમદેવ મોટા લશ્કર સાથે સામે આવ્યો અને તેણે ખૂબ વિનાશ કરી મુસલમાનોને નસાડયા. (Brigg's Firishtah Vol. I p. 170.) ફીરીસ્તા કરતા પ્રાચીનતર મહમદ ઉફ્તી અને મીનરાજ ઉસ-સીરાજ જેવા મુસલમાન તવારીખ લેખકોએ આ વસ્તુનો ઉલ્લેખ કર્યો છે. પણ તેઓ નરવર (અણહિલ પાટણ)ના રાજાનું નામ ભીમદેવ આપે છે. (જુઓ Elliott Vol. 11 p. 249 તથા Bombay Gazeteer Early Gujrat p. 195 ઉપર જેકસનની ટિપ્પણી ૪) એ તેઓનો ભ્રમ જણાય છે, એ મૂળરાજ (બીજો) જ હોવો જોઇએ.

મૂળરાજના આ પરાક્રમનું વર્ણન સુ. સં. (શ્લો. ૪૬), વ-વિ. (૩-૩૪) સુ. કી. ક. (શ્લો. ૭૦, ૭૨), કી. કૌ. (સ. ૨ શ્લો. ૫૭)માં મળે છે તથા

૫૦ સ ૧૨૫૦ થી ૬૩ વર્ષ સુધી શ્રી ભીમદેવે ( ભીમદેવ બીજાએ ) રાજ્ય કર્યું આ રાજાના રાજ્યકાળમા માળવાનો શ્રી સોહડ નામનો રાજા ગૂર્જર દેશના વિનાશ માટે સીમાડા સુધી ચડી આવ્યો, ત્યાં ગૂર્જર દેશના પ્રધાને તેની સામે જઈને કહ્યુ કે —

( ૩૫ ) હે રાજારૂપ સૂર્ય તમારો પ્રતાપ પૂર્વ દિશામા જ શોભે છે પણ પશ્ચિમ દિશામા ઉતરતા તે પ્રતાપનો ક્ષય થઈ જાય છે

તેની આ વિરૂદ્ધ વાણી સાભળીને તે પાછો ફરી ગયો [૬૨] પણ પછી તેના પુત્ર અર્જુનદેવે ગૂર્જર દેશને હરાવ્યો પણ હતો

---

મૂળરાજના અનુયાયીઓના ઉત્કીર્ણ લેખોની વંશાવળીમા મૂળરાજના બિરૂદરૂપે आहवपराभूतदुर्जयगर्ननकाधिराजश्रीमूलराजदेव એ રીતે એ પરાક્રમનો ઉલ્લેખ કરેલો છે (ભીમદેવ બીજાનું સ ૧૨૬૬નુ તામ્રપત્ર I A Vol VIII p 110) વળી સુધાના લેખમા કેલ્હણે તુરૂષ્કોને હરાવ્યા એમ લખ્યુ છ તે પણ આજ બનાવની વાત હશે અને મૂળરાજના સામત તરીકે આ કે હણ લડયો હશે એમ દે રા ભાડારકર કહે છે ( E I Vol. XI ) તે બરાબર લાગે છે ઉપર કહેલુ કાસહૃદ તે આબુની તળેટીનુ કાયદ્રા. પ્ર ચિં ના ગાડરારઘટ્ટને કાયદ્રા આગળ સમજવુ ?

વિ સ ૧૨૩૫ ના ભીમદેવના લેખમા કારભારી તેજપાલની પત્નીએ તુરૂષ્કોએ ખંડિત કરેલી પ્રતિમાને સ્થાને નવી પ્રતિમા સ્થાપી ( જુઓ ભાવનગર પ્રાચીન શોધસગ્રહ લેખ ન. ૨૮ ) એમ જે લખ્યુ છે તેમાનું તુરૂષ્કોએ કરેલુ મૂર્તિખંડન ઉપર કહેલી લડાઇ વખતે બન્યુ હશે

મૂળરાજની માને પરમર્દિ રાજાની દીકરી કહી છે આ પરમર્દી તે કાદબ રાજા પેરમાડી અથવા શિવચિત્ત ( રાજ્યકાળ વિ સ ૧૨૦૩ થી ૧૨૩૧ ) હોવો જોઈએ ( *Bombay Gazeteer, Early Gujrat p.* 195 )

૬૨ ઉપરના શ્લોકમા રાજાને સૂર્યની ઉપમા આપી જેમ સૂર્ય પશ્ચિમમા જતા અસ્ત પામે છે તેમ ગુજરાતની પૂર્વમા આવેલા માળવાના રાજાનો પ્રતાપ પણ પશ્ચિમમા જતા અસ્ત પામશે, એમ કહેવાનો આશય છે પણ માત્ર આ કાવ્યશોભી શીખામણ માનીને ચડી આવેલો રાજા પાછો ચાલ્યો જાય એ જરા વિચિત્ર લાગે છે માળવાના રાજા અર્જુનવર્મા (જે પણ ભીમદેવ બીજાનો સમકાલીન હતો )ના એક તામ્રપત્રમા સુભટવર્મા (એજ ઉપર કહેલો સોહડ) એ અણહિલવાડના રાજાને હરાવ્યો હતો એમ કહ્યુ છે કીર્તિ કૌમુદીમા લખ્યુ છે કે ભીમદેવના સમયમા માળવાના રાજાએ ગુજરાત ઉપર ચડાઈ કરી પણ લવણપ્રસાદે તેને પાછો હઠાવ્યો ટુકામા માળવાનો રાજા ચડી આવેલો અને કદાચ પહેલા ગુજરાતના રાજાની હાર થઈ હશે પણ પાછળથી માળવાના રાજાને પણ પાછુ હઠવુ પડયુ હશે આ સુભટવર્માના પુત્ર અર્જુનવર્માએ ગુજરાતનો ધ્વંસ કર્યાનું પ્ર ચિં કહે છે તેનો ઉલ્લેખ પારિજાતમંજરી નામની નાટિકામા મળે છે અને અર્જુનવર્માની ચડાઇ

૫૧ શ્રી ભીમદેવના રાજ્યનો સર્વ ભાર ઉપાડનાર વ્યાઘ્રપલ્લી–વાઘેલા નામથી પ્રસિદ્ધ શ્રી આનાકના પુત્ર લવણપ્રસાદે[૬૩] ઘણા વખત સુધી રાજ્ય કર્યું હતું પછી તેનો પુત્ર સામ્રાજ્યના ભારથી શોભતો શ્રી વીરધવલ આવ્યો, તેની માનું નામ મદનરાજ્ઞી હતું એની બહેન મરી જતાં બનેવી દેવરાજ નામના પટ્ટકિલ (પટેલ) નો બહોળો ઘરવ્યવહાર નભતો નથી એ જોઈને તેનો નિર્વાહ કરવા માટે પોતાના લવણપ્રસાદ નામના પતિની રજા લઈને મદનરાજ્ઞી બાળક પુત્ર વીરધવલને સાથે લઈને તેને ઘેર જઈને રહી; ત્યાં તેણે એ (લવણપ્રસાદની સ્ત્રી) રૂપાળી અને સ્પૃહણીય ગુણવાળી છે એમ જોઈને તેને પોતાના ઘરમાં પત્ની તરીકે રાખી[૬૪] શ્રી લવણે આ બધી વાત સાંભળી એટલે તેને મારવા રાતે તેના ઘરમાં પોતે પેઠો. અને સંતાઈને વખત ક્યારે મળે એ શોધવા લાગ્યો. ત્યાં તે (પટેલ દેવરાજ) જમવા બેઠો પણ “વીરધવલ આવે નહિ ત્યાંસુધી હું ખાઇશ નહિ” એમ વારંવાર કહીને આગ્રહથી તેને બોલાવી એક જ થાળીમાં ખાવા લાગ્યો. બરાબર એ જ વખતે સાક્ષાત્ યમ જેવા પોતાના કાળ (લવણપ્રસાદ) ને એકાએક આવેલ જોઈને તેનું મોઢું કાળું પડી ગયું. પણ લવણપ્રસાદે કહ્યું કે “બ્હીશો નહિ, જો કે હું તમને મારવાજ આવ્યો હતો પણ આ મારા

ભીમદેવને કાઢીને થોડા વખત માટે ગાદી ઉપર બેઠેલા જયસિંહ કે જયંતસિંહના વખતમાં વિ. સં. ૧૨૭૩ ની આસપાસમાં થઇ હશે. (જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ, પ્રથમ ભાગ, પૃ. ૧૫૮, ૧૫૯.)

૬૩ પ્ર. ચિં.મા ઉપર પ્રમાણે ભીમનો ઇતિહાસ પડતો મુકી એકદમ વીરધવલની અને વસ્તુપાલ તેજપાલની વાત ગ્રન્થકર્તા શરૂ કરે છે, આનું કારણ તો જૈનધર્મના પ્રભાવક મંત્રીઓની વાત કહેવાની ધગશ છે. પણ એથી ઇતિહાસના અભ્યાસીને ઘણી ગડબડ થઈ જાય છે. વસ્તુપાલના પ્રબંધો લખનાર અરિસિંહ, સોમેશ્વર વગેરે સમકાલીન લેખકો કાંઈક એ ગડબડને ઉકેલે છે અને ઉત્કીર્ણ લેખો એ વખતનો ઇતિહાસ ઉકેલવામાં થોડી મદદ કરે છે.

કુમારપાલના માશીના દીકરા આનાકને લવણ પ્રસાદ નામનો પુત્ર થયાનું તો પ્ર. ચિં.કારે ન્હેતાં કહેલું જ છે (જુઓ ચોથા પ્રકાશનો જ આળીગનો પ્રસંગ) એ લવણપ્રસાદનું જોર ભીમદેવ બાળક અને નબળો હોવાથી એના વખતમાં વધી ગયું, અને એજ ખરો રાજા થઇ પડયો, એમ પ્ર. ચિં.ના ‘રાજ્ય ચિન્તાકારી’ શબ્દોનો અર્થ જણાય છે. છતાં એણે પાટણની ગાદી ઉપર નજર નથી કરી, ધોળકામાં જુદી ગાદી થાપી છે.

૬૪ આ પ્રમાણે બીજાની પત્નીને ઘરમાં બેસારવામાં આવે અને એક ક્ષત્રિય એ સહી લે એ રજપૂતો માટે નવાઈ જેવી વાત છે, છતાં વિશ્વસનીય લાગેછે.

પુત્ર વીરધવલ ઉપર તમારૂં વાત્સલ્ય મારા નજર બાંધન મ ત્ર (મારવાનો) હઠ છોડી દીધો છે એમ કહીને તેનો સત્કાર સ્વીકારી જેમ આવ્યો હતો તેમ પાછો ગયો. આ વીરધવલને બીજા બાપના (એટલે મા એક જ મદનરાજ્ઞી અને બાપ બીજો દેવરાજ) રાષ્ટ્રકૂટ વંશના સાંગણ, ચામુંડરાજ વગેરે ભાઈઓ થયા, જે વીર પુરૂષો તરીકે જગતમાં પ્રખ્યાત થયા હતા. અમુક વખત પછી ક્ષત્રિય વીરધવલ, જરા બુદ્ધિ ઉઘડતાં પોતાની માતાના વૃત્તાંતથી શરમાઈને એ ઘર છોડીને પિતા પાસે આવીને રહ્યો.

૫૨ આ વીરધવલ સત્ત્વ, ઉદારતા, ગંભીરતા, સ્થિરતા, નય, વિનય, ઔચિત્ય, દયા, દાન, ડહાપણ વગેરે ગુણોવાળો હતો અને તેણે શત્રુઓએ દબાવેલી અમુક જમીન પોતાને તાબે લીધી ત્યારે તેની નમ્રતાથી (ખુશી થઈને) પિતાએ પણ કેટલોએક મુલક આપ્યો. આ મુલક ઉપર ચાહડ નામના બ્રાહ્મણ પ્રધાનને રાજકારભારની ચિંતા સોંપી વીરધવલ રાજ્ય કરવા લાગ્યો. ત્યાં પ્હેલાં પાટણમાં વસતા અને તરતમાં ત્યાં (ધોળકામાં) આવેલા પોરવાડ વંશના મોતીસમાન તેજપાલમંત્રી સાથે મિત્રતા થઈ.

૫૩ આ મંત્રીની જન્મકથા નીચે પ્રમાણે છે—

એક વખત પાટણમા ભટ્ટારકશ્રીહરિભદ્રસૂરિ વ્યાખ્યાન કરતા હતા ત્યારે કુમારદેવી નામની એક અતિ રૂપાળી વિધવા તરફ તેઓ વારવાર જોતા હતા એથી ત્યાં બેઠેલા આશરાજ મંત્રીના ચિત્તનું આકર્ષણ થયું અને એ ગયા પછી મંત્રીના પૂછવાથી ગુરૂએ કહ્યું કે "ઇષ્ટ દેવતાના આદેશથી આની કુખમાં ભવિષ્યમાં સૂર્ય અને ચદ્રમા અવતરશે એમ હું જોઉં છું. માટે એનાં સામુદ્રિક લક્ષણો વારવાર જોતો હતો." આ પ્રમાણે શ્રી હરિભદ્રસૂરિ પાસેથી જાણી લઈને તેણે તે વિધવાનું હરણ કરીને તેને પોતાની પ્રિયા બનાવી. કાળક્રમે તેને પેટે સૂર્ય અને ચદ્રમા જેવા વસ્તુપાલ અને તેજપાલ નામના મંત્રીઓ જન્મ્યા,[૬૫]

---

૬૫ વસ્તુપાલ તેજપાલ મોટા જૈનધર્મ પ્રભાવક હોવાથી અને દાતા હોવાથી એના ચરિત્રના ગ્રંથો તેના સમયમા તથા પાછળથી પુષ્કળ લખાયા છે. સુકૃતસંકીર્તન કીર્તિકૌમુદી વગેરે આ પ્રકારના ગ્રંથોમા વસ્તુપાલ તેજપાલની વંશાવળી તેઓના ચોથી પેઢીના પૂર્વજ ચડપથી આપી છે. પણ પ્ર. ચિ. સિવાય કોઈ ગ્રંથમા કુમારદેવી વિધવા હતી એમ કહેલું નથી. માત્ર એક વસ્તુપાળ તેજપાળ રાસો પ્ર. ચિ.ને અનુસરે છે. છતા વસ્તુપાલ તેજ પાળના ભીકડાના છોકરા વાચી સાભળી શકે એવા સભાનવાળી સ્થિતિમા મેરૂતુંગ જેવા જૈન આચાર્યે આવું લખ્યું છે માટે એ તદ્દન ખોટું ન હોવું જોઈએ. સમકાલીનો આવી બાબતમા મૌન રાખે એ સમજાય એવું છે.

૫૪ વળી એક વખત શ્રી વીરધવલદેવે પોતાના વ્યાપાર (રાજકાજ) નો ભાર ઉપાડવા માટે (તેજપાલને) વિનંતિ કરી ત્યારે તેણે પ્હેલાં પોતાના મહેલમાં વીરધવલને તથા તેની રાણીને જમાડયા અને પછી તેજપાલની સ્ત્રી અનુપમાએ રાણીશ્રી જયતલદેવીને પોતાનાં કપૂરનાં બે તાડંક ( કાનનાં ઘરેણાં ) તથા વચ્ચે વચ્ચે મણિઓવાળો સોનાથી ગુંથેલો મોતીનો એકાવલી હાર ભેટ આપ્યો. પણ રાજાએ મંત્રીની ભેટ પાછી વાળી પોતાનું મંત્રીપદ આપ્યું અને " તમારી પાસે હાલમાં જેટલું ધન છે તે હું કોપાયમાન થાઉં (કોપ કરીને લઇ લઉં) તોપણ તમને પાછું આપું " એમ કાગળમાં બંધણી લખી આપી મંત્રી સંબંધી પાંચ અંગને યોગ્ય (પાઘડી, અલંકારો વગેરે) ભેટ આપી.

(૩૬) જે કર નાખ્યા વગર ખજાનો ભરે, વધ કર્યા વિના દેશનું રક્ષણ કરે અને યુદ્ધ કર્યા વગર દેશનો વધારો કરે તે મંત્રી અને તેજ બુદ્ધિવાન.

સર્વ નીતિશાસ્ત્રની વિદ્યા જેની બુદ્ધિમાં ઉતરી ગઇ છે તે મંત્રીએ પોતાના ધણીની ઘણી ઉન્નતિ કરી. હવે તે મંત્રીએ સૂર્યોદય થતાં વિધિ પ્રમાણે શ્રી જિનની તે સમયને યોગ્ય પૂજા કરી અને ગુરૂની ચંદન કપુરથી પૂજા તથા દ્વાદશાવર્તવંદન કરી, વખતસર પચખાન કર્યા પછી ગુરૂ પાસે રોજ એક એક શ્લોક ભણવાનો નિયમ રાખ્યો હતો. એ પછી રાજકાર્ય કરી મંત્રી તાજી રસોઇ જમતા. એક વખત મૂંજાલ નામનો ઉપાસક જે મંત્રીનો ખાનગી લેખક હતો તેણે એકાંતમાં પૂછયું કે " આપ સવારમાં તાજી રસોઇ જમો છો કે ટાઢી ?' આ તો ગામડીઓ છે એમ ધારીને બે ત્રણ વખત તો એને ગણકાર્યો નહિ પણ એક વખત ક્રોધથી ' ગોવાળ ' એમ આક્ષેપ કર્યો. પણ તેણે ધીરજ રાખીને " એમાંથી એક હશે જ " એમ જવાબ આપ્યો એટલે એના શબ્દોમાં રહેલી ચતુરાઇથી ચકિત થઇને મંત્રીએ કહ્યું કે " તમારા ઉપદેશનો ધ્વનિ હું સમજ્યો નથી માટે હે સુજ્ઞ, બરાબર સમજાવો. " ત્યારે તે વક્તાએ કહ્યું કે " અતિ રસવાળી જે તાજી રસોઇ આપ હમેશાં જમો છો, તે પૂર્વના પુણ્યના ફળરૂપ હોવાથી, એક જન્મ પહેલાંની હોઇને તેને હું અત્યંત ઠરી ગયેલી " માનું છું. વળી મેં તો આ ગુરૂના સંદેશાના શબ્દો કહ્યા છે. એનું રહસ્ય તો તેઓ જ જાણે માટે ત્યાં જાવ. " આ પ્રમાણે તેની વિનંતિ સાંભળી શ્રી તેજપાલ મંત્રી પોતાના કુલગુરૂ શ્રી વિજયસેનસૂરિ પાસે ગયા અને ગૃહસ્થનો ધર્મ પૂછયો. અને તેઓએ ઉપાસક દશાહ નામના સાતમા અંગમાંથી જિન

ભગવાને કહેલ દેવપૂજા, આવશ્યક (કર્મો), યતિઓને દાન વગેરે ગૃહસ્થ ધર્મોનો ઉપદેશ આપ્યો, તે દિવસથી તેણે દેવપૂજા, જૈનયતિઓને ખાસ દાનો આપવાં વગેરે ધર્મકૃત્ય કરવા માંડયાં.

૫૫ ત્રણ વર્ષસુધી દેવકાર્ય માટે ચોથા ભાગની આવક જુદી રાખેલી તે દ્રવ્ય ૩૬ હજાર થયું; તેમાંથી બાઉલા[૬૬] ગામમાં શ્રીનેમિનાથનું મંદિર બંધાવ્યું. પછી સં. ૧૨૭૭ માં સરસ્વતી કંઠાભરણ, લઘુભોજરાજ,[૬૭] મહાકવિ, મહામાત્ય શ્રીવસ્તુપાલે મહાયાત્રાનો આરંભ કર્યો. ગુરૂએ કહેલા મુહૂર્તમાં તેમણે જ કરેલા સંઘાધિપતિના અભિષેક સાથે શ્રીદેવાલયનું પ્રયાન શરૂ થતાં જમણા માર્ગમાં દુર્ગાદેવી (ભૈરવ)નો સ્વર સંભળાયો. અને એ ઉપર શકુન જાણનાર વૃદ્ધ મારવાડી સાથે જાતે થોડો વિચાર કરીને "હે મરૂના વૃદ્ધ શકુન જુઓ" એમ કહેવાને બદલે શકુનથી શબ્દ વધારે બળવાન છે એમ વિચાર કરીને શહેરની બ્હાર નાખેલી છાવણીમાં શ્રીદેવાલયને સ્થાપીને દેવીના શબ્દરૂપ શકુનનો મર્મ પૂછયો. એટલે તેણે "માર્ગની વિષમતા હોય કે રાજ્યની અવ્યવસ્થા થઇ હોય, ત્યાં વિપરીત શકુન વખણાય છે તીર્થમાર્ગોની વિષમતા પણ એવી જ છે. માટે જ્યાં તે દુર્ગા બેઠી હોય ત્યાં કોઈ હુશીઆર માણસને મોકલી એ પ્રદેશ જોવરાવો." (એમ કહ્યું.) એ રીતે જોઇ આવીને તે પુરૂષે વિનંતિ કરી કેઃ-" ત્યાં વરંડાની જે ભીંત નવી થાય છે તેના તેર આરાઓ ઉપર દેવી (ભૈરવ) બેઠી હતી." આ ઉપરથી તે શકુન જોનાર વૃદ્ધ મારવાડીએ કહ્યું કે "તમારે સાડાતેર યાત્રા થશે એમ દેવીએ કહ્યું" છેલ્લી યાત્રા અર્ધી થવાનું શું કારણ? એમ ફરી મંત્રીએ પૂછયું ત્યારે તેણે જવાબ આપ્યો કે "અત્યારે અસાધારણ મંગળ અવસર છે ત્યાં એ કહેવું યોગ્ય નથી, વખત આવતાં બધું નિવેદન કરીશ." આ પછી શ્રીસંઘ સાથે મંત્રીએ આગળ પ્રયાણ કર્યું.

૫૬ આ સંઘમાં કુલ વાહનો સાડાચાર હજાર હતાં, શ્વેતાંબરો એકવીસો હતા, સંઘ અને તેની રક્ષા માટે એક હજાર ઘોડાઓ, સાતસો લાખ સાંઢડી અને તેના ઉપરી તરિકે ચાર મહાસામન્તો હતા. આ પ્રમાણેની સમગ્ર સામગ્રી સાથે મુસાફરી કરી શ્રી પાલીતાણાના પાદરમાં પોતે કરાવેલું શ્રીમહાવીર ચૈત્ય જેના કાંઠા ઉપર છે એવા પોતે ખોદાવેલા લલિતા સરોવરને

૬૬ બાઉલા ગામનો પત્તો લાગતો નથી.

૬૭ વસ્તુપાલને સરસ્વતી કંઠાભરણ અને લઘુભોજરાજ જેવા બિરૂદો સોમેશ્વર, હરિહર, અરિસિંહ વગેરે આશ્રિત કવિમિત્રોએ આપ્યા હશે.

કાંઠે તેણે છાવણી નાખી. પછી તીર્થની વિધિ પ્રમાણે આરાધના કરીને મૂળ (આદિનાથના) મંદિર ઉપર સોનાનો કળશ ચડાવ્યો તથા માણસના કદની બે જિનમૂર્તિઓ કરાવી, શ્રીમોઢેરપુરાવતારમાં અને શ્રીમહાવીરના ચૈત્યમાં બે આરાધક મૂર્તિઓ કરાવી. દેવમંદિરના મંડપની દ્વારની બે બાજુ બે ચતુષ્કિકાની હાર બંધાવી. શકુનિકાવિહાર (સુવ્રતસ્વામિના મંદિર) માં તથા સત્યપુરાવતાર (મહાવીરના મંદિર)માં મંદિરની આગળ રૂપાનું તોરણ કરાવ્યું. શ્રી સંઘને રહેવા યોગ્ય મઠો કરાવ્યા, સાત બહેનોને માટે સાત દેવકુલિકાઓ કરાવી, નન્દીશ્વરાવતારમાં મન્દિરો બંધાવ્યાં તથા ઇન્દ્રમંડપ બંધાવ્યો. અને એ મંડપમાં હાથી ઉપર બેસારેલી શ્રીલવણપ્રસાદની તથા વીરધવલની મૂર્તિઓ કરાવી, તથા ઘોડા ઉપર બેઠેલી પોતાની મૂર્તિ કરાવી, તેમજ પોતાના સાત પૂર્વજોની અને સાત ગુરૂઓની મૂર્તિઓ કરાવી, એની પાસે ચોકી ઉપર બે મોટાભાઇ–માલદેવ તથા લૂણિગની આરાધક મૂર્તિઓ કરાવી, વળી રસ્તાઓ કરાવ્યા તથા અનુપમાસરોવર અને કપર્દિયક્ષનો મંડપ તથા તોરણ વગેરે અનેક જિનધર્મનાં સ્થાનોની રચના કરી.

૫૭ વળી નન્દીશ્વર મંદિર માટે કોરેલીયા પથ્થર નામના પથ્થરના બનાવેલા સોળ થાંભલાઓ પર્વત ઉપરથી જળમાર્ગે લઇ આવી સમુદ્ર કાંઠે ઉતારવામાં આવતા હતા ત્યાં એક થાંભલો કાદવમાં એવો ખુચી ગયો કે તપાસ કરતાં જડયો નહિ એટલે એને બદલે બીજા પથ્થરનો થાંભલો બનાવી મુકી મંદિર પૂરૂં કર્યું. બીજે વર્ષે સમુદ્રની ભરતીને પરિણામે ગારામાં ખુચી ગયેલો એ જ થાંભલો બ્હાર નીકળી આવ્યો. મંત્રીની સૂચનાથી એ થાંભલો મંદિર આગળ લઇ જવામાં આવ્યો પણ એ જ વખતે મંદિરમાં ફાટ પડી એમ કહેવા આવેલા તે કઠોરવાણી બોલનાર માણસને મંત્રીએ સોનાની જીભ ભેટ આપી. ડાહ્યાં માણસોએ આ શું? એમ પૂછ્યું ત્યારે "હવેથી ગમે તેમ કરીને યુગાન્તે પણ તુટી ન પડે એવાં મજબુત ધર્મસ્થાનો લોકો કરાવે માટે ઇનામ આપ્યું છે." (એવો જવાબ આપ્યો) છેક પાયાથી લઇને એ મંદિરનો ત્રીજી વાર કરેલો જીર્ણોદ્ધાર હવે શોભે છે.

૫૮ શ્રી પાલિતાણામાં વિશાળ પૌષધશાળા કરાવી, પછી શ્રી સંઘ સાથે મંત્રી શ્રી ઉજ્જયન્ત (ગિરનાર) આવ્યા. ત્યારે ત્યાં ગિરનારની તળેટીમાં તેજલપુર ગામમાં નવો ગઢ બંધાવેલો જોઇને તથા તેમાં આશરાજ વિહાર અને જેને ઉપમા ન આપી શકાય એવુ કુમારદેવી સરોવર જોઇને (ખુશી થયેલા) મંત્રીને સેવકોએ "બંગલામાં પધારો" એમ કહ્યું એટલે "શ્રી ગુરૂને યોગ્ય પૌષધશાળા છે કે

નહિ ?" એમ મંત્રીએ પૂછતાં "એ તૈયાર થાય છે" એવું સાંભળીને અવિનયથી બ્હીતા મંત્રી બ્હાર ઉભા કરેલા તંબુમાં ગુરૂ સાથે રહ્યા. અને સવારે ગિરનાર ઉપર ચડી નેમીનાથના ચરણકમળને પૂજીને પોતે કરાવેલા શત્રુંજયાવતાર ( શ્રી આદિનાથ )ના મંદિરમાં પુષ્કળ પ્રભાવના કરીને તથા ત્રણ કલ્યાણ (જન્મ, દીક્ષા તથા કેવળજ્ઞાન)ના ચૈત્યમાં યોગ્ય પૂજા કરી મંત્રી ત્રીજે દિવસે ગિરનાર ઉપરથી નીચે ઉતરી જુએ છે તો બે દિવસમા પૌષધશાળા તૈયાર થઇ ગયેલી એટલે મંત્રી સાથે ગુરૂને પણ ત્યાં લઇ આવ્યા. ગુરૂએ એ ઝડપથી કરેલાં કામની પ્રશંસા કરી તથા ઇનામ આપી અનુગ્રહ કર્યો.

૫૯ પ્રભાસક્ષેત્રમાં શ્રી સોમનાથ પાટણમાં ચન્દ્રપ્રભુ સ્વામીને પ્રભાવનાથી નમસ્કાર કરીને તથા યથાયોગ્ય પૂજા કરીને પોતે કરાવેલા અષ્ટાપદ મંદિરમાં સોનાનો કળશ ચડાવી ત્યાંના દાન આપવા યોગ્ય લોકોને દાન આપ્યું પછી શ્રી હેમાચાર્યે શ્રી કુમારપાલને શ્રી સોમેશ્વરનાં આખું જગત્ જાણે એમ પ્રત્યક્ષ દર્શન કરાવ્યાં હતાં એ વાત ત્યાંના એકસો પંદર વર્ષના ધાર્મિક પૂજારી પાસેથી સાંભળી, તેના ચરિત્રથી મનમાં ચકિત થયેલા મંત્રી પાછા ફરતા હતા તે વખતે લિંગધારી જૈન સાધુઓનું ખરાબ આચરણ જોઇ તેમને અન્નદાન આપવાનો નિષેધ કર્યો. આ તેઓનો પરાભવ જોઇને વાયડ ગચ્છના શ્રી જિનદત્તસૂરીએ પોતાના અનુયાયી શ્રાવક પાસેથી એ વખતે તો નભાવી લીધું અને પછી પોતાના દર્શન તથા વંદન માટે આવેલા મંત્રીને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો.

(૩૫) જે રીતે ખારાં પાણી અંદર ભરાવાથી રત્નાકર ( સમુદ્ર ) ગંભીરતાને ધારણ કરે છે, તે રીતે જૈનશાસન પણ લિંગધારીઓ વડે ગંભીરતાને ધારણ કરે છે.

(૩૬) જે લિંગધારીઓનું મનમાં ક્ષુભિત થઇને પણ સાધુઓ અનુકરણ કરે છે તેની પૂજાની મંમારથી બ્હીતા ધાર્મિક માણસોએ શા માટે ચર્ચા કરવી જોઇએ ?

(૩૭) પશુ, પ્રતિમા, ધારણ કરનારાઓ પણ આની આગળ પચ્ચખાણ (અમુક વિષયોનો ત્યાગનો નિયમ) લે છે. પછી પોતાના દેશમાં રહેનાર લિંગધારીઓની પૂજા ન કરવી એ વિરોધી વાત છે.

(૩૮) લિંગ ધારણ કરીને તે ઉપર આજીવિકા ચલાવનારનો જેઓ લોકમાં તિરસ્કાર કરે છે તે ખોટી બુદ્ધિવાળા જૈનધર્મના ઉચ્છેદના પાપથી લીંપાય છે.

જેવા તેને ઉભો કર્યો. તેણે આવીને સમુદ્રકાંઠે પડાવ નાખ્યો. અને પછી શહેરમાં પેસવાના રસ્તાઓ શત્રુનાં માણસોથી રોકાયેલા જોઇને તથા શહેરના વેપારીઓનાં મન વહાણમા બેસી ભાગી જવા તરફ છે એમ જોઇને તેણે દૂતો મોકલી શ્રી વસ્તુપાલ સાથે લડાઇનો દિવસ નક્કી કર્યો. પછી ચતુરંગ સેનાઓ જ્યા સામે સામે થઇ, ત્યાં લુણપાલ નામના એક ગુડજાતિના સુભટને વસ્તુપાલે આગળ કર્યો; તેણે બ્હાર નીકળીને "જો હું શંખ શિવાય બીજા કોઇને મારૂં તો કપિલા ગાયને માર્યાનું મને પાપ લાગે" એવી પ્રતિજ્ઞા કરીને "શંખ ક્યાં છે?" એવી બૂમ પાડી કે તરત જ "હું શંખ છુ" એમ કહેતો એક લડવૈયો બ્હાર આવ્યો. એટલે તેને પાડી દીધો. ત્યાં એજ રીતે બીજો બ્હાર આવ્યો એટલે તેને પણ પાડયો. અને પછી "શું દરીઓ પાસે છે તેથી શંખો પણ ઘણા છે?" એમ કહ્યું; ત્યા તો એની શૂરવીરતાને વખાણતો તથા તેને પડકારતો મહા શૂરવીર શંખ પોતે જ બ્હાર આવ્યો. પછી જ્યાં એ ભાલાથી મારવા જાય છે ત્યાં એક જ ઘાયે શંખે ઘોડા સાથે તેને વીંધી નાખ્યો. એ પછી લડાઇમા ઉતરેલા વસ્તુપાલે જેમ સિંહનું બચ્ચુ હાથીના ટોળાંને વીખેરી નાખે તેમ શંખના સૈન્યને વીખેરી નાખ્યુ અને તે

---

મતલબ કે મેરૂતુંગના યાત્રાની તારીખ સાચી છે. એશિવાય યાત્રાનુ સવિસ્તર વર્ણન સુ. સ. (સ. ૧૦) કી. કૌ. (સ ૯), વ. વિ (સ. ૧૦ થી ૧૩), ધર્માભ્યુદય, વસ્તુપાલ ચરિત, વગેરેમા મળે છે. આ જુદા જુદા ગ્રન્થોની વિગતોમા થોડો ફેર છે જે બુહલરે નોંધ્યો છે. દા. ત. મેરૂતુંગ અને સોમેશ્વર સંઘ ગિરનાર ગયા પછી સોમનાથ ગયો એમ કહે છે, જ્યારે ઉદય પ્રભ, અરિસિંહ અને બાલચન્દ્રસૂરિ -સંઘ સોમનાથ પહેલા ગયો અને ગિરનાર પછી ગયો એમ કહે છે પરંતુ આવી વિગતોની ચર્ચા, ઘણો વિસ્તાર માગે છે માટે, અહીં નથી કરી. એજ રીતે મેરૂતુંગે જે સત્કર્મોની નોંધ કરી છે તે અપૂર્ણ અને અસ્પષ્ટ છે. દા. ત. સરખાવો: સુ. સં. સ. ૧૧મા શત્રુંજયના સત્કર્મો નીચે પ્રમાણે કહ્યા છે —

(૧) આદિનાથના મંદિર પાસે ઈન્દ્ર મંડપ બંધાવ્યો. (૨) નેમીનાથ અને પાર્શ્વનાથના મંદિરો બંધાવ્યા. (૩) સરસ્વતીની મૂર્તિ બેસારી, (૪) પૂર્વજોની મૂર્તિઓ કરાવી, (૫) હાથીઓ ઉપર તેજપાલની, પોતાની તથા વીરધવલની એમ ત્રણ મૂર્તિઓ બેસારી, (૬) અવલોકન, અમ્બા, શામ્બ અને પ્રદ્યુમ્ન એ ચાર શિખરો કરાવ્યા. (૭) જિન પતિના મંદિર આગળ તોરણ બંધાવ્યુ. (૮) ભરૂચના સુવ્રત સ્વામીનુ અને સત્યપુર (સાચોર)ના વીરનુ એમ બે મંદિરો બંધાવ્યા, (૯) જિનમૂર્તિની પછવાડે ભામંડળ માટે પૃષ્ઠપટ્ટ કરાવ્યુ (૧૦) સુવર્ણનુ તોરણ કરાવ્યુ.

મેરૂતુંગનું વર્ણન કેવું ગડમડીયુ છે એ આ વર્ણન સાથે ઉપરના ૫૬ મા પ્રબંધમા આપેલ વર્ણનને સરખાવવાથી સ્પષ્ટ દેખાશે.

ચારે તરફ નાસી ગયું. પછી વહાણોના કાફલાવાળા સઇયદને પણ મારી નાખ્યો. એ પછી જ્યાં લૂણપાલ મરણ પામ્યો હતો ત્યાં લૂણપાલેશ્વરનું મંદિર કરાવ્યું.[૭૧]

૬૨ એક વખત સોમેશ્વર કવિએ નીચેનું કાવ્ય વસ્તુપાલને કહ્યું:—

(૪૪) હે મંત્રી! જેનાં લોકો વખાણ કરે છે એવા હંસોવડે, કમળને હલાવનારા તરંગોવાળાં ઊંડાં પાણીવડે, ચંચળ બગલાનાં ટોળાંનો પોતે કોળીઓ ન થઇ જાય માટે અંદર સંતાઇ ગયેલાં માછલાંવડે, અને કાંઠા ઉપર ઉગેલાં વૃક્ષોની હાર નીચે સુખે સુતેલી સ્ત્રીઓએ રચેલાં ગીતોવડે, જેના ઉપર ચક્રવાકો ફરે છે અને જેની અંદર ઉર્મિઓ રમી રહી છે એવું તમારૂં તળાવ શોભે છે.[૭૨]

---

૭૧ કી. કૌ. (સ. ૪. ૫) વ. વિ. (સ. ૫) વગેરેમા વસ્તુપાલના પરાક્રમોનાં વર્ણનમા માત્ર ઉપર કહેલા શંખને હરાવ્યાનો ઉલ્લેખ છે. મેરૂતુંગના સઈયદનુ નામ કી. કૌ. વગેરેમા નથી પણ ચતુર્વિંશતિ પ્રબંધમા તથા વસ્તુપાલ ચરિતમાં સાદીકરૂપે મળે છે. કીર્તિ કૌમુદીકાર તો આયુદ્ધ શંખ સાથેજ થયાનું જણાવે છે (જુઓ સ. ૪ શ્લો. ૬૬) આ શંખ કોણ હતો ? કીર્તિ કૌમુદી તો લાટના સિન્ધુરાજનો પુત્ર સંગ્રામસિંહ એજ શંખ એમ સ્પષ્ટ કહે છે (જુઓ સ. ૫ શ્લો. ૧ તઃ ૪૧) સુ. સં. માં અમર પંડિતનો આશય પણ એવોજ જણાય છે (જુઓ સ ૧ માં અમરનો ૩ જો, સ. ૮ માં અમરનો ૨ જો તથા ૧૦ મા પણ અમરનો બીજો આ સંગ્રામસિંહ કે શંખ તે ખંભાત નજીક વટકૂપ (ધોધા પાસે આવેલું વડવ તે વટકૂપ) નામના ગામનો કોઈ નાનો ઠાકરડો લાગે છે, એમ બુલ્હર કી. કૌ (જુઓ કી. કૌ. સ. ૫ શ્લો. ૭) તથા વસ્તુપાલ ચરિત ઉપરથી કહે છે. વ. વિ ની પ્રસ્તાવનામા દલાલ કહે છે કે આ શંખ ચાહમાનવંશનો લાટનો રાજા હતે એ સિંહનો ભાઇ અને સિંધુરાજનો પુત્ર થાય. આ શંખને એક વખત યાદવ રાજાએ કેદ કર્યો હતો અને પ્હેલા એકાદ વખત યાદવ રાજાને તેણે પાછો પણ કાઢ્યો હતો. યાદવ સિંધણ અને મરૂ રાજાઓ વીરધવલ ઉપર ચડી આવ્યા તેનો લાભ લઇને ખંભાત પાછું લેવા આ શંખે વસ્તુપાલ સાથે પ્હેલા વિષ્ટિ અને પછી લડાઈ કરી છે. (જુઓ કી. કૌ. સ. ૪ વ. વિ. સ. ૫, સુ. કી. ક. શ્લો. ૧૩૯ અને હમ્મીરમદ મર્દન અં. ૨ તથા તેની પ્રસ્તાવના) ઉપટ આ લડાઇમાં શંખનું શું થયું તે મેરૂતુંગે કહ્યું નથી પણ કી. કૌ. ઉપરથી સલાહ થઇ હોય એમ જણાય છે (જુઓ સ. ૫ ના છેલ્લા શ્લોકો) મેરૂતુંગ જેને લૂણપાલ કહે છે તેને સોમેશ્વર ગુર્જ જાતિનો ભુવનપાલ કહે છે (જુઓ સ. ૫ શ્લો. ૪૩, ૪૪)

૭૨ આ ૪૪ મો શ્લોક સોમેશ્વરે લલિતા સરોવરના વર્ણનમાં લખેલો એમ ઉપદેશ તરંગિણીમાં કહ્યું છે.

૬૩ એક વખત ચિન્તામાં પડેલા મન્ત્રી જમીન તરફ જોતા હતા ત્યાં તે ઠેકાણે આવેલા સોમેશ્વરદેવે સમયને યોગ્ય નીચેનું પદ્ય કહ્યું:—

(૪૫) હે સરસ્વતીના મુખારવિન્દના તિલકરૂપ વસ્તુપાલ ! તમે એકજ આખા વિશ્વ ઉપર ઉપકાર કરો એવા છો એવી સજ્જનોની વાણી સાંભળીને તમે શરમથી માથુ નીચુ કરી જમીન તરફ જુઓ છો તેની મતલબ હું જાણુ છું. તમે પાતાલમાથી બલિને ઉદ્ધારવાની ઇચ્છાથી વારંવાર ત્યાં જવાનો રસ્તો શોધો છો.[૭૩]

મન્ત્રીએ આ કાવ્યના પારિતોષિકરૂપે આઠ હજાર આપ્યા.

૬૪ વળી

(૪૬) કર્ણે ચામડી, શિબિએ માસ, જીમૂતવાહને જીવ અને દધીચિએ હાડકાં આપ્યાં.

એ પ્રમાણે ત્રણ પદો પંડિતોએ કહ્યાં ત્યાં ૫ જયદેવે–પણ વસ્તુપાલે તો વસુ ( પૈસા ) આપ્યું એમ સમસ્યા પૂર્તિ પેઠે કહ્યું અને મંત્રી પાસેથી ચાર હજાર મેળવ્યા.[૭૪]

૬૫ વળી સૂરીઓનાં દર્શન કરવાને વખતે કોઇ ખરાબ સ્થિતિમાં આવી પડેલા દ્વિજાતિએ યાચના કરવાથી એ કામ માટે રાખેલા માણસોએ કૃપા કરીને એક કપડું આપ્યુ તે લઇને મન્ત્રીને નીચેનું સમયોચિત વચન તેણે સંભળાવ્યુઃ—

હે દેવ ! કયાંક રૂ નીકળ્યુ છે, કયાંક તાંતણા નીકળ્યા છે અને કયાંક કયાંક કપાશીઆ દેખાય છે. તમારા શત્રુઓની સ્ત્રીઓનાં ઝુંપડાં જેવુ અમારૂં કપડું છે.

એના ઇનામમાં મંત્રીએ પન્દરસો આપ્યા.

૬૬ વળી [૭૫]બાલચન્દ્ર નામના પંડિતે શ્રીમન્ત્રીને કહ્યુ કે,—

(૪૭) હે મન્ત્રીશ્વર, તારા તરફ ગૌરી (પાર્વતી તથા ગૌરઅંગવાળી સ્ત્રી) ને પ્રેમ છે, તારા ઉપર વૃષ ( શંકરનો પોઠીઓ તથા ધર્મ ) નો આદર છે. તમે ભૂતિ (ભસ્મ તથા લક્ષ્મી)થી યુક્ત છો, તમારામાં ગુણો શોભે છે અને

૭૩ આ ૪૫ મો શ્લોક સોમેશ્વરે કહ્યો એમ અહીં તથા વસ્તુપાલ ચરિતમા કહ્યું છે પણ ચતુર્વિંશતિ પ્રબંધમા અને ઉ. ત. મા નાનાક કવિએ કહ્યો એમ છે અને ઈનામમા સુવર્ણ જીહ્વા આપી એમ ઉ ત. મા છે.

૭૪ ઉપદેશ તરંગિણીમા જયદેવને બદલે જયતદેવ નામ છે

૭૫ આ બાલચન્દ્રે વસ્તુપાલ વિષે વસંત વિલાસ નામનું કાવ્ય લખ્યુ છે.

ગણો (શંકરના ગણો તથા સજ્જનોના સમૂહો) તમારી પાસે છે. અથવા વધારે શું કહીએ? નક્કી ઇશ્વર (શંકર) ની કળાવાળા તમે છો; તો તમારે બાલચન્દ્રને ઉંચે ચડાવવો યોગ્ય છે (કારણકે શંકરના કપાળે બાલચન્દ્ર છે) અને તમારા શિવાય બીજું કોણ એ કરી શકે એમ છે?

આમ કહ્યા પછી તેની આચાર્યપદમાં સ્થાપના કરવામાં એક હજાર દ્રમ્મ મંત્રીએ ખરચ્યા.[૭૫]

એક વખત મ્લેચ્છરાજા સુલતાનના ગુરૂ આલિમ મક્કા તીર્થની યાત્રા માટે અહીં (ગુજરાતમાં) આવેલો છે એવું સાંભળી તેને પકડવાની ઇચ્છાવાળા શ્રી લવણ પ્રમાદ તથા વીરધવલે મંત્રી તેજપાલને પૂછ્યું; એટલે તેણે જવાબમાં કહ્યું કે:—

(૪૮) ધર્મ સંબંધમાં કપટ પ્રયોગથી રાજાઓને જે લાભ મળે છે તે પોતાની માતાના શરીરને વેચીને મેળવેલા પૈસા જેવો છે.

આ પ્રમાણે નીતિશાસ્ત્રનો ઉપદેશ કરીને વરૂઓના મોઢામાંથી બકરીને છોડાવે તેમ તે બેના પંજામાંથી તેને છોડાવીને ભાતું વગેરેથી તેનો સત્કાર કરીને તેને તીર્થ તરફ રવાના કર્યો. કેટલાંક વર્ષો પછી તે પાછો ફર્યો ત્યારે પણ મંત્રીએ પોશાક વગેરેથી તેનો સત્કાર કર્યો; એટલે પોતાને ઠેકાણે જઇને એતો તીર્થની વાત કરવાની ભુલી જઇને શ્રી સુલતાન પાસે શ્રી વસ્તુપાલનાં જ વખાણ કરવા લાગ્યો. પરિણામે તે સુલતાને "આજથી તમેજ અમારા દેશના રાજા છો એમ સમજવું અને હું તો તમારો ભાલું ઉપાડનાર સેવક છું એમ સમજીને તમારે જે કાંઇ હુકમ કરવો હોય તે કરવો" એવો મૈત્રી સૂચક પત્રમાં આગ્રહથી દર વર્ષે સંદેશો કહેરાવવા માંડયો એટલે શ્રી મંત્રીએ શ્રી શેત્રુંજાના મંદિરને યોગ્ય શ્રી યુગાદિ જિનની મૂર્તિ માટે, મુમ્માણુ[૭૬] નામની ખાણુમાંના પથરાથી પોતાને આ કામ સોંપ્યું એ માટે ધન્ય માનતા સુલતાનની રજાથી તૈયાર કરાવી, સેંકડો પ્રયત્ન વડે વસ્તુપાલે દેશમાં આણી પણ તે મૂર્તિ ડુંગર ઉપર ચડાવવામાં આવતી હતી

૭૫ વસ્તુપાળની દાન પ્રશંસા અહીં ટુંકામાં કરેલી છે. પણ ઉપદેશ તરંગિણીમાં, જીનહર્ષકૃત વસ્તુપાલ ચરિતમાં તથા રાજશેખર કૃત ચતુર્વિંશતિ પ્રબંધમાં વધારે વિસ્તાર મળે છે. વળી પ્ર. ચિં. માં અને ઉ. ત. માં ૧૬ હજાર, આઠ હજાર, ચાર હજાર એ રીતે દાનમા હજારોના આંકડા છે, જ્યારે ચ. વિં. પ્ર. માં અને વસ્તુપાલ ચરિતમા વીશ લાખ, ચાર લાખ એ રીતે લાખો દ્રમ્મની વાત છે.

૭૬ આ મુમ્માણી કે મમ્માણીખાણુનો બે વખત આજ પુસ્તકમાં ઉલ્લેખ આવે છે. એ ખાણુ ક્યાંની ? અજ્મેરની ?

ત્યાં શ્રી મૂલ નાયક ( ઋષભનાથ ) ના રોષથી૭૭ ડુંગર ઉપર વીજળી પડી. તે વખત પછી શ્રી મન્ત્રીવરને શ્રી આદિનાથે દર્શન આપ્યાં નહિ.

૬૮ કોઇક પર્વને દિવસે અનુપમા ( તેજપાલનાં સ્ત્રી. ) જૈન મુનીઓને યથેચ્છ રીતે, જેને કોઇની ઉપમા આપી ન શકાય એવું અન્ન દાન આપતાં હતાં, એ વખતે કાંઇક રાજ્ય કાર્યની ઉતાવળમાં શ્રી વીરધવલ દેવ એમને ઘેર આવ્યા તો બારણામાં જ શ્વેતાંબર મુનીઓને હાથ હલાવતા જોઇને, આશ્ચર્યથી મનમાં હસતા રાજાએ મંત્રીને કહ્યું, " હે મંત્રી ! ઇષ્ટ દેવ પેઠે ગણીને આ લોકોનો હમેશાં કેમ આવો સત્કાર કરતા નથી ? તમે જો એમ કરવા અશક્ત હો તો અર્ધો ભાગ મારો રાખો. અથવા મારા તરફથી જ હમેશાં બધું આપો એમ તો હું નથી કહેતો કારણ કે એમ કરવામાં તો તમને નકામી મહેનત જ થાય. " આવી તેના મુખ ચંદ્રમાંથી નીકળેલી વાણી વડે જેના મનનો તાપ શાંત થયો છે એવા મંત્રીએ જવાબ આપ્યો કે " મહારાજનો અર્ધો ભાગ શા માટે ? બધું આપનું જ છે " એમ કહીને મંત્રીએ વસ્ત્ર ભેટ કર્યું.

૬૯ એક વખત યતિઓને દાન આપતી વખતે, મુનીઓમાં પરસ્પર કચરાકચરી થવાથી તેઓને નમસ્કાર કરતી અનુપમાના વાંસા ઉપર સારી પેઠે ઘી ભરેલું ઠામ પડયું, એ જોઇને કોપેલા તેજપાલ મંત્રીને સાંત્વન આપતાં અનુપમાએ કહ્યું કે " તમારી – સ્વામીની કૃપાથી મુનીઓનાં પુણ્ય પાત્રમાંથી શરીર ઉપર ઘી પડીને અભ્યંગ થાય છે ( એ મારૂં સદ્‌ભાગ્ય છે. ) આ રીતે તેના પૂર્ણ દાન વિધિથી ચકિત થયેલા મંત્રીએ પાંચ અંગને યોગ્ય ભેટ આપીને કહ્યું કે :—

(૪૯) પ્રિય વાણી સાથે કરેલું દાન, ગર્વ વગરનું જ્ઞાન, ક્ષમા યુક્ત શૌર્ય અને ત્યાગ સાથે પૈસો એ ચારેય સારી વસ્તુ દુર્લભ છે.

આ રીતે યોગ્ય વચન કહીને મંત્રીએ તેનાં વખાણ કર્યા આમ અનેક રીતે દાનવીર પણાની કસોટીને ( અનુપમા ) પોગી હતી.

(૫૦) લક્ષ્મી ચંચળ છે, પાર્વતી ચંડી છે, શચીને શોકયનો દોષ લાગ્યો છે, ગંગા નીચે જનારી છે અને સરસ્વતીમાં વાણીનો જ સાર છે માટે અનુપમા અનુપમા છે.૭૮

---

૭૭ મંત્રી વસ્તુપાલ ઉપર મૂળ નાયકનો રોષ શા માટે થયો તે સમજાતું નથી. ટોની લખે છે કે " હું યે સમજતો નથી. "

૭૮ વસ્તુપાલ ચરિત્રને લગતા બીજા ગ્રન્થોમાં પણ આ અનુપમાની ઘણી પ્રશંસા કરેલી લેવામાં આવે છે.

આ રીતે જૈનાચાર્યોએ તેની સ્તુતિ કરી છે.

૭૦ વળી એક વખત પાંચ ગામની લડાઈમાં શ્રી વીરધવલ અને લવણુ પ્રસાદ ઉતર્યા હતા ત્યારે શ્રી વીરધવલની રાણી જયતલદેવી એ બે વચ્ચે સંધિ કરાવવા પોતાના પિતા શોભનદેવ પાસે ગઈ હતી. ત્યાં પિતાએ તેને પૂછ્યું કે " શું વિધવા થવાની બીકે સંધિ કરાવવા આવી છે ? " આના જવાબમાં પોતાના પતિ વીર ચુડામણિ વીરધવલને ઉન્નત સ્થાને ચડાવતાં તેણે કહ્યું કે " ના, ના, પણ બાપના કુળનો નાશ થઈ જશે એ બીકથી વારંવાર આ વાત કહું છું; કારણ કે ઘોડાની પીઠ ઉપર જ્યારે એ વીરધવલ ચડશે ત્યારે એની સામે ઉભો રહે એવો શૂરવીર કોણ છે ? " આમ કહીને ક્રોધમાં ને ક્રોધમાં પાછી ચાલી નીકળી. પછી એ લડાઈના ધમસાણમાં ઘાની પીડાથી વ્યાકુળ થઈને શ્રી વીરધવલ જમીન ઉપર પડી ગયા :—

(૫૧) પાંચ ગામની લડાઈમાં તે ભયંકર પરાક્રમ શાળી વીરધવલ ઘા વાગવાથી ઘોડા ઉપરથી જમીન ઉપર પડી ગયો પણ ગર્વથી પડ્યો નહિ. અને તે આ રીતે પડવાથી બીજા લડવૈયાઓ કાંઈક પાછા પડવા લાગ્યા એટલે શ્રી લવણુ પ્રસાદે " આતો એકજ અશ્વાર પડ્યો છે " એ રીતે કહીને પોતાના લશ્કરને ઉત્સાહ આપીને બધા શત્રુઓને રમતમાં મૂળ સાથે ઉખેડી નાખ્યા. આ રીતે સત્ત્વ ગુણથી શોભતો વીરધવલ રણનો રસીયો હોવાથી બાપની આગળ એકવીશ વાર રણક્ષેત્રમાં પડ્યો હતો.[૭૯]

૭૧ હવે વીરધવલનું આયુષ્ય પૂરું થવા આવ્યું ત્યારે ( પરલોકની ) તીર્થયાત્રા કરવા ઉપડનારને[૮૦] પુણ્ય આપવાથી એક ગણું દાનને હજાર ગણું પુણ્ય એવી રૂઢી (કહેવત) હોવાથી શ્રી તેજઃપાલે આખા જન્મનું સત્કર્મ આપ્યું. પછી તે રાજા મરણ પામતાં તેના તરફ સેવકોનો અતિ પ્રેમ હોવાથી તેની સાથે એકસોવીશ સેવકો પણ બળી મુઆ. પછી તો શ્રી તેજ-

---

૭૯ ચતુર્વિંશતિ પ્રબન્ધમાં આજ વાત જરા જુદી રીતે કહી છે અને જયતલદેવીના ભાઇઓ–સાગણ અને ચામુંડ નામના વામનસ્થલીના ધણી હતા, અને ત્યાં આ યુદ્ધ થયેલું એમ કહ્યું છે.

૮૦ મૂળમાં તો કે तीर्थप्रस्थितेन પાઠ છાપ્યો છે એ પ્રમાણે તેજપાળ તીર્થે જવા નીકળેલા એવો અર્થ થાય પણ ચાર પ્રતોમાં प्रस्थितस्य પાઠ મળે છે ( જુઓ મૂળ પૃ. ૧૦૭ ) અને અર્થ સંબંધ જોતાં એ ઠીક લાગે છે એટલે प्रस्थितस्य પાઠ લઈને અર્થ કર્યો છે.

પાસે સ્મશાનમા પહેરેગીરા રાખીને લોકના એ (વીરધવલની પાછળ બળી મરવાનો) આગ્રહને રોકયો.

(૫૨) બધી ઋતુઓ એક પછી એક આવે છે તથા જાય છે પણ વીર વીરધવલ વગર માણુસોના હૃદયમા ઉનાળો અને આખોમાં ચોમાસું એ રીતે બે ઋતુઓ એક સાથે ચાલુ રહેતી થઇ

પછી શ્રી મંત્રીએ વીરધવલના પુત્ર વીસલદેવને ગાદીએ બેસાર્યો ૮૧

૭૨ શ્રી અનુપમા દેવીનું મરણ થતા તેજપાલના હૃદયમા આરૂઢ થઇ ગયેલો શોક ક્રમેય હટતો નથી એ જોઇને ત્યા આવેલા શ્રી વિજયસેન સૂરિ જેવા ઉત્તમ પુરૂષે તેનો શોક જરા ટાઢો પાડયો એટલે થોડી ચેતના (મનની દ્રઢતા) આવતા કાઇક (પોતાની નબળાઇ માટે) શરમાતા તેજપાળને સૂરિએ કહ્યુ "અમે આ પ્રસગે તારો દભ જોવા આવ્યા છીએ" ત્યારે શ્રી વસ્તુપાલે પૂછ્યુ કે "એ વળી શુ ?" એટલે ગુરૂએ જવાબ આપ્યો કે "તેજપાળ બાળક હતા ત્યારે તેના લગન માટે ધરણિગ પાસે તેની પુત્રી અનુપમાનું માગુ કર્યું અને વેશવાળ નક્કી કર્યું પછી તે કન્યા અતિશય કદરૂપી છે એમ સાભળીને તે સંબધ તોડવા માટે ચન્દ્રપ્રભ જિને પ્રતિષ્ઠા કરેલ ક્ષેત્રાધિપતિને આઠ દ્રમ્મનો ભોગ ધરાવવાની માન્તા તેજપાળે કરી હતી હવે તે સ્ત્રીના વિયોગથી આ મનદુ ખ થાય છે તો બે વાતમા સાચુ શુ ?" આ મૂળ સંકેતથી તેજપાળે પોતાના હૃદયને દ્રઢ કર્યું

૭૩ એક વખત વૃદ્ધ મત્રી વસ્તુપાલ શ્રી શેત્રુંજે જવાના છે એમ સાંભળીને પુરોહિત સોમેશ્વર દેવ એમને ત્યાં ગયા અને અનેક અમૂલ્ય આસનો મુકેલા હોવા છતાં બેઠા નહિ અને ન બેસવાનું કારણ પૂછતા કહ્યુ કે –

(૫૩) અન્નદાનો, પાણીના પીયાવા, તથા ધર્મ સ્થાનો વડે વસ્તુપાળે આખી પૃથ્વીને રોકી લીધી છે અને યશથી આકાશ મડળને રોકી દીધુ છે.

એટલે કયાંય ખાલી જગા ન હોવાથી બેસતો નથી. આ પ્રમાણે તેના કહેવાનું યોગ્ય ઇનામ આપીને તથા તેની રજા લઇને મત્રી (યાત્રાને) રસ્તે પડયા

૭૪ ૮૨આંકેવાલીયા ગામે પોચતાં (તમીઅન બગડી) ગામડાની ઝુંપડીમા દર્ભાસન ઉપર બેઠેલા અને ગુરૂ જેને આરાધન કરાવે છે એવા

* ૮૧ શ્રી વીરધવલના મરણની તારિખ પ્ર ચિ.મા આપી નથી પણ વિચાર શ્રેણીમા સં ૧૨૯૫ (કે ૯૮)ની સાલ આપી છે

૮૨ આ વસ્તુપાલનો દેહ ૫૧ ગયો તે આંકેવાલીયા ગામ ધોળકેથી શેત્રુંજાના રસ્તામા-જાત્રાના માર્ગમા છે.

મંત્રીએ આહાર છોડી દઈને છેલ્લી આરાધનાથી કલિના દોષોનો નાશ કરીને યુગાદિ દેવના નામનો જપ કરવા માંડયો.

(૫૪) સત્પુરુષો યાદ કરે એવું કાંઈ સત્કર્મ કર્યું નથી; માત્ર મનોરથ-માં રહેનારાઓનું અમારૂં આયુષ્ય એમને એમ ગયું.

આ વાકય પૂરૂં કરી 'અર્હતોને નમસ્કાર છે' એમ બોલી સાત ધાતુ (રક્તરક્તાદિ)ઓથી બંધાયેલું આ શરીર છોડી દઈને પોતે કરેલાં કર્મોનું ફળ ભોગવવા માટે સ્વર્ગે સીધાવ્યા.[૮૩] તેને જ્યાં અગ્નિસંસ્કાર કર્યો તે ઠેકાણે ન્હાના ભાઈ તેજપાળે તથા પુત્ર જૈત્રસિંહે શ્રીયુગાદિ દેવની દીક્ષા વરયાની મૂર્તિ પધરાવી સ્વર્ગારોહણ નામનું મંદિર બંધાવ્યું.

(૫૫) આજે મારા પિતાની આશા સફળ થઈ અને માતાએ આપેલા આશીર્વાદોને આજે અંકુર ફુટયા. કારણ કે ઋષભ દેવની યાત્રાએ જનાર બધા લોકોને, હું થાકયા વગર પ્રસન્ન કરી શકયો છું.

(૫૬) રાજકાર્યના પાપોમાંથી જે લોકોએ કાંઈ સુકર્મ ન કર્યું, તેઓને હું ધૂળધોયાથી પણ અધમ સમજું છું.

આ અને આવાં શ્રી વસ્તુપાલ મહાકવિનાં પોતાનાં કાવ્યો છે.

(૫૭) સ્વામીના ગુણોથી ભરેલો અને અભિમાન વગરનો એ વીરધવલ રાજા હતો, વિદ્વાનોએ જેને ભોજરાજાનું બિરૂદ આપ્યું છે એવો શ્રી વસ્તુ-પાલ કવિ હતો,[૮૪] મંત્રીઓમાં એકજ મંત્રીશ્વર કહેવાય એવો તેજપાલ મંત્રી હતો અને તેની સ્ત્રી અનુપમા, ગુણોથી અનુપમ, પ્રત્યક્ષ લક્ષ્મી જેવી હતી.

આ પ્રમાણે શ્રી મેરૂતુંગાચાર્યે રચેલા પ્રબંધચિંતામણિમાં વસ્તુપાલ તેજપાલ સુધીના મહાપુરૂષોના યશવર્ણનનો ચોથો પ્રકાશ પૂરો થયો.



૮૩ વસ્તુપાલના મરણની પણ મેરૂતુંગે તારિખ આપી નથી પરંતુ ચતુર્વિંશતિ પ્રબંધમાં સં. ૧૨૯૮ની સાલ આપી છે. (જુઓ નવી ફાર્બસ સભાની આવૃત્તિ પૃ. ૨૫૪).

૮૪ વસ્તુપાલને કવિ કહેલ છે એ ખોટું નથી, એનું રચેલ નરનારાયણાનંદ નામનું કાવ્ય ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝમાં છપાઈ ગયું છે.

## પ્રકાશ પાંચમો.

## પરચુરણ પ્રબંધો.

હવે પ્હેલાં કહેવાઇ ગયેલાં મહાપુરૂષોનાં ચરિત્રોમાંથી જે બાકી રહ્યાં તે તથા તે શિવાયનાં બીજાં આ પરચુરણ પ્રબંધમાં કહેવાનો આરંભ કર્યો છે. તે નીચે પ્રમાણે :—

૧ વહેતી શિપ્રા નદીના કાંઠા ઉપર આવેલા અવન્તી શહેરમાં પ્હેલા વિક્રમાર્ક રાજા રાજ્ય કરતા હતા. તેમણે ( એક વખત ) સાંભળ્યું કે ધર્મશાળામાં આવેલા પરદેશી લોકો જમ્યા પછી જ્યારે સુઇ જાય છે ત્યારે ઉંઘમાંજ લાંબી ( મરણની ) નિદ્રામાં પડી જાય છે. આથી મનમાં આશ્ચર્ય પામીને એ બનાવનું રહસ્ય જાણવાની ઇચ્છાથી ત્યાં જઇને એ મરણનિદ્રામાં પડેલા લોકોનાં શરીરને કપડાંથી ઢાંકી દીધાં તથા એ વાતને પોતાના હુકમથી છાની રાખી. પછી નવા આવેલા મુસાફરોને એ જ રીતે જમાડી સંધ્યાકાળે તેના પગને માલીશ કરવા માટે તેલ તથા ગરમ પાણી મોકલ્યું. અને તેઓ એક પછી એક સુઇ ગયા ત્યારે મધરાતે હાથમાં તરવાર લઇને રાજા પોતે સંતાઇને ઉભો. એકાએક ત્યાં એક ખૂણામાં પ્હેલાં ધૂમાડો, પછી તેજરેખા અને છેવટ ફણાઓ ઉપરનાં પ્રકાશિત રત્નોની પ્રભાથી ઝળહળ શોભતા હજાર ફણા-વાળા નાગને નીકળતો જોઇને એ દેખાવથી ચકિત થઇ ગયેલો રાજા જ્યાં હજી કુતૂહલથી જુએ છે ત્યાં તો તે સર્પોના રાજાએ તે દિવસે ત્યાં સુને-તાલાઓમાંના દરેકને 'પાત્ર શું?' એ રીતે પ્રશ્ન પૂછ્યો. અને તેઓએ પાત્ર તરીકે ધર્મને, ગુણને, તપને, રૂપને, કામ ( ઇચ્છા )ને, કીર્તિને-વગેરે ને વિવિધપાત્રો તરીકે બતાવ્યાં અને પોતાના અજ્ઞાનથી તે સર્પનો શાપ પામીને દૈવેચ્છાથી એ લોકો મરણ પામ્યાં એવું જોઇને શ્રી વિક્રમરાજાએ તેની આગળ આવીને હાથ જોડીને કહ્યું કે :—

( ૧ ) હે સર્પરાજ ! જુદાજુદા ગુણના મેળને અનુસરીને સંસારમાં અનેક જાતનાં પાત્રો થાય છે પણ શ્રદ્ધાથી પવિત્ર થયેલું શુદ્ધ મન એ પરમ પાત્ર છે.

આ પ્રમાણે પોતાનો જ આશય આ રીતે શ્રીવિક્રમ કહે છે એમ જોઇને સંતોષથી તેને વરદાન માગવાનું કહ્યું. અને શ્રીવિક્રમે "આ વટેમાર્ગુઓને ફરી જીવતા કરો" એ રીતે વરદાન માગીને શેષને વધારે પ્રસન્ન કર્યા.

આ પ્રમાણે શ્રીવિક્રમાર્કનો પાત્ર પરીક્ષા પ્રબંધ પુરો થયો.

૨ એક વખત પાટલીપુર શહેરમાં અતિશય આનંદી નંદરાજા મરણ પામ્યા; પણ એ જ વખતે ત્યાં આવી ચડેલા એક બ્રાહ્મણે બીજાના શરીરમાં પ્રવેશ કરવાની વિદ્યાના બળથી રાજાના દેહમાં પોતાનો અધિકાર જમાવ્યો. આ બ્રાહ્મણ સાથે પ્હેલાંથી થયેલા કરાર પ્રમાણે બીજા બ્રાહ્મણે રાજદ્વારમાં આવીને વેદના ( આશીર્વાદાત્મક ) મંત્રો શંભળાવ્યા અને તે જીવતા થયેલા રાજાએ કોષાધ્યક્ષપાસે તેને લાખ સોનૈયા અપાવ્યા. આ વાત સાંભળીને મહામાત્યે વિચાર કર્યો કે નન્દરાજા પ્હેલાં તો લોભી હતો, અને આ ઉદારતા તેનામાં ક્યાંથી આવી ? આમ બોલીને (-વિચાર કરીને) તે બીજા બ્રાહ્મણને પકડાવી તેની મારફત પારકાના શરીરમાં પ્રવેશ કરનાર પરદેશીના શરીરની શોધ કરાવતાં અમુક ઠેકાણે એક મડદાને અમુક માણસ સાચવે છે એવું સાંભળી તે મડદાને ચિતામાં બાળી નાખી, અનુપમ બુદ્ધિવૈભવથી તે નંદને પહેલાંની પેઠે તેના વિશાળ સામ્રાજ્યમાં નિભાવી રાખ્યો.

. આ પ્રમાણે નન્દ પ્રબન્ધ પુરો થયો.

૩ જૂના કાળમાં ખેડ નામના મોટા ગામમાં દેવાદિત્ય નામના વિપ્રને એક દીકરી હતી જે બાળક અવસ્થામાં વિધવા થઇ હતી પણ અતિશય રૂપાળી હતી. તેનું નામ સુભગા હતું. તે દરરોજ સવારે સૂર્યને અર્ઘ્યની અંજલિ આપતી; તેવામાં એને ખબર ન પડી એ રીતે સૂર્યે તેને ભોગવી અને એથી તેને ગર્ભ રહ્યો. જ્યારે કોઇક રીતે આ કલંક તેના માબાપના જાણવામાં આવ્યું ત્યારે તેઓએ શરમથી છુપી રાખવા જેવી આ વાત છે એમ તેને જણાવી પોતાનાં માણસો સાથે વલભી શહેરના પાદરમાં મુકી દીધી. ત્યાં તેણે દીકરો જણ્યો એ દીકરો ધીમે ધીમે મોટો થયો. પછી સરખી ઉમ્મરના છોકરાઓ 'નબાપો' કહીને તેનો તિરસ્કાર કરવા માંડયા. એટલે તેણે પોતાની માને પોતે કોનો દીકરો છે તે પૂછ્યું, પણ તેણે હું જાણતી નથી એમ કહ્યું, એટલે પોતાના જન્મના કલંકથી વિરક્ત થઇને તેણે મરવાનો વિચાર કર્યો. ત્યાં સૂર્યે પ્રત્યક્ષ દર્શન આપીને તેનું સાંત્વન કર્યું, તથા "તારી માતા સાથે સંબંધ કરનાર હું સૂર્ય છું" એમ કહી તેના હાથમાં કાંકરા આપ્યા અને "જે કોઇ તેને કનડવા આવે તેની તરફ આ ફેંકવાથી એ શિલારૂપ થઇ જશે પણ કોઇ નિરપરાધી ઉપર ફેંકવામાં આવશે તો તને નુકસાન કરનાર થશે" એટલું કહીને સૂર્ય અદશ્ય થઇ ગયા. પછી પોતાને કનેડનાર કેટલાંક માણસોને આ રીતે

તેણે માર્યો એટલે શિલાદિત્ય એવું તેનું અને તેના વંશનું નામ પડી ગયું. પછી ત્યાંના રાજાએ તેની પરીક્ષા જોવા માટે તેની કનેડગત કરી એટલે તે રાજાને શિલાથી એ જ રીતે મારી નાખી તે પોતે જ રાજા થઇ પડયો. વળી સૂર્યે આપેલા ઘોડા ઉપર ચડીને આકાશચારી પેઠે મરજી પ્રમાણે ગમે ત્યાં ફરતા તે રાજાએ પોતાના પરાક્રમથી સર્વ દિશાઓ જીતી લઈ લાંબા. વખત સુધી રાજ્ય કર્યું. આ રાજાને જૈનમુનિઓના સંસર્ગથી સમ્યક્ જ્ઞાન થયું હતું અને તેણે શ્રી શેત્રુંજાનો મહાતીર્થ તરીકે મોટો મહિમા જાણીને તેનો જીર્ણોદ્ધાર કર્યો હતો.

૪ એક વખત આ શિલાદિત્ય રાજાને સભાપતિ બનાવીને ભરાયેલી ચારે અંગ યુક્ત સભામાં જે હારે તેણે દેશ છોડી દેવો એવો કરાર કરીને શ્વેતાંબર જૈનો અને બૌદ્ધો વચ્ચે વાદ થયો. પણ તેમાં હારી જવાથી શ્વેતાંબરોને પોતાના દેશમાંથી આ રાજાએ કાઢી મુકયા. એ વખતે આ શિલાદિત્ય રાજાનો ન્હાની ઉમ્મરનો મલ્લ નામનો એક ભાણેજ '( જૈન ધર્મી હોવા છતાં ) રહી ગયો તેની ઉપેક્ષા કરીને વિજયી અને વિજયના અભિમાનો બૌદ્ધો શેત્રુંજા ઉપર મૂલ નાયક શ્રી આદિ તીર્થંકરનું, તેને બુદ્ધ રૂપ માનીને પૂજન કરતા નીરાંતે રહેવા લાગ્યા. પણ એ મલ્લ ક્ષત્રિય કુલમાં ઉત્પન્ન થયેલો હોવાથી તે વેરને ભુલ્યો નહિ અને તેનો બદલો લેવાની ઇચ્છાથી, અને જૈન ધર્મો તો એ દેશમાં કોઇ ન હોવાથી, તે બૌદ્ધો પાસે જ ભણવા લાગ્યો. અને રાત દિવસ એમાંજ ચિત્ત હોવાથી એક વખત ઉનાળાના દિવસોમાં, મધરાતે – જયારે શહેરનાં બધાં લોકો ઉંઘમાં આંખ મીંચીને પડયાં હતાં ત્યારે, આ મલ્લ દિવસે નવો શીખેલો શાસ્ત્ર પાઠ અત્યંત એકાગ્રતાથી ગોખતો હતો. હવે એજ વખતે આકાશમાં ફરતાં સરસ્વતી દેવીએ " શું મીઠું ? " એમ અવાજ કરીને પૂછયું. અને તેણે ચારે તરફ જોતાં કોઇ બોલનારને ન જોયું એટલે ' વાલ ' એમ તેને જવાબમાં કહી દીધું. આ વાતને છ માસ વીત્યા પછી ફરી એજ સમયે પાછાં ફરતાં દેવીએ ' શેની સાથે '? એ રીતે વળી પૂછયું. અને તેજ વખતે પ્હેલાંની વાત યાદ આવતાં ' ગોળ અને ઘી સાથે ' એવો જવાબ તેણે આપ્યો. આ તેની સાવધાનતાથી ચકિત થઇને દેવીએ, ' અમે તે વરદાન માગી લે ' એમ કહ્યું. ત્યારે મલ્લે " બૌદ્ધોને હરાવવા માટે એક પ્રમાણ ગ્રન્થ આપો " એવી પ્રાર્થના કરી એટલે દેવીએ નય ચક્ર નામનો ગ્રન્થ આપવાની કૃપા કરી. હવે દેવીની કૃપાથી જેને તત્ત્વ

ગ્રાન થઈ ગયું છે એવા મલ્લે શ્રી શિલાદિત્યની રજા લઈને બૌદ્ધોના મઠોમાં ' ખડ અને પાણી ' ફેંકાવીને[1] રાજાની સભામાં પ્હેલાનો જ કરાર કરીને ( વાદ શરૂ કર્યો ) અને તેના કંઠમાં અવતરેલાં શ્રી સરસ્વતી દેવીના બળથી થોડા વખતમાં જ શ્રી મલ્લે બૌદ્ધોને નિરુત્તર કરી દીધા. એટલે રાજાની આજ્ઞાથી બૌદ્ધોને દેશમાંથી કાઢી મુકવામાં આવ્યા, અને જૈન આચાર્યોને બોલાવવામાં આવ્યા. અને તે મલ્લ બૌદ્ધોને જીતેલા હોવાથી વાદી (મલ્લવાદી) કહેવાવા લાગ્યા. એ પછી રાજાની પ્રાર્થનાથી ગુરૂએ તેને ઇનામમાં સૂરિપદ આપ્યું. આ શ્રી મલ્લવાદી સૂરિ નામના ગણધર જૈન ધર્મના પ્રભાવક હોવાથી તેમની નવાંગવૃત્તિકાર શ્રી અભયદેવ સૂરિએ પ્રગટ કરેલ શ્રીસ્તંભનક તીર્થની[2] વિશેષ ઉન્નતિ કરવા માટે ત્યાં ચિન્તાયક તરીકે યોજના કરી.

આ પ્રમાણે મલ્લવાદિ પ્રબંધ પુરો થયો.[3]

૫ હવે મરૂમંડળ ( મારવાડ ) માં એક નાના ગામડામાં કાકૂ અને પાતાક નામના બે ભાઈઓ રહેતા હતા. તેમાંથી નાનો ( પાતાક ) ભાઈ પૈસાવાળો હતો અને મોટો તેના ઘરના ચાકર પેઠે રહેતો હતો. એક વખતે ચોમાસાની મધરાતે આખો દિવસ કામ કરીને થાકી ગએલો કાકૂ સુતો

---

૧ तृणोदक – ખડ અને પાણી ( એક વાસણમા ) ભરીને ફેંકવું કે સામાના બાર આગળ ઢોળવુ એ વાદ કરવામાટે આહ્વાન રૂપ ગણાતુ એમ લાગે છે. આજ ગ્રન્થમા ત્રીજા પ્રકાશમા શ્રી દેવસૂરિના પ્રબધમા પણ આ તૃણોદક– ( ખડ અને પાણી ) ફેંકવાનો ઉલ્લેખ આવે છે.

૨ આ સ્તભન કે સ્થંભન તીર્થ એટલે ખભાત નહિ પણ ખેડા જીલ્લામા આણદ તાલુકામા ઠાસરાથી દશ મૈલ છેટે શેઢી નદી ઉપર આવેલુ થાના કે થામણા, એમ બુલ્હર ( Arisinha p. 75 મા ) કહે છે તે બીજા તજજ્ઞોને પણ માન્ય છે

૩ આ મલ્લવાદી સૂરિનો પ્રબધ પ્રભાવક ચારતમા તેમજ ચતુર્વિંશતિ પ્રબંધમા મળે છે. વલ્લભીપુરમા વલ્લભી રાજ્ય કાળમા જૈનો અને બૌદ્ધો બેય વસતા હોવાનુ બીજાં ઐતિહાસિક સાધનોથી અનુમાન થઈ શકે છે. ઉપરની દતકથા એ અનુમાનને ટેકો આપે છે. પરતુ મલ્લવાદી પ્રબધનું છેવટનું કથન અવિશ્વસનીય છે કારણ કે વલ્લભીના નાશ પછી ઘણે કાળે વિ. સ. ના બારમા શતકના પૂર્વાર્ધમા નવાગવૃત્તિકાર, અભયદેવ સૂરિ વિદ્યમાન હતા એમ એના ગ્રથોની પ્રશસ્તિઓ ઉપરથી જણાય છે. ( જુઓ જૈન ગુર્જર કવિઓ બીજો ભાગ ખરતર ગચ્છની પટ્ટાવલી પૃ. ૬૭૪, ૬૭૫ )

મલ્લવાદી આચાર્યે ધર્મોત્તરની ન્યાય બિન્દુ ટીકા ઉપર ટીકા લખી છે એમ પીટર્સનના ચોથા રિપોર્ટ ( પૃ. ૪ ) ઉપરથી જણાય છે

હતો ત્યાં તેને નાના ભાઇએ કહ્યું કે ભાઇ આપણા કયારાઓની પાળો પાણીના પૂરથી તુટી ગઇ છે અને તું તો નિશ્ચિંત (પડયો) છે. આ રીતે ઠપકો મળવાથી તેણે પથારી છોડી દઇને પોતાની નિન્દા કરતાં કોદાળી ખભે નાખી એ તરફ જઇને જોયું તો તુટેલી પાળોને ફરી સરખી કરવાનું કામ કરતાં માણસોને જોયાં: એટલે "તમે કોણ છો ?" એમ પૂછયું. અને તેઓએ "અમે તમારા ભાઇના ચાકરો છીએ" એમ જવાબ આપ્યો. ત્યારે તેણે પૂછયું કે "કયાંય મારા ચાકરો છે ?" અને તેઓએ "વલભીમાં છે" એમ કહ્યું. અને તે પણ તક મળતાં એક માટલામાં પોતાનો બધો સામાન ભરી, એ માટલું માથે ઉપાડી વલભી પોચ્યો. અને દરવાજા પાસે રહેતા ગોવાળીઆઓની પાસે રહેવા લાગ્યો. અત્યંત દુબળો હોવાથી જેને લોકો 'રંક' કહેતા તે કાકૂ ખડતું ઝુંપડું પોતાને માટે બનાવી લઇ તેને આધારે રહેવા લાગ્યો. એ અરસામાં એક કાપડી (બાવો)[૪] કલ્પપુસ્તકને અનુસરી બનાવેલો સિદ્ધરસ તુંબડીમાં ભરી ગિરનારથી નીકળી રસ્તામાં ચાલ્યો જતો હતો ત્યાં તેને વલભીના પાધરમાં 'કાકૂય તુંબડી' એવી આકાશવાણી સંભળાણી. તેને મનમાં આશ્ચર્ય સાથે બીક લાગી (કે આ રસની કોઇને ખબર પડી ગઇ કે શું ?) એટલે વાણીઆના વેષમાં રહેલા આ રકના ઘરમાં, એનું નામ રંક હોવાથી તેના ઉપર શંકા રાખ્યા વગર (એટલે કે બીચારો રંક છે તે કાંઇ ખોટું કામ કરશે નહિ.) તે રસથી ભરેલી તુંબડી થાપણ તરીકે રાખી અને પછી સોમેશ્વરની યાત્રા કરવા ગયો. પછી કોઇ તહેવારના દિવસે કાંઇક સારૂં રાંધવા રકે ચુલા ઉપર તપેલી મુકી નીચે તાપ કર્યો ત્યાં તેની ગરમીથી (ઉપર લટકતી) તુંબડીના કાણામાંથી ઝરેલા રસના ટીપાથી પેલી તપેલી (ત્રાંબાની) સોનાની થઇ ગઇ. આ જોઇને તે વાણીઆએ 'એ સિદ્ધરસ છે, એવો નિર્ણય કરીને તે તુંબડી સાથે ઘરની બધી વસ્તુઓ બીજે રાખી, પોતાનું ઘર દીવાથી બાળી નાખ્યું. અને શહેરને બીજે દરવાજે મોટો મહેલ ચણાવી તેમાં એ રહેવા લાગ્યો. પછી એક વખત પુષ્કળ ઘી વેચનારી કોઇ (રબારણ)નું ઘી પોતે-તોળીને લેતો હતો ત્યાં એ ઘી ખુટતું જ નથી એવું જોઇને ઘીના ઠામમાં નીચે કૃષ્ણચિત્રકુંડલિકા[૫] છે એમ વિચાર કરીને કાંઇક કપટ યુક્તિથી તે ચોરી લઇ તેણે મિત્રકસિદ્ધિ મેળવી.

---

૪ ગિરનાર વગેરે પર્વતોમા રહેતા બાવાઓની ગિરનાર વગેરેની યાત્રા, તપશ્ચર્યા, વગેરેના વર્ણનવાળા તથા કીમીયા વગેરેની વાતોથી ભરેલાં-મોટે ભાગે-બાવા સાધુઓમાં પ્રચલિત પુસ્તકો – કલ્પ પુસ્તકો કહેવાય છે.

૫ આ ઉપર વર્ણવી છે તેવી એક બીજી સિદ્ધિનું નામ છે. ચિત્રક તો એક

અને પછી તેના અગણિત પુણ્યના પ્રભાવથી તેને એક વખત સુવર્ણ પુરૂષસિદ્ધિ[૬] પણ મળી ગઈ. આ રીતે ત્રણ પ્રકારની સિદ્ધિથી કરોડોની સંખ્યામાં ધનનો સંગ્રહ કર્યા છતાં તે અતિશય લોભી હોવાથી કોઇ સત્પાત્રને આપવામાં, કોઇ તીર્થમાં કે કોઇના ઉપર દયા આવીને એની લક્ષ્મીનો વ્યય થાય એ તો દૂર રહ્યું પણ બધાં લોકો પાસેથી ધન હરી લેવાની ઇચ્છાવાળો તે હોવાથી તેની લક્ષ્મી કાળરાત્રી જેવી આખા વિશ્વને દેખાતી હતી. હવે એક વખત તેની દીકરીની રત્નો જડેલી કાંસકી રાજાએ પોતાની દીકરી માટે બળાત્કારે હરી લીધી, એટલે એ બાબતના વિરોધથી તે પોતે મ્લેચ્છ દેશમાં ગયો અને વલભીના નાશ માટે મ્લેચ્છ રાજાએ માગેલા કરોડો સોનૈયા તેને આપી વલભી તરફ ( મ્લેચ્છ રાજાના લશ્કર સાથે ) પ્રયાણ કર્યું. પણ એ મ્લેચ્છ રાજાનો એક છત્રી ધરનાર, જેના ઉપર રંકે કોઇ જાતનો ઉપકાર કર્યો નહોતો, તેણે એક દિવસ પરોઢીઆ વખતે રાજા અર્ધો ઉંઘમાં અને અર્ધો જાગતો પડયો હતો ત્યારે પ્હેલેથી કોઇ માણસ સાથે સંકેત કરી રાખી તેની સાથે નીચે પ્રમાણે વાતચિત કરી. "ભાઇ, આપણા રાજા પાસે કોઇ મૂર્ખ ન હોય એવો સલાહકાર નથી, નહિ તો ઘોડેશ્વાર લશ્કરનો સ્વામી આ ગજેન્દ્ર, જેના કુળ કે શીળની ખબર નથી એવા એક અજાણ્યા નામે અને કામે પણ રંક એવા સારા કે ખરાબ વાણીઆના કહેવાથી સૂર્યના દીકરા શિલાદિત્ય સામે કાંઇ ચાલી નીકળે?" આવી હિતકારક તથા સાચી વાત સાંભળીને કાંઇક મનમાં વિચાર કરીને તે દિવસે

---

સ્પતિ ( ગુ. ચિત્રો ) નું નામ છે. કાળાં કુંઢવાળી એની જાતને કૃષ્ણ ચિત્રક કહી શકાય પણ કૃષ્ણ ચિત્રક કુંડલિકા શું? ગુજરાતી કુંડળી શબ્દ ઉપરથી આ આખો શબ્દ કોઈ જ્યોતિષની આકૃતિ ( Astrological diegram ) નો વાચક છે એમ ટોની કહે છે.

૬ સુવર્ણ પુરૂષ સિદ્ધનો આગળ આજ ગ્રંથમાં એક બે વખત ઉલ્લેખ આવી ગયો છે. માણસ જે વડી સોનાની મૂર્તિમાંથી જેટલું તેટલું સોનું કાપી લેવા છતાં એ મૂર્તિ પાછી પ્હેલા જેવી અખંડ થઈ જાય એનું નામ સુવર્ણ પુરૂષ સિદ્ધિ.

આ રંક કે કાકૂને સુવર્ણ પુરૂષ સિદ્ધિ કેવી રીતે મળી તે બાબતનું એલ્ફીન્સ્ટને નીચે પ્રમાણે વર્ણન કર્યું છે ( જુઓ 'રાસમાળા' નું ભાષાંતર પુ. ૧ પૃ. ૧૯૨ ). એ કહે છે રંક ફળો વેચવાનો ધંધો કરતો હતો. તેણે એક ગામડીઆ પાસેથી એક મૂર્તિ ખરીદી જે કોઈ દૂધી ( તોડતા દૂધ નીકળે એવા) વૃક્ષનો રસ અડતાં સોનાની થઇ. આ રંક પોતે રહેતો પોતાના ઘરમાં પણ તેણે ગામે ધામે પોતે રહેતો તે આખું શહેર ખરીદી લીધું.

રાજાએ આગળ ચાલવામાં વિલબ કર્યો. પણ રંકે આ શકા જવાથી ચાલાકીથી આ વૃત્તાન્ત જાણી લઇને સોનું આપીને તે છત્રી ધરનારની સોનાની ભૂખ શાંત કરી પરિણામે બીજે દિવસે પરોઢીએ એજ છત્રી ધરનારે (પહેલાં પેઠે ચર્ચા ચલાવતાં) કહ્યુ કે "વિચાર કરીને કે વિચાર કર્યા વગર મહારાજાએ પ્રયાણ તો કર્યું છે એટલે હવે તો 'સિંહની તડાપ' ના ધોરણે રાજા આગળ પ્રયાણ કરે એમા જ એની શોભા છે. કારણ કે કહ્યુ છે કે:—

(૧) સિંહને લોકો મૃગોનો રાજા કહે કે મૃગોનો શત્રુ કહે પણ જેણે રમતમા હાથીઓને મારી નાખ્યા છે તે સિંહને તો બેય રીતે શરમની જ વાત છે.

અને આ નિસીમ પરાક્રમવાળા રાજાની સામે કોણ થઇ શકે એમ છે?"

તેની આવી વાણીથી ઉત્સાહમાં આવીને મ્લેચ્છ રાજાએ પૃથ્વી અને આકાશ વચ્ચેના પોલાણને લડાઇની ભેરીના અવાજથી ભરી દેતાં આગળ પ્રયાણ કર્યું બીજી તરફથી તે દિવસે વલભીમાં અમ્બાની અને ક્ષેત્રપાલની મૂર્તિઓ સાથે શ્રી ચન્દ્રપ્રભની મૂર્તિ અધિષ્ઠાતાના બળથી આકાશ માર્ગે ઉડીને શ્રી સોમનાથ પાટણમાં જઇ ત્યાં સ્થિર થઇ.[૭] રથ ઉપર ચડેલી શ્રી વર્ધમાનની પ્રતિમા અધિષ્ઠાતાના બળથી અદૃષ્ટ રીતે ચાલતી આશ્વિનની પૂર્ણિમાએ શ્રીમાળપુર પોચી. બીજી પણ ચમત્કારવાળી દેવ મૂર્તિઓ યથાયોગ્ય સ્થળે ચાલી ગઇ. શ્રી વર્ધમાનસૂરિને ઉત્પાતના સૂચન વિષે તે નગરની નગરદેવતા સાથે નીચે પ્રમાણે સંવાદ થયો.

---

૭ આ રીતે જે સ્થાનનો વિનાશ પાસે આવ્યો હોય તે સ્થાનની સ્થાન દેવતાઓ ત્યાથી બીજે ચાલી જાય છે એ માન્યતા કેવળ ભારત વર્ષમા જ હતી એવું નથી. શ્રી. ફાર્બસ સાહેબે આ બાબતમા સરસ નોધ કરી છે. વર્જીલ (Aeneid II 351 – 3) માથી ઉતારો કરીને તેઓ કહે છે કે પ્રાચીન પ્રજાઓમા જ્યારે જ્યારે માથે ભય ઝઝુમતુ હોય ત્યારે દેવોની મૂર્તિઓને તે ન ઉડી જાય માટે સાંકળોથી બાંધી રાખતા. ફીનીશીઅન લોકો મિલ્કાર્થની મૂર્તિને લગભગ હંમેશાં બાંધી રાખતા, રોમન લોકો જે શહેરને પોતે ઘેરો ઘાલવાના હોય તેના દેવોની પ્રાર્થના કરતા. કાવ મીલ્ટનની નીચેની પંક્તિ ટૉનીએ ટાંકી છે—

The parting genious is with sighing sent. ક્ષેત્રપાલનો અર્થ genious loci મો. લ્યુમેને કર્યો છે. (જુઓ રાસમાળા મૂળ પૃ. ૧૩, ગુ. ભા. ત્રીજી આવૃત્તિ પૃ. ૧૬ ટિ. ૧ અને ટૉનીનુ પ્ર ચિં. નું અંગ્રેજી ભાષાંતર પૃ. ૧૭૪ ટિ. ૪)

(૨) હે સુન્દરિ, તું કોણ છો તે કહે, તું દેવી જેવી છો, છતાં કેમ રૂએ છે? ભગવન્ હું વલભીપુરનો વિનાશ ૨૫૮ દેખું છું. તમારા સાધુઓને ભિક્ષામાં મળેલું પાણી લોહીરૂપ થઇ જશે, પણ જ્યાં એ લોહી પાછું પાણી થાય ત્યાં મુનિઓએ સ્થિર થઇને રહેવું.

આ રીતે ઉત્પાતો થવા લાગ્યા, મ્લેચ્છોનું લશ્કર શહેરના પાદરમાં આવી પહોંચ્યું, દેશના નાશના કલંકની કાળી ટીલી જેને માથે ચોટી છે એવા રંકે સોનાની લાંચો આપીને પંચશબ્દ[૮] વગાડનારાઓને ફોડી નાખ્યા હતા. એટલે શિલાદિત્ય રાજા જેવો ઘોડા ઉપર ચડવા તૈયાર થયો તેવો જ એ લોકોએ પોતાનાં વાદ્યોનો એવો કઠોર અવાજ કરી મુકયો કે તેનો ઘોડો ગરૂડ પેઠે આકાશમાં ઉડી ગયો. અને એમ થતાં શું કરવું એ જેને સુઝતું નહોતું એવા શિલાદિત્યને તેઓએ મારી નાખ્યો.

અને પછી તેઓએ રમતમાં વલભીનો નાશ કર્યો.[૯]

(૩) વિક્રમનાં ૩૭૫ વર્ષ ગયાં ત્યારે વલભીનો નાશ થયો.[૧૦]

---

૮ પંચ શબ્દ એટલે પાચ જાતના વાજાઓ. 'પચ શબ્દ' समधिगत पञ्चमहाशब्द એ રીતે ઉત્કીર્ણ લેખોમા પણ પુષ્કળ વપરાયેલો જોવામા આવે છે. પુરાતત્વજ્ઞ પાઠકે પાચ શબ્દમા શૃંગ ( શીગડું - horn ), તતમ્, શખ, ભેરી અને જયઘટા, એ પાચ ગણાવેલ છે. ( જુઓ Indian Antiquary Vol. XII P. 96 ) જ્યારે ગ્રાઉઝે તત્રી, તાલ, ઝઝ, નગાર, અને શરણાઈ જેવું પાંચમું વાદ્ય. ( જુઓ I. A. Vol V p. 354 ). વળી નીચેના શ્લોકમા પંચ શબ્દ નીચે પ્રમાણે ગણાવેલ છે—

आहत अनाहतं दण्डकाराहतं वाताहतं कांसलादि कठ्य पटहादिकं वीणादिकं च भेर्यादि पञ्चशब्दमिदं स्मृतम् ॥ ( સાધુ કીર્તિની શેષ સગ્રહ નામ માલા ૨ – ૧૪૧ – ટોની પૃ. ૨૧૪)

૯ અલ્બીરૂની કહે છે (સચાઉનું ભાષાન્તર ગ્રંથ ૧ પૃ. ૧૯૨ – ૧૯૩ ) કે રંકે પોતાના પૈસાથી ખરીદેલું એક શહેર (વલભી) વલ્લભીના રાજાએ પાછુ ખરીદી લેવા ઈચ્છા કરી, રંકે ના પાડી પણ રાજાના ક્રોધથી ડરીને તે રંક અલમન્સૂરના રાજા પાસે ગયો. તેને પુષ્કળ નાણાંની ભેટ કરી, અને દરીઆઇ લશ્કર વડે મદદ કરવાની તેની પાસે માગણી કરી. અલમન્સૂર રાજાએ તેની માગણી સ્વીકારી અને મદદ કરી. એટલે તેણે રાતમાં વલ્લભીના રાજા ઉપર હુમલો કર્યો તેને મારી નાખ્યો અને તેની બધી વસ્તીનો તથા ગામનો નાશ કર્યો.

૧૦ ઉપર પ્ર. ચિ.માં તારિખ આપી છે તેથી જુદી જાતની અને ઐતિહાસિક પુરાવાને વધારે અનુરૂપ તારિખ જિનપ્રભ સૂરિના તીર્થ કલ્પમાં આપી છે. (જુઓ મૂળ પૃ. ૧૦૮ ટિx ) ઉપરની તારિખ વલભી સંવત્નો વિ સ. ૩૭૫ મા આરંભ

આ રીતે શિલાદિત્ય રાજાની ઉત્પત્તિનો, રંકની ઉત્પત્તિનો તથા વલભીના નાશનો ત્રણ પ્રબંધો થયા.

શ્રી રત્નમાળ નગરમાં, પ્હેલા શ્રી રત્નશેખરનામના રાજા રાજ્ય કરતા હતા. એક વખત તેઓ દિગ્વિજય કરીને પાછા આવ્યા ત્યારે

---

થાય છે તેની તારિખ છે. ભ્રમથી એ નાશની તારિખ તરીકે ઉપરના વચનમા ગણાઈ ગઇ લાગે છે એ રાસમાળાના કર્તાનો તર્ક ઠીક છે ( ગુ ભાષાતર પૃ. ૨૦ ) તીર્થ કલ્પમા વિક્રમના ૮૫૦ વર્ષ જતા વલ્લભી ભાગી, તેના રાજાને માર્યો, પછી હમ્મીર પોતાને ઠેકાણે ગયો તે પછી બીજો ગઝનીનો રાજા ગૂર્જરને ભાગીને વગતા સત્યપુર ( સાચોર ) આવ્યો, એવુ કથન છે.

વલ્લભી વંશના તામ્રપત્રો પુષ્કળ મળ્યા છે અને એ ઉપરથી એ વંશની વંશાવળી લગભગ ચોક્કસ જાણવામા આવી છે. અને વલ્લભી વંશની સમાપ્તિ ઈ. સ. ૭૬૬ (વિ. સ. ૮૨૧) પછી – તરતમા થઈ છે એવું હાલમા પુરાતત્વજ્ઞો માને છે. જુઓ બોમ્બે ગેઝીટીઅર, ડફની ક્રોનોલોજી ( પૃ. ૬૭ ) અને ભારત કે પ્રાચીન રાજવંશ દ્વિતીય ભાગ પૃ. ૩૯૨.

વલ્લભીનો નાશ કેવી રીતે થયો એ બાબતમા એક દંતકથા પ્ર. ચિં. મા આપી છે. એલબીરૂની ( જુઓ ટિ. ૯ ) એ આપેલી દંતકથા પ્ર ચિં. વાળી દંત કથાને કંઈક મળતી છે એથી જુદી જાતની દંતકથા અજૈન હિન્દુઓમા ચાલે છે એ ધુંડીમલ્લની વાર્તા રાસમાળામા ઉતારી છે ( જુઓ ગુજરાતી ભાષાતરની ત્રીજી આવૃત્તિ પૃ. ૧૭.) આને લગતી અવધૂતના અભિશાપની વાત 'અનંગ પ્રભા 'અથવા વલ્લભીપુરનો વિનાશ ' નામની ગુજરાતી ભેટમા પણ આપી છે ( જુઓ પૃ ૧૪૧ થી ૧૪૭ ). પણ આ દંતકથામા કશું ઐતિહાસિક તત્વ નથી એવુ ફાર્બસ સાહેબનુ કથન યથાર્થ લાગે છે. ( રાસમાળા એજન પૃ ૧૭ ).

પ્ર. ચિ. મા કહેલ મુસલમાન રાજા તે ખલીફા અલ્મન્સૂરે નીમેલા સિન્ધના અરબ હાકેમ હશામ ઈબ્ન અમરૂઅલ તઘલબીનો સેનાપતિ અમરૂબીન જમાલ હોવો જોઈએ એવો પુરાતત્વજ્ઞોનો મત છે ( જુઓ ડફની ક્રોનોલોજી પૃ ૬૭ તથા રાસ માળા ગુ. ભાષાતર ત્રીજી આવૃત્તિ પૃ. ૧૫ ટિ ૨. જુઓ Reinaud પૃ. ૨૧૩. ભારત કે પ્રાચીન રાજવંશ દ્વિતીય ભાગ પૃ ૩૭૨ )

વળી પ્ર. ચિ. મા વલભીના એકજ શીલાદિત્યની વાત છે પણ એ વંશના લેખોમા સાત શીલાદિત્યો મળે છે છેલ્લુ નામ શીલાદિત્ય ( સાતમો ) ઉર્ફે ધ્રુભટ ( ધ્રુવભટ્ટ ) નુ ઈ. સ. ૭૬૬ ના તામ્ર પત્રમા મળે છે શીલાદિત્યની ઉત્પત્તિ સૂર્યથી બતાવી છે એ જોતા એમ લાગે છે કે જૂના વખતમા પણ વલ્લભી વંશનુ મૂળ બરાબર જાણવામા નહિ હોય, વલ્લભીના રાજાઓના ઉત્કીર્ણ લેખોમા મૈત્રકાણા એવો શબ્દ છે. અને મિત્ર એટલે સૂર્ય અને મિત્રના વંશજો મૈત્રકો એમ કલ્પના ચાલી હોવાનો પણ સંભવ છે.

નગર પ્રવેશનો મોટો ઉત્સવ કરવામાં આવ્યો. અને રાજા શણગારેલી દુકાનોની શોભા જોતા હતા ત્યા એક દુકાનમા લાકડાની ટોપલી સાથે કોદાળી જોવામા આવી. મહેલમા ગયા પછી બેઠા લઈને મહાજનના લોકો આવ્યા, "તમે સુખી છો ?" એવુ રાજાએ પૂછ્યુ, ત્યારે તેઓએ "અમે સુખી નથી" એવો જવાબ આપ્યો આ જવાબથી આશ્ચર્ય સાથે ભ્રમિત થઈ જઈને રાજાએ તેઓને રજા આપી અને પછી એક વખત એકાતમા શહેરના મુખ્ય માણસોને બોલાવીને રાજાએ પૂછ્યુ કે "તમે શા માટે સુખી નથી ? અને બીજુ ઉત્સવને દિવસે લાકડાની ટોપલી સાથે કોદાળી ઉભી કરી રાખી હતી તેનું શુ કારણ ?" ત્યારે તેઓએ જવાબ આપ્યો કે મહારાજાએ જેની દુકાનમા લાકડાની ટોપલીમાં કોદાળી જોઈ તે શેઠ પાસે એટલી લક્ષ્મી છે કે એ પોતાના પૈસાની ગણતરી કરી જોવા અશક્ત હોવાથી લાકડાની ટોપલીઓથી પોતાના પૈસાનું માપ કાઢે છે એવુ બતાવવા તેણે એ સંકેત કર્યો હતો હવે 'અમે સુખી નથી' એવુ જે અમે કહ્યુ તે આપને પ્રજા ન હોવા માટે છે અને કોટીધ્વજ (મકાન ઉપર એક કરોડ દ્રવ્યને સૂચવતી) ધજા ચડાવનારા શેઠીઆઓવાળુ આ શહેર છે, તેને આપે ઘણા વખત સુધી પાળ્યુ, પણ હવે આપને પ્રજા ન હોવાથી એની કેવી સ્થિતિ થશે ?" પણ જૂની રાણીઓ વાઝણી છે એમ જાણીને રાજાની સંમતિથી વશ વૃદ્ધિ માટે નવી રાણી પરણાવવાની ઇચ્છાવાળા તેઓ (શેઠીઆ અગ્રેસરો) પુષ્યાર્ક (રવિવારે પુષ્ય નક્ષત્રમા ચન્દ્ર હોય તો પુષ્યાર્ક યોગ કહેવાય) દિવસે મુખ્ય શકુન જાણનાર સાથે શકુનગૃહમા ગયા પછી તે શકુન જાણનારે જેના સુવાવડના દિવસો નજીક હતા એવી એક લાકડાનો ભારો વેચીને ગુજરાન કરતી ગરીબ સ્ત્રીના માથા ઉપર દુર્ગા (ભૈરવ) ને બેઠેલી જોઈને તે બાઈની અક્ષત વગેરે વડે પૂજા કરી, ત્યારે સાથે આવેલા મહાજને 'આ શુ કર્યુ ?' એમ પૂછ્યુ ત્યારે તે શકુન જાણનારે કહ્યુ કે "જો વૃન્દરપનિશાસ્ત્ર (શકુન સંબંધી શાસ્ત્ર) સાચુ હોય તો આ બાઈના પેટમા જે પુત્ર છે તે અહીં રાજા થશે" આ અસભવિત જેવી વાત માની લઈને તેઓએ રાજા પાસે આવી તે ગર્વિષ્ઠ રાજાને જે બધુ બન્યુ હતુ તે કહ્યુ આ સાભળી ખેદમા પડી ગયેલા રાજાએ તે બાઈને ખાડામા દાટી દેવા પોતાના વિશ્વાસુ માણસોને મોકલ્યા. આ માણસોએ તે બાઈને કહ્યુ કે "હવે તારા ઇષ્ટ દેવને યાદ કરી લે' ત્યારે મરણના ભયથી વ્યાકુળ થઈ ગયેલી તે બાઈ તેઓની રજા લઈને સાયકાળને વખતે મળ ત્યાગ કરવા બેઠી ત્યા તેણે દીકરો જણ્યો અને તેને ત્યા જ મુકી દઈને તે પાછી આવી

એટલે તેને ખાડામાં દાટી દઇ તેઓએ રાજાને વાત કરી. હવે કોઇ હરણી સવાર સાજ બેય વખત તે બાઇના છોકરાને દુધ પીવરાવી મોટો કરવા લાગી એ અરસામા મહાલક્ષ્મી દેવીના મન્દિરની આગળ ટકશાળમા હરિણીના ચાર પગ નીચે બાળક રૂપ એક નવુ નાણુ ઉત્પન્ન થાય છે એવું સાભળીને કોઇ નવો રાજા ઉત્પન્ન થયો છે એવી લોકોમા વાત ચાલતાં, શ્રી રત્નશેખર રાજાએ એ બાળકને મારી નાખવા માટે ચારે દિશામા સૈન્ય મોકલ્યું. તેઓએ તપાસ કરતા એ બાળકને શોધી કાઢ્યો પણ બાળહત્યાથી બ્હીને સાજ વખતે શહેરના દરવાજામા, ગાયોના ટોળાંની ખરીથી કચરાઇને એ બાળક મરી જાય અને પોતાના ઉપર અપવાદ ન આવે એ માટે તેને મુકી દીધો અને છેટે ઉભા શુ થાય છે એ જોવા લાગ્યા; ત્યા એ ઠેકાણે ગાયોનું ટોળુ આવી પહોંચ્યું પણ પુણ્યનો મૂર્તિમાન્ સમૂહ હોય એવા તે બાળકને જોઇને તે ગાયો ત્યા જ સ્તબ્ધ થઇ ગઇ હોય એમ ઉભી રહી ગઇ. અને પાછળથી એ ગાયો સાથેના સાંઢે આગળ આવી ધર્મ પેઠે દીપતા તે બાળકને પોતાના પગ વચ્ચે રાખી ગાયોના આખા ધણને જવા દીધુ[૧૧] આ વૃત્તાન્ત સાંભળીને તથા તે નગરના સામન્તો તથા લોકોની વિજ્ઞપ્તિ ધ્યાનમાં લઇને રાજાએ તે બાળકને પોતાની પાસે તેડાવી, તેને પુત્ર રૂપે સ્વીકારી, શ્રી પુંજ એવું તેને નામ આપી ઉછેરવા માંડયો

૭ હવે શ્રી રત્નશેખર રાજા સ્વર્ગે જતા તે શ્રી પુંજને રાજ્યાભિષેક કરવામા આવ્યો અને પોતાના રાજ્યનુ પાલન કરતા તે રાજાને એક દીકરી જન્મી. આ છોકરીના સર્વ અંગો સંપૂર્ણ સુંદર હતા પણ તેનું મોઢું વાદરા જેવું હતું એ ( વિકૃતિ )ના વૈરાગ્યથી તે છોકરી વિષયોથી દૂર રહેતી. તેનું શ્રી માતા એવુ નામ હતું તેને એક વખત પૂર્વ જન્મની સ્મૃતિ થઇ આવી અને તેણે પોતાના બાપને પોતાના પૂર્વ જન્મનું વૃત્તાન્ત નીચે પ્રમાણે કહ્યુ કે " હું આ પ્હેલાંના જન્મમાં આબુ પર્વતમા વાદરી હતી. ત્યારે એક ઝાડ નીચે એક ડાળી ઉપરથી બીજી ડાળી ઉપર કુદવા જતી હતી ત્યા કોઇએ અતુલ્ય કુશળતાથી ( બાણ માર્યું અને તેથી ) તાળવુ વીંધાઇને મરણ પામી. પણ તે ઝાડની નીચે આવેલા કામિત તીર્થ નામના

૧૧ આને મળતી ધામક વેપારીની વાર્તા પ્રો. ઈ. હાર્ડીએ જર્નલ ઓફ ધી રોયલ એશીઆટીક સોસાઇટી ના ઈ. સ ૧૮૯૮ ના ઓક્ટોબરના અંકમા છપાવી હતી ( પૃ ૭૯૮, ૭૯૯ ) એમા બકરી છોકરાને ઉછેરે છે, એ પ્રમાણે ટૉનીએ ટિપ્પણમા નોધ કરી છે.

કુંડમાં મારૂં મરેલું શરીર પડયું કે તરતજ તીર્થના પ્રભાવથી મારૂં શરીર મનુષ્યની આકૃતિવાળું થઇ ગયું. પણ મારૂં માથું એમજ પડેલું છે અને તેથી હું વાનર મુખી છું." આ ઉપરથી શ્રી પુંજ રાજાએ તેનાં તે માથાંને કુંડમાં નાખવા માટે પોતાનાં માણસો મોકલ્યાં. તેઓએ લાંબા વખતથી તે માથું એજ સ્થિતિમાં રહેલું જોઇને તે પ્રમાણે કર્યું. (તે કુંડમાં માથું નાખી દીધું ) એટલે તે શ્રીમાતાનું મોઢું માણસ જેવું થઇ ગયું. તે વખતે માતાપિતાની રજા લઇને દશ કરોડ ગુણો જેનામાં રહેલી છે એવી તે શ્રી માતા તે આબુ પર્વત ઉપર જ તપ કરવા લાગી. ત્યાં એક વખત, કોઇ આકાશમાં ફરતા યોગીએ તેને જોઇ. અને તેના સૌન્દર્યથી જેનું હૃદય ખેંચાયું છે એવા તેણે આકાશમાંથી નીચે ઉતરી પ્રેમ વાર્તા કરીને "તું મને કેમ નથી પરણતી?' એમ તેને પૂછયું. ત્યારે તેણે જવાબ આપ્યો કે "અત્યારે રાતનો પ્હેલો પહોર વીતી ગયો છે, હવે ચોથા પહોર વખતે કુકડાઓ બોલે તે પ્હેલાં જો આ પર્વત ઉપર ચડવાના બાર રસ્તા કોઇ પણ વિદ્યાના બળથી બાંધી આપો તો તમને પસંદ કરૂં." તેનું આ વચન સાંભળીને તરત જ તે કામ માટે ચેટક અને પેટકને યોજીને બે પહોરમાં બધા રસ્તાઓ તૈયાર કરી દીધા પણ શ્રી માતાએ પોતાની યોગ શક્તિના બળથી એ વખત પ્હેલાં જ ખોટા કૂકડાઓ બોલાવ્યા. પરંતુ તેણે આવીને 'લગ્ન માટે તૈયાર થાવ ' એમ કહ્યું, એટલે શ્રી માતાએ કહ્યું કે તારા રસ્તાઓ તૈયાર થતા હતા ત્યાંજ કુકડાઓ બોલ્યા હતા. ત્યારે તે યોગીએ જવાબ આપ્યો કે "તમારી માયાથી થયેલા બનાવટી કૂકડાના અવાજને કોણ નથી જાણતું ?" પછી તેની બહેને નદીને કાંઠે લગ્નની બધી સામગ્રી તૈયાર કરી રાખી એટલે શ્રી માતાએ તેની બધી વિદ્યાનું મૂળ તેનું ત્રિશૂળ છે એમ જાણીને "એ ત્રિશૂળ અહીં મૂકીને પાણિ ગ્રહણ માટે ત્યાં ( નદી કાંઠે ) આવો" એમ કહ્યું. અને પ્રેમથી તેનું મન હરાઇ ગયેલું હોવાથી એ ત્રિશૂળ મુકીને જેવો પાસે આવ્યો કે શ્રી માતાએ તેના પગ પાસે બનાવટી કુતરાઓને છોડી મુકયા અને તેના હૃદયમાં ત્રિશૂળ મારીને તેને મારી નાખ્યો. આ રીતે નિઃસીમ શીલ પાળીને તેણે પોતાનો જન્મ પૂરો કર્યો. તેના મરણ પછી શ્રી પુંજ રાજાએ ત્યાં ( આબુમાં ) શિખર વગરનું મન્દિર બંધાવ્યું. કારણ કે ૭ ૭ માસે તે પર્વતની નીચે રહેલો અર્બુદ નામનો નાગ જ્યારે હલે છે ત્યારે પર્વતમાં કમ્પ થાય છે. માટે એ પર્વત ઉપર બધાં મંદિરો શિખર વગરનાં બંધાય છે.

આ રીતે શ્રી પુંજ રાજા અને તેની પુત્રી શ્રી માતાનો પ્રબંધ પુરો થયો.

૮ એક વખત ગૌડ દેશમાં ગોવર્ધન નામનો રાજા થઇ ગયો. એના વખતમાં સભા મંડપની સામે લોઢાના થાંભલા ઉપર એક ન્યાય ઘંટા[૧૨] બાંધવામાં આવતી; જેઓને કોઇ પણ બાબતની સાચી ફરીઆદ કરવી હોય તેઓ આ ઘંટા વગાડતા. એક વખત તે રાજાના એકના એક દીકરા કુમારે રથ ઉપર ચઢીને રસ્તામાં જતાં અજાણતાં એક વાછડાને કચરી નાખ્યો. હવે તે વાછડાની મા ગાયે આંખમાંથી ચાલ્યાં જતાં આંસુના ચાલુ પ્રવાહ સાથે પોતાને થયેલા નુકશાનનો બદલો લેવા માટે શીંગડાની અણીથી ન્યાય ઘંટા વગાડી. તે ઘંટાનો અવાજ સાંભળીને શુદ્ધ કીર્તિ વાળા તે રાજાએ તે ગાયનો વૃત્તાન્ત પ્હેલેથી જાણી લીધો, અને પછી પોતાના ન્યાયની ખ્યાતિને ટોચ ચડાવવા સવારે પોતે જ રથમાં બેસીને, પોતાને પુત્ર વ્હાલો હોવા છતાં તેને રસ્તામાં ઉભો રાખી તેના ઉપર ગાયના દેખતાં રથ ચલાવી તેને કચરી નાખ્યો. તે રાજાના સત્ત્વને લીધે તથા તેના દીકરાના બળવાન ભાગ્યને લીધે રથનું પૈડું દૂર કરીને જોયું તો કુમાર મર્યો ન હતો.

આ રીતે ગોવર્ધન નૃપ પ્રબંધ પુરો થયો.

૯ જૂના કાળમાં કાન્તિ નામના શહેરમાં વૃદ્ધ રાજા ગર્વરહિત રહીને લાંબા વખતથી રાજ્ય કરતો હતો. એક વખત મતિસાગર નામના પોતાના પ્રિય મિત્ર મહામાત્ય સાથે સ્વારીમાં ફરવા નીકળ્યો હતો. ત્યાં ઉંધી કેળવણી પામેલો ઘોડો રાજાને દૂર ખેંચી ગયો અને તેની ચતુરંગ સેના ધીમે ધીમે ઘણી પાછળ પડી ગઇ. છતાં અતિશય વેગવાળા ઘોડા ઉપર બેઠેલો મતિસાગર તેની પાછળ જ રહ્યો. કેટલેક દૂર ગયા પછી લોહીથી ભરેલો ( જાડો ) હોવાથી અત્યંત કોમળ તબીઅતનો એ રાજા લાંબી મુસાફરીના પરિશ્રમથી મરણ પામ્યો. એટલે તે મતિસાગર પ્રધાને એ પછી તરત કરવાનું – ( શબને ઠેકાણે પાડવાનું ) કર્મ કરીને, રાજાના ઘોડાને તથા તેના વેષને પોતાની સાથે લઇ રાત વખતે શહેરમાં પ્રવેશ કર્યો. અને રાજ્ય ચાલુ રહે એવી ઇચ્છાથી, શ્રીમાળના રાજાની બીકથી રાજા જેવડી ઉમ્મરના તથા તેના જેવી આકૃતિ વાળા એક કુંભારને

૧૨ આ જાતની ન્યાયઘંટાની વાર્તા મોગલ શહેનશાહ જહાંગીર વિષે જે. એલ. કીપ્લીંગે Beast and Man in Indi P. 98 માં લખી છે.

ગોતી કાઢી તેને તે વેષ પહેરાવી, તે ઘોડા ઉપર બેસારી મહેલમાં તેડી ગયો અને પછી શું બન્યું હતું તે રાણીને જણાવી તેકુંભારનેજ પુણ્યસાર નામ આપી રાજા બનાવ્યો. આ રીતે કેટલોક સમય ચાલ્યો ગયો. પછી તે પ્રધાન શત્રુ રાજા સામે લશ્કર લઇને ચઢી જતા પ્હેલાં પોતાની બદલીમાં એક મંત્રીને રાજાની સેવામાં સોંપી પોતે પરદેશ નીકળી ગયો. હવે તે રાજા પોતાનેજ વશ પત્નીનો પતિ જેમ સ્વૈર વિહારી થઇ જાય તેમ નિરંકુશ થઇ ગયો અને બધા કુંભારોને બોલાવી માટીના ઘોડા, હાથી, ઉંટ વગેરે બનાવીને એ વડે આખો દિવસ રમવા મંડયો. આવું થતાં, રાજા તરફથી બધા રાજકીય વર્ગનો તિરસ્કાર થાય છે એવું સાંભળી તે પ્રધાન લશ્કરી છાવણીમાંથી થોડાં માણસોને સાથે લઇ રાજા પાસે આવીને બોલ્યો કે "તું આટલી વારમાં જ તારૂં કુંભારપણું ભુલી ગયો? અને સ્વભાવની ચંચળતાથી જો કાંઇ મર્યાદા નહિ રાખે તો તને ઉઠાડી મુકીને બીજા કોઇ કુંભારના છોકરાને ગાદી ઉપર બેસારીશ." તેનાં આ વચનથી અતિશય ક્રોધ કરીને તે રાજાએ સભામાં એકાંત સ્થાનમાં જ બેઠાં બેઠાં "અરે કોણુ છે?" એવી બૂમ મારી કે તરત જ ચિત્રોમાં ચીતરેલા સિપાઇઓએ જીવતા થઇને તે પ્રધાનને પકડીને બાંધી લીધો. આ અસંભવિત જેવા મહા આશ્ચર્યકારક બનાવનો વિચાર કરીને તે રાજાના પ્રભાવના આ આવિર્ભાવથી મનમાં ચકિત થઇને તેના પગમાં પડીને પોતાને છુટો કરવાની અતિ નમ્રતાથી પ્રધાને અરજી કરી. અને રાજાએ તેમ કરતાં, તેણે ભક્તિપૂર્વક વિનતિ કરી કે "તમને સામ્રાજ્ય આપવામાં હું તો નિમિત્ત માત્ર છું. કારણ કે તમારા પ્રભાવથી ચિત્રરૂપ માણસો પણ જીવતાં થઇને આ રીતે તમારો હુકમ માને છે તેમાં તમારાં પૂર્વનાં પુણ્ય કર્મ જ કારણરૂપ છે માટે જ તમારૂં પુણ્યસાર નામ સાર્થક છે."

### આ રીતે પુણ્યસાર પ્રબંધ પુરો થયો.

૧૦ જૂના વખતમાં પાટલી પુત્રમાં નન્દીવર્ધન નામનો રાજકુમાર પોતાના ઉપર છત્રી ધરનાર સાથે દેશ પરદેશ જોવાની ઇચ્છાથી માબાપની રજા માગ્યા વગર પરદેશમાં ગમે ત્યાં ચાલતો થયો. રસ્તામાં સવારને વખતે એક શહેરમાં આવ્યો; ત્યાં એ વખતે એ શહેરનો રાજા અપુત્ર મરી ગયેલો હોવાથી પ્રધાનોએ અભિષેક કરેલો મુખ્ય હાથી આખા શહેરમાં ગમે તેમ ફરવા લાગ્યો અને ફરતાં ફરતાં આ નવો આવેલો રાજકુમાર પડખે ઉભેલો હોવા છતાં ખરાબ સ્વપ્નને જેમ ભુલી જઇએ તેમ તેને ભુલી જઇને તેના છત્રી ઉપાડનાર ઉપર હાથીએ કળશ ઢોળ્યો. એટલે

**આ રીતે શ્રી પુંજ રાજા અને તેની પુત્રી શ્રી માતાનો પ્રબંધ પુરો થયો.**

૮ એક વખત ગૌડ દેશમાં ગોવર્ધન નામનો રાજા થઇ ગયો. એના વખતમાં સભા મડપની સામે લોઢાના થાંભલા ઉપર એક ન્યાય ઘંટા[૧૨] બાંધવામાં આવતી; જેઓને કોઇ પણ બાબતની સાચી ફરીઆદ કરવી હોય તેઓ આ ઘંટા વગાડતા. એક વખત તે રાજાના એકના એક દીકરા કુમારે રથ ઉપર ચડીને રસ્તામાં જતાં અજાણતાં એક વાછડાને કચરી નાખ્યો. હવે તે વાછડાની મા ગાયે આંખમાંથી ચાલ્યાં જતાં આંસુના ચાલુ પ્રવાહ સાથે પોતાને થયેલા નુકશાનનો બદલો લેવા માટે શીંગડાની અણીથી ન્યાય ઘંટા વગાડી. તે ઘંટાનો અવાજ સાંભળીને શુદ્ધ કીર્તિ વાળા તે રાજાએ તે ગાયનો વૃત્તાન્ત પ્હેલેથી જાણી લીધો. અને પછી પોતાના ન્યાયની ખ્યાતિને ટોચ ચડાવવા સવારે પોતે જ રથમાં બેસીને, પોતાને પુત્ર વ્હાલો હોવા છતાં તેને રસ્તામાં ઉભો રાખી તેના ઉપર ગાયના દેખતાં રથ ચલાવી તેને કચરી નાખ્યો. તે રાજાના સત્વને લીધે તથા તેના દીકરાના બળવાન ભાગ્યને લીધે રથનું પૈડું દૂર કરીને જોયું તો કુમાર મર્યો ન હતો.

**આ રીતે ગોવર્ધન નૃપ પ્રબંધ પુરો થયો.**

૯ જૂના કાળમાં કાન્તિ નામના શહેરમાં વૃદ્ધ રાજા ગર્વરહિત રહીને લાંબા વખતથી રાજ્ય કરતો હતો. એક વખત મતિસાગર નામના પોતાના પ્રિય મિત્ર મહામાત્ય સાથે સ્વારીમાં ફરવા નીકળ્યો હતો. ત્યાં ઉંધી કેળવણી પામેલો ઘોડો રાજાને દૂર ખેંચી ગયો અને તેની ચતુરંગ સેના ધીમે ધીમે ઘણી પાછળ પડી ગઇ. છતાં અતિશય વેગવાળા ઘોડા ઉપર બેઠેલો મતિસાગર તેની પાછળ જ રહ્યો. કેટલેક દૂર ગયા પછી લોહીથી ભરેલો ( જાડો ) હોવાથી અત્યંત કોમળ તબીઅતનો એ રાજા લાંબી મુસાફરીના પરિશ્રમથી મરણ પામ્યો. એટલે તે મતિસાગર પ્રધાને એ પછી તરત કરવાનું – ( શબને ઠેકાણે પાડવાનું ) કર્મ કરીને, રાજાના ઘોડાને તથા તેના વેષને પોતાની સાથે લઇ રાત વખતે શહેરમાં પ્રવેશ કર્યો. અને રાજ્ય ચાલુ રહે એવી ઇચ્છાથી, શ્રીમાળના રાજાની બીકથી રાજા જેવડી ઉમ્મરના તથા તેના જેવી આકૃતિ વાળા એક કુંભારને

૧૨ આ જાતની ન્યાયઘંટાની વાર્તા મોગલ શાહેનશાહ જહાંગીર વિષે જે. એલ. કીપ્લીંગે Beast and Man in India P. 98 માં લખી છે.

ગોતી કાઢી તેને તે વેષ પહેરાવી, તે ઘોડા ઉપર બેમારી મહેલમાં તેડી ગયો અને પછી શું બન્યું હતું તે રાણીને જણાવી તેકુંભારનેજ પુણ્યસાર નામ આપી રાજા બનાવ્યો. આ રીતે કેટલોક સમય ચાલ્યો ગયો. પછી તે પ્રધાન શત્રુ રાજા સામે લશ્કર લઇને ચડી જતા પહેલાં પોતાની બદલીમાં એક મંત્રીને રાજાની સેવામાં સોંપી પોતે પરદેશ નીકળી ગયો. હવે તે રાજા પોતાનેજ વશ પત્નીનો પતિ જેમ સ્વૈર વિહારી થઇ જાય તેમ નિરંકુશ થઇ ગયો અને બધા કુંભારોને બોલાવી માટીના ઘોડા, હાથી, ઉંટ વગેરે બનાવીને એ વડે આખો દિવસ રમવા મંડયો. આવું થતાં, રાજા તરફથી બધા રાજકીય વર્ગનો તિરસ્કાર થાય છે એવું સાંભળી તે પ્રધાન લશ્કરી છાવણીમાથી થોડાં માણસોને સાથે લઇ રાજા પાસે આવીને બોલ્યો કે "તું આટલી વારમાં જ તારૂં કુંભારપણું ભુલી ગયો ! અને સ્વભાવની ચંચળતાથી જો કાંઇ મર્યાદા નહિ રાખે તો તને ઉઠાડી મુકીને બીજા કોઇ કુંભારના છોકરાને ગાદી ઉપર બેસારીશ." તેનાં આ વચનથી અતિશય ક્રોધ કરીને તે રાજાએ સભામાં એકાંત સ્થાનમાં જ બેઠાં બેઠાં "અરે કોણ છે ?" એવી બૂમ મારી કે તરત જ ચિત્રોમાં ચીતરેલા સિપાઇઓએ જીવતા થઇને તે પ્રધાનને પકડીને બાંધી લીધો. આ અસંભવિત જેવા મહા આશ્ચર્યકારક બનાવનો વિચાર કરીને તે રાજાના પ્રભાવના આ આવિર્ભાવથી મનમાં ચકિત થઇને તેના પગમાં પડીને પોતાને છુટો કરવાની અતિ નમ્રતાથી પ્રમાને અરજી કરી અને રાજાએ તેમ કરતાં, તેણે ભક્તિપૂર્વક વિનતિ કરી કે "તમને સામ્રાજ્ય આપવામાં હું તો નિમિત્ત માત્ર છું. કારણ કે તમારા પ્રભાવથી ચિત્રરૂપ માણસો પણ જીવતાં થઇને આ રીતે તમારો હુકમ માને છે તેમાં તમારાં પૂર્વનાં પુણ્ય કર્મ જ કારણરૂપ છે માટે જ તમારૂં પુણ્યસાર નામ સાર્થક છે."

આ રીતે પુણ્યસાર પ્રબંધ પુરો થયો.

૧૦ જૂના વખતમાં પાટલી પુત્રમાં નન્દીવર્ધન નામનો રાજકુમાર પોતાના ઉપર છત્રી ધરનાર સાથે દેશ પરદેશ જોવાની ઇચ્છાથી માબાપની રજા માગ્યા વગર પરદેશમાં ગમે ત્યાં ચાલતો થયો. રસ્તામાં સવારને વખતે એક શહેરમાં આવ્યો; ત્યાં એ વખતે એ શહેરનો રાજા અપુત્ર મરી ગયેલો હોવાથી પ્રધાનોએ અભિષેક કરેલો મુખ્ય હાથી આખા શહેરમાં ગમે તેમ ફરવા લાગ્યો અને ફરતાં ફરતાં આ નવો આવેલો રાજકુમાર પડખે ઉભેલો હોવા છતા ખરાબ સ્વપ્નને જેમ ભુલી જઇએ તેમ તેને ભુલી જઇને તેના છત્રી ઉપાડનાર ઉપર હાથીએ કળશ ઢોળ્યો. એટલે

ત્યાંના પ્રધાનોએ મોટા મહોત્સવથી તેનું સામૈયું કરી તેને શહેરમાં પ્રવેશ કરાવ્યો. આ રીતે નવા થયેલા રાજાએ પ્હેલાંની પેઠેજ માન સાથે પોતાની સાથેના રાજકુમારને સાથે લઇને મહેલમાં પ્રવેશ કર્યો. વળી "હું આ બધા રાજલોકનો ધણી છું પણ તું મારો ધણી છો" એવાં યોગ્ય ઉપચાર વચનો વડે ખાનગીમાં એ તેને સારૂં લગાડતો. હવે આ રાજામાં રાજાને યોગ્ય ગુણો નહતા, એ અત્યંત દુર્બુદ્ધિ હતો, વર્ણાશ્રમ ધર્મ પાળવા (અને પળાવવાની) વાત જાણતો ન હતો અને તેથી જેમ જેમ એ પ્રજાને દુઃખ દઇને રાજ્ય કરતો જોવામાં આવતો તેમ તેમ શંકરના માથા ઉપર રહેલા ચન્દ્ર પેઠે આ કુમાર દરરોજ ક્ષીણ થઇ જવા લાગ્યો. એક વખત આ પ્રમાણે ક્ષીણ થયેલા કુમારને તે રાજાએ દુબળા થઇ જવાનું કારણ પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે "તું દુર્બુદ્ધિથી પ્રજાને દુઃખ આપે છે અને એ અયોગ્ય સ્થિતિ જોઇને હું દુબળો થાઉં છું. કહ્યું છે કેઃ—

(૪) જડ (લોકો-અથવા જળ=પાણી)ની વચ્ચે રહેવું, સ્વામીના કાનને બે જીભવાળા (ચાડીઆ લોકો અથવા સર્પો) લાગેલા છે, એ સ્થિતિમાં જીવી શકાય છે એ જ લાભ છે, બાકી દુબળું થવાય એમાં નવાઇ શું!

આ ગાથાનો અર્થ મારી બાબતમાં સાચો પડયો છે" આ વચનના જવાબમાં તે રાજાએ કહ્યું કે "પાપમાં ડુબી રહેલી આ પ્રજાનાં પાપનું ફળ પાકવાથી તેઓને જરૂર દુઃખ ભોગવવાનો વખત આવ્યો એટલે જ હું રાજા થયો; જો લોકોના ભાગ્યમાં વિધિએ સારી રીતે રક્ષણ થવાનું લખ્યું હોત તો તો પટ્ટ હાથી તમારે માથે જ કળશ ઢોળત." ઓસડ જેવી આ તેની ઉક્તિ અને યુક્તિથી રોગ મટતાં જેમ માણસ સારો થાય તેમ કુમાર શરીરે જાડો થઇ ગયો.

આ રીતે કર્મસાર પ્રબંધ પૂરો થયો.

૧૧ એક વખત ગૌડ દેશમાં લક્ષણાવતી નગરમાં શ્રી લક્ષ્મણ સેન નામનો રાજા સર્વ બુદ્ધિના ભંડાર જેવા ઉમાપતિધર નામના પ્રધાન ઉપર રાજ્યની ચિન્તાનો ભાર નાખી દઇને લાંબા વખતથી રાજ્ય ભોગવતોહતો. અનેક ગાંડા હાથીઓના સહવાસથી જાણે કેમ ન હોય તેમ મદાન્ધ થઇને તે રાજા એક માતંગી-ચાંડાળણીના સંગથી કલંકિત થયો. ઉમાપતિધરે આ સંબધની વાત સાંભળીને, રાજા સ્વભાવે ક્રૂર છે એ વાતનો તથા એને મળવું મુશ્કેલ થઇ ગયું છે એનો પણ વિચાર કરીને કાંઇક જુદા પ્રકારથી એને શીખામણ

આપવાની મતલબથી સભામંડપના ભારોટીઆ ઉપર કોઇ ન જાણે તેમ નીચેનાં કાવ્યો લખ્યાં.

(૫) હે પાણીના પ્રવાહ, શીતળતાનો ગુણ તો તારો જ છે, અને એ સાથે વળી તારામાં સ્વાભાવિક સ્વચ્છતા છે. વધારે શું કહીએ? બીજા અપવિત્ર પદાર્થો તારા સ્પર્શથી પવિત્ર થાય છે. તું દેહધારી સર્વનું જીવન છો એથી વધારે તારાં શું વખાણ થઇ શકે? પણ જો તું જ નીચ (નીચાણવાળા તથા હલકા) રસ્તે જવા લાગેતો તને રોકી શકે એવું કોણ છે?

(૬) હે મહાદેવ, તમે પોઠીઆ (બળદ) ઉપર બેસીને ફરો તેમાં દિશાઓના હાથીઓનું શું હલકું દેખાય છે? અને તમે સર્પોનાં, કંકણ વગેરે, ઘરેણાં પહેરો તો એમાં સોનાને કાંઇ હાનિ નથી. વળી તમે જડ કિરણવાળા ચંદ્રને માથે ચડાવો તેમાં કમળના મિત્ર અને ત્રણે લોકના પ્રકાશક સૂર્યની શી અપકીર્તિ થવાની હતી? પણ તમે જગતના ઇશ્વર છો એટલે શું કહીએ?

(૭) એ શંકર પોતે બ્રહ્માનું માથું કાપી નાખ્યું એવી બડાઇ મારે, કે ભૂત પ્રેતવર્ગ સાથે મિત્રતા રાખે, કે દારૂથી ઘેલા બનીને માતૃલોક સાથે ક્રીડા કરે, અથવા શ્મશાનમાં લ્હેર કરે, કે પ્રજાને ઉત્પન્ન કરીને પાછો તેનો સંહાર કરે છતાં પણ એનામાં મન રાખીને ભક્તિથી સેવા કરૂં છું. કારણ કે ત્રણે લોક શૂન્ય છે અને એ જ એક ઇશ્વર છે.

(૮) આ મહારાત્રિને વખતે તમે એક જ રાજા (ચંદ્ર) છો માટે શું તમે કમળની શોભાને ઢાંકી દઇને કુમુદની શોભા વધારો છો? પણ આ કમળમાં બ્રહ્માનો જે નિવાસ છે અને કુંવના વર્ગમાં જે એનું માન છે તેને બ્રહ્મા પણ દૂર કરી શકે એમ નથી ત્યારે તું તે કોણ?

(૯) સુંદર સ્ત્રીનાં કઠણ સ્તન પાસે રહેવા યોગ્ય સુંદર આકારવાળા હે હાર! સારી ગોળાઇવાળો (અથવા સારા વર્તનવાળો) તું છો, સારા ગુણવાળો (અંદર સારો દોરો પરોવેલો અથવા સારા ગુણોવાળો) તું છો, તારી યોગ્યતા મોટી છે, અને તારૂં મૂલ્ય ઘણું છે; અરે પણ પામર સ્ત્રી (ભીલડી)ના કઠણ કંઠમાં રહીને તું તુટી ગયો છો અને તેં ગુણવત્તા (અંદર પરોવેલી દોરી કે ગુણોવાળાપણું) ગુમાવેલ છે (એનો ખેદ થાય છે.)

પછી કોઇ સામાન્ય સભા પ્રસંગે આ શ્લોકો જોઇને તથા એનો અર્થ સમજીને તે પ્રધાનના ઉપર રાજા અંદરથી દ્વેષ રાખવા લાગ્યો. કારણ કે—

(૧૦) જેનું નાક કપાયેલું તેને અરીસો બતાવવો એ જેમ તેનામાં ક્રોધ ઉત્પન્ન કરે છે તેમ સન્માર્ગનો ઉપદેશ ઘણું કરી ક્રોધ માટે થાય છે.

આ શ્લોકમા કહેલ ધોરણ પ્રમાણે ક્રોધ કરીને રાજાએ તેને રજા આપી. પછી એક વખત તે રાજા સ્વારીમાથી પાછો ફરતો હતો ત્યારે તેણે ખરાબ સ્થિતિમા એકલા ઉભેલા અને કાઇ પણ ઉપાય વગરના તે પ્રધાનને જોયો, એટલે ક્રોધ કરીને માવત પાસે એના ઉપગ હાથી હંકાવ્યો પણ તેણે માવતને કહ્યુ " હું રાજાને કાઇક વાત કરી લઉં એટલી વાર ફક્ત હાથીને રોકી રાખ " એના કહેવાથી માવતે તે પ્રમાણે હાથીને રોક્યો એટલે ઉમાપતિધરે રાજાને નીચેનો શ્લોક સભળાવ્યો —

(૧૧) જાને નાગા ફરે છે, શરીર ઉપર ધુળ ( ભસ્મ ) ચોળે છે, બળદની પીઠ ઉપર બેસે છે, સર્પો સાથે ખેલ કરે છે, અને હાથીનું લોહી નીગળતું ચામડુ ઓઢીને નાચે છે, હર( મહાદેવ )ને આચાર ( ધર્મ શાસ્ત્રોક્ત સદાચાર ) થી વિરુદ્ધ આવા આચરણોમા રાગ છે એનું કારણ એ છે કે જેને ગુરૂજનો મત્ય ઉપદેશ નથી કરતા તેનાં આચરણો આવા જ થઈ જાય છે

આ રીતે તેણે આપેલા જ્ઞાનના અંકુશથી જેનો મન રૂપી હાથી વશ થયો છે એવા રાજાએ પોતાના ચરિત્ર વિષે થોડો પશ્ચાત્તાપ કરીને પોતાની ખૂબ નિન્દા કરી અને ધીમે ધીમે એ વ્યસન છોડી દઇને તેને પાછો પ્રધાન બનાવ્યો

આ રીતે લક્ષ્મણસેન અને ઉમાપતિધરનો પ્રબંધ પુરો થયો.[13]

---

૧૩ આ પ્રબધમા કહેલ લક્ષ્મણસેન બંગાળનો સેનવંશી રાજા હતો એ બલ્લાલસેનનો પુત્ર થાય અંને એની પછી ગાદીએ બેઠો હતો. ઉપર પ્ર ચિ. મા આપેલી દંતકથામા એના ચરિત્રની નિંદા કરેલી છે પણ પં. વિશ્વેશ્વરનાથરેઉ એ રાજા જાતે કવિ, વિદ્વાનોનો આશ્રયદાતા, દાની અને પ્રજાપાલક હતો એમ કહે છે. એના નામથી કેટલાક શ્લોકો સદુક્તિકર્ણામૃત, શાર્ઙ્ગધર પદ્ધતિ વગેરમા મળે છે. ગીત ગોવિંદના કર્તા કવિ જયદેવ, પવન દૂતના કર્તા ધોયી, આર્યાસપ્તશતીનો કર્તા ગોવર્ધન અને શરણ તથા ઉમાપતિધર એ પાચ બંગાલસેનની અને લક્ષ્મણસેનની સભાના રત્નો હતા. એમાથી ઉપરની દંતકથામા જે ઉમાપતિધરનુ નામ આવે છે તેને વિષે કવિ જયદેવ લખે છે કે वाचः पल्लवयत्युमापतिधरः એ ઉપરથી આ ઉમાપતિધર કવિ હતા અને જયદેવના સમકાલીન હતા, એમ નિશ્ચય થાય છે. તેણે કોઇ સળંગ પ્રબધ લખ્યો જણાતો નથી માત્ર એના મુક્તકો પદ્યાવલિ વગેરે સગ્રહોમા મળે છે. એને ઉપર અમાત્ય કહ્યો છે એ વાતને શ્રી ભાગવતની ભાવાર્થ દીપિકા ટીકાની વૈષ્ણવતોષિણી નામની ટીકાના श्री जयदेवसहचरेण महाराजलक्ष्मणसेन मन्त्रीवरेण उमापतिधरेण એવા શબ્દોથી ટેકો મળે છે ( જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ પ્રથમ ભાગ. )

૧૨ એક વખત કાશી નગરીમાં જયચન્દ્ર નામે વિશાળ સામ્રાજ્યની લક્ષ્મી ભોગવતો રાજા હતો એ રાજાનું પાંગળો ( 'દળ પાંગળો' લોકકથામા પ્રચલિત છે ) એવુ બિરુદ હતું કારણ કે જમના અને ગંગા એ બે નદી રૂપ લાકડીના ટેકા વગર, લશ્કરના મોટા સમુદ્રથી વ્યાકુળ થઈ ગયેલો હોવાથી એ ક્યાય જઈ શકતો નહિ[14] એક વખત તે શહેરમા વસતા એક શાળાપતિ ( ગૃહસ્થ ) ની જેણે પોતાના સૌન્દર્યથી ત્રણેય જગતની સ્ત્રીઓને જીતી લીધી છે એવી સૂહવ નામની સ્ત્રી અતિશય ગરમીની ઋતુમા પાણીમા ક્રીડા કરીને ગંગા નદીના કાંઠા ઉપર ઉભી હતી ત્યા તે ખજન પક્ષી(દીવાળી ઘોડા)ના નેન જેવા નેનવાળી સ્ત્રીએ સર્પના માથા ઉપર

---

ઉમાપતિધરે કહેલા તરીકે પ્ર-ચિ મા આપેલા શ્લોકોમાના પાચમાને કવિભટ્ટ ( પદ્યસંગ્રહ ) મા લક્ષ્મણસેનનો કહે છે અને સાતમાને શાર્ઙ્ગધર પદ્ધતિમા ધોયીનો ગણ્યો છે મતલબ કે આ શ્લોકોમાના બેને તો પીશલ કહે છે તેમ મેરુતુંગ ઉપરાત બીજાઓએ પણ લક્ષ્મણસેનના સમયના ગણ્યા છે ( જુઓ ટોનીનુ અંગ્રેજી ભાષાંતર પૃ ૨૧૪–૨૧૫ ઉપરની ટિપ્પણી )

આ લક્ષ્મણસેનની રાજધાની નદીયા ( નવદ્વીપ ) મા હતી પણ તેણે પોતાના નામથી લક્ષ્મણાવતી નગરી વસાવી જે લખનૌતીના નામથી પ્રસિદ્ધ છે, મુહમ્મદ બખ્તીયાર ખીલજીએ નદીઆ લીધા પછી આ લખનૌતીને પોતાની રાજધાની બનાવી હતી

રાજા લક્ષ્મણસેનનો જન્મ વિ-સ ૧૧૭૬ મા થયો હતો અને પોતાની ૫૯ વર્ષની ઉમ્મરે વિ-સ ૧૨૩૫ મા એ ગાદીએ બેઠો અને વિ સ ૧૨૫૬ ( ઈ-સ-૧૧૯૯ ) મા બખ્તીયારખીલજી એ શી સ્વારો સાથે ચઢી આવવાથી એશી વર્ષનો આ બુઢ્ઢો રાજા જમતા જમતા ઉઠી પાછલે દરવાજેથી ભાગી જગન્નાથ પુરી ચાલ્યો ગયો એમ તબકાતે નસિરીમા કહેલુ છે એ પછી ૫-૬ વર્ષ આ વૃદ્ધ રાજા જીવ્યા હોય અને ક્યાક હકુમત ભોગવી હોય એમ પણ મનાય છે

આ રાજા લક્ષ્મણસેન અને તેની સભાના ઉમાપતિ ધર વગેરે પંચરત્નો વિષે સવિસ્તર વર્ણન માટે જુઓ ગીત ગોવિન્દના શ્રી કેશવહર્ષદ ધ્રુવે કરેલા ગુજરાતી ભાષાંતરનો એમણે લખેલો ઉપોદ્ઘાત એમણે જ લખેલો 'પવનદૂતનો કર્તા ધોયી' નામનો જૈન સાહિત્ય સંશોધક ખ ૩ અ ૧ મા લેખ અને ભારત કે પ્રાચીન રાજવંશ પ્રથમ ભાગ મા બલ્લાલસેન અને લક્ષ્મણસેનનું વૃત્તાંત )

૧૪ કહેવાની મતલબ એવી લાગે છે કે એનુ લશ્કર એટલુ મોટુ કે એ બે નદીઓ વચ્ચેના આખા પ્રદેશમા ફેલાઈ જાય અને એને માટે પાણીની વ્યવસ્થા ગંગા યમુના જેવી નદી પાસે હોય તોજ થઈ શકે, અને એ કારણથી એ કે એવી નદીઓથી ઝાઝે દૂર એનુ ગોટુ લશ્કર જઈ શકે નહિ. રંભા મંજરી નાટિકાની પ્રસ્તાવના ( પૃ ૨ ) મા પણ લશ્કરને જલદી ચલાવી ન શકતો હોવાથી તેને 'પંગુ' એવુ ગોટુ બિરુદ મળ્યુ હતુ એમ કહ્યુ છે

ખંજન પક્ષીને જોયું. એ અસંભવિત શુકન વિષે ત્યાં ન્હાવા આવેલા એક બ્રાહ્મણને તેના પગમાં પડી પ્રશ્ન કર્યો. ત્યારે તે બ્રાહ્મણ જોષીએ કહ્યું કે "જો હમેશાં મારી આજ્ઞા પાળે તો તને આ પ્રશ્નનો જવાબ આપું" અને તે સ્ત્રીએ જવાબ આપ્યો કે "તમે મારા બાપ જેવા જ છો માટે મારે તમારી આજ્ઞા હમેશાં માથે ચડાવવાનું કબુલ છે" આ રીતે તેણે પ્રતિજ્ઞા કર્યા પછી તેણે કહ્યું કે "તું સાતમે દિવસે અહીંના રાજાની રાણી થઇશ" આ પછી તે બેય જેમ આવ્યાં હતાં તેમ ગયાં. પછી તે જોષીએ કહેલે દિવસે તે રાજા સ્વારીમાંથી પાછો ફરતો હતો ત્યાં કોઇક શેરીમાં પડદો રાખ્યા વગરની, અવર્ણનીય સુંદરતા જેના અંગોમાં ભરી છે એવી તે શાલાપતિ [૧૫]બાળાને જોઇ, અને પોતાના ચિત્તને ચોરી જનાર તે સ્ત્રીને ગ્રહણ કરીને રાજાએ પોતાની મુખ્ય રાણી બનાવી. પછી તે જોષી બ્રાહ્મણ પાસે પોતે કરેલી પ્રતિજ્ઞાને યાદ કરી તે કૃતજ્ઞ રાણીએ રાજાને તે વિદ્યાધરે કહેલા ભવિષ્યની વાત કરી. એટલે ઢંઢેરો પીટાવી, તે વિદ્યાધરને બોલાવવાનો પ્રયત્ન કર્યો તો વિદ્યાધર નામના સાતસો બ્રાહ્મણો, રાજા પાસે હાજર થયા. પછી એમાંથી જેની જરૂર હતી તે એકને છુટો પાડી બાકીનાઓને યથાયોગ્ય સત્કાર કરી, રજા આપી. પછી રાજાએ "તમારે જોઇએ તે માગી લીઓ" એમ તે ખાસ વિપત્તિ વગરના વિદ્યાધરને કહ્યું. રાજાની આજ્ઞાથી ખુશી થએલા તેણે "તમારી સેવા કરવાનું હમેશાં મળે તો બસ છે" એમ અરજી કરી એટલે રાજાએ 'ભલે તેમ થશે' એમ કહીને તે બ્રાહ્મણની અસાધારણ ચતુરાઈ જોઈ ને તેને પોતાના રાજ્ય વહીવટનો બધો ભાર સોંપી દીધો. આથી એ બ્રાહ્મણે પુષ્કળ સંપત્તિ એકઠી કરી, પછી તો એ પોતાની બત્રીશ સ્ત્રીઓ માટે હમેશાં ઉંચા કપૂરના નવા અલંકારો કરાવતો અને આગલા દિવસના વાશી અલંકારો નિર્માલ્ય પેઠે ઉકરડામાં ફેંકાવી દેતો, આ રીતે પોતે સાક્ષાત્ દેવનો અવતાર હોય તેમ દિવ્ય ભોગો ભોગવતો હતો; અને હમેશાં અઢાર હજાર બ્રાહ્મણોને જમાડયા પછી તે પોતે જમતો હતો. એક વખત રાજાએ પરદેશી રાજાને હરાવવા માટે ચૌદ વિદ્યા જાણનાર આ વિદ્યાધરને મોકલ્યો. ત્યાં રસ્તામાં એક પછી એક દેશમાંથી

૧૫ ઉપર 'શાલાપતિ પત્ની' શબ્દો વાપર્યા છે, જ્યારે આ સ્થળે 'શાલાપતિ બાલા' શબ્દો ગ્રંથકારે વાપર્યા છે. સાચું શું સમજવું ? ચતુર્વિંશતિ પ્રબંધમાં પ્રદ્યુમ્નદેવીને અણહિલપુરની શાલાપતિ પત્ની અને વિધવા કહી છે. જુઓ ફા. પ્રભાનું સંસ્કરણ પૃ. ૧૧૯

પસાર થતાં રસ્તામાં ક્યાંક બાળવા માટે લાકડાં ન મળે એવા દેશમાં છાવણી હતી ત્યારે બ્રાહ્મણો માટે રસોઇનો વખત થતાં રસોયાઓને સાદાં તથા રેશમી કપડાં તેલવાળાં કરીને બાળવા આપ્યાં પણ તેણે બ્રાહ્મણોને ધોરણ પ્રમાણે જમાડયા. પછી શત્રુને જીતીને વિજયી સરદાર તરીકે જ્યારે તે શહેરના પાદરમાં આવ્યો ત્યારે [૧૯]ખોળની ઇચ્છાથી કપડાં બાળેલાં એ માટે રાજાને ક્રોધ થયો છે એવું સાંભળી પોતાનું ઘર માગણો પાસે લુંટાવી દઇ તીર્થમાં જઇને રહેવાની ઇચ્છાથી ચાલી નીકળ્યો. ત્યારે તરત જ એની પાછળ નીકળેલા રાજાએ એને ઘણી રીતે મનાવ્યો પણ તે માનમાં મોટાઇ માનનારો હોવાથી પોતાની તીર્થવાસની વાસના રાજાના હૃદયમાં ઉતારી ગમે તેમ કરીને તેની રજા માગી તેણે (તીર્થમાં જઇને) પોતાનો અંતકાળ સાધ્યો.

૧૩ આ પછી સુહવદેવીએ પોતાના દીકરાને યુવરાજની પદવી આપવા માટે રાજા પાસે માગણી કરી પણ રાજાએ " રાખેલીનો છોકરો અમારા વંશના રાજ્ય માટે યોગ્ય નથી " એમ જવાબ આપ્યો એટલે તેણે પોતાના પતિનો નાશ કરવા માટે મ્લેચ્છોને બોલાવ્યા. હવે જાસુસો પાસેથી આવેલા પત્રો દ્વારા આ વાત ( મ્લેચ્છો–મુસલમાનો ચડી આવે છે એ વાત ) જાણીને પદ્માવતી દેવીનું જેને વરદાન મળેલું એવા એક દિગંબરને ભવિષ્ય પૂછયું, ત્યારે તેણે પદ્માવતીના કહેવાથી " મ્લેચ્છો નહિ આવે " એમ રાજાને જણાવ્યું. કેટલાક દિવસ પછી મ્લેચ્છો પાસે આવી પોચ્યા છે એમ સાંભળીને તે દિગંબરને "આમ કેમ થયું ?" એમ રાજાએ પૂછયું. એટલે તેણે તે જ દિવસે રાતે રાજાના દેખતાં પદ્માવતી દેવી આગળ હોમ શરૂ કર્યો. અને તેની સાચી આકર્ષણ વિદ્યાથી હોમના કુંડની જ્વાલાના કુંડાળાની વચ્ચે પ્રત્યક્ષ દર્શન આપીને પદ્માવતી દેવીએ મ્લેચ્છોના આવવાની ના પાડી. આથી ક્રોધમાં આવેલા તે દિગંબરે ક્રોધના આવેશમાં તે દેવીના કાન પકડીને કહ્યું કે " મ્લેચ્છો પાસે આવી પોચ્યા છે અને તું પણ ખોટું બોલ છ ?" આ રીતે તેને ઠપકો આપ્યો એટલે તેણે કહ્યું કે " તું જે પદ્માવતીને અત્યંત ભક્તિથી પૂછે છે તે તો અમારા પ્રતાપે ભાગી ગઇ છે. હું તો મ્લેચ્છ લોકોની ગોત્ર દેવી છું અને ખોટું બોલીને લોકોનો વિશ્વાસ મેળવી મ્લેચ્છો સાથે લોકોનો મેળ કરાવું છું" આમ કહીને તે અંતર્ધ્યાન થઇ ગઇ. પછી બીજી સવારે મ્લેચ્છ સૈન્યે કાશીને ઘેરો ઘાલ્યો છે એવું ચેષ્ટાથી જાણીને, તથા તેના ધનુષ્યોના અવાજથી પોતાનાં ચૌદસો જોડ વાજાંઓનો

૧૯ મૂળમાં पिण्याक શબ્દ છે તેનો અર્થ તો તેલનો ખોળ થાય પણ ખોળનો અહીં સંબંધ બેસતો નથી તેથી ટોનીએ ખોરાક ( food ) અર્થ કર્યો છે.

અવાજ બંધ થઇ ગયો છે એવું જોઇને, બળવાન મ્લેચ્છ સમૂહથી જેનું મન વ્યાકુલ થઇ ગયું છે એવો જયચંદ્ર સહવદેવીના પુત્રને પોતાના હાથી ઉપર બેસારી પોતે હાથી સાથે ગંગાના પાણીમાં ડુબી મુઓ.

આ પ્રમાણે જયચંદ્ર પ્રબંધ પુરો થયો. ૧૭

૧૪ જગદેવ નામનો એક ક્ષત્રિય થઈ ગયો, તે ત્રણે પ્રકારનો૧૮ વીર શિરોમણી હતો. એ સિદ્ધરાજ ચક્રવર્તી પાસે સન્માન પામ્યો હતો. છતાં એના ગુણરૂપી મંત્રથી વશ થયેલા, શત્રુઓને દળી નાખનાર પરમર્દી રાજાએ ખૂબ આગ્રહથી તેને પોતાની પાસે બોલાવ્યો. એટલે પૃથ્વીરૂપ સ્ત્રીના કેશ સમૂહ જેવા કુતલદેશમાં તે ગયો. અને દ્વારપાળે જગદેવ આવે છે એવું જ્યાં સભામાં કહ્યું ત્યાં એ રાજસભામાં કોઇ નટડી વસ્ત્ર રહિત થઇને માત્ર ફુલનો તંગીઓ પહેરીને નાચતી હતી તે એકદમ ઉપરનું વસ્ત્ર ઓઢી લઇને ત્યાં બેસી ગઇ. પછી રાજાના દ્વારપાળે દાખલ કરેલા જગદેવને સ્નેહ સંભાષણ વગેરે સન્માન આપ્યા પછી એક લાખની કીંમતનાં વીરપુરૂષોને શોભે એવાં બે અમૂલ્ય રેશમી વસ્ત્રો આપીને તેને મોટે આસને બેસાર્યા પછી સભાનો સંભ્રમ દૂર થયો એટલે રાજાએ તેજ નાચનારીને નાચ ચાલુ કરવા કહ્યું; ત્યારે યોગ્ય પ્રપંચ કરવામાં ચતુર શિરોમણી તે નટડીએ "જગત્ આખામાં એકજ પુરૂષ છે અને તે જગદેવ છે. અને હવે તેઓ

---

૧૭ ચતુર્વિંશતિ પ્રબંધમાં પણ શ્રીહર્ષકવિપ્રબંધ નામના ૧૧ મા પ્રબંધમાં થોડા ફેરફાર સાથે ઉપરના પ્રબંધમાં કહેલ વૃતાન્ત મળે છે. ( ફાર્બસ સભાનું સંસ્કરણ ( પૃ. ૧૧૨ થી ૧૧૮ )

આ જયચન્દ્ર તો કનોજનો છેલ્લો ગહડવાલ રાજા; એ રાજાનાં વિ. સં. ૧૨૨૬ થી વિ. સં. ૧૨૪૩ સુધીનાં ચૌદ તામ્રપત્રો મળ્યાં છે.

વિ. સં. ૧૨૫૦ ( ઇ. સ. ૧૧૯૪ ) માં શાહબુદ્દીન ઘોરીએ આ જયચંદ્રને ચંદાવર ( ઇટાવા જીલ્લો ) આગળ હરાવ્યો અને બનારસને મુસલમાનોએ લુંટયું એમ મુસલમાન તવારિખ લેખકો કહે છે ( જુઓ કામિલુત્તવારિખ Elliot Vol. II p. 251 ભારત કે પ્રાચીન રાજવંશ તૃતીય ભાગ પૃ. ૧૧૧ ) મુસલમાન લેખકો પણ મેરૂતુંગ પેઠે જયચંદ્રને બનારસનો રાજા કહે છે ( એજન પૃ. ૧૧૨ ) એ ઉપરથી તેણે બનારસને રાજધાની બનાવી હોય એ બનવા જોગ લાગે છે. જયચંદ્રનો પ્રધાન પદ્માકર અણહિલપુર ગયો હતો અને ત્યાંથી જે વિધવા સુહવાદેવીને લેતો આવ્યો એમ ચતુર્વિંશતિ પ્રબંધ કહે છે આ જયચંદ્ર પછી તેનો પુત્ર હરિશ્ચન્દ્ર કનોજનો રાજા ગયો હતો તે પછી તેના વંશજો ફરતા ફરતા મારવાડમાં આવ્યા. ( ભારત કે પ્રાચીન રાજવંશ તૃતીય ભાગ પૃ. ૧૧૫ )

૧૮ [illegible] છે.

સભામાં આવ્યા છે. એટલે એની સામે વસ્ત્ર રહિત થતાં મને શરમ લાગે છે. સ્ત્રીઓ સ્ત્રીઓની અંદર ગમે તેમ વર્તે છે.૧૯" એવો જવાબ આપ્યો. આ જાતની તે નાચનારીની લોકોત્તર પ્રશંસાથી મનમાં ખુશી થઇને તેને રાજાએ આપેલાં બે વસ્ત્રો જગદેવે આપી દીધાં. પછી શ્રી પરમર્દી રાજાની મહેરબાનીથી અમુક પ્રદેશનું રાજ્ય મળતાં શ્રી જગદેવને તેના ઉપાધ્યાય મળવા આવ્યા અને તેણે નીચેનું કાવ્ય ભેટ આપ્યુંઃ—

(૧૨) ચક્રવાકે કમળને પૂછ્યું કે " હે મિત્ર જ્યાં વસવાથી લાંબી રાત અમારે માટે ન રહે એવો કોઇ પ્રદેશ પૃથ્વીમાં છે ?" ત્યારે તેણે જવાબ આપ્યો કે " શ્રી જગદેવ સોનું દાનમાં આપી આપીને થોડા દિવસમાં મેરૂ પર્વતને પણ પૂરો કરી દેશે ( અને મેરૂની આડચ નીકળી જવાથી ) એટલે સૂર્ય આથમશે જ નહિ અને દિવસ રાતનો ભેદ નીકળી જઈને એક સરખો દિવસ થશે."

આ કાવ્યના પારિતોષિક તરીકે મોટા દિલ વાળા તેણે અર્ધો લાખ આપ્યા.

(૧૩) જેનો જમણો હાથ પૃથ્વીની રક્ષા કરવામાં કુશળ છે, જે દાન દેવાની દીક્ષા આપનાર ગુરૂ રૂપ છે, કલ્યાણનું ઘર છે, અને જેનો જન્મ ધન્ય છે એવા જગતમાં એક દાતા રૂપ જગદેવના વખતમાં વિદ્વાનોને ઘેર નોકરો મદઝર હાથીઓને તથા ઘોડાઓને બાંધવા યોગ્ય ઝાડ સાથે બાંધવાનાં દોરડાં તૈયાર કરવામાં કાયમ રોકાયેલા રહે છે.

(૧૪) હે જગદ્દેવ તમારા જીવવાથી બલિ, કર્ણ, દધીચી જીવે છે અને મારા જીવવાથી દરિદ્રતા જીવતી રહે છે.

(૧૫) દરિદ્રોને ઉત્પન્ન કરતા વિધાતા, અને તેઓને દાનો આપીને કૃતાર્થ કરતા તમે એ બેમાંથી કોનો હાથ થાકશે તે અમે જાણતા નથી.

(૧૬) જગતના દેવ જેવા હે જગદ્દેવ, તમારા મંદિર ( મહેલ )માં રહેલા તમારા યશરૂપી શિવલિંગ ઉપર ચોખાનું સ્થાન નક્ષત્રો લીએ છે. ( મતલબ કે તમારો યશ નક્ષત્રો સુધી ફેલાય છે ).

(૧૭) સમુદ્ર અગાધ છે, પૃથ્વીરૂપ પાત્ર વિશાળ છે, આકાશ વિભુ છે, મેરૂ ઉંચો છે, વિષ્ણુનો મહિમા પ્રસિદ્ધ છે, જગદ્દેવ વીર છે, કલ્પવૃક્ષ ઉદાર છે, ગંગા પવિત્ર છે અને ચન્દ્રમા અમૃતવર્ષી છે એમાં કાંઈ નવું નથી.

---

૧૯ પૃથ્વીરાજ રાસામાં જયચંદ્રની સભામા પૃથ્વીરાજ વેશ પલટો કરીને આવે છે ત્યારે આવાજ કારણથી, કર્ણાટકી માથે ઓઢે છે એ રીતે વર્ણન છે.

'નવુ નથી' (ન નવ) એ પ્રમાણે જગદ્દેવે સમસ્યા આપેલી તે ઉપર પ્રમાણે કોઇ પડિતે પૂરી કરી આ અને આવા બીજા ઘણા કાવ્યો સાંભળવામા આવે તેમ આ સંબધી સમજી લેવાં

૧૫ હવે શ્રી પરમર્દી દેવની પટરાણીને જગદ્દેવે બેન કરીને માની હતી એક વખત શ્રીમાલના રાજાને જીતવા માટે રાજાએ જગદ્દેવને મોકલ્યો, પણ છળથી ઘા કરનાર શત્રુસૈન્યે જગદ્દેવ દેવપૂજામાં રોકાયેલો હતો ત્યારે આ રાજાના સૈન્યને પાછુ કાઢયુ છતા તેણે દેવપૂજાનો ત્યાગ ન કર્યો એ વખતે દૂતોને મોઢેથી પ્હેલા કદિ ન સાંભળેલી એવી જગદ્દેવની હારની વાત સાભળીને શ્રી પરમર્દીએ રાણીને કહ્યુ કે "તમારા ભાઇ સંગ્રામ વીરોના સ્વામી હોવાનો દાવો કરે છે પણ શત્રુઓએ હુમલો કર્યો ત્યારે તો ભાગી પણ ન શકયા." રાજાનું આવુ મર્મચ્છેદી કટાક્ષ વચન સાભળીને તે રાણીએ સવારનો વખત હોવા છતા પશ્ચિમ દિશા તરફ જોવા માડયું 'શુ જુઓ છો?' એમ રાજાએ પૂછ્યુ ત્યારે તેણે 'સૂર્યોદયને જોઉ છુ' એવો જવાબ આપ્યો "અરે ભોળી, સૂર્યોદય તે વળી પશ્ચિમ દિશામા થતો હશે!" એમ રાજાએ કહ્યુ, ત્યારે રાણીએ જવાબ આપ્યો કે "બ્રહ્માનો પ્રપચ અવળો હોય તો પશ્ચિમમા સૂર્યોદય સંભવિત નથી તે પણ સંભવિત થાય પણ ક્ષત્રિયદેવ જગદ્દેવની હાર સભવિત નથી" આ રીતે દંપતી પ્રીતિ વિનોદ કરે છે, ત્યા દેવપૂજા પૂરી થયા પછી જગદ્દેવ પાચસો લડવૈયાઓને સાથે લઇને ઉપડયો અને સૂર્ય જેમ અંધારાને, સિંહનું બચ્ચુ જેમ હાથીના સમૂહને અને પવનનો ઝપાટો જેમ વાદળાંને વીખેરી નાખે તેમ તે શત્રુના લશ્કરને વીખેરી નાખ્યુ

૧૬ હવે પરમર્દી નામનો રાજા જગતમા ઉદાહરણ રૂપ થઇ પડેલુ ઐશ્વર્ય સુખ ભોગવતો હતો, અને ઉનનો નહોય ત્યારે છરીનો અભ્યાસ કર્યા કરતાં તેને પોતાના ઓજથી દીપાવતો આ ક્રૂર રાજા જમતી વખતે હમેશા પીરસવામા રોકાયેલા એક રસોયાને તરવારથી કાપી નાખતો આ રીતે વર્ષમાં ૩૬૦ રસોયાની રસોઇ આણનાર આ રાજાએ 'કોપકાલાનલ' એવુ બિરુદ પ્રાપ્ત કર્યું હતું

(૧૮) હે આકાશ! તુ હજી આગળ ફેલા, હે દિશાઓ! તમે ચારે તરફ પ્રસરી જાવ, હે પૃથ્વી! તું વિશાળ થા, તમે બધાએ પ્હેલાંના રાજાઓના યશનો વિકાસ પ્રત્યક્ષ જોયો છે, હવે પરમર્દી રાજાના યશના સમૂહનો વિસ્તાર થવાથી બી ફુલવાથી ફાટેલા દાડમ જેવી બ્રહ્માડની દશા થાય છે તે જુઓ.

આવી સ્તુતિઓ વડે જેની પ્રશંસા થતી હતી તે પરમર્દી રાજાએ લાંબા વખત સુધી રાજ્ય કર્યું.

૧૭ પણ તે રાજાને સપાદલક્ષના રાજા શ્રી પૃથ્વીરાજ સાથે લડાઇ થઇ, લડાઇમાં પોતાનું સૈન્ય હારી જતાં શું કરવું તે ન સૂઝવાથી ગમે તે દિશામાં તેણે ભાગવા માંડ્યું, અને ભાગતાં ભાગતાં પોતાની રાજધાનીમાં પોચ્યો. હવે તે રાજાએ જેને પ્હેલાં અપમાન કરીને દેશનિકાલ કરેલો એવો એક જૂનો સેવક પૃથ્વીરાજની સભામાં ગયો. પ્રણામ કર્યા પછી તેને રાજા તરફથી પૂછવામાં આવ્યું કે "પરમર્દીના શહેરમાં લોકો–ખાસ કરીને સત્કર્મી લોકો કયા દેવને પૂજે છે?" ત્યારે તેણે એ વખતને યોગ્ય નીચેનું કાવ્ય કહ્યું:—

(૧૯) ચન્દ્રશેખર (શંકર)ની પૂજાનો રસ મંદ થઇ ગયો છે, કૃષ્ણને પૂજવાની ઇચ્છા નથી, પાર્વતીને થતા પ્રણામો અટકી ગયા છે અને બ્રહ્માનો ગ્રહ વ્યગ્ર છે (બ્રહ્માની પૂજામાં કોઇને આદર નથી) પણ આ તરણાંને મોઢામાં લેવાથી અમારા ધણી પૃથ્વીરાજ રાજા પાસે બચી ગયા છે એમ જાણીને એના શહેરમાં ખડની પૂજા થાય છે.

આ સ્તુતિથી ખુશી થયેલા રાજાએ તેને કાંઇક ઇનામ આપ્યું.

આ પૃથ્વીરાજે એકવીશ વાર મુસલમાન રાજાને પાછો કાઢ્યો હતો છતાં બાવીશમી વાર તે જ મુસલમાન રાજા પૃથ્વીરાજની રાજધાની ઉપર ચડી આવ્યો. અને પોતાના દુર્ધર સૈન્યથી તે શહેરને ઘેરો ઘાલ્યો. ઉડાડી મુકેલી માંખી જેમ વારંવાર પાછી આવે તેમ આ શત્રુ વારંવારઘડીએ પાછો આવે છે, એથી પોતાના રાજાના મગજમાં જે કંટાળો આવે છે તે સમજીને રાજાની અનહદ કૃપા જેના ઉપર હતી એવા અને પોતાનું બીજું રૂપ ન હોય તેવું અમાપ ક્ષત્રિય તેજ ધારણ કરનાર તુંગ નામના એક સુભટ શિરોમણિએ પોતાના પ્રતિબિંબ જેવા પુત્ર સાથે રાતને વખતે મુસલમાન રાજાના લશ્કરમાં પ્રવેશ કરીને જોયું તો તે શત્રુ રાજાના તંબુની આસપાસ ધગધગતા ખેરના અંગારાવાળી ખાઇ જોઇને પુત્રને તેણે કહ્યું. "આ ખાઇમાં હું પડું એટલે મારા ઉપર પગ મુકીને તું જા અને મુસલમાન રાજાને તું મારી નાખ" ત્યારે તે દીકરાએ જવાબ આપ્યો કે "આ કાર્ય મારાથી અત્યંત અસાધ્ય છે, અને જીવવાની ઇચ્છાથી બાપનું મરણ જોવું (મારાથી નહિ બને) માટે હું આમાં પડું છું અને તમે જ તેનો નાશ કરો." આમ કહીને તે ખાઇમાં પડ્યો, એટલે પોતાના ધણીનું કાર્ય લગભગ થઇ ગયું

એમ માની લઇ, તે શત્રુને રમતમા મારી નાખી જેમ ગયો હતો તેમ પાછો આવ્યો રાત પૂરી થઇ ને સવાર પડતા પોતાના ધણીને મરણ પામેલ જોઇને શત્રુનુ સૈન્ય ભાગી ગયુ અને એ મોટા મનવાળા તુંગ નામના સુભટે કોઇ વખત ઉપલી વાત રાજા આગળ કહી નહિ હવે આ તુંગ રાજાનો માનીતો હોવાથી એના દીકરાની વહુ પણ રાજાને પરિચિત હતી. એટલે એને મંગળ સૂચક ચૂડી વગરની જાઇને એકદમ સભ્રમથી રાજાએ તુંગ સુભટને પૂછ્યુ પણ તેણે સમુદ્ર જેવી ગભીરતા ધારણ કરીને મૌન રાખી કાઇ ન કહ્યુ, પણ રાજાએ પોતાના સોગન આપીને પૂછ્યુ ત્યારે તેણે જવાબ આપ્યો કે પોતાના ગુણની વાત કરવાનું પાતક[૨૦] વોરી લેવુ દુષ્કર છે છતા પણ ધણીનો આગ્રહ છે તો કહું છુ એમ કહીને પ્રત્યુપકારથી બ્હીતા એ તુંગ સુભટે જે બન્યુ હતું તે કહ્યુ —

(૨૦) સામાના પ્રત્યુપકારની શકાથી ઉપકાર કરીને નિસ્પૃહ રહેવુ એ ઉચ્ચ બુદ્ધિવાળાની કોઇક અલૌકિક અને મોટી ઉદારચિત્તતા છે.

આ પ્રમાણે તુંગસુભટ પ્રબધ પુરો થયો

૧૮ આ પછી એક વખત તે મ્લેચ્છ રાજાનો પુત્ર ( જે હવે રાજા થયો હતો ) પિતાનું વૈર યાદ કરીને સપાદ લક્ષના રાજા સામે લડવાની ઇચ્છાથી બધી સામગ્રી સાથે ચડી આવ્યો. પણ પૃથ્વીરાજના લશ્કરની પ્હેલી હરોળમા ચાલતા વીર ધનુષ્યધારીઓના ચોમાસાના વરસાદની ઝડી જેવા બાણોના વરસાદથી તે પોતે અને તેનું સૈન્ય પાછા ભાગ્યા અને પૃથ્વીરાજ એની પાછળ પડયો એ વખતે પૃથ્વીરાજના રસોડાના ઉપરી પચકુલે (અધિકારીએ) અરજી કરી કે "સાતસો સાંઢડીથી પણ રસોડાનો બધો સામાન બરાબર ફરી શકતો નથી માટે થોડી સાઢડી વધારી આપવા કૃપા કરો " ત્યારે રાજાએ જવાબ આપ્યો કે ' આ મુસલમાન રાજાનો ઉચ્છેદ કર્યા પછી તમે માગેલી સાંઢડીઓ આપીશ " આ પ્રમાણે જવાબ આપીને વળી મુસાફરી શરૂ કરી એ વખતે સોમેશ્વર નામના પ્રધાને આગળ જવાની વારવાર ના પાડી, પણ પૃથ્વીરાજે તે શત્રુના પક્ષમા ભળી ગયો છે એવી ભ્રાન્તિથી તેના કાન કાપી નાખ્યા આ ભારે અપમાનથી તે ધણી ઉપર ક્રોધ ચડતા એ સોમેશ્વર મુસલમાન રાજાને જઇને મળ્યો અને પોતે ગદન

૨૦ મૂળમા निजगुणपातक શબ્દો છે પણ निजगुणकथापातक એ રીતે શબ્દો માની લઇને અર્થ કર્યા છે સરખામણીમા ટાનીએ ચૂચવેલ વૈરાગ્યશતકનો निजगुणकथापातकमपि એ ફકરો જુઓ

કરેલા અપમાનની નિશાની બતાવીને તેઓનો વિશ્વાસ મેળવી તેઓને પૃથ્વીરાજની છાવણી નજીક લઇ આવ્યો. અને પછી એકાદશીનો ઉપવાસ કર્યા પછી પારણુ કરીને પૃથ્વીરાજ સુતો હતો ત્યારે તેના ચોકી કરતા યોદ્ધાઓ સાથે લડાઇ કરીને મુસલમાનો રાતે સુતેલા પૃથ્વીરાજને બાંધીને મુસલમાન રાજાના મહેલમા ઉપાડી ગયા. (અને ત્યા કેદમા પૂર્યો) આ પછી ફરીવાર એકાદશીના ઉપવાસના પારણાનો દિવસ આવ્યો ત્યારે દેવપૂજા વખતે મ્લેચ્છ રાજાએ પારણ કરવા માટે જે પકાવેલુ માસ એક વાસણમા મોકલ્યુ હતુ તેને પોતાના તંબુમા એક ઠેકાણે મુકાવી પોતે દેવપૂજામા રોકાયેલ હતા ત્યા કુતરૂ એ માસને ઉપાડી ગયુ એ જોઇને પહેરીગરોએ કહ્યુ કે "તમે કેમ કુતરા પાસેથી એ ખોરાકને નથી બચાવતા ?" ત્યારે તેણે જવાબ આપ્યો કે " મારૂ રસોડુ પ્હેલા સાતસો સાઠ ગીઓથી પણ ઉપડતુ નહોતુ તે હમણા દુર્દૈવને લીધે આવી દુર્દશાને પામ્યુ છે એ આશ્ચર્યકારક વિચારથી મન વ્યાકુળ થઇ જતા જોયા કરૂ છુ ' પછી તેઓએ પુછ્યુ કે "શુ હજી પણ તમારામા કાઇ ઉત્સાહશક્તિ છે ?" ત્યારે તેણે જવાબ આપ્યો કે " જો મારે ઠેકાણે જઇ શકુ તો મારૂ પરાક્રમ બતાવુ " આ ઉપરથી પહેરીગરોએ કરેલી વિનતિથી તેના સાહસને જોવાની ઇચ્છાવાળા મુસલમાન રાજાએ પૃથ્વીરાજને તેની રાજધાનીમા લઇ આવી જ્યા ગજ્યાભિષેક કરવાની તૈયારી કરે છે ત્યા રાજમહેલની ચિત્રશાળામા મુસલમાનોને મારતા ડુક્કરોને ચિત્રેલા જોઇને આ મર્મના ઘાથી અત્યત પીડાએલા મુસલમાન રાજાએ પૃથ્વીરાજનું માથુ કુહાડાથી કપાવી નાખી તેને મારી નાખ્યો

આ રીતે રાજા પરમર્દી, જગદ્દેવ અને પૃથ્વીરાજનો પ્રબન્ધ પૂરો થયો [૨૧]

---

૨૧ (૨) જગદેવ પરમારની વાર્તા ગુજરાતની ઐતિહાસિક વાર્તાઓમા અતિ પ્રસિદ્ધ છે ભાટોની એ પ્રિય કથા છે (એ કથા માટે જુઓ રાસમાળા ગુજરાતી ભાષાન્તર પ્રકરણ આઠમુ) એ કથાનો વિસ્તાર થઇને આ જમાનામાયે લાંબી વાર્તા અને નાટક લખાયેલ છે

ભાટોમા ચાલતી આ દંતકથામા જગદેવને માળવાના રાજા ઉદયાદિત્યનો અણુ માનીતી રાણીથી ઉત્પન્ન થયેલો કુંટાયેલો કુવર કહ્યો છે અને તેણે સિદ્ધરાજની ચાકરી અઢાર વર્ષ સુધી કર્યા પછી સિદ્ધરાજનો માળવા ઉપર ચડવાનો વિચાર છે એમ જાણવામા આવતા સિદ્ધરાજની ચાકરી છોડી અને તે માળવે ગયો એવો કથાનો સાર છે આ જગદ્દેવ વિષે ગુજરાતના પ્રબંધ લેખકોમાથી પ્હેલો ઉલ્લેખ સોમેશ્વરે કર્યો છે ( તે પ્હેલાના હેમચદ્રે બીલકુલ ઉલ્લેખ કર્યો નથી) જુઓ –

સમુદ્ર જેની આસપાર ખાઇનું કામ કરે છે તે શતાનન્દપુરમાં શ્રી મહાનન્દ નામનો રાજા હતો, એને મદનરેખા નામની રાણી હતી.

---

विना जगद्देवमिमामवस्थां नीता निर्जरेव परेरिवाहं ।
यत्र स्थिते वैत्रिणि शङ्कितैर्न द्विष्टैर्प्रविष्ट पुरि गुर्जराणाम् ॥
(કી-કૌ. સ. ૨ શ્લો. ૬૧)

આ જગદેવ સિદ્ધરાજના સમયમાં હતો એમ જો કે સોમેશ્વરે નથી કહ્યુ પણ પોતાના સમય પ્હેલા હતો એટલુંજ કહ્યુ છે પરંતુ એ સિદ્ધરાજનો સન્માન્ય હતો એ મેરૂતુંગનું તથા લોકકથાનું કથન સાચુ માનવામા વાંધો નથી લાગતો. પણ મેરૂતુંગ એને સિદ્ધરાજ અને પૃથ્વીરાજથી હારનાર પરમર્દી એમનો સમકાલીન ઠરાવે છે, તે બેસતું નથી. કારણ કે સિદ્ધરાજ ૧૧૯૯ માં મરણ પામ્યો અને ચન્દેલ પરમર્દીનો વિ. સ. ૧૨૨૪ નો ઉત્કીર્ણ લેખ મળ્યો છે. એ રાજા વિ. સં. ૧૨૨૨ ની આસપાસમા ગાદીએ બેઠો હશે. અને વિ. સ. ૧૨૩૯માં પૃથ્વીરાજે તેને હરાવ્યો છે. (જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ પ્ર-ભા-પૃ ૨૫૧) જ્યારે લોકકવિતામા તો સંવત ૧૧૫૧ માં જગદેવે પોતાનું માથું પોતાને હાથે કાપી કાઢીને આપી દીધું એમ કહેલું છે જુઓ:—

સંવત્ અગ્યારસો એકાવન ચૈત સુદી રવિવાર
જગદેવ સીસ સમર્પીયો ધારા નગર પવાંર
ધારરાજ્યકા ઇતિહાસ પૃ. ૪૫

પણ એક બીજો દૂહો રણછોડભાઈ ઉદયરામે ઉતાર્યો છે એમાં સ. ૧૧૭૪ ની સાલ છે.

સવત અગિઆર ચમોતરે ચૈત ત્રીજ રવિવાર
શિશ કંકાળી ભાટને દિય જગદેવ ઉતાર.

( રાસમાળા ગુ. ભા. ત્રી. આ પૃ. ૧૯૭ ) પણ મેરૂતુંગે પરમર્દીની બાબતમાં ગડબડ કરી છે. પરમર્દીને કુંતલ દેશનો રાજા એ કહે છે. અને કુંતલદેશ એટલે પશ્ચિમી ચાલુક્યોનો રાજ્ય પ્રદેશ—ભીમા અને વેદવતી નદી વચ્ચેનો દેશ. એ ચાલુક્ય રાજાઓમાંના કેટલાકે પેરમાડી બિરૂદ ધારણ કર્યું હતુ. અને એમાના એક વિક્રમાદિત્ય છઠ્ઠા ( વિ.-સં.-૧૧૩૬ થી ૧૧૮૨ ) નો એ સામંત હોય એ સભવિત છે.

પણ કર્ણાટકના તથા ગોઆના કાદંબોના ઉત્કીર્ણ લેખો તથા નીઝામ રાજ્યમાંથી હમણાં મળી આવેલો જૈનદનો લેખ વગેરે જોતા જગદેવ બે થઈ ગયા હોય એમ ચોક્કસ જણાય છે. એમાથી એક અર્જુનવર્માનો પૂર્વજ માળવાના પરમાર રાજા ભોજનો ભત્રીજો અને ઉદયાદિત્યનો પુત્ર છે અને બીજો સાન્તરકુળનો જગદેવ સિદ્ધરાજની મા મીનળદેવીનો સગો અને કુન્તલના ચાલુક્ય પેર્મ ( પરમર્દી ) જગદેકમલ્લ ( વિ. સં. ૧૧૯૪ થી ૧૨૦૬ ) નો મહામંડલેશ્વર હતો. લોકકથામા આ બે જગદેવની ગડબડ થઈ ગઇ છે.

આ રાજાને ઘણી રાણીઓ હોવાથી મદનરેખા અણમાનીતી હતી એટલે પતિને વશ કરે એવું કાંઇક કરવા માટે એ અનેક જાતના પરદેશીઓને તથા કળા જાણનારાઓને પૂછ્યા કરતી. એમાં જેનાં કરેલાં કામણ સાચાં પડેલાં એવા કોઇક સત્યવાદી પાસેથી કામણનો સારો યોગ મેળવ્યો પણ તેનો પ્રયોગ કરતી વખતે તેને યાદ આવ્યું કે:—

મંત્ર કે ઔષધના બળથી મેળવેલી પ્રીતિ એતો પતિનો દ્રોહ છે.–

---

સિદ્ધરાજના દરબારમાં કે સોમેશ્વર કહે છે તેમ ગુજરાતની રાજધાનીમાં કયો જગદેવ હતો તે ચોક્કસ કહેવું મુશ્કેલ છે. પણ પુરાવાઓ જોતા સાન્તર કુળનો જગદેવ હોવાનો વધારે સંભવ લાગે છે.

પરમાર જગદેવની વીરતાનાં તથા ઉદારતાનાં જૈનદના લેખમા વખાણ મળે છે. નાચીરાજ કવિએ તેના રૂપના વખાણ કર્યા છે. વધારે વિસ્તારવાળી ચર્ચા માટે જુઓ કૌમુદી ૧૯૩૩ જુન પૃ. ૫૭૫ માં જગદેવ પરમાર વિષે મારો લેખ.

(૩) પૃથ્વીરાજ તો લોકકથામાં તથા હિંદુસ્તાનના ઇતિહાસમા બહુ પ્રસિદ્ધ છે. ઉપર મેરૂતુંગે તો એને વિષે બે ત્રણ દંતકથાઓ આપી છે. આ પૃથ્વીરાજને મેરૂતુંગ સપાદલક્ષનો રાજા ગણે છે મુસલમાન ઇતિહાસ લેખકો પણ એને અજમેરનો રાજા ગણે છે. એ જોતાં પૃથ્વીરાજ રાસામા દીલ્હીને પૃથ્વીરાજની રાજધાની કહેલ છે તે બરાબર નથી લાગતું. અલબત્ત દીલ્હી એના તાબામા ખરૂં. પૃથ્વીરાજે પરમર્દીને હરાવ્યાની મેરૂતુંગની વાત પણ ઐતિહાસિક હકીકત લાગે છે. પણ મુસલમાનો સાથેની પૃથ્વીરાજની લડાઇનું વર્ણન તદ્દન કલ્પિત જણાય છે. એક તો એકવીશ વખત કોઈ મુસલમાન રાજાને પૃથ્વીરાજે હરાવ્યો અને બાવીશમી વખત મારી નાખ્યો એમ જે મેરૂતુંગ કહે છે તેને કોઇનો ટેકો નથી. પૃથ્વીરાજ રાસામા પૃથ્વીરાજે સોળ વખત શાહબુદ્દીન ગોરીને હરાવ્યો અને બે વખત કેદ પકડયો એમ લખ્યું છે, હમ્મીર મહાકાવ્યમાં સાત વખત હરાવ્યો હતો એમ છે; જ્યારે મુસલમાન ઇતિહાસ લેખકો એક વખત ઇ. સ. ૧૧૯૧ મા હરાવ્યો હતો એમ કહે છે. શાહબુદ્દીનને હરાવ્યા પછી પૃથ્વીરાજે એનો પીછો પકડયો હતો એમ તબકાતેનાસીરી, તારિખ ફિરિસ્તા વગેરેમાં લખ્યું છે એટલે મેરૂતુંગના એ કથનમાં સત્યાંશ છે. પણ મેરૂતુંગ પૃથ્વીરાજથી વારંવાર હારી જનાર રાજા એના સેવક તુંગને હાથ મરણ પામ્યો અને તે મરનાર મુસલમાન રાજાના પુત્રે પૃથ્વીરાજને હરાવીને કેદ કર્યો, એમ જે કહે છે તે તદ્દન કલ્પિત છે. પૃથ્વીરાજ રાસામાં, હમ્મીર મહાકાવ્યમાં કે મુસલમાન ઇતિહાસોમાં કયાય એવું વર્ણન નથી. પણ ઇ. સ. ૧૧૯૩ માં શાહબુદ્દીનેજ પૃથ્વીરાજને હરાવ્યો, કેદ કર્યો અને ઉપરાંત મારી નાખ્યો એમ મુસલમાન ઇતિહાસો કહે છે. (જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ પ્રથમભાગ પૃ. ૨૫૧ થી ૨૬૦) પૃથ્વીરાજ રાસો ઘણો રોચક ગ્રંથ હોવા છતાં ઇતિહાસના સાધન તરીકે એ કેવો અવિશ્વસનીય છે એ મેં પ્રસ્થાન વર્ષ ૪ અંક ૧ અને ૨ માં બતાવ્યું છે.

આ વાક્ય યાદ કરીને સતી પેઠે તે કામણના યોગનું ચૂર્ણ સમુદ્રમાં ફેંકી દીધું હવે મણિ, મંત્ર અને ઔષધને પ્રભાવ અચિંત્ય છે. એટલે તે ઔષધની શકિતથી સમુદ્ર પોતેજ મનુષ્યરૂપ ધારણ કરીને રાતે તેની પાસે આવ્યો અને તેની સાથે તેણે રતિ સુખ ભોગવ્યું. હવે આ રીતે અકસ્માત સગર્ભા થયેલી તે રાણીને ગર્ભજ છે એવું એ બાબતના ચિહ્નોથી નક્કી કરીને કોપેલો રાજા એ સ્ત્રીને દેશનિકાલની કે બીજી કંઇ શિક્ષા કરવી એને હજી વિચાર કરે છે અને આ કારણથી તેના મરણની વેળા પાસે આવી છે-ત્યાં સમુદ્રના અધિષ્ઠાતાદેવે પ્રત્યક્ષ થઇને "હું સમુદ્ર છું. માટે બ્હીતી નહિ" એમ તેને આશ્વાસન આપીને, રાજાને કહ્યું કેઃ—

(૨૧) જે સારા કુળમાં જન્મેલી તથા શીળવાળી કન્યાને પરણીને તેના ઉપર સમદૃષ્ટિ નથી રાખતો તે અતિ પાપી છે.

". માટે આનો તિરસ્કાર કરનાર તને તારા અન્તઃપુર તથા પરિવાર સાથે પ્રલયકાળ પેઠે મર્યાદા મુકીને ડુબાડી દઇશ."

આ સાંભળીને ભયથી વ્યાકુળ થઇ ગયેલી અને તેનું સાંત્વન કરવા મ્હેલી તે રાણીને તેણે કહ્યું કે "આતો મારો જ પુત્ર છે. માટે આને તો સામ્રાજ્ય યોગ્ય નવીભૂમિ હું આપીશ" આટલું કહીને કયાંક કયાંકથી પાણી ખેંચી લઇને વચ્ચે વચ્ચે જમીન રહેવા દીધી. આ બધા જમીનના કટકા કોંકણુ નામથી પ્રસિદ્ધ છે.

આ રીતે કોંકણોત્પત્તિ પ્રબંધ પૂરો થયો.[૨૨]

૨૦ પાટલીપુત્ર નામના શહેરમાં પ્હેલાં વરાહ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો, તેને જન્મથી જ્યોતિષ ઉપર શ્રદ્ધા હતી પણ આર્થિક સ્થિતિ ખરાબ હોવાથી પશુઓને ચારીને પોતાનું ગુજરાન કરતો હતો. એક દિવસ (જંગલમાં) એક પથરા ઉપર કુંડલી લખી, પણ સાંજે એને ભુસાડયા વગર ઘેર આવતો રહ્યો. સાંજનું કામકાજ કરી મોડી રાતે જમવા બેઠો ત્યાં પોતે પથરા ઉપર લખેલી કુંડલી ભુંસી નથી એમ યાદ આવ્યું એટલે તરત જરાય બ્હીના વગર એ તરફ ઉપડયો. અને ત્યાં જઇને પથરાઉપર સિંહ બેઠો હતો તે પણ ન ગણીને તેના પેટ નીચે હાથ નાખી કુંડલી ભુંસી નાખી. એજ વખતે સિંહનું રૂપ છોડી દઇને સાક્ષાત્ સૂર્યે પ્રત્યક્ષ થઇને "વરદાન માગી લે" એમ કહ્યું. ત્યારે "સર્વ નક્ષત્રોના અને ગ્રહોના

૨૨ આ હકીકત તો ઠીક જ છે પણ કોંકણની વર્તમાન ભૌગોલિકસ્થિતિ આ પ્રબંધમાં વર્ણવી છે તેવી જ લગભગ છે.

મંડળને બતાવો." એમ વરદાન માગ્યું એટલે તેને પોતાના વિમાનમાં બેસાડી ત્યાં (આકાશમાં) લઈ ગયા અને એક વર્ષ સુધી ગ્રહોના વક્ર, અતિચાર, ઉદય, અસ્ત વગેરે ભાવોની પ્રત્યક્ષરૂપે પરીક્ષા કરીને જ્યારે તે પાછો આવ્યો ત્યારે મિહિર (સૂર્ય) ના પ્રસાદથી આ જ્ઞાન મળેલું હોવાથી તે વરાહ મિહિર નામથી પ્રસિદ્ધ થયો. અને નન્દરાજા આગળ ઘણું માન પામવા લાગ્યો; તેણે વારાહી સંહિતા નામનું નવું જ્યોતિઃ શાસ્ત્ર પણ રચ્યું. તેણે પોતાના પુત્રના જન્મ વખતે ઘરમાં ઘડી માંડીને શુદ્ધ જન્મકાળનું લગ્ન નક્કી કરી જાતક ગ્રન્થને અનુસરી તેનુ ફળ કાઢયું. પોતે ગ્રહચક્રનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવ્યું હતું તેના જોરે આ છોકરાનું સો વર્ષનું આયુષ્ય નક્કી કર્યું. આ પુત્રના જન્મના મહોત્સવમાં એક તેના નાના ભાઇ શ્રીભદ્રબાહુ નામના જૈન આચાર્ય શિવાય રાજાથી માંડીને ગામનાં સર્વ માણસોમાથી કાંઇક ભેટ સાથે તેને ઘેર ન ગયું હોય એવું કોઇ નહોતું. તે જોષીએ જૈનધર્મી શકટાલ મન્ત્રીને શ્રી ભદ્રબાહુ ન આવ્યા તેનું નિન્દાત્મક કારણ કહ્યું. તે મંત્રીએ એ વાત તે મહાત્માને કરી, ત્યારે સંપૂર્ણ શ્રુતજ્ઞાનથી હાથમાં રાખેલા આમળાં પેઠે જે ત્રણે કાળને જોઇ શકે છે એવા તેઓએ તે બાળકનું વીસમે દિવસે મીંદડાથી મરણ છે એમ કહ્યું અને એજ કારણથી પોતે ન ગયા એ પણ સમજાવ્યું. વરાહમિહિરને તેઓએ કહેલી વાત કહેવામાં આવી એટલે તે દિવસથી તેના કુટુંબે અવશ્ય આવી પડવાની વિપત્તિ રોકવાની ઇચ્છાથી તે બાળકનું મીંદડાથી રક્ષણ કરવા માટે સેંકડો ઉપાયો કર્યા છતાં નક્કી કરેલે દિવસે મધરાતે એકાએક બાળકના માથા ઉપર આગળીઓ પડીને તે મરણ પામ્યો. આ બનાવ બન્યા પછી તેના મનના શોકરૂપી શકુને દૂર કરવાની ઇચ્છાથી શ્રીભદ્રબાહુ ગુરૂ જ્યાં તેને ઘેર આવ્યા ત્યાં ઘરના આંગણામાં જ્યોતિષને લગતાં બધાં પુસ્તકો એકઠાં કરવામાં આવેલાં અને તેને બાળી નાખવાની તૈયારી થઇ રહેલી; એ જોઇને "આ શું?" એમ પૂછયુ; એટલે તે જોષીએ અદેખાઇથી તે જૈનમુનિનો તિરસ્કાર કરીને કહ્યું કે "જેણે મને પણ છેતર્યો તે સંદિગ્ધ અર્થ કહેનાર આ શાસ્ત્રોને બાળી નાખું છું" આવું નિર્વેદ સાથે જ્યારે તેણે કહ્યું ત્યારે મુનિએ પોતાના વિદ્યાજ્ઞાનના બળથી તેની જન્મકુંડલી તેને બરાબર બતાવી, સૂક્ષ્મદૃષ્ટિથી તેના ગ્રહનું બળ જણાવી વીસ દિવસનું જ આયુષ્ય થાય છે એ બતાવ્યું. આ રીતે તેનો વૈરાગ્ય દૂર થતાં તે જોષીએ કહ્યું કે "તમે જે મીંદડાથી મરણ થશે એમ કહેલું તેજ ખોટું પડે છે" એટલે તે આગળીઆને ત્યાં મગાવી એના ઉપર કોતરેલો બિલાડો બતાવ્યો.

અને "શું ભાવિ કોઇ દિવસ ફરે છે?" એવું મહર્ષિએ કહ્યું. અને "રૂઓ છો શા માટે? કોણુ ગયુ? પરમાણુઓ તો અવિનાશી છે. અને અમુક જાતની આકૃતિનો નાશ થયો એથી શોક થતો હોય તો એ મોહમાં તો પડવા જેવું નથી.

(૨૨) અભાવમાથી ઉત્પન્ન થયેલા, માયાના વૈભવથી ફેલાયેલા અને જેનું છેવટ અભાવમા જ છે એવા ભાવોથી સત્પુરૂષોને ભ્રમ થતો નથી."

આ પ્રમાણેની ઉક્તિથી તથા યુક્તિથી તેને બોધ આપી તે મહર્ષિ પોતાને ઠેકાણે ગયા આ રીતે બોધ પામ્યો હોવા છતાં તે મિથ્યાપણા (ખોટા ધર્મ)ના અંધકારથી ઢકાયેલો હોવાથી ધત્તુરાના ઘેનપેઠે તેની અદેખાઇ વધી જવાથી શ્રીભદ્રબાહુના કેટલાક ભક્તોને અભિચારકર્મથી પીડા આપતો હતો તથા કેટલાકને મારી નાખતો હતો. આ વૃત્તાન્ત પોતાના અતિજ્ઞાનવડે તેઓ પાસેથી જાણી લઇને ઉપસર્ગહરપાસ નામનું સ્તોત્ર તેઓએ રચ્યું.

આ રીતે વરાહમિહિર પ્રબંધ પુરો થયો.[૨૪]

---

૨૩ ધત્તુરો જેણે ખાધો હોય તેને ઘેન ચઢીને બધું પીળુ દેખાય છે એવી માન્યતા છે (જુઓ આજ ગ્રન્થનો પ્રકાશ બીજો પૃ. ૮૩) અહીં ધત્તુરો ખાનાર પેઠે વરાહ મિહિરને અદેખાઈ વધી જવાથી ભદ્રબાહુના શિષ્યો પોતાના દ્વેષીઓ દેખાય અને તેઓને મારવા માટે અભિચાર (શત્રુઓનો નાશ કરવા માટે વપરાતા માન્ત્રિક પ્રયોગો) કર્મ કરે એમ કહેવાની મતલબ જણાય છે.

૨૪ આ વરાહમિહિર નામના મહાન જ્યોતિષી ઐતિહાસિક વ્યક્તિ છે. પણ અહીં એને વિષે જે દંતકથા આપી છે તે જૈન શ્રુત પરપરાની દતકથા છે. અને એ પરપરાના બીજા ગ્રંથોમા મળે છે (જુઓ ઋષિમંડલ પ્રકરણવૃત્તિ ભાંડારકરનો ઈ. સ. ૧૮૮૩-૮૪ નો રિપોર્ટ પૃ. ૧૩૧-૧૩૨) એમા વળી વરાહમિહિર પ્હેલા જૈન હતો પણ ભદ્ર બાહુએ તેને સૂરીપદ ન આપ્યુ માટે એ બ્રાહ્મણધર્મી થઇ ગયો એમ કહ્યુ છે છેવટ તેણે ભાગવતી દીક્ષા લીધી અને મર્યા પછી તેણે જૈનદ્વેષી ભૂત થઇને જૈન શ્રાવકોને હેરાન કરવા માડ્યા, અને એ હેરાનગતી દૂર કરવા માટે ભદ્ર બાહુએ ઉપસર્ગહરસ્તોત્ર રચ્યુ, આટલો ફેરફાર છે (જુઓ ટોનીના અ. ભાષાતરની પૃ. ૨૧૫ ઉપરની ટિપ્પણી) આ સમગ્ર કથા બ્રાહ્મણધર્મની નિંદાના ઉદ્દેશથી અને બ્રાહ્મણ વિદ્વાન્ કરતા જૈનસાધુની શ્રેષ્ઠતા બતાવવાના ઉદ્દેશથી રચાઈ છે એ દેખીતુ છે. અલબત્ત ભાવિની અપ્રતિકાર્યતાનો ઉપદેશ એ સાથે ગુથ્યો છે ખરો. પણ ભદ્રબાહુ અને વરાહમિહિરને ભાઈઓ કે સમકાલીન માણસો ગણવામા કેટલો મોટો કાલવ્યત્યયનો દોષ આવે છે તે જોવા જેવું છે જૈનશ્રુતપરપરા પ્રમાણે ઉપસર્ગહરસ્તોત્ર, કલ્પસૂત્ર અને આવશ્યક, દશવૈકાલિક વગેરે દશ શાસ્ત્રો ઉપર નિર્યુક્તિઓ રચનાર

૨૧ એક વખત (એવું બન્યું કે) ઢંક નામના પર્વત ઉપર રણસિંહ નામના રાજપુતને ભૂપલ નામની એક પુત્રી થઈ, તેનામા સુંદરતા નાગલોકની કન્યાઓ કરતાં પણ વધારે હતી આ કન્યાને જોઈને તેના ઉપર અનુરાગ થવાથી વાસુકીએ તેનો ઉપભોગ કરવા માડયો. એમાથી તેને નાગાર્જુન નામનો પુત્ર થયો પુત્રના સ્નેહથી જેનું મન મોહિત થયુ છે એવા પાતાળના રક્ષક વાસુકીએ તે પુત્રને સર્વ ઔષધિઓનાં ફળ મૂળ અને પાન ખવરાવ્યા અને આ ઔષધિઓના પ્રભાવથી તેને મહાસિદ્ધિઓ પ્રાપ્ત થઇ અને તે સિદ્ધપુરુષરૂપે પૃથ્વી ઉપર ફરવા લાગ્યો જોકે તે શાતવાહન રાજાનો કળાઓ શીખવનાર ગુરૂ હતો અને તેણે મોટી પ્રતિષ્ઠા મેળવી હતી છતાં આકાશમા ઉડવાની વિદ્યા મેળવવા માટે તેણે પાદલિપ્તપુર (પાલીતાણા)માં પાદલિપ્તાચાર્યની સેવા કરવા માડી હવે જમવા ટાણે પગમાં લેપ કરીને આકાશમા ઉડી અષ્ટાપદ વગેરે તીર્થોમા નમસ્કાર કરી આવી પોતાને સ્થાને આવેલા શ્રી પાદલિપ્તાચાર્યના પગ ધોઇને, અભિમાનથી જેની બુદ્ધિ ઉચ્છૃંખલ થઇ ગઇ છે એવા નાગાર્જુને સ્વાદ, રંગ, ગંધ વગેરે દ્વારા તે લેપમા પડેલા એકસોસાત ઔષધો ઓળખી કાઢ્યાં અને પછી ગુરુની અવગણના કરીને તે લેપ પોતાને પગે લગાડી ઉડવા જતા મોર અને કૂકડાપેઠે થોડું ઉડી ખાઇમા પડી ગયો અને પડવાથી શરીરમા અનેક ઠેકાણે વાગવાથી તેના શરીરને જર્જરિત થયેલુ જોઇને ગુરુએ પૂછ્યું કે 'આ શું?' એટલે જે બન્યુ હતું તે બધુ કહ્યું, ત્યારે તેની કુશળતાથી મનમાં ચકિત થએલા ગુરુએ તેના માથા ઉપર હાથ મુકીને કહ્યું કે "સાઠીચોખાના પાણીથી તે ઔષધોને ભીંજવી તેનો પગે લેપ કરવાથી તું આકાશમા ફરી શકીશ" આ રીતે શ્રી પાદલિપ્તાચાર્યની કૃપાથી એક સિદ્ધિ મેળવી, પણ એમનાજ મોઢાથી

---

ભદ્રબાહુ મહાવીર પછી ૧૭૦ વર્ષે ૭૬ વર્ષની ઉમ્મરે દેવગત થયા છે એમ મનાય છે (જુઓ ખરતરગચ્છની પટ્ટાવલી જૈન ગુર્જર કવિઓ, બીજો ભાગ પૃ ૬૬૫) અર્થાત્ તેઓ વિ સં પૂર્વે ૩૦૦ વર્ષ ઉપર થઈ ગયા રાજા નન્દના વખતમા મેરૂતુગે વરાહમિહિરને મુક્યા છે તે એમને ભદ્રબાહુના સમકાલીન ગણીને પણ જ્યોતિષી તરીકે પ્રસિદ્ધ વરાહમિહિર વિ સં. ૫ ૨ ની આસપાસમા થઇ ગયા છે એ એમના ગ્રંથોથી ચોક્કસ કરે છે (જુઓ શંકર બાલકૃષ્ણ દીક્ષિતનું ભારતીય જ્યોતિ શાસ્ત્ર, ઈ સ ૧૮૯૬ પૃ ૨૧૨) એ વરાહમિહિર આદિત્યદાસના પુત્ર હતા, તેને સૂર્યનો વર મળ્યો હતો, અને પોતે અવંતીના રહેવાસી હતા (મેરૂતુગ કહે છે તેમ પાટલીપુત્રના નહિ) એમ તેઓએ બૃહજ્જાતકના ઉપસંહારાધ્યાયમા કહ્યું છે એમણે જ્યોતિષની ત્રણે શાખા સબંધી ગ્રંથો લખ્યા છે આ મહાન્ જ્યોતિષીનો બૃહત્સંહિતાનામનો ગ્રંથ પ્રખ્યાત છે

શ્રી પાર્શ્વનાથની આગળ, સ્ત્રીઓના સર્વ લક્ષણોથી યુક્ત પતિવ્રતા સ્ત્રી પાસે મર્દન કરાવી સિદ્ધ કરેલો રસ કોટિવેધી થાય છે એમ સાભળ્યુ હવે ત્રિકાળજ્ઞાની શ્રી નેમીનાથના મોઢાથી અતિશય મહિમા સાભળીને જૂના કાળમાં સમુદ્રવિજય નામના યાદવે પાર્શ્વનાથની જે રત્નમય પ્રતિમા કરાવી હતી અને દ્વારકાના મદિરમા પધરાવી હતી અને દ્વારકા બળી ગયા પછી સમુદ્રમા ડુબી જતા જે પ્રતિમા સમુદ્રમાંજ જ પડી રહી હતી, પછી કાન્તી શહેરના ધનપતિ નામના વહાણવટીનું વહાણ દેવના મહિમાથી (એ સ્થળે) અટકી જતા આકાશવાણીથી 'અહીં જિનપ્રતિમા છે' એવુ જાણીને ખાગ્વાઓને સમુદ્રમાં ઉતારી, સાત કાચા તાતણાથી એ પ્રતિમાને બાધી બ્હાર કાઢી આ અણુચિંતવ્યો લાભ થતા પોતાના શહેરમા મદિર બધાવી તે મૂર્તિને ધનપતિ શેઠે ત્યા પધરાવી આ સર્વોત્કૃષ્ટ પ્રતિમાનું પોતાના રસની સિદ્ધિ માટે અપહરણ કરી તેને સેઢી નદીને કાંઠે સ્થાપી તેની આગળ રસ સિદ્ધ કરવા માટે શ્રીશાતવાહનની ચન્દ્રલેખા નામની રાણીને સિદ્ધ વ્યન્તરની મદદથી હમેશા ત્યા લઇ આવી તેની પાસે રસનું મર્દન કરાવવા માડયુ આ રીતે વારંવાર ત્યાં આવવા જવાનું થતા રાણીએ નાગાર્જુનને ભાઇ જેવા ગણીને આ ઔષધિઓને પોતાની પાસે મર્દન કરાવવાનું કારણ પૂછ્યુ અને તેણે પણ કોટિવેધી રસ તૈયાર કરવાની પોતાની કલ્પનાની બધી વાત કહી વળી તેનો ન વર્ણવી શકાય એવો સત્કાર કરીને તેના તરફ અસાધારણ સૌજન્ય નાગાર્જુન બતાવતા હતા હવે એક વખતે તે રાણીએ પોતાના પુત્રોને આ વાત કહી એટલે તે રસના લાલચુ પુત્રો રાજ્ય છોડીને નાગાર્જુન જ્યા રહેતા હતા ત્યા પોચ્યા અને કપટથી છુપ વેષમા રહીને તે રસ લેવાની ઇચ્છાથી જ્યા નાગાર્જુન જમતા ત્યા તેની રસોઇ કરનારીને પૈસા આપીને ખુશી કરી રસની વાત પૂછવા માંડી અને રસોઈ કરનારીએ એ વાત જાણવાની ઇચ્છાથી નાગાર્જુન માટે ખારી રસોઈ કરવા માંડી, આ રીતે છ મહીના વીતી ગયા ત્યારે એક દિવસ તેણે રસોઇ તો ખારી છે એમ ઠપકો આપ્યો. આ ચિહ્નથી હવે રસ સિદ્ધ થઇ ગયો એવુ તેણે તેઓને કહ્યુ પછી તે રસ લેવાના લાલચુ નાગાર્જુનના માનેલા ભાણેજોએ નાગાર્જુનનું મૃત્યુ દર્ભાકુરથી છે એવો વાસુકીએ કહેલો નિર્ણય પરંપરાથી ચાલતી વાતો દ્વારા જાણી લઇ એજ શસ્ત્રથી એજ રીતે તેને મારી નાખ્યો

પણ તે રસનો દેવતાથી અધિષ્ઠિત હોવાથી તથા પ્રતિષ્ઠિત[૨૫] હોવાથી

૨૫ આ શબ્દો જરા અસ્પષ્ટ છે. પાઠાંતર (જુઓ મૂળ પૃ ૧૯૭) પ્રમાણે 'સપ્રતિષ્ઠિત દેવતાથી અધિષ્ઠિત હોવાથી એવો અર્થ થાય છે.

તિરોહિત થઈ ગયો. આ તિરોહિત થયેલો રસ જે ઠેકાણે સ્થિર થયો તે ઠેકાણે[२६] સ્તંભનક નામનું રસ કરતાં પણ વધારે માહાત્મ્યવાળું અને સર્વ લોકને ઇચ્છિત ફળ આપનારૂં શ્રી પાર્શ્વનાથનું તીર્થ ઉત્પન્ન થયું. આ પછી કેટલોક કાળ ગયા પછી તે પ્રતિમા જમીનમાં ઉતરી ગઇ, માત્ર તેનું મોઢું બહાર રહ્યું હવે શ્રીજૈનશાસનદેવતાની આજ્ઞાથી ૭ મહિના સુધી આમેલ-વ્રત (ઘી, તેલ વગરનો સુકો ખોરાક લઇને આ વ્રત થાય છે) કરીને (ચાકવડે) લખીને નવાંગવૃત્તિ શ્રીઅભયદેવ સૂરિએ જ્યારે પૂરી કરી ત્યારે તેના શરીરમાં ઘણો રોગ નીકળી આવ્યો, પણ પાતાલના રક્ષક શ્રી ધરણેન્દ્રે[२७] ધોળા સર્પનું રૂપ લઇ તેના શરીરને જીભથી સારી રીતે ચાટીને એમનો રોગ દૂર કર્યા પછી ઉપરનું તીર્થ એમને બનાવ્યું. એટલે શ્રી સંઘ સાથે શ્રી અભયદેવ સૂરિ ત્યાં આવ્યા અને દુધ ઝરતી ગાયને જોઇને ગોવાળના છોકરાઓએ બતાવેલે ઠેકાણે નવું બત્રીશી સ્તોત્ર રચીને બોલવા માડયું. અને ત્રીશમા શ્લોકે ત્યાં શ્રી પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ કરી. દેવતાની આજ્ઞાથી છેલ્લા બે શ્લોક ગુપ્ત રાખવામાં આવ્યા.

(૨૩) જે જૈનમાર્ગમાં જે સ્વામીની ચાર હજાર વર્ષ સુધી ઇન્દ્ર, વાસુદેવ અને વરુણે દેવાલયમા પૂજા કરી હતી પછી કાન્તી શહેરમા પોતાના મંદિરમા ધનેશ્વર શેઠે અને પછી મહાન નાગાર્જુને પૂજા કરી હતી તે થંભણપુરના શ્રીપાર્શ્વનાથ જિન તમારૂં રક્ષણ કરો.

**આ રીતે શ્રી નાગાર્જુનની ઉત્પત્તિ તથા સ્તંભનક તીર્થાવતારના પ્રબન્ધો પૂરા થયા.[२८]**

---

૨૬ આ સ્તમ્ભનક તીર્થ તે ખંભાત નહિ પણ શેઢી નદીને કાંઠે આવેલું થાના કે થામણા, એ ગામ આણંદ તાલુકામા ઠાસરાથી દશ મૈલ છેટે આવેલું છે (જુઓ બુલ્હરનું અરિસિંહ પૃ. ૧૭)

૨૭ કથાકોષમા નાગકુમારોના રાજા શ્રીધરણનો ઉલ્લેખ છે એ ટોનીએ નોંધ્યું છે (ટોનીનું અંગ્રેજી ભાષાંતર પૃ. ૧૯૬ ટિ. ૫)

૨૮ આ નાગાર્જુન પ્રબંધ ચતુર્વિંશતિ પ્રબંધના પાંચમા તથા અઢારમા પ્રબંધમા મળે છે. ચ. પ્ર. મા ઢંક પર્વતને શેત્રુંજયનુ એકશિખર કહેલ છે. અભયદેવ સૂરિવાળી સ્તંભનકતીર્થના પ્રાકટ્યની કથા વિસ્તારથી પ્રભાવકચરિતમા અભયદેવ પ્રબંધમા મળે છે. પ્રભાવકચરિતમા અભયદેવ સૂરિને ભીમદેવ પ્હેલાના તથા કર્ણના સમકાલીન કહેલ છે. અભયદેવસૂરિનો જયતીહૂયણ સ્તોત્ર નામનો ગ્રન્થ વિ. સ. ૧૧૧૧ મા રચાયો છે. (જુઓ પીટર્સનનો ત્રીજો રિપોર્ટ પૃ. ૨૫ એપેન્ડીક્સ પૃ. ૨૪૫) બીજા ગ્રન્થો સં. ૧૧૨૦ અને ૧૧૨૮ મા રચાયા છે અને તે પોતે સ.

૨૨ અવન્તી પુરીમાં એક વખત એક બ્રાહ્મણ રહેતો હતો જે પાણિનિનું વ્યાખ્યાન ભણાવતો હતો. આ બ્રાહ્મણે સિપ્રા નદીને કાંઠે જેનું મંદિર આવેલું છે એવા ચિન્તામણિ નામના ગણેશને હમેશાં નમસ્કાર કરવાનો નિયમ રાખ્યો હતો. એક વખત શિષ્યોએ[૨૯] ફક્કિકા વ્યાખ્યાનના પ્રશ્નોથી તેને બહુ કંટાળો આપ્યો એટલે ચોમાસામાં તે નદીમાં આવેલા પૂરમાં તે બ્રાહ્મણે ઝંપલાવ્યું પણ દૈવેચ્છાથી એક ઝાડ હાથ આવી ગયું એટલે તેના મૂળને

---

૧૧૩૫ (બીજાઓ ૧૧૩૯ કહે છે) માં કપડવણિજ્જ (કપડવંજ) ગામમાં સ્વર્ગસ્થ થયા છે. (જુઓ જૈન ગુર્જર કવિઓ ભાગ બીજો પૃ ૬૭૪ તથા ૭૨૨)

હવે નાગાર્જુનની જે કથા અહીં આપી છે તેમાં એના જન્મની જે કથા છે તેને લગભગ મળતી લ્વંબા બ્રાહ્મણી અને નાગરાજના સંબંધથી શાલિવાહનના જન્મની કથા કથા સરિત્સાગર (જુઓ તરંગ છઠ્ઠો) માં ગુણાઢ્ય સંબંધે અને ચતુર્વિંશતિ પ્રબંધમાં શાલિવાહન સંબંધે પણ આપી છે (જુઓ પ્રબંધ ૧૫ મો) નાગાર્જુનની માને રાજપુત્રની પુત્રી કહી છે જ્યારે શાલિવાહનની માને દ્વિજ પુત્રી કહી છે, એટલો ફેર છે.

વળી આ જૈન શ્રુતપરંપરા નાગાર્જુનને સિદ્ધ પુરુષ કહે છે. જો કે ઉપરની કથામાં તો રસનો ઉપયોગ કર્યા પહેલા નાગાર્જુનનું મરણ થાય છે, એમ વાત છે. આયુર્વેદિક રસશાસ્ત્રો પણ નાગાર્જુન નામના એક રસસિદ્ધનો ઉલ્લેખ કરે છે. રસસંપ્રદાયના નાગાર્જુન લગભગ આદ્યદષ્ટા ગણાય છે. રમેન્દ્રમંગલ કે રસ રત્નાકર નામનો એક નાગાર્જુનનો ગણાતો ત્રુટિત ગ્રંથ મળ્યો છે (જે છપાઇ પણ ગયો છે) આ ગ્રંથમાં નાગાર્જુન સાથે શાલિવાહનનો વિચિત્ર સંવાદ આપ્યો છે.

બૌદ્ધ શ્રુત પરંપરામાં જેમ નાગાર્જુન અને કનિષ્કનો સંબંધ દર્શાવતી કથાઓ મળે છે, તેમ શાલિવાહન અને નાગાર્જુનનો સંબંધ દર્શાવતી કથાઓ પણ મળે છે. નાગાર્જુન અને શાલિવાહનના સંવાદનો એક ગ્રંથ પણ ટીબેટન તથા ચાઈનીઝ ભાષામાં જળવાઈ રહેલ છે. અને તારાનાથે (ઈ. સ. ૧૬૦૮) નાગાર્જુનની લાંબી કથા લખી છે. રાજતરંગિણી બોધિ સત્વ નાગાર્જુનને કનિષ્કના સમકાલીન ઠરાવે છે અને બૌદ્ધ માધ્યમિક દર્શનના આચાર્ય માધ્યમિક કારિકાના લેખક નાગાર્જુનને ઇ. સ બીજા શતકનો પાછલો અર્ધ શતાબ્દીમાં કે ઈ. ૨૦૦ ની આસપાસમાં માનવા તરફ પુરાતત્વજ્ઞોનું સામાન્ય વલણ છે (જુઓ કીથનુ History of Sanskrit Literature p. 71. તથા મારા આયુર્વેદના દાર્શનિક તથા સર્જન સંબંધી પ્રકરણોનો અભ્યાસ પૃ. ૬૧)

૨૯ ફક્કિકા વ્યાખ્યાન એ પાતંજલ મહાભાષ્યના અમુક વાદાત્મક કટકાઓનું નામ છે. પણ એવા કટકાઓના જુદા સંગ્રહોની હસ્તપ્રતો પણ મળે છે.

फणिभाषितभाष्यफक्किका विषमा...( नै. २-९५ )

એવું જે નૈષધકાર કહે છે તે બરાબર છે.

